જાન્યુઆરી. જાહેર ખબરો.

ભારે વખાણાયેલી, ખચીત શ્રેષ્ઠ અને સસ્તી.

# આદરજી કાવસજી માસ્તરના.

## દસ્કત શિક્ષક કોપીબુકો.

"કમીશનમાં વધારો" આઠ ભાગમાં. "કમીશનમાં વધારો"

કેળવણી ખાતાના હાલના તથા આગલા ઇન્સ્પેકટરો તથા ડેપ્યુટી ઇન્સ્પેકટરો, દેશની કેળવણીમાં આગેવાન જાણીતા ગૃહસ્થો, પ્રોફેસરો, પ્રિન્સિપલો, હેડમાસ્તરો અને શિક્ષકો મુમ્બાઈ તથા ગુજરાતના સર્વે જાહેર છાપા તરફથી એકે અવાજે તારીફ કરતા અતિ સન્તોષકારક ખાત્રીપત્રકો,

મહેરબાન ડિરેકટર સાહેબે તથા ઉત્તર વિભાગના મહેરબાન માજી ઇન્સ્પેકટર. ઈ. જાઈલ્સ સાહેબે દસ્તક શિક્ષક કોપીબુકોને સઘળી મન્જૂર કરેલી કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને લખેછે કે સારી સ્કૂલો આવી સરસ કોપીબુક જ વાપરવાને અગત્યતા ધરાવશે.

☞ મુમ્બઇ તથા સુરત, ભરૂચ, નડીઆદ, અમદાવાદ વગેરે શહેરની જોઈન્ટ સ્કૂલકમિટિના અનુભવી સદ્ગૃહસ્થોએ પણ સઘળી કોપીબુકો સાથે સરખાવ્યા પછી દસ્કતશિક્ષક કોપીબુકોને જ સર્વે કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને તેમના તાબાની સર્વે સ્કૂલોમાં એજ કોપીબુકો ચલાવવાનો હુકમ કર્યો છે.

આ કોપીબુકો માટે જે જે સદ્ગૃહસ્થો તરફથી સર્ટિફિકેટ મળેલાં છે તેમનાં નામ વાચવાથી ખાત્રી થશે તેમાથી થોડા નીચે પ્રમાણે

ડિરેકટર સાહેબ તથા એજ્યુકેશનલ ઇન્સ્પેકટરો.

કે એમ. ચેટફિલ્ડ એમ. એ માજી ડિરેકટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશન.

ટી બી કર્ખામ મધ્ય વિભાગના કેળવણી ખાતાના ઇન્સ્પેકટર

ઇ જાઇલ્સ ઉત્તર વિભાગના કેળવણી ખાતાના માજી ઇન્સ્પેકટર.

ખા સા સોરાબજી એદલજી ગામી, બી એ ઉ વિ. ના માજી આ એ ઇ અને સુરત હાઈ સ્કૂલના હેડમાસ્તર

રા૦ બા ગોપાળજી સુરભાઇ દેશાઈ,ઉ વિ ના કેળવણી ખાતાના માજી આ ઈ.

રો બા. હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા,વડોદરા કે.ખાતાનામાજી ડિ.

રા સા, દલપતરામ પ્રાણજીવન પખ્ખર, કચ્છના માજી એ ઇન્સ્પેકટર.

દેશની કેળવણીમાં જાણીતા આગેવાન ગૃહસ્થો.

ઑનરેબલ ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક

ઑનરેબલ કાશીનાથ ત્ર્યમ્બક તેલંગ એમ એ, એલ એલ બી; સી. આઈ. ઈ, મુમ્બાઈની હાઈ કોર્ટના માજી જજ.

શા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, ભોળા ખાનગીમાં દગીબાઈ સ્કૂલ.
શેઠ. રુસ્તમજી મહેરવાનજી માસ્તર, હેડમાસ્તર, ફરામજી પટેલ સ્કૂલ.

## મુંબઈની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.

| | |
|---|---|
| મે. ગુલાબદાસ સુન્દરદાસ ચોકશી. | શેઠ. ફકીરજી સોરાબજી મદ્રોશના. |
| મે. પ્રાણજીવનદાસ કહાનદાસ. | મે. માણેકલાલ પીરજરામ અધ્યારૂ. |
| મે. હરકિશનદાસ ખિમજીલાલ. | મે. આત્મારામ જેકિશનદાસ. |
| મે. શિવશંકર કૃષ્ણાજી ભટ્ટ. | મે. મોહનલાલ પ્રસાદરાય. |
| શેઠ. મહેરવાનજી મોરાબજી દલાલ. | મે. વ્રજલાલ પાનાચન્દ. |

મુંબઈ અને ગુજરાતના જાહેર છાપાના મતો:—રાસ્ત ગોફતાર, મુંબઈ સમાચાર, જામે જમશેદ, આખબારે સોદાગર, કૈસરેહિન્દ ગુજરાતી, પંજાદ પરસ્ત; રિપન રિપોર્ટર, ઇન્ડીયન સ્પેકટેટર, ગુજરાત મિત્ર, પ્રજામિત્ર, સૂર્યપ્રકાશ, સુરત અખબાર, દેશમિત્ર, ભરૂચ સમાચાર, હિતેચ્છુ.

## હસ્તશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે

૧. રોકડે રૂપીએ દેશાવરમાં માલ મંગાવનારા માસ્તરો તથા વ્યાપારીઓ જેઓ, ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૩૦ ટકા ડિસ્કાઉન્ટ આપવામાં આવશે, પેકિંગ અને રેલ્વેનો સર્વે ખર્ચ આપવામા આવશે

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ મળશે, પણ રેલ્વે પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વે ખર્ચ ખરીદનારને માથે.





## શાળા પત્ર પુસ્તક ૪૦ ની અનુક્રમણિકા.

# ગુજરાત શાળા પત્ર.

પુસ્તક ૪૦'મું. જાન્યુઆરી ૧૯૦૧. અંક ૧ લો.


## માસ.

સંવત્ ૧૯૫૬ ના આષાઢ માસનું કેળવણી પત્ર જોતાં વડોદરા કેળવણી ખાતાનો કેટલોક વહિવટ ઇંગ્રેજી રાજ્યમાં નકલ કરવા જેવો જણાય છે. એ પત્રમાં મેહેરબાન વિદ્યાધિકારી સાહેબનો નં૦૩૧નો વટ હુકમ પ્રસિદ્ધ થયો છે, તેમાં ત્યાંના શિક્ષકોને સૂચવવામાં આવ્યું છે, કે રૂ. ૧૨ ) અને તેથી કમી પગારના શિક્ષકોને ગાયન શાળાઓમાં વગર ફીએ શિક્ષણ આપવામાં આવશે, અને જેઓ આ રીતે ગાયન શીખશે તેમને વિષે પ્રોમોશન વખત વિચાર કરવામાં આવશે. મેહેરબાન વિદ્યાધિકારી સાહેબ લખે છે કે, "જો શિક્ષકો ગાયન કળા જાણતા હોય તો તેઓ વિદ્યાર્થીઓને કવિતા તાલ રાગ સાથે શિખવી શકે, તેથી શિક્ષણના કામમાં લાભ થવાનો." આ વાત ખરી છે, તે ઉપરાન્ત ગાયન એ કેળવણીનો એક ઊંચા પ્રકારનો વિષય છે. ચિત્ર, ગાયન, આદિ વિષયો વિના રસ વૃત્તિ કેળવાતી નથી, સૌન્દર્યનું પૂરું ભાન થતું નથી, અને માણસની કેળવણી અપૂર્ણ રહે છે. બાળકોને કેળવનાર શિક્ષકને ગાયન આવડતું હોતું નથી, તેથી શિક્ષણના કામમાં ઘણી હરકત પડે છે. ખસુસ કરીને કિન્ડરગાર્ટન વર્ગનું કામ તે વિના ઘણું કાચું રહે છે. યૂરોપના બધા શિક્ષકો થોડું વધારે ગાયન જાણે છે, અને તે વિષય ઘણે ઠેકાણે પ્રાથમિક નિશાળોનાં છોકરાંને પણ શિખવવામાં આવે છે. વડોદરા કેળવણી ખાતાએ શિક્ષકોને ગાયન શિખવવાનો પ્રયત્ન કરવા માંડ્યો છે તે ઘણો સ્તુતિપાત્ર છે, અને તેની નકલ ઇંગ્રેજી રાજ્યમાં થવી જોઈએ. હમે આશા રાખીએ છીએ કે કાળે કરીને ગાયન સામાન્ય શાળાના અભ્યાસ ક્રમનો એક વિષય થઈ પડશે.

---

ઉપરના પત્રમાં એક બીજી વાત નજરે પડે છે તે પણ વડોદરા કેળવણી ખાતાને જેબ આપે છે, અને ઇંગ્રેજી રાજ્યના કેળવણી ખાતાએ

નકલ કરવા જેવી છે, ત્યાં જુદા જુદા વિષયોમાં સારામાં સારૂં કામ કર-નાર શિક્ષકોને દર વર્ષે કાંઈક ઇનામ આપવાનો વહિવટ જણાય છે. આ પત્રમાં જે ઇનામો પ્રસિદ્ધ થયાં છે તેમાંથી કેટલાંક ધ્યાન ખેંચે તેવાં છે. થોડા દાખલા નીચે આપીએ છીએ:—

| નંબર. | શિક્ષકનું નામ અને હોદ્દો. | ઇનામનું કારણ. | રકમ રૂપિયા. |
| --- | --- | --- | --- |
| ૧ | હરિલાલ મંછારામ, મહેસાણા સ. ગુ. શા. ના આસિ. | મ્યુઝિકલ ડમ્બ બેલ્સની ડ્રિલ દેશી ગાયનના તાલ ઉપર બેસાડી સારી ચિત્તાકર્ષક કરી દેખાડવા બાબત | ૧૦ |
| ૨ | ચુનીલાલ મગનલાલ, વિસનગર સ. ગુ. શા. ના આસિ. | કિન્ડરગાર્ટનનું કામ સારી રીતે શિખવાડવા બદલ | ૧૫ |
| ૩ | કુબેરલાલ ચીતરામ, વિસનગર સ. ગુ. શા. ના આસિ. | સાદા ડમ્બ બેલ્સની ડ્રિલ તથા કવાયત વગેરે શીખવાડવા બદલ | ૧૦ |
| ૫ | જીવા નથુ, અમરેલી સ. ગુ. શાળામાં આસિ. | કિન્ડરગાર્ટનનો વિષય સારી મહેનત લઈ શિખવવા | ૭ |

| | | | |
|---|---|---|---|
| ૧૦ | રૂદરજી નથુભાઈ, મરોલી તા. નવસારી સ. ગુ. શા. ના આસ. | કસરતનું કમ્પિ્સારું કર્યા બાબત | ૫ |
| ૧૧ | ફકુરચંદ લક્ષ્મીચંદ, મહુવા ધાણુકા ગૃહ શાળાના આસિ. | સને ૧૮૯૮-૯૯ ની વાર્ષિક પરીક્ષાના ઉત્તમ પરિણામ બદલ | ૫ |
| ૧૨ | ખંડુભાઈ મોહનભાઈ, શેખપુર તા. મહુવાં સ. ગુ. શા. ના મહેતાજી | વસ્તી કાળી પરજની છતાં એકન્દર દેખાવ, અભ્યાસ, વ્યવસ્થા, નીતિ, ઇત્યાદિ અતિ સંતોષકારક હોવા બદલ | ૧૫ |
| ૨૦ | હરગોવન જીવરામ, દીહેર તા. શીનોરની ગ્રામ્ય શાળાના મહેતાજી | સારી રીતે કોપીઓ લખાવ્યા બદલ | ૫ |
| ૨૧ | અમરતલાલ બાબરભાઈ, કંડારી તા. ચારંદા ગુ. શા. નાં મહેતાજી | કથિતપાઠ ઉત્તમ રીતે આપેલા તે બદલ | ૮ |
| ૨૩ | શીવાભાઈ ઉમેદભાઈ, લાડોલ તા. વિજાપુર શા. ના મહેતાજી | શાળાના દરેક વર્ગમાં શિક્ષણનું કામ ઘણી ઉત્તમ રીતે ચલાવ્યું, તથા કસરત કવાયતનું કામ તથા કિન્ડરગાર્ટનનું કામ સારી રીતે ચલાવેલું,તથા દેશી રમતો, સંભાષણો, અને કવિતા સરસ હતાં, તેમ જ અક્ષરબ્રહ્મખેલ અને ગંજીફો તથા કથિત પાઠ સારી રીતે અપાયેલા વગેરે બદલ | ૧૫ |
| ૨૯ | શીવરાજ નરહર, માંગરોલ સ.ગુ. શા. ના આસિ. | છોકરા છોકરીઓની હાજરીમાં વધારો કર્યા બદલ | ૫ |

| | | | |
|---|---|---|---|
| ૩૩ | ગૌરીશંકર બાપુજી, બામણગામ સ. ગુ. શા. ના મહેતાજી | કિન્ડરગાર્ટનનું શિક્ષણ ગાયન સાથે, રમતો, સંભાષણ અને વ્યવસ્થા સારી રાખ્યા બદલ | ૮ |

ઉપર આપેલા થોડા દાખલાથી જણાય છે કે, કેટલીક બાબતોમાં ઇંગ્રેજી રાજ્યના કેળવણી ખાતા કરતાં વડોદરાનું કેળવણી ખાતું ઘણું આગળ વધ્યું છે, અને ત્યાં મહેતાજીઓને ઇનામો આપી વધારો કરવાને ઉત્તેજન આપવામાં આવે છે એ ઘણું સ્તુતિપાત્ર છે. ત્યાં રમતો, કિન્ડરગાર્ટન, ગાયન, ડ્રિલ, કથિત પાઠ, વગેરે વિષયો ઉપર સારૂં ધ્યાન અપાતું જણાય છે. આ બાબતમાં ઇંગ્રેજી રાજ્યની નિશાળો ઘણી પાછળ છે. વડોદરા રાજ્યના આસિસ્ટંટો પણ કિન્ડરગાર્ટન, સંગીત ડ્રિલ, વગેરે માટે ઇનામો મેળવી શક્યા છે તે ઉપરથી જણાય છે કે તેઓ આપણા આસિસ્ટંટો કરતાં વધારે કાળજી અને ખંતથી કામ કરે છે. એકંદરે અમને લાગે છે કે આપણા ઇન્સ્પેક્ટરો, મહેતાજીઓ, અને આસિસ્ટંટોએ વધારે જાગૃત થઈ વડોદરા રાજ્યમાં દાખલ થતા સુધારાનું અનુકરણ કરવું જોઈએ. આજ જૂના વખતથી પડી ગયેલી ઘરેડમાં ચાલ્યા કરવું બસ નથી. ઉપર બતાવેલા શિક્ષકો પૈકી જેઓ મ્યુઝિકલ ડ્રિલ, ડમ્બેલની ડ્રિલ, વગેરે નવીન વિષયો ચલાવે છે તેમની પાસેથી આપણા શિક્ષકો જો લખી માહીતી મેળવશે તો તેમને લાભ થયા વિના રહેશે નહિ. કદી એ શિક્ષકો પોતે ડ્રિલ, સંગીત, વગેરે કેવી રીતે ચલાવે છે તે અમને લખી મોકલશે તો આપણા શિક્ષકોના લાભ ખાતર અમે ખુશીથી પ્રસિદ્ધ કરીશું. મહેતાજીઓ બરાબર કામ કરતા નથી એવી રીતની અમે કોઈ કોઈ વખત પરીક્ષક અધિકારીઓ તરફથી ફરિયાદ સાંભળીએ છીએ. પરન્તુ નવી રીતનું કામ કરવાનો મહેતાજીઓને રસ્તો બતાવવો, તથા તે રીતે કામ કરવાને તેમને ઉત્તેજન આપવું, એ પરીક્ષક અધિકારીઓનું કર્તવ્ય છે. એ મુજબ થાય તો અમને ખાત્રી છે કે શિક્ષકો તેમને ફરિયાદ કરવાનું કારણ આપશે નહિ.

---

વડોદરા કેળવણી ખાતાએ પોતાના શિક્ષકોને ઘણી જુદી જુદી બાબતો ઉપર સારૂં ધ્યાન આપવા બદલ ઇનામો આપ્યાં છે, તેમાં અમે

બાગ કામ જોતા નથી. શિક્ષકો અને છોકરાઓએ મળી નિશાળના વાડામાં ઝાડો રોપવાં તથા બાગો બનાવવા જોઈએ. આ કામને માટે ઘટિત ઇનામો મળશે તો તે પણ સારું થશે એમ હમને ખાત્રી છે. બાળકો પાસે બાગનાં કામ કરાવવાથી તેમની તનદુરસ્તી સુધરે છે, એટલું જ નહિ, પણ તેમનાં અવલોકન વગેરેની શક્તિઓ કેળવાય છે, અને તેમને કુદરતનો શોખ પેદા થાય છે. કુદરતનો સહવાસ કરવો એ કેળવણીનો અગત્યનો ભાગ છે. માત્ર ચોપડીઓ ગોખવાનું નામ કેળવણી કહેવું એ મ્હોટી ભૂલ છે.

---

હમારા વાંચનારને ખબર હશે કે થોડી મુદત થયાં ક્યૂબાનો બેટ અમેરિકાનાં યુનાઇટેડ સ્ટેટસે સ્પેન પાસેથી જીતી લીધો છે. એ બેટના હવાના નગરમાં અમેરિકા ખંડના શોધનાર કોલમ્બસને દાટેલો હતો, ત્યાંથી હવે સ્પેનિયર્ડ લોકો તેના મુડદાને સ્પેનમાં દાટવા માટે લઈ ગયા છે. કોલમ્બસે સ્પેનનાં રાજા રાણીની મદદથી નવી દુનિયા શોધી કાઢી હતી, અને તેણે શોધેલો મુલક સ્પેનના રાજ્યમાં જોડાઈને એ દેશની સમૃદ્ધિ ઘણી વધી હતી. આ કારણથી સ્પેન કોલમ્બસનું ઘણું ઉપકારી છે, અને તેના નામ તરફ ઘણા માનથી જુએ છે. આ કારણથી તેની લાશને પાછી સ્પેન લાવવામાં આવી છે. આ સુદ્ધાં કોલમ્બસને પાંચમી વાર ભૂમિદાહ કરવામાં આવશે. પોતાના મરણ વખત કોલમ્બસે પોતે શોધી કાઢેલા મુલકમાં દટાવાની ઇચ્છા જણાવી હતી. તે સને ૧૫૦૬ માં વેલાડોલીડમાં મરણ પામ્યો, તે વખત થોડી મુદત માટે તેને તે નગરના દેવળમાં દાટવામાં આવ્યો હતો. સાત વરસ પછી તેની લાશને સેવિલમાં લઈ જઈ ત્યાંના કાર્થુસિયન સાધુઓના સેન્ટોક્રિસ્ટોના દેવળમાં દાટી હતી, અને તેની કબર પાસે તેની લાશ ઉપર તેના આશ્રયદાતા સ્પેનના ફર્ડિનાન્ડ રાજાએ એક સ્મરણ લેખ ( epitaph ) ઊભો કર્યો હતો. સુમારે પા સૈકા સુધી કોલમ્બસનું શરીર આ જગાએ રહ્યું, પછી સને ૧૫૩૬ માં તેની મૂળની ઇચ્છા પ્રમાણે તેની લાશને સેન ડોમિન્ગોનો બેટ જેને તે વખત હિસ્પેનિઓલા કહેતા હતા ત્યાં લઈ જવામાં આવી, અને તે જ વખત તેના દીકરા ડાએગોની લાશને પણ તે જ સ્થળે લઈ ગયા. બન્ને લાશોને સેન

ડોમિન્ગો બેટના ત્રુજીલ નામના નગરના દેવળમાં દાટવામાં આવી, અને ત્યાં તે સુમારે અઢી સૈકા સુધી રહી. પછી સને ૧૭૯૫ માં એ બેટ ફ્રાન્સને તાબે કરવાની જરૂર પડી, ત્યારે સ્પેનને કોલમ્બસની લાશ નવા જીતનારાના કબજામાં રાખવાનું ઠીક લાગ્યું નહિ. તેથી તેને ઘણા માન અને દબદબાની સાથે સેન ડોમિન્ગોથી ક્યૂબા બેટનાં હવાના શહેરમાં લઈ જઈ ત્યાંના દેવળમાં દાટી. તે વખત થોડાં હાડકાં, થોડી માટી, અને શીસાની જે પેટીમાં તેને બન્ધ કર્યો હતો તેટલું રહ્યું હતું. હવે ક્યૂબા બેટ ખોયો એટલે સ્પેનિયર્ડો એ લાશને સ્પેનમાં પાછી લઈ ગયા છે અને તેને ત્યાં ભૂમિદાહ કરશે.

---

ઓક્સફર્ડમાં શિક્ષક સમાજ રૂબરૂ બોલતાં મિ. જ્યોર્જ ફિશ કહે છે, કે વિદ્યાર્થી શાહજાદો હોય કે ખેડુત હોય પણ કેળવણી આપવામાં તેને સમ્પૂર્ણ માણસ બનાવવાનો એક સરખી રીતે ઉદ્દેશ રાખવો જોઈએ. આપણે પ્રથમ માણસ થવાનું છે અને પછી ખેડુત, વેપારી, કારીગર, શિક્ષક, વકીલ, ગ્રંથ કર્તા, રાજા, વગેરે થવાનું છે. કેળવણી એવી રીતે આપવી જોઈએ કે વિદ્યાર્થી જીન્દગીનું ઉમદાપણું સમજે, લક્ષણવંતો થાય, પ્રમાણિકપણે અને પૂરી રીતે પોતાની ફરજ બજાવે, વિદ્યાને તેની પોતાની ખાતર જ ચહાય, જે સારૂં, સુંદર, અને ઉમદા હોય તેમાં આનન્દ માને, શાન્ત મનથી અને ગંભીરપણે વ્યાજબી વિચાર કરતાં શીખે, અને આ ભવ સમુદ્રમાં પોતાનું વહાણ સહીસલામત હંકારવા સારૂ જે ડહાપણ અને જ્ઞાન જોઈએ તે તેનામાં આવે.

---

# યૂરોપની શાળાઓ.

( ચાલુ પુ. ૨૯ ના પૃષ્ઠ ૨૩૬ થી. )

## ૨૦. અભ્યાસ પત્રક.

જર્મનીની નિશાળોમાં દરેક શિક્ષકને ત્રણ જાતનાં પત્રક રાખવાં પડે છે: (૧) રોજનું હાજરી પત્રક, (૨) અભ્યાસ પત્રક, અને (૩) રોજનીશી.* અભ્યાસ પત્રકમાં દરેક વિષયને માટે જુદાં જુદાં મ્હોટાં ખાનાં રાખેલાં હોય છે. આ ખાનાંમાં દર રોજ દરેક વિષય પૂરો થયે તે વિષયમાં તે દિવસે જે અભ્યાસ ચાલ્યો હોય તે નોંધવામાં આવે છે. હું આ અભ્યાસ પત્રકનો નમૂનો નીચે આપું છું તે ઉપરથી માલૂમ પડશે કે જર્મનીની નિશાળોમાં દરેક શિક્ષકે કરેલા કામની કેવી સારી નોંધ રખાય છે, અને વળી તે રાખવામાં બિલકુલ વખત નકામો જતો નથી:—

ભૂગોળ. શિક્ષક: મિ.—

| | | |
|---|---|---|
| ઓક્ટોબર | ૧૭. | જર્મનીની દક્ષિણે આવેલા પર્વતો, નદીઓ, તથા નદીઓનાં મૂળ. |
| ,, | ૧૮. | મધ્ય યૂરોપમાં થઈને વહેનારી નદીઓ. |
| ,, | ૧૯. | ર્‌હાઇન, એલ્બા, ઓડર, વિસ્ચુલા, અને ડાન્યુબ, એ નદીઓ મારફતે ચાલતો વેપાર. |
| ,, | ૨૦. | મધ્ય યૂરોપનાં વ્યાપાર અને ઉદ્યોગનાં સ્થળ. |
| ,, | ૨૧. | જર્મનીનાં રાજ્યો; તે સમ્બન્ધી ઐતિહાસિક હકીકત. |
| ,, | ૨૨. | પુનરાવર્તન. |
| ,, | ૨૪. | જર્મનીના કાંઠાની ઇંગ્લાન્ડ તથા બીજા દેશોના કાંઠા સાથે સરખામણી. |
| ,, | ૨૫. | વેનિસ, રોમ, વગેરે શહેરોની ઐતિહાસિક હકીકત. |
| ,, | ૨૬. | યૂરોપની દક્ષિણે આવેલાં રાજ્યોની હદ. |
| ,, | ૨૭. | ડાન્યુબ નદીનો પ્રવાહ તથા તે ઉપર આવેલાં શહેરો. |
| ,, | ૨૮. | પુનરાવર્તન. |
| | | વગેરે, વગેરે. |

---

* રોજનીશીમાં કોઈ છોકરાએ સારો અભ્યાસ કર્યો હોય અથવા કોઈને શિક્ષા થઈ હોય તે નોંધવામાં આવે છે.

આ પ્રમાણે દરેક વિષયના ખાનામાં તે વિષયમાં ચાલેલો અભ્યાસ દર રોજ પૂરવામાં આવે છે, અને તે પૂર્યા પહેલાં શિક્ષક પોતાનો વર્ગ છોડતો નથી. આ પત્રક શિક્ષકને પોતાને તેમ જ ઉપરી શિક્ષકને ઉપયોગી થઈ પડે છે. દરેક વિષયમાં કેટલો અભ્યાસ થયો છે, અને શું શું કરવાનું બાકી છે તે જોવું શિક્ષકને સહેલું પડે છે, અને ઉપરી શિક્ષકને દેખરેખ માટે આવી નોંધ ઘણી ઉપયોગી થઈ પડે છે.

---

## ૨૧. શિક્ષક તથા વિદ્યાર્થીઓનો સમ્બન્ધ.

વારંવાર શિક્ષકો બદલાવાથી છોકરાંના અભ્યાસને ઘણું ખલેલ પહોંચે છે. જો કે નિશાળના બધા શિક્ષકો સારા હોય તો પણ દરેક નવા શિક્ષકને છોકરાંના ગુણ દોષથી માહીત થતાં કેટલોક વખત લાગે છે. છોકરાંના ગુણ દોષ જાણ્યા સિવાય શિક્ષક જે કેળવણી આપે તે જોઈએ તેવી ફળ દાયક નિવડતી નથી. વળી ત્યાં સુધીમાં શિક્ષક અજાણપણે ઘણી ભારે ભૂલો કરે છે. આ કારણથી જેટલો વખત દરેક શિક્ષકને છોકરાંના ગુણ દોષથી માહીત થતાં લાગે તેટલો કિમતી વખત નકામો જાય છે, બલકે નુકસાનકારક થઈ પડે છે. આ ઉપરથી જર્મનોએ એક રિવાજ દાખલ કર્યો છે, અને મ્હને જણાવતાં ખુશી ઉપજે છે કે તે રિવાજ અમેરિકામાં પણ કેટલીક જગાએ ચાલે છે. આ રિવાજ નીચે મુજબ છે:—

પ્રાથમિક નિશાળોમાં દરેક શિક્ષકને પોતાના વર્ગની સાથે ઉપર ચઢાવવામાં આવે છે. આ પ્રમાણે શિક્ષક ચાર વર્ષ સુધી એટલે પોતાના વર્ગનાં છોકરાં નિશાળનો અભ્યાસ પૂરો કરે ત્યાં સુધી દરેક વર્ગમાં તેમની સાથે રહે છે. પ્રાથમિક નિશાળનો અભ્યાસ પૂરો કર્યા પછી તે છોકરાં મધ્યમ શાળામાં જાય છે એટલે તે શિક્ષક પાછો પહેલા વર્ગથી શરૂ કરે છે. આ પ્રમાણે શિક્ષકો તથા છોકરાંનો સમ્બન્ધ એક વર્ષ રહેવાને બદલે નિશાળના અભ્યાસની પૂરે પૂરી મુદત દરમ્યાન રહે છે.

મધ્યમ શાળામાં પણ તે જ રિવાજ ચાલે છે. પણ ત્યાં પ્રિન્સિપાલને આપી રીતે વર્ગ બદલવો પડતો નથી. મ્હોટા વર્ગમાં એટલે ચોથા વર્ગના વર્ગમાં પ્રિન્સિપાલ કાયમ રહે છે. બાકીના વર્ગોમાં શિક્ષકો પોતાના

વર્ગની સાથે ઉપર ચઢે છે, અને ત્રીજા વર્ષની આખરે પ્રિન્સિપાલને પોતાનો વર્ગ સોંપી પાછા પ્રથમથી શરૂ કરે છે. મધ્યમ શાળામાં છેલ્લા વર્ષમાં આવી રીતે કરવાનું કારણ એ છે કે છોકરાં પોતાનો અભ્યાસ પૂરો કરે તે પહેલાં તેમના જ્ઞાનને જોઈતો ઓપ મળે.

આ રિવાજ જો કે લાભકારક છે તો પણ તેથી નુકસાન પણ છે. છતાં નિષ્પક્ષપાતપણે તપાસતાં તેથી નુકસાન કરતાં લાભ વધારે છે.

મિ. આર. એચ. કવીક આ સમ્બન્ધમાં નીચે મુજબ લખે છેઃ—

શિક્ષકો વારંવાર બદલાવાથી છોકરાંના અભ્યાસની પદ્ધતિમાં વારંવાર ફેરફાર થાય છે તેથી તેમની કેળવણીને ખલેલ પહોંચે છે. કેટલીક જગાએ વર્ષમાં ત્રણ વખત છોકરાં ઉપલા વર્ગમાં ચઢે છે, ત્યાં છોકરાં દરેક શિક્ષકના હાથ નીચે બાર તેર અઠવાડિયાં રહે છે. અહિંયાં શિક્ષક અને છોકરાં એક બીજાના ગુણદોષથી માહીત થવા માંડે તે જ વખતે તેમને છૂટા પડવાનો વખત આવે છે. શિક્ષકે દરેક વિદ્યાર્થીની શક્તિ, સમજ, અને ટેવોથી માહીત થવું જોઈએ તે આવી નિશાળોમાં, અને જે નિશાળોમાં વર્ષ દહાડે વર્ગ બદલાય છે ત્યાં પણ કેટલેક દરજ્જે બનતું નથી. માટે છોકરાં અને શિક્ષકોનો સમ્બન્ધ લાંબો વખત રહેવાની જરૂર છે. છતાં તેથી કેટલોક ગેરલાભ પણ છે. દરેક નિશાળમાં થોડા નબળા શિક્ષક પણ હોય. આવા શિક્ષકોના હાથ નીચે છોકરાં નિશાળનો આખો અભ્યાસ પૂરો કરે તો તેથી તેમને ઘણું જ નુકસાન થવાનો સમ્ભવ છે.

---

## ૨૨. જોડણીનું શિક્ષણ.

ફ્રીનીશ પ્રશિયાના એલ્બરફેલ્ડ ગામની એક નિશાળમાં મ્હેં જોડણીનું શિક્ષણ જોયું તે ઘણું જ ખુબી ભરેલું હતું. પ્રથમ છોકરાએ એક પેરેગ્રાફ વાંચ્યો. આ પેરેગ્રાફમાં ઘણા અઘરા શબ્દો હતા. શિક્ષકે પ્રથમ છોકરાંને અઘરા શબ્દોની નોંધ લેવાને તથા એક છોકરાને તે શબ્દો કાળા પાટિયા પર લખવાને ફરમાવ્યું. પાટિયા પર લખેલા શબ્દો શિક્ષકે તપાસ્યા, અને તેમાં જે જે જોડણી અઘરી હતી તે બતાવી. પછી તેણે દરેક શબ્દની એક પછી એક જોડણી મોંઢે કરી બતાવી. ત્યાર પછી આ અઘરા શબ્દો વાપરીને ટૂંકાં વાક્યો બનાવરાવ્યાં, અને તે વાક્યો પાટિયા પર કેટલાંક છોકરાં પાસે લખાવ્યાં. પછી તેણે પાટિયા પર લખેલા પાઠમાંના

શબ્દો ભૂસી નંખાવ્યા અને તે બીજા છોકરાઓ પાસે ફરીથી લખાવ્યા.

આ બધું કર્યા પછી શિક્ષકે પાટિયા પર લખેલું બધું ભૂસી નંખાવ્યું. અને છોકરાંને આ શબ્દો આવે એવાં કેટલાંક વાક્યો સ્લેટમાં લખાવ્યાં. જ્યારે છોકરાં લખતાં ત્યારે શિક્ષક આમ તેમ ફરતો, અને કોઈ છોકરાની સ્લેટમાં કંઈ ભૂલ તેની નજરે પડતી તે ચાલાકીથી સુધારતો. ત્યાર પછી તેણે આવી રીતે સ્લેટમાં લખેલાં વાક્યોમાંથી કેટલાક શબ્દો ભૂસી નંખાવ્યા, અને તે શબ્દોની જોડણી મોટેથી બોલી ફરીથી લખવાને કહ્યું. આ પ્રમાણે શબ્દો લખવામાં, ભૂસી નાખવામાં, અને ફરીથી લખવામાં છોકરાંનો આખો કલાક ગયો, અને છોકરાંએ બધું કામ બિલકુલ કંટાળ્યા સિવાય મઝેથી કર્યું. આવી રીતે શીખેલા શબ્દો બીજે દિવસે ફરી લખાવવામાં આવતા, અને છોકરાંને તે શબ્દો વાપરી વાક્યો બનાવવાં પડતાં. આવી રીતે શીખેલી જોડણી કેવી પાકી થાય તેનો દરેકને ખ્યાલ આવશે.

કે જે જે શબ્દો અથવા વાક્યો છોકરાં ન સમજ્યાં હોય તે શિક્ષકને પૂછવાની ટેવ પાડવી. આથી છોકરાંને શું શું નથી આવડતું તે શિક્ષક વધારે સહેલાઈથી જાણી શકશે.

નિબન્ધ—નિબન્ધ કેમ શિખવવો તે સમ્બન્ધમાં એક ઇન્સ્પેક્ટર લખે છે, કે શિક્ષકે નિબન્ધના વિષયનું સઘળું વિવેચન જાતે ન કરતાં તે સમ્બન્ધી છોકરાંના વિચાર કઢાવવા. દાખલા તરીકે વરસાદ વિષે નિબન્ધ લખવા આપવો હોય તો વરસાદ શાથી થાય છે, વરસાદ થવાથી શા શા ફાયદા થાય છે, વગેરે હકીકત જાતે ન કહી જતાં વરસાદ વિષે છોકરાં શું શું જાણે છે તે કઢાવવું. આની મતલબ એવી નથી કે શિક્ષકે બિલકુલ માહીતી આપવી નહિ. શિક્ષકે મદદગાર થઈ પડે એવી સૂચના કરતા જવું.

ઇતિહાસ—ઇતિહાસ કેમ શિખવવો તે સમ્બન્ધમાં એક ઇન્સ્પેક્ટર લખે છે, કે એક જાણવા જોગ સાલ લઈ તે સાલમાં બનેલા બનાવનો તથા તેની સાથે સમ્બન્ધ ધરાવતી આજુબાજુની હકીકતનો ઇતિહાસ શિખવવો. દાખલા તરીકે હિન્દુસ્તાનના ઇતિહાસમાં ૧૭૬૧ ની સાલ લઈ પાણીપતની લડાઈ થવાનાં કારણ, લડાઈનો હેવાલ, લડાઈનાં પરિણામ, તે વખત હિન્દમાં મુખ્ય રાજ્યો, આ રાજ્યો નબળાં પડી જવાથી ઇંગ્રેજી રાજ્યનો પ્રસાર થવો, વગેરે હકીકત શિખવવી. આ પ્રમાણે મુખ્ય મુખ્ય સાલો લઈ ઇતિહાસ શિખવવાથી છોકરાં સમ્બન્ધપૂર્વક પૂરો ઇતિહાસ શીખશે.

# પચાંગ.

## ઈસ્વી સન ૧૯૦૧, સંવત ૧૯૫૭-૫૮.

| તારીખ. | જાન્યુઆરી | | ફેબ્રુઆરી. | | માર્ચ. | | એપ્રિલ. | | ગે. | | જૂન. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | પોસ-માહ. | | માહ-ફાગણ. | | ફાગણ-ચૈત્ર. | | ચૈત્ર-વૈશાખ. | | વૈશાખ-જેઠ. | | જેઠ-અષાડ. | |
| | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. |
| ૧ | ૧૧ | મં. | ૧૩ | શુ. | ૧૧ | શુ. | ૧૩ | સો. | ૧૩ | બુ. | ૧૪ | શ. |
| ૨ | ૧૨ | બુ. | ૧૪ | શ. | ૧૨ | શ. | ૧૪ | મં. | ૧૪ | ગુ. | ૧૫ | ર. |
| ૩ | ૧૩ | ગુ. | ૧૫ | ર. | ૧૩ | ર. | ૧૫ | બુ. | ૧૫ | શુ. | ૧ | સો. |
| ૪ | ૧૪ | શુ. | ૧ | સો. | ૧૪ | સો. | ૧ | ગુ. | ૧ | શ. | ૨ | મં. |
| ૫ | ૧ | શ. | ૨ | મં. | ૧૫ | મં. | ૧ | શુ. | ૨ | ર. | ૩ | બુ. |
| ૬ | ૨ | ર. | ૩ | બુ. | ૧ | બુ. | ૨ | શ. | ૩ | સો. | ૪ | ગુ. |
| ૭ | ૩ | સો. | ૪ | ગુ. | ૨ | ગુ. | ૩ | ર. | ૪ | મં. | ૫ | શુ. |
| ૮ | ૪ | મં. | ૫ | શુ. | ૩ | શુ. | ૪ | સો. | ૫ | બુ. | ૬ | શ. |
| ૯ | ૫ | બુ. | ૬ | શ. | ૪ | શ. | ૫ | મં. | ૬ | ગુ. | ૭ | ર. |
| ૧૦ | ૫ | ગુ. | ૭ | ર. | ૫ | ર. | ૬ | બુ. | ૭ | શુ. | ૮ | સો. |
| ૧૧ | ૬ | શુ. | ૭ | સો. | ૬ | સો. | ૭ | ગુ. | ૮ | શ. | ૯ | મં. |
| ૧૨ | ૭ | શ. | ૮ | મં. | ૭ | મં. | ૮ | શુ. | ૯ | ર. | ૧૦ | બુ. |
| ૧૩ | ૮ | ર. | ૯ | બુ. | ૮ | બુ | ૯ | શ. | ૧૦ | સો. | ૧૨ | ગુ. |
| ૧૪ | ૯ | સો. | ૧૦ | ગુ. | ૯ | ગુ. | ૧૦ | ર. | ૧૧ | મં. | ૧૩ | શુ. |
| ૧૫ | ૧૦ | મં. | ૧૧ | શુ. | ૧૦ | શુ. | ૧૧ | સો. | ૧૨ | બુ. | ૧૪ | શ. |
| ૧૬ | ૧૧ | બુ. | ૧૨ | શ. | ૧૧ | શ | ૧૨ | મં. | ૧૩ | ગુ. | ૩૦ | ર. |
| ૧૭ | ૧૨ | ગુ. | ૧૩ | ર. | ૧૨ | ર. | ૧૩ | બુ. | ૧૪ | શુ. | ૧ | સો. |
| ૧૮ | ૧૩ | શુ. | ૧૪ | સો. | ૧૩ | સો. | ૩૦ | ગુ | ૩૦ | શ. | ૨ | મં. |
| ૧૯ | ૧૪ | શ. | ૩૦ | મં. | ૧૪ | મં. | ૧ | શુ. | ૧ | ર. | ૩ | બુ. |
| ૨૦ | ૩૦ | ર. | ૨ | બુ. | ૩૦ | બુ. | ૨ | શ. | ૨ | સો. | ૪ | ગુ. |
| ૨૧ | ૧ | સો. | ૩ | ગુ. | ૧ | ગુ. | ૩ | ર. | ૪ | મં. | ૫ | શુ. |
| ૨૨ | ૨ | મં. | ૪ | શુ. | ૨ | શુ. | ૪ | સો. | ૫ | બુ. | ૬ | શ. |
| ૨૩ | ૩ | બુ. | ૫ | શ. | ૩ | શ | ૫ | મં. | ૬ | ગુ. | ૭ | ર. |
| ૨૪ | ૪ | ગુ. | ૬ | ર. | ૪ | ર. | ૬ | બુ | ૭ | શુ. | ૮ | સો. |
| ૨૫ | ૫ | શુ. | ૭ | સો. | ૫ | સો. | ૭ | ગુ. | ૮ | શ. | ૯ | મં. |
| ૨૬ | ૬ | શ. | ૮ | મં. | ૭ | મં. | ૮ | શુ. | ૯ | ર. | ૧૦ | બુ. |
| ૨૭ | ૮ | ર. | ૯ | બુ. | ૮ | બુ. | ૯ | શ. | ૧૦ | સો. | ૧૧ | ગુ. |
| ૨૮ | ૯ | સો. | ૧૦ | ગુ. | ૯ | ગુ. | ૧૦ | ર. | ૧૧ | મં. | ૧૨ | શુ. |
| ૨૯ | ૧૦ | મં. | | | ૧૦ | શુ. | ૧૧ | સો. | ૧૧ | બુ. | ૧૩ | શ. |
| [illegible] | [illegible] | [illegible] | | | ૧૧ | [illegible] | ૧૨ | [illegible] | ૧૨ | [illegible] | [illegible] | [illegible] |

| તારીખ. | જુલાઈ. | | ઓગસ્ટ. | | સપ્ટેમ્બર. | | ઓકટોબર. | | નવેમ્બર. | | ડિસેમ્બર. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | અષાઢ-પેહેલો શ્રાવણ. | | પેહેલો શ્રાવણ-બીજો શ્રાવણ. | | બીજો શ્રાવણ-ભાદરવો. | | ભાદરવો-આસો. | | આસો-કાર્તિક. | | કાર્તિક-માગશર. | |
| | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. |
| ૧ | ૧૫ | સો. | ૧ | શુ. | ૩ | ર. | ૪ | મં. | ૫ | શુ. | ૬ | ર. |
| ૨ | ૧ | મં. | ૨ | શુ. | ૪ | સો. | ૫ | બુ. | ૬ | શ. | ૭ | સો. |
| ૩ | ૨ | બુ. | ૩ | શ. | ૫ | મં. | ૬ | ગુ. | ૮ | ર. | ૮ | મં. |
| ૪ | ૩ | ગુ. | ૪ | ર. | ૬ | બુ. | ૭ | શુ. | ૯ | સો. | ૯ | બુ. |
| ૫ | ૪ | શુ. | ૫ | સો. | ૭ | ગુ. | ૮ | શ. | ૧૦ | મં. | ૧૦ | ગુ. |
| ૬ | ૫ | શ. | ૭ | મં. | ૮ | શુ. | ૯ | ર. | ૧૧ | બુ. | ૧૧ | શુ. |
| ૭ | ૬ | ર. | ૮ | બુ. | ૯ | શ. | ૧૦ | સો. | ૧૨ | ગુ. | ૧૨ | શ. |
| ૮ | ૭ | સો. | ૯ | ગુ. | ૧૧ | ર. | ૧૧ | મં. | ૧૨ | શુ. | ૧૩ | ર. |
| ૯ | ૮ | મં. | ૧૦ | શુ. | ૧૨ | સો. | ૧૨ | બુ. | ૧૩ | શ. | ૧૪ | સો. |
| ૧૦ | ૯ | બુ. | ૧૧ | શ. | ૧૩ | મં. | ૧૩ | ગુ. | ૧૪ | ર. | ૩૦ | મં. |
| ૧૧ | ૧૦ | ગુ. | ૧૨ | ર. | ૧૪ | બુ. | ૧૪ | શુ. | ૩૦ | સો. | ૩૦ | બુ. |
| ૧૨ | ૧૧ | શુ. | ૧૩ | સો. | ૩૦ | ગુ. | ૩૦ | શ. | ૧ | મં. | ૧ | ગુ. |
| ૧૩ | ૧૨ | શ. | ૧૪ | મં. | ૧ | શુ. | ૧ | ર. | ૨ | બુ. | ૨ | શુ. |
| ૧૪ | ૧૩ | ર. | ૩૦ | બુ. | ૨ | શ. | ૨ | સો. | ૩ | ગુ. | ૩ | શ. |
| ૧૫ | ૩૦ | સો. | ૧ | ગુ. | ૩ | ર. | ૩ | મં. | ૪ | શુ. | ૪ | ર. |
| ૧૬ | ૧ | મં. | ૨ | શુ. | ૩ | સો. | ૪ | બુ. | ૫ | શ. | ૫ | સો. |
| ૧૭ | ૨ | બુ. | ૩ | શ. | ૪ | મં. | ૫ | ગુ. | ૬ | ર. | ૬ | મં. |
| ૧૮ | ૩ | ગુ. | ૪ | ર. | ૫ | બુ. | ૬ | શુ. | ૭ | સો. | ૭ | બુ. |
| ૧૯ | ૪ | શુ. | ૫ | સો. | ૬ | ગુ. | ૭ | શ. | ૮ | મં. | ૮ | ગુ. |
| ૨૦ | ૫ | શ. | ૬ | મં. | ૭ | શુ. | ૮ | ર. | ૯ | બુ. | ૧૦ | શુ. |
| ૨૧ | ૬ | ર. | ૭ | બુ. | ૮ | શ. | ૯ | સો. | ૧૦ | ગુ. | ૧૧ | શ. |
| ૨૨ | ૭ | સો. | ૮ | ગુ. | ૯ | ર. | ૧૦ | મં. | ૧૧ | શુ. | ૧૨ | ર. |
| ૨૩ | ૭ | મં. | ૯ | શુ. | ૧૦ | સો. | ૧૧ | બુ. | ૧૨ | શ. | ૧૩ | સો. |
| ૨૪ | ૮ | બુ | ૧૦ | શ. | ૧૧ | મં. | ૧૨ | ગુ. | ૧૩ | ર. | ૧૪ | મં. |
| ૨૫ | ૯ | ગુ. | ૧૨ | ર. | ૧૨ | બુ. | ૧૩ | શુ. | ૧૪ | સો. | ૧૫ | બુ. |
| ૨૬ | ૧૦ | શુ | ૧૩ | સો. | ૧૩ | ગુ. | ૧૪ | શ. | ૧ | મં. | ૧ | ગુ. |
| ૨૭ | ૧૧ | શ. | ૧૩ | મં. | ૧૪ | શુ. | ૧૫ | ર. | ૨ | બુ. | ૨ | શુ. |
| ૨૮ | ૧૨ | ર. | ૧૪ | બુ. | ૧૫ | શ. | ૧ | સો. | ૩ | ગુ. | ૩ | શ. |
| ૨૯ | ૧૩ | સો. | ૧૫ | ગુ. | ૧ | ર. | ૨ | મં. | ૪ | શુ. | ૪ | ર. |
| ૩૦ | ૧૪ | મં. | ૧ | શુ. | ૨ | સો. | ૩ | બુ. | ૫ | શ. | ૫ | સો. |
| ૩૧ | ૧૫ | બુ. | ૨ | શ. | | | ૪ | ગુ. | | | ૬ | મં. |

# बाळ वार्ता.

## જંગલ.

( જાડો વિનોના કથિત પાઠના સમ્બન્ધમાં કહેવાણી. )

કેશવલાલ કરીને એક ન્હાનો છોકરો એક વખત પોતાના મામાને ગામ ગયો. કેશવલાલ હમેશ એક મ્હોટા શહેરમાં રહેતો હતો, ત્યાં મ્હોટાં કારખાનાંની ચીમનીઓથી ધુમાડો ધુમાડો થઈ રહેતો હતો. ત્યાં બહુ ઝાડ જોવાનાં મળતાં નહિ. આ વખત કેશવલાલ પહેલ વહેલો જ ગામડે ગયો હતો. ત્યાં નવાઈ જેવી બહુ ચીજો તેણે જોઈ. લીલાં ખેતરો, તેમાં ચરતી ગાયો, ડાંગરના ક્યારા, કમળ અને પોયણાંથી ભરેલાં તળાવ, વગેરે ઘણી નવાઈ જેવી ચીજો હતી. પણ એક વાતની તેને ઘણી નવાઈ લાગી. તેણે પોતાના મામાને જંગલ વિષે વાત કરતા સાંભળ્યા, પણ તે શું હશે તે તેનાથી બરાબર સમજાયું નહિ, અને તે જોવાનું મન પણ થયું. એક દહાડો તેણે તે વિષે મામાને પૂછ્યું. મામાએ જવાબ દીધો, "હા, કેશવલાલ, હું તને જંગલ વિષે વાત કરીશ, અને આપણા ગામ પાસે જંગલ છે તે જોવા એ તેડી જઈશ."

મામો—"હા. બાવળને કાપીને તેની છાલ ઉતારી લે છે. ઝાડ ઊભું હોય ત્યારે છાલ ઉતારી લે તો ઝાડ મરી જાય. છાલ ચામડાં રંગવામાં કામ આવે છે. બાવળનાં લાકડાં શા ખપમાં આવે છે તે તને ખબર છે?"

કેશવલાલ બોલ્યો, "ના, મામા."

મામાએ કહ્યું, "બાવળનાં લાકડાં બાળવાના ખપમાં આવે છે. તેનાં ગાડાનાં પૈડાં પણ કરે છે. સાગના થડને વ્હેરીને તેનાં પાટીઆં કરે છે તેની પેટીઓ, પાટલા, બારીઓ, બારણાં, વગેરે થાય છે. આપણા ઘરમાં પાટડા અને થાંભલા છે, તથા છાપરે મોભ અને વળીઓ છે, તે સાગનાં છે. મહુડાના પણ પાટડા અને પાટીઆં થાય છે. મહુડાનાં ફૂલને મહુડાં કહે છે. તે સવારમાં વ્હેલાં ઝાડ પરથી ખરી પડે છે. તે ગરીબ લોક તાજાં ચૂસે છે, તથા એકઠાં કરી સૂકવે છે. મહુડાં ગરીબ લોક ખાવાના કામમાં લે છે. તેનો દારૂ પણ થાય છે. દારૂ પીએ તે ગાંડા થાય છે, માટે તે કોઈએ પીવો નહિ. મહુડાનાં ફળને ડોળી કહે છે. તેનું તેલ નીકળે છે, તેને ડોળાઉ કહે છે. ડોળાઉ બાળવાના ખપમાં આવે છે. કોઈ લોક તેને પૂરીઓ વગેરે તળવામાં પણ વાપરે છે. કાલે સવારે આપણે જંગલ જોવા જઈશું."

બીજે દહાડે સવારે મામો ભાણેજ જંગલમાં ગયા, ત્યાં ઝાડોની ઘટા તર્યાં તેમાં કીલબીલ કરતાં પક્ષીઓ જોઈ કેશવલાલને બહુ મઝા પડી. તે બોલ્યો, "મામા, આમાં ફરવાની બહુ મઝા પડે છે. ઝાડ એટલાં બધાં છે કે મ્હારાથી ગણાતાં પણ નથી. આવડાં મ્હોટાં ઝાડ મ્હેં કોઈ દહાડો જોયાં નથી. હું તમ્હારો બહુ ઉપકાર માનું છું કે આ બધું મ્હને બતાવ્યું."

કેશવલાલ પોતાને ગામ પાછો ગયો, ત્યારે તેણે જંગલ અને તેનાં રાખ્ખસ જેવાં મ્હોટાં ઝાડની વાતો કરવા માંડી. આ સાંભળી તેના ન્હાના ભાઈબ્હેનોને બહુ નવાઈ લાગી.

---

# શિક્ષકોની ત્રિમાસિક સ્પર્ધા.

ગઈ ત્રિમાસિક સ્પર્ધાનું પરિણામ નીચે પ્રમાણે છે:—

પ્રશ્ન ૧ લો.—૪ જણ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા, તેમાંથી

આગ્રોફ જિલ્લે ભરૂચની મ્યુનિસિપલ સ્કૂલના મહેતાજી મણીશંકર અમથારામ બદ્દને રૂ. ૧) નું ઇનામ આપવા-માં આવ્યું છે.

પ્રશ્ન ૨ જો—૪ જણ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા, તેમાંથી મહોબતસિંહ મોતીભાઈ રાણા, રાજકોટ મેલ ટ્રેનિંગ કૉલેજની પ્રાક્ટિસિંગ સ્કૂલના હેડ માસ્તરને રૂ. ૧) નું ઇનામ આપવામાં આવ્યું છે.

પ્રશ્ન ૩ જો—૨ જણ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા, તેમાંથી વઝીર તાલુકે પારડી જિલ્લે સુરતની લોકલ બોર્ડ સ્કૂલના મહેતાજી નીછાભાઈ ભાઈસિંહરને રૂ. ૩) નું ઇનામ આપવામાં આવ્યું છે.

---

આ ત્રિમાસિકમાં નીચેના પ્રશ્નના ઉત્તર મોકલવા: ૮.

(૧) કયાં કારણથી ગંગા નદી પૂજ્ય ગણાય છે ? કયા કારણને તમે વિશેષ વજનદાર ગણો છો અને શાથી ? હિન્દુસ્તાનનો નકશો દોરી તેમાં ગંગા નદીના પ્રદેશની હદ બતાવો. ઇનામ રૂ. ૬-૮-૦.

(૨) મહીકાંઠામાં કોઈ જગાએ મહી નદી આવેલી નથી છતાં તેનું નામ મહીકાંઠા શાથી પડયું હશે ? મહેવાસી લોક કોને કહે છે, તે હાલ કયાં વસે છે, અને તેમને મહેવાસી શાથી કહ્યા હશે તે લખો.

ઇનામ રૂ. ૨-૮-૦.

(૩) પડિયાળ વિષેના કવિત પાઠની શરૂઆત શી રીતે કરશો ? આ પાઠ કયા ધોરણનાં છોકરાંને શિખવી શકાશે ? આ પાઠમાં આવતા તાસ મિનિટ કાંટાની સમજ શી રીતે આપશો ? ઇનામ રૂ. ૨)

ટીપ—માર્ચ એપ્રિલ સને ૧૮૯૧ ના શાળા પત્રમાં સ્પર્ધાના નિયમો જોવા. તા. ૨૦ મી ફેબ્રુઆરી પછી આવેલા ઉત્તરપત્રમાં લેવાશે નહિ.



# સામાન્ય જ્ઞાનના પાઠ.

( ચાલુ પુ. ૩૪ ના પૃ૪ ૩૨૬ થી. )

## પાઠ ૨ જો.

**આકાર—રેૉમ્બસ ( સમબાજુ ચતુષ્કોણ ) અને રોમ્બોઈડ.**

સૂચના—દરેક નિશાળમાં આકારની પેટી હોવી જ જોઈએ; પણ જો તે ન હોય તો જાડા કાગળની બનાવેલી આકૃતિઓ આ પાઠ શિખવતી વખતે તૈયાર રાખવી.

છોકરાં પહેલાં ચૌરસ અને ઓબ્લોન્ગ ( કાટખૂણ ચતુષ્કોણ ) વિષે શીખી ગયાં છે માટે નીચે મુજબ સવાલો પૂછી તે આકૃતિઓ સાથે રોમ્બસ અને રોમ્બોઇડની સરખામણી કરાવવી:—

"( ચોરસ અને રોમ્બસ એ બે આકૃતિઓ બતાવી ) જુઓ, આ બે આકૃતિઓ સરખી છે કે ?" **ના સાહેબ.**

"( ચોરસ બતાવી ) આ આકૃતિને કેટલી બાજુઓ છે ?" **ચાર.**

"( રોમ્બસ બતાવી ) આ આકૃતિને કેટલી બાજુઓ છે ?" **ચાર.**

"સારે આ બે આકૃતિઓ કયી બાબતમાં મળતી છે ?" **દરેકને ચાર બાજુઓ છે.**

"ચોરસની બાજુઓ વિષે તમે શું શીખી ગયા છો ?" **ચોરસની ચારે બાજુઓ લમ્બાઈમાં સરખી છે.**

"હું આ બીજી આકૃતિની બાજુઓ માપું છું તે જુઓ. હવે તમે આ બાજુઓ વિષે શું કહી શકો છો ?" **આ સઘળી બાજુઓ પણ લમ્બાઈમાં સરખી છે.**

"સારે આ બન્ને આકૃતિઓ કયી કયી બાબતમાં મળતી છે ?" **દરેક આકૃતિને ચાર બાજુઓ છે, અને તે ચારે બાજુઓ લમ્બાઈમાં સરખી છે.**

"સારે આ બન્ને આકૃતિઓમાં કયી બાબતમાં મળતાપણું નથી?" **ચોરસના ખૂણા કાટખૂણા છે, અને બીજી આકૃતિના ખૂણા કાટખૂણા નથી.**

"આ આકૃતિ (રોમ્બસ) ના કેટલા ખૂણા કાટખૂણાથી મ્હોટા છે?" બે.

"આ ખૂણાને આપણે કેવા ખૂણા કહીએ છીએ?" પહોળા ખૂણા.

"અને આ આકૃતિ (રોમ્બસ) ના કેટલા ખૂણા કાટખૂણાથી ન્હાના છે?" બે.

"કાટખૂણાથી ન્હાના ખૂણાને આપણે શું કહીએ છીએ?" સાંકડા ખૂણા.

"ત્યારે આ આકૃતિની ચારે બાજુઓ સરખી છે, પણ તેના બે ખૂણા પહોળા ખૂણા અને બે સાંકડા ખૂણા છે. આ આકૃતિને રોમ્બસ (સમબાજુ ચતુષ્કોણ) કહે છે."

"છગન, હવે તમે રોમ્બસની વ્યાખ્યા બોલી જાઓ." રોમ્બસની ચારે બાજુઓ સરખી છે, પણ તેના બે ખૂણા પહોળા ખૂણા અને બે સાંકડા ખૂણા છે.

આવી રીતે રોમ્બસની વ્યાખ્યા શિખવ્યા પછી શિક્ષકે ઓબ્લોન્ગ અને રોમ્બોઇડની સરખામણી કરાવી રોમ્બોઇડની વ્યાખ્યા કરાવવી.

ઉપર મુજબ સવાલ પુછવાથી છોકરાં રોમ્બોઇડ વિષે નીચે મુજબ કહી શકશેઃ—

રોમ્બોઇડની સામસામેની બાજુઓ સરખી છે, પણ બધી બાજુઓ સરખી નથી. રોમ્બસની માફક તેના બે ખૂણા પહોળા ખૂણા અને બે સાંકડા ખૂણા છે.

આવી રીતે શિખવ્યા પછી સ્કેર, ઓબ્લોન્ગ, રોમ્બસ, અને રોમ્બોઇડની વ્યાખ્યાઓ દરેક છોકરા પાસે શિક્ષકે બોલાવવી, અને દરેકનાં એક બીજા સાથે સરખામણી કરાવવી. ત્યાર પછી આ આકૃતિઓ કાળા પાટિયા પર કરાવવી, અને તેની નીચે તેનાં નામ મ્હોટે અક્ષરે લખાવવાં. વળી પેન્સ વટાણામાં સળીઓ ખોસી આકૃતિઓ બનાવવા છોકરાંને કહેવું.

## પાઠ ૩ જો.

આકાર— પેન્ટાગોન (પંચકોણાકૃતિ), હેક્ઝાગોન (ષટ્કોણાકૃતિ), હેપ્ટાગોન (સપ્તકોણાકૃતિ), અને ઑક્ટાગોન (અષ્ટકોણાકૃતિ).

આ પાઠ શિખવતી વખતે આકારની પેટી હોય તો ઠીક; નહિ તો જાડા કાગળની બનાવેલી આકૃતિઓ તૈયાર રાખવી.

શિક્ષકે દરેક આકૃતિ એક પછી એક હાથમાં લઈ છોકરાંને તેની બાજુઓ તથા ખૂણા ગણવા કહેવું.

**છોકરાં ગણીને કહી શકશે કે પેન્ટાગોનને પાંચ બાજુઓ અને પાંચ ખૂણા, હેક્ઝાગોનને છ બાજુઓ અને છ ખૂણા, હેપ્ટાગોનને સાત બાજુઓ અને સાત ખૂણા, અને ઑક્ટાગોનને આઠ બાજુઓ તથા આઠ ખૂણા છે.**

ત્યાર પછી શિક્ષકે છોકરાંને કહેવું કે પેન્ટાગોન, હેક્ઝાગોન, વગેરેની સઘળી બાજુઓ સરખી હોય છે પણ ખરી, અને નથી પણ હોતી. જે પેન્ટાગોન, હેક્ઝાગોન, વગેરેની સઘળી બાજુઓ સરખી હોય છે તેને સમબાજુ પેન્ટાગોન (પંચકોણાકૃતિ), સમબાજુ હેક્ઝાગોન (ષટ્કોણાકૃતિ), વગેરે કહે છે. જેના બાજુઓ સરખી હોતી નથી તેને વિષમ બાજુ પેન્ટાગોન વગેરે કહે છે. શિક્ષકે છોકરાંને સમબાજુ અને વિષમ બાજુ પેન્ટાગોન, હેક્ઝાગોન, વગેરે આકૃતિઓ બતાવવી તથા તેની બાજુઓ મપાવવી.

છેવટે શિક્ષકે આ આકૃતિઓ પાટિયા પર દોરવી, અને છોકરાંને તે મુજબ સ્લેટ પર દોરવા કહેવું. વળી પોચા વટાણામાં સળીઓ ખોસી આ આકૃતિઓ બનાવવા છોકરાંને કહેવું.

રંગ તથા આકારના પાઠ શિખવ્યા પછી રંગ તથા આકારનો એકઠો પાઠ પણ શિખવી શકાશે.

# प्राणी वर्णन.

## કસ્તુરી બળદ.

વર્ગ-કરોડવાળાં. જાત-સ્તનવાળાં. પ્રકાર-વાગોળનારાં.

આ પ્રાણી કેટલીક વાતે ઘેટાંને અને કેટલીક વાતે બળદને મળતું આવે છે. તેનું માથું મ્હોટું અને પહોળું છે. તેનું કપાળ આગળ ઉપસી આવેલું છે, અને તેના મ્હોના છેડા પર વાળ ઊગેલા છે. તેનાં શિંગડાં મૂળ આગળથી બહુ પહોળાં છે, અને નરના માથા ઉપર તો બન્ને શિંગડાં એક જ જગાએથી જુદી જુદી દિશામાં ફેલાવાં હોય એવાં દેખાય છે. માથા ઉપરથી ઊંચે ન જતાં તે નીચલી તરફ વળીને પહોળાં થાય છે, અને છેવટે તેમની અણીઓ ઉપલી ગમ વળે છે. તે શિંગડાં વાંક સાથે બે ફુટ લાંબાં અને મૂળ આગળ બે ફુટના ઘેરાવા જેટલાં જાડાં હોય છે. કોઈ કોઈ વખત બે શિંગડાંનું વજન દોઢ મણ થાય છે. આ પ્રાણીનાં અવયવો ટૂંકાં અને પગ પરના વાળ પણ ટુંકા હોય છે. તેની પુંછડી ટુંકી અને તે પર એટલા લાંબા વાળ ઊગેલા અને નીચે લટકતા છે કે તેને પુંછડી છે કે નહિ તે નજરે જોઈ શકાતું નથી. કસ્તુરી બળદ રંગે આસમાની છે. માદા એટલે કસ્તુરી ગાય બળદ કરતાં કદમાં ન્હાની અને તેનાં શિંગડાં પણ ન્હાનાં હોય છે. માદાની છાતી અને ગળા પરના વાળ પણ ટુંકા હોય છે. આ પ્રાણીના શરીર પર બહુ મ્હોટા લાંબા વાળ ઊગીને નીચલી તરફ જમીન સુધી લટકે છે, તેથી તેનું આખું શરીર વાળમાં ઢંકાએલું રહે છે, અને તેથી તે છે તેના કરતાં મ્હોટું દેખાય છે. તેના માથા અને આખા શરીર પર લાંબા વાળ ઊગે છે. ફકત મ્હોં પરના વાળ ટુંકા હોય છે. લાંબા વાળની નીચે એક ઝીણા ઉન જેવા વાળ ઊગેલા હોય છે. વાળને લીધે આ પ્રાણી ઠંડા મુલકમાં અને બરફમાં રહી શકે છે તેના પગનું પાયલું રેન્ડીયરના પાયલા જેવું છે.

દક્ષિણ તરફ ઉતરી આવતાં જણાય છે; તેમ જ કેટલાંક છેક ઉત્તર તરફ પણ જાય છે. ગ્રીનલેન્ડ, સ્પીટ્ઝબર્ગન, અને સૈબિરિયામાં આ પ્રાણીની વસ્તી નથી.

લક્ષણ—જો કે તેના પગ ટૂંકા છે, છતાં તે ચંચળ અને દોડવામાં ઝડપવાળું છે. ઊંચા અને ઊભા કરાડા પર તે સહેલાઇથી ચઢી જાય છે. આ પ્રાણીઓ ત્રીસ ચાલીસનાં ટોળાં બન્ધ રહે છે. વરૂ અને રીંછ તેના કટ્ટા શત્રુ છે; પણ તેનાં શિંગડાં એટલાં જોરાવર છે કે તે વતી તેમનો તે ઘાણ કહાઢી નાખે છે. આ પ્રાણીઓનાં ટોળાં પર બંદૂકની ગોળી મારી શિકારીઓ સંતાઈ રહે છે, ત્યારે તે બિચારાં અવાજને ભૂલથી આકાશની ગર્જના સમજી પાસે પાસે આવી ટોળું વળી જાય છે; પણ પોતાના દુશ્મનને નજરે જોતાં જ ઝડપથી ડુંગરોમાં નાસી જાય છે. તેમ છતાં પણ સામા થવાની જરૂર પડે છે ત્યારે શિકારીઓ પર તે તૂટી પડે છે. આવી વખતે જો શિકારી સાવચેત ન રહે તો તેના જીવનું જોખમ થાય છે. અન્દર અન્દર નર પ્રાણીઓ લઢે છે તેમાં તેમનો મ્હોટો નાશ થાય છે.

ઉત્તર અમેરિકાના ઇન્ડીઅનો શિકાર કરી તેનું માંસ ખાય છે. તે માંસમાં કસ્તુરીના જેવી તીવ્ર વાસ રહેલી હોય છે, અને તેથી જ આ બળદને કસ્તુરી બળદ કહેવામાં આવે છે. કેટલાક લોકો આ પ્રાણીના પૂછડાની ટોપીઓ બનાવી પહેરે છે; કારણ કે ટોપીઓ પરના વાળ મ્હો પર લટકતા રહેવાથી મચ્છર કે ડાંસ પહેરનારના મ્હો પર કરડી શકતા નથી. તેના શરીર પર લાંબા વાળની નીચે ઊગેલા ઝીણા વાળને વણીને તેનાં રેશમના કરતાં પણ સુંવાળાં કપડાં બનાવવામાં આવે છે. કસ્તુરી બળદના શિંગડાના મૂળ આગળના પહોળા ભાગનો વાસણ તરીકે ઉપયોગ થાય છે.

---

# વનસ્પતિ વર્ણન.

અસલના વખતમાં વનસ્પતિના અભ્યાસ પાછળ વિશેષ ધ્યાન આપવામાં આવતું હતું તે વાત સંસ્કૃતમાં તે વિષયનાં પુસ્તકો છે તે ઉપરથી સાબિત થાય છે. તોપણ યૂરોપના વિદ્વાનોએ હાલમાં જે રીતે વનસ્પતિ શાસ્ત્રને ખિલવ્યું છે, અને તેનું વર્ણન કર્યું છે તેવી બારીકાઈથી તે વિષય

ઉપર અસલના વખતમાં ધ્યાન આપવામાં આવ્યું હોય તેવું જૂનાં પુસ્તકો ઉપરથી જણાતું નથી. વૈદક શાસ્ત્રમાં વનસ્પતિઓનો ઉપયોગ હોવાથી ફક્ત જોઈએ તેટલું જ જ્ઞાન વૈદ્યોએ આગળ મેળવ્યું હશે, પણ વેપાર, ઉદ્યોગ, હુન્નર કળા, વગેરેના ઉપયોગ સારૂ વનસ્પતિના જ્ઞાનનો વિશેષ ઉપયોગ કર્યો હોય તેવું પુસ્તકો ઉપરથી જણાતું નથી. મધ્ય વખતમાં તો વનસ્પતિ ઉપર બિલકુલ ધ્યાન આપવામાં આવ્યું નહિ, તેથી ઘણી ખરી વનસ્પતિઓની તો ઓળખાણ પણ જતી રહી. હાલમાં આ દેશની વનસ્પતિ ઉપર દિવસે દિવસે વધારે ધ્યાન અપાતું જાય છે, અને હિન્દુસ્તાનની વનસ્પતિમાંથી દવા, ગુંદ, ઇમારતી લાકડાં, રંગ, વગેરે કેવી રીતે સારાં અને વધારે ઉત્પન્ન થઈ શકે, તે આપણી સરકારનો મૂળ હેતુ હોવાથી હાલમાં જંગલ ખાતું ( Forest Department ) સ્થાપવામાં આવ્યું છે. જુદા જુદા પ્રાન્તોમાં થતી વનસ્પતિઓનો અભ્યાસ અને અનુભવ એક માણસને કરવો હોય તો તેને તે મુશ્કેલ પડે છે, પણ વખતો વખત સરકાર તરફથી, તેમ જ કેટલીક વાર પ્રજા તરફથી જુદા જુદા ભાગોમાં વનસ્પતિ અને તેની પેદાશોનાં પ્રદર્શનો ભરવામાં આવે છે; વળી કેટલાંક મ્હોટાં શહેરોમાં તેનાં સંગ્રહસ્થાનો રાખવામાં આવેલાં છે, ત્યાં જઈ જોવાથી ઘણો અનુભવ મળે છે. આવી જગાઓએ જોવાથી માલૂમ પડશે કે આપણા દેશની વનસ્પતિ પેદાશના નમૂના કેટલા સંખ્યાબંધ છે, તેમ તેના ઉપયોગીપણાનું જો જ્ઞાન હોય તો આપણા વેપાર ઉદ્યોગને કેટલો બધો ફાયદો થાય.

ગુજરાતી ભાષામાં વનસ્પતિનું વિગતવાર વર્ણન કરેલાં પુસ્તકો જોવામાં આવતાં નથી. યુરોપના વિદ્વાનોએ વનસ્પતિના વર્ગ પાડેલા છે, અને તે દરેક વર્ગમાં આવતી વનસ્પતિઓની જાતો અને ઉપજાતો પાડેલી છે. વનસ્પતિ વર્ણનના મથાળા નીચે હવે પછી જે વિષય લખવામાં આવશે તેમાં દરેક વનસ્પતિનું લેટીન ભાષાનું નામ, તેનું ઇંગ્લિશ ચાલતું નામ, અને હિન્દુસ્તાનના જુદા જુદા ભાગોમાં જે દેશી નામોથી તે વનસ્પતિઓ ઓળખાતી હશે તે નામો અને તેનો વર્ગ આપવામાં આવશે; કારણ કે એક જ દેશી નામની જુદી જુદી વનસ્પતિઓ પણ હોય છે, ત્યારે તેનાં વિદ્વાનોએ આપેલાં નામ વગર તે ઓળખી શકાતી નથી. જેથી ધણી ને

વનસ્પતિને ઊગવાની જગા, તેની રચના, તેના વપરાતા જુદા જુદા ભાગો અને તેના ગુણ દોષ આપવામાં આવશે.

---

## વછનાગ.

### વર્ગ—રેનન્કયુલેસી.

**લેટીન નામ**—એકોનાઇટમ ફેરોક્ષ. **ઈંગ્રેજી નામ**—એકોનાઇટ.

**દેશી નામ**—સંસ્કૃત વત્સનાભ; હિન્દી બિષ, બિખ, બછનાગ; મરાઠી વછનાગ; ગુજરાતી વછનાગ.

**જગા**—ઉત્તર હિન્દુસ્તાનનાં જંગલો, નેપાળ, કુમાયુન પ્રાન્ત. ઠંડા દેશોમાં આ જાતના છોડ દરિયાની સપાટીથી દસ હજાર ફુટની ઊંચાઇ એ જોવામાં આવે છે.

**વપરાતા ભાગ**—મૂળીયાં કે મૂળની ગાંઠો.

**રચના**—વછનાગના છોડ સીધા બે ત્રણ ફુટ ઊંચા વધે છે. તે પર બદામી આકારનાં ગોળ, અને કોરમાં પાંચ દાંતા પડેલાં પાંદડાં ઊગે છે. તેને ઘેરા આસમાની રંગનાં મ્હોટાં ફૂલ આવે છે. આ છોડને બે ત્રણ મૂળ ફૂટે છે, અને તે પર ઝીણા રેસા ઊગે છે. બજારમાં જે પદાર્થ વછનાગને નામે વેચાય છે તે આ છોડનાં મૂળ છે. બે જાતના વછનાગ બજારમાં વેચાય છે, તેમાં એકનો રંગ કાળો છે અને બીજાનો સફેદ છે. કાળા રંગનાને શિંગીઓ કે શિંગડીઓ વછનાગ અને સફેદને ધોળો કે લાહોરી વછનાગ કહે છે. દેશી વૈદ્યો ઘણે ભાગે કાળો વાપરે છે, અને ઇંગ્રેજી દવાઓમાં સફેદ વધારે વપરાય છે. શિંગડીઓ વછનાગ કાળા રંગનો અને ન્હાના હરણનાં શિંગડાંના આકારનો થાય છે. તેની ત્રણ ચાર ઇંચ લાંબી ગાંઠો મળે છે, તે ભાગવાં અન્દરથી ભૂરાશ પડતા કાળા રંગની દેખાય છે. તેની વાસ કરડી અને જલદ છે. તે ભેજમાં હવાઇને નરમ અને ચીકણો બને છે. લાહોરી વછનાગ ભાગતાં અન્દરથી સફેદ રંગનો અને કઠણ છે. શુદ્ધ કરવાથી પણ પ્હેલી જાતના વછનાગની ગંધ જતી નથી, તેથી યૂરોપમાં તે વધારે વપરાતો નથી.

**ઇતિહાસ અને ઉપયોગ**—હિન્દુ ગ્રન્થકારોએ અઢાર જાતના વ-

સાથ-૨૦૦ નીચે છે. આમ થવાનાં કારણ ગઈ સાલનો સખત દુકાળ, તથા પરીક્ષા વખતે આખા ગુજરાતમાં ચાલતો તાવનો ઉપદ્રવ, વગેરે છે. આશા છે કે આવતી પરીક્ષામાં ઈશ્વરકૃપાથી ઉમેદવારોની સંખ્યા અસલ મુજબ થશે.

અમદાવાદ. MADHAVLÁL HARILÁL DESÁI,
તા૦ ૩૦-૧૨-૧૯૦૦ પ્રિન્સિપાલ, ગુજરાત મેલ ટ્રેનિંગ કૉલેજ.

---

# काझी शहाबुद्दीन स्कोलरशिपो.

## હાઈ અને સ્પેશ્યલ સ્કૂલોમાં કાઝી શહાબુદ્દીન સ્કોલરશિપો આપવાના કામચલાઉ ધારા.

મરહુમ ખા. બા. કાઝી શહાબુદ્દીન સી. આઇ. ઇ. એ મુસલમાન કોમની કેળવણીના ઉત્તેજન માટે એક લાખ રૂપિયાની રકમ સરકારને આપેલી છે. તે રકમાંથી નીચે પ્રમાણે સ્કોલરશિપો નીચે જણાવેલા જિલ્લાઓમાં બીજો હુકમ થતા સુધી આપવાનું નામદાર ગવર્નર ઇન કાઉન્સીલે મંજૂર કર્યું છેઃ—

| વિભાગ. | જિલ્લો. | દર વર્ષે આપવાની સ્કોલરશિપો. |
|---|---|---|
| મધ્ય વિભાગ. | ખાનદેશ ........ | ૧ |
| | સોલાપુર ...... ... | ૧ |
| ઉત્તર વિભાગ. | અમદાવાદ........ | ૧ |
| | ખેડા ........... | ૧ |
| દક્ષિણ વિભાગ. | ધારવાડ ........ | ૧ |
| | બીજાપુર ........ | ૧ |
| | કુલ .. | ૬ |

૨. ઉપર જણાવેલા જિલ્લાઓમાં આવેલી કોઈ પણ સરકારી અથવા સરકારની દેખરેખ નીચેની સ્કૂલોના મુસલમાન વિદ્યાર્થીઓ આ સ્કોલરશિપો માટે સ્પર્ધા કરી શકશે. પણ સ્પર્ધાની પરીક્ષાની તારીખ પહેલાંના

ઓછામાં ઓછા બાર મહિના તેમણે આ સ્કૂલોમાં અભ્યાસ કરેલો હોવો જોઈશે.

૩. આ સ્કોલરશિપો માટે દર વર્ષે સપ્ટેમ્બર મહિનામાં પરીક્ષા થશે. જે ઉમેદવારોની ઉમ્મર સપ્ટેમ્બરની ૧લી તારીખે ૧૫ વર્ષ ઉપર હશે તેમને પરીક્ષામાં દાખલ કરવામાં આવશે નહિ.

૪. દરેક જિલ્લાને માટે એજ્યુકેશનલ ઇન્સ્પેકટરે નીમેલી કમિટી પરીક્ષાના પરિણામ પ્રમાણે સ્કોલરશિપ આપશે. પરીક્ષાનાં મથક સરકારી ગેઝીટમાં જાહેર કરવામાં આવશે. સ્કોલરશિપ મેળવનારનાં નામ જે સ્કૂલમાં તેમણે અભ્યાસ કર્યો હશે તે સ્કૂલના નામ સાથે દર વર્ષે સરકારી ગેઝીટમાં પ્રસિદ્ધ થશે.

૫. પરીક્ષામાં દાખલ થવાની અરજીઓ છાપેલા ફોર્મ ઉપર કરવી. એજ્યુકેશનલ ઇન્સ્પેકટરને અરજ કરવાથી આ ફોર્મની નકલો મળશે. દરેક ઉમેદવાર પાસેથી પરીક્ષાની ફીના રૂ. ૨ ) લેવામાં આવશે.

૬. પરિશિષ્ટ અ માં જણાવેલા વિષયોમાં પરીક્ષા લેવામાં આવશે.

૭. સ્કોલરશિપ મેળવનાર વિદ્યાર્થી કેળવણી ખાતાએ માન્ય કરેલી અને સરકારે ઠરાવેલો અભ્યાસક્રમ ચલાવનારી ઇલાકાની કોઈ પણ જાહેર શાળામાં નિયમિત હાજરી અને સારી વર્તણૂક સાથે સન્તોષકારક અભ્યાસ કરશે તો પરીક્ષા પછીના જાન્યુઆરી માસની ૧લી તારીખથી તેને દર મહિને રૂ. ૫ લેખે ચાર વર્ષ સુધી સ્કોલરશિપ મળશે. એજ્યુકેશનલ ઇન્સ્પેકટરની મારફત ડિરેકટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રકશનની મંજૂરી લીધા સિવાય ગેરવર્તણૂક અથવા બીજા કારણસર કોઈ સ્કોલરની સ્કોલરશિપ બન્ધ કરી શકાશે નહિ. સ્કૂલની વાર્ષિક તપાસણી વખતે તે સ્કૂલમાં અભ્યાસ કરનારા બધા સ્કોલરોને ઇન્સ્પેકટર રૂબરૂ હાજર થવું પડશે.

૮. એજ્યુકેશનલ ઇન્સ્પેકટર અથવા ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર ગમે તે વખતે આ સ્કોલરોની પરીક્ષા લઈ શકશે, અને તેમનો અભ્યાસ અસન્તોષકારક માલૂમ પડશે તો તેમની સ્કોલરશિપ બન્ધ કરી શકશે.

૯. કોઈ પણ સ્કોલર એજ્યુકેશનલ ઇન્સ્પેકટરની મંજૂરી સિવાય એક સ્કૂલમાંથી બીજી સ્કૂલમાં જઈ શકશે નહિ.

૧૦. સરકારી સ્કૂલોમાં અભ્યાસ કરનાર સ્કોલરોને બીજા વિદ્યાર્થીઓ જે ફી આપતા હશે તે આપવી પડશે.

---

## પરિશિષ્ટ अ.

### પરીક્ષાના વિષયો.

( શિક્ષાની દેશી ભાષા મારફત પરીક્ષા લેવામાં આવશે. )

विषय १ लो—ગણિત—વ્યવહારી અને દશાંશ અપૂર્ણાંક, ત્રિરાશી અને બહુરાશી, સાદુ વ્યાજ અને પાંતી.

विषय २ जो—દેશી ભાષા—મરાઠી, ગુજરાતી, અને કાનેરી સરકારી વાંચન માળાની છેલ્લા ચોપડીના જેટલી અઘરી કોઈ પણ ચોપડીનું વાંચન વ્યાકરણ સાથે. રઘુનાથ પંડિત-ના કાવ્ય જેટલા અઘરા કાવ્યમાંથી ૧૫૦ લીટીનું વાંચન તથા સમજુતી. કવિતાની ૧૦૦ લીટીનો મુખ પાઠ. ( કવિતાને બદલે ઉર્દુ વાંચન લેખન અથવા આરબી કે ફારસી ભાષાનું થોડું જ્ઞાન ચાલશે. )

વાંચન ચોપડીમાંથી ૫ લીટીનું ડિક્ટેશન. વહિવટી અક્ષરે લખેલી આખી કોપી બુક બતાવવી. ઇંગ્રેજી વાંચન ચોપડીમાંથી ૫ લીટીનો તરજુમો.

विषय ३ जो—હિન્દુસ્તાનનો ઇતિહાસ તથા ભૂગોળ.

विषय ४ थो—ઇંગ્રેજી—ઇંગ્રેજી વાંચન માળાની ૩ જી ચોપડી જેટલી અઘરી ચોપડીનું વાંચન, દેશી ભાષામાં સમજુતી તથા ઇંગ્રેજીમાં સાદા પરચટા સાથે.

નાના અક્ષરે લખેલી આખી કોપી બુક બતાવવી.

વાંચન માળાની ત્રીજી ચોપડી ( ગુજરાતી, મરાઠી, કે કાનેરી ) જેટલી અઘરી કોઈ પણ ચોપડીમાંથી પાંચ નાનાં વાક્યોનો ઇંગ્રેજીમાં તરજુમો. જોડણી ધ્યાનમાં લેવાશે.

---

નારણ રૂ. ૩) મહીજ. ચલોડાના પટેલ ડાહ્યાભાઈ નથુભાઈ રૂ. ૪-૪-૦ ઓડ. સોજીત્રાના ચુનીલાલ કશીભાઈ રૂ. ૧છે), નડીઆદના દેશાઈ આમથાભાઈ બેચરભાઈ. રૂ. ૧૩-૮-૦ વડથલ. પટેલ ઇશ્વરભાઈ ગીરધરભાઈ રૂ. ૪-૧૪-૯ નાપાડ. નડીઆદના પટેલ છગનભાઈ તળશીભાઈ રૂ. ૬) સલુણ. બારિસ્ટર મોહનલાલ જેસીંગ. રૂ. ૨), પટેલ આશાભાઈ રણછોડ તથા દેસાઈભાઈ જીવાભાઈ. રૂ. ૭-૮-૦ સામોદ. ગીરજાશંકર જોઇતારામ. રૂ. ૩)

સુરત વિભાગ. સુરત ઉર્દુ સ્કૂલ નંબર ૫ મો. અંજુમન ઇસ્લામ તરફથી રૂ. ૧૦-૧૦-૦ સુરત મ્યુનિસિપલ સ્કૂલ નં ૯ મો. બાઈ લક્ષ્મી રૂ. ૪)

ભરૂચ વિભાગ. કેસવાણ. ગામ લોક રૂ. ૩)

ઝાલાવાડ પ્રાંત. લખતર. તલકશી જેચંદ રૂ. ૩ ધાંધલપુર. મે. તાલુકદાર સાહેબ રૂ. ૧૦) લીંબડી નં. ૧ લો. મે. ઠાકોર સાહેબ. રૂ. ) ૧૫ લીંબડી નં. ૨ એજન સાહેબ. રૂ. ૧૨) લીંબડી કન્યાશાળા. એજન રૂ. ૫) શીઆણી. એજન રૂ. ૩) લખતર. હરીભાઈ પનજી રૂ. ૩૦) પાણી પીવામાં. દુધરેજ. ઠક્કર જવેરભાઈ કરીમ રૂ. ૧૫ છોકરાઓને જમાડવા. કરીમ નુરભાઈ રૂ. ૩ સાયલા તાલુકા સ્કુલ. કુમાર શ્રી મદારસીંહજી. રૂ. ૫) ઝીંઝુવાડા. મે. તાલુકદાર સાહેબો રૂ. ૩૦) ઝીંઝુવાડા કન્યાશાળા. એજન રૂ. ૧૩) તલસાણા ઉંબરીના ભાયાતો તરફથી રૂ. ૭) સાયલા. મે. ઠાકોર સાહેબ વખતસીંહજી રૂ. ૫) લીંબડી સ્ટેટ તરફથી લીંબડી કન્યાશાળા. મે. રાજબા સાહેબ. રૂ. ૪૫-૧૩-૦ ચુડા. શા. અખુધના. રૂ. ૩)

સોરઠ વિભાગ. ઊના તા. સ્કુ. મે. નવાબ સાહેબ રૂ. ૨૧-૬-૦ દેલવાડા. શેઠ પ્રાણજીવણદાસ વિઠ્ઠલદાસ રૂ. ૧૦) દેલવાડા કન્યાશાળા. એજન રૂ. ૩) ગઢડા કન્યાશાળા. મે. નવાબ સાહેબ રૂ. ૩) કુતીઆણા. મંગ ધારશી મોરારજી રૂ. ૪૨-૧૪-૯, મંગ અમરચંદ માધવજી રૂ. ૧૬), ઠક્કર દેવજી રવજી રૂ. ૫), જુનાગઢ. ડોક્ટર ત્રિભુવનદાસ મોતીચંદ રૂ. ૫) જુનાગઢ કન્યાશાળા. મે. નવાબ સાહેબ રૂ. ૨૧-૧૧-૦ ડોક્ટર ત્રિભોવનદાસ મોતીચંદ રૂ. ૬) જુનાગઢ કન્યાશાળા નં. ૨ જો. મે. નવાબ સાહેબ રૂ. ૯-૧૧-૬ ડોક્ટર ત્રિભોવનદાસ મોતીચંદ રૂ. ૪) શાપુર. મે. નવાબ સાહેબ રૂ. ૪-૧૧-૦ ગામ લોક રૂ. ૭-૧-૦ વંથલી. કેસારા મોહન નાના રૂ. ૩) કોયલી. મહંત ધીરગરજી મોતીગરજી રૂ. ૬-૮-૦ ખાલાગામ. મે. નવાબ સાહેબ રૂ. ૪-૭-૦ વેરાવળ કન્યાશાળા. વકીલ હરીદાસ વખતચંદ રૂ. ૧૨-૧૨-૦ પાટણ કન્યાશાળા. મે. નવાબ સાહેબ, રૂ. ૧૩-૯-૬ નાંગેશ્રી. મે. બાબરીઆવાડના થાણદાર

સાહેબ રૂ. ૬-૬-૭. વેરાવળ. મે. ગાયકવાડ સરકાર રૂ. ૧૭), મે. નવાબ સાહેબ રૂ. ૧૪-૬-૦ પ્રભાસ પાટણ. મે. નવાબ સાહેબ રૂ. ૧૩-૧૪-૦, મે. ગાયકવાડ સરકાર રૂ. ૫) ચોરવાડ. શેઠ મોતીલાલ દરગોવનદાસ થાણાવાળા રૂ. ૧૮-૮-૦ વેરાવળ કન્યાશાળા. મે. નવાબ સાહેબ રૂ. ૩૧-૭-૦, મે. ગાયકવાડ સરકાર રૂ. ૨૪) ચોરવાડ કન્યાશાળા. મે. નવાબ સાહેબ રૂ. ૪-૬-૬, થાણાના શેઠ મોતીલાલ દરગોવન રૂ. ૧૫-૬-૬ સુત્રાપાડા કન્યાશાળા. મે. નવાબ સાહેબ રૂ. ૪-૮-૦ વંથલી. મે. નવાબ સાહેબ રૂ. ૨૩-૧૩-૦ વંથલી કન્યાશાળા. મે. નવાબ સાહેબ રૂ. ૭-૮-૦+૬-૭-૯ તાણા. મે. નવાબ સાહેબ રૂ. ૩-૫-૦ ઊના તા. સ્કુલ. મે. શાહજાદા સાહેબ રૂ. ૧૦) દેલવાડા. શેઠ મુગજી માવજી રૂ. ૩), મે. દિવાનજી સાહેબ રૂ. ૬), શેઠ ચતુરભુજ અમરસીંગ રૂ. ૩) ઊના કન્યાશાળા. મે. શાહજાદા સાહેબ રૂ. ૪) ગડડા કન્યાશાળા. સ્ટેટ તરફથી રૂ. ૩-૦-૦ બેરાઈ. મે. જુનાગઢના દિવાન સાહેબ રૂ. ૫-૫-૬ જુનાગઢ કન્યાશાળા નં. ૨ જો. મે. નવાબ સાહેબ રૂ. ૩-૧૨-૦ છોડવડી. મકબુલમીઆં ફેજુદીનમીઆં રૂ. ૬-૧૨-૦ બામણાશા. મે. નવાબ સાહેબ રૂ. ૫-૧૪-૦ વડાલ. મે. નવાબ સાહેબ રૂ. ૮-૬-૦ વડાલ કન્યાશાળા. મે. વહીવટદાર સાહેબ ગોવરધનદાસ ઉદજી રૂ. ૫), મે. નવાબ સાહેબ રૂ. ૭) માખીઆળા. મે. નવાબ સાહેબ રૂ. ૫-૪-૦ જુનાગઢ મહોબત મદ્રેસા. વાર્ષિક પરીક્ષા વખતે મોટો મેળાવડો કરી સ્કૂલને જુદી જુદી તરેહની ઉત્તેજન આપી મે. નવાબ સાહેબે રૂ. ૭૦) નું ઇનામ વહેંચ્યું. વંથલી. શેઠ ઠાકરશી ગળચંદ રૂ. ૨-૮-૦ શીળ. મે નવાબ સાહેબ રૂ. ૩) પ્રભાસપાટણ. મે. નવાબ સાહેબ રૂ. ૭) માલીઆ. મે. નવાબ સાહેબ રૂ. ૭-૭-૦ કેસોદ. એજન રૂ. ૮-૯-૦, ગામ લોક રૂ. ૩) પાટણ કન્યાશાળા. સરકાર તરફથી રૂ. ૪-૮-૦ આનખડા. એજન રૂ. ૩-૧૦-૦ ગડડા કન્યાશાળા. એજન રૂ. ૩) જુનાગઢ તા. સ્કુ. મોતી આમચંદ મોનજી રૂ. ૫), શેઠ નાથા દેવચંદ રૂ. ૫) જુનાગઢ નં. ૨. ડોકટર ત્રિભુવનદાસ મોતીચંદ રૂ. ૮), લીલાધર કેશવજી કામદાર સાહેબ રૂ. ૮), નાથાલાલ દેવચંદ રૂ. ૮) જુનાગઢ નં. ૩ જો. નાથાલાલ દેવચંદ રૂ. ૫) જુનાગઢ કન્યાશાળા. લીલાધર કેશવજી કામદાર સાહેબ રૂ. ૩), વડોદરા સ્ટેટના મે. એ. ઇ. સાહેબ નગીનદાસ ગોરધનદાસ રૂ. ૩), શેઠ નાથાલાલ દેવચંદ રૂ. ૭) જુનાગઢ કન્યાશાળા નં. ૨ જો. મે. નવાબ સાહેબ રૂ. ૫-૪-૦ વડાલ. એજન રૂ. ૩-૩-૦ ચોરવાડ. એજન રૂ. ૫-૧૧-૦ ચોરવાડ કન્યાશાળા. એજન રૂ. ૯) સુત્રાપાડા કન્યાશાળા. એજન ૪-૮-૦.

———

અંકગણિતની સમજુતી. કિમ્મત ૨ ના પોસ્ટેજ સાથે. પાંચે, દશ; દશે. પંદર; વીશે, વીસ, અને પચીશે, પચીસ; ટકા કમિશન. વેલ્યુ પેએબલ ખર્ચ લેનારને શિર. ખુશાલદાસ ગોકળદાસ. બુકસેલર. અમદાવાદ.

## લેખનકળા, કોપીબુકો.

### ગુજરાતી અને બાળબોધ છ નમ્બર.

**કેળવણીખાતાના મે. ડિરેકટર સાહેબે મુમ્બઈ ઇલાકાની ગુજરાતી નિશાળોમાં ચલાવવાને મંજૂર કરી છે.**

કેળવણીખાતાના ઘણા અનુભવી અમલદારોના મત લઈ ગુજરાતી અક્ષરોમાં શુદ્ધ વળણ શોધી કાઢી, તથા ધોરણોને અનુકૂળ અક્ષરોનાં કદ તથા લખાણ ઢબની ગોઠવણ કરીને, હાલ ચાલતી સર્વે કોપીબુકો કરતાં ચઢીઆતી થવાની ખાત્રી થયા પછી, છપાવી જાહાર પાડી છે

સુજ્ઞ શિક્ષકો આગળ સેંકડો સર્ટિફિકેટો મૂકવા કરતા એ કોપીબુકો બીજી સાથે સરખાવતાં ધ્યાનમા લેવા જેવી કેટલીક સૂચનાઓ, તેમના અનુભવી વિચારને ટેકો મળના, અહિં મૂકવા વધારે યોગ્ય ધારીએ છીએ.

૧ કોપીબુકોની સફાઇ અને સુન્દરતા જાળવવા માટે ત્રાંબાનાં પત્રાં (કોપરપ્લેટ) કોતરાવેલા છે, જે ઉપરથી માત્ર દરેક પેજ એક જ બાજૂએ સુન્દર રંગની શાહીથી છપાય છે, કાગળ અને કવર ઊંચા ટકાઉ વાપરેલા છે.

૨. દરેક નમ્બરમા એક જ જાતના અક્ષર રાખેલા છે, જેથી બે જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દૂર થાય છે, તેમ જ એક જ વખત એક જ કદના અક્ષરનું બાળકોને પાકુ જ્ઞાન થાયછે.

૩ શરૂઆતમા બાળકો પહેલો નમ્બર લખતા પોતાની મેળે અક્ષર કાઢે ત્યારે હાથ ધ્રૂજે છે, ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ધાસ્તી રહે છે, માટે હમે હમારી કોપીઓનો પહેલો નમ્બર માત્ર બાળકોને ઘુંટવાનો રાખ્યો છે, ને હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘુંટવાની ને તેની નીચે બીજી લખવાની છે.

૪. ચોથુ ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે વળગે છે તે ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામા તેમને અક્ષરનું ભાન થાય, તેવા અક્ષરના કદ રાખેલા છે, કારણ કે પછી અક્ષર સુધારવાનો તેમને વખત મળતો નથી

૫. ઊંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ હમારી કોપીબુકોનો છઠો નમ્બર ખાનીભરેલી રીતે પૂરી પાડે છે. કારણ કે, તેમા વ્યવહારમા ઘણા ઉપયોગો થઈ પડે તેવા લખાણો દાખલ કરેલા છે જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમા ઘણાં જ પસન્દ પડેલાં છે. એ કોપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેંકડે તેત્રીશ ટકા કમિશનથી આપવામા આવશે અને ૨૦૦ કોપી લેનારને રેલવે ખર્ચ આપીશુ. પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનુ ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો સેંકડે અર્ધા ટકો હકશાઇ લઈ મોકલી આપવા ગોઠવણ રાખી છે ઠેકાણુ—આત્મારામ અને દલા-

---

## દાકતર ઝવેરભાઇ નારણભાઇનું દવાખાનું.

ઠેકાણું—અમદાવાદ; ખાડીઆમાં. પોલીસગેટ પાસે.

ફી—છુટક તથા ઉચક રકમ ઠરાવી દવા કરવામાં આવે છે.

વખત આખો દીવસ. તથા રાત્રે પણ દવા મળે છે.

સામટી દવા—દૂરના તથા પરગામના દરદીઓને બે, ચાર, આઠ, અથવા વધારે દીવસની સામટી દવા આપવામાં આવે છે.

ખાસ અકસીર દવા—તાવ, કમળો, ઝાડો, મરડો, ખાંશી, કોલેરા, મરકી, હરસ, ખીલ, આંખ તથા કાનના રોગો ઉપર ખાસ દવા આપવામાં આવે છે.

સરસ અને સસ્તી દવાઓ—શક્તિ, ધાતુપુષ્ટિ, તાવ, જુલાબ, પ્રમેહ, ચાંદી ખાંસી, કોલેરા વીગેરે રોગોની લાંબો વખત ચાલે એટલી, દવાઓ તૈયાર બનાવી આપવામાં આવે છે.

નવી નવી દવાઓ તથા નવા નવા ઈલાજો.—ઇગ્લાંડ, સ્કૉટલાંડ, આયર્લાંડ, ફ્રાન્સ, જર્મની, ઈટાલી વીગેરે યુરોપના, તથા અમેરિકાના દેશોના નામાંકીત દાક્તરોની નવી નવી શોધખોળ તથા સુધારા વધારા મુજબ અનેક રીતેની (એલોપથીક, હોમીઓપથીક, ઇલેક્ટ્રો હોમીઓપથીક વીગેરે) તથા દેશી વૈદક વિદ્યાઓને અનુસરી નવી નવી દવાઓ તથા નવા નવા ઈલાજો કરી જલદી રોગ મટાડવામાં આવે છે.

કડવી દવા—કડવી દવા પીતાં કંટાળનારાઓને મીઠી મીઠી દવા આપી જલદી રોગ મટાડવામાં આવે છે.

મફત—દાક્તરોની તથા વૈદોની દવા પીને કંટાળેલાઓને મફત સલાહ મળે છે. અનાથ ગરીબોને પણ મફત દવા આપવામાં આવે છે.

બહારગામ જોવા જવાની ગોઠવણ—પરગામના દરદીઓને તેમને ઘેર જોવા જવાની તથા દવાની ખાસ ગોઠવણ કર-

# સૂચના.

આ પત્ર સમ્બન્ધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નોટપેડ કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોકખે અક્ષરે કાગળની એક જ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસન્દ પડેલું લખાણ પાછું મોકલવા બન્ધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળા ખાતાના ડેપ્યુટી અને એસિસ્ટન્ટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સમ્બન્ધી હકીકત સ્કૂલ બોર્ડ તથા દેશી રાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમ જ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. હેન્ડબિલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પંદરમી તારીખ સુધીમાં આવવાં જોઈએ.

મની ઓર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સમ્ભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિમ્મત અગાઉથી જ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે. પોસ્ટેજ માફ, છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના. પત્રના ખર્ચે લેનાર દશ રૂપીઆ સુધીના પગાર વાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે ૦-૧૨-૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું.

વિષય પસન્દ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ થી રૂ. ૨ સુધી આપવામાં આવશે; ચર્ચા પત્રનો એમાં સમાસ થશે નહિ.

## જાહેર ખબરો છાપવાના ભાવ.

| રૂ. | લીટી. |
|---|---|
| ૧ | ૪ |
| ૨ | ૮ |
| ૩ | ૧૫ |

એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણે જ. બાર માસ લગી લાગલાગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહિના લગી પા ભાગ ચાર્જ પડશે. બાર મહિનાથી ઓછી મુદત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછીને દરેક માસને અર્ધો ચાર્જ લેવાશે.

## હેન્ડબિલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮-૦-૦, અર્ધા તોલા સુધીના રૂ. ૧૦-૦-૦, અને એક તોલા સુધીના રૂ. ૧૨-૦-૦ તે ઉપરાન્તને માટે પૂછી લખવું.

અંક ૨ જો. પુસ્તક ૪૦ મું.

# The Gujarat-School-Paper.

# ગુજરાત શાળા પત્ર.

ફેબ્રુઆરી ૧૯૦૧.

## અનુક્રમણિકા.



(કેળવણી ખાતાના હુકમથી.)

અમદાવાદ.

યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસ

## પ્રોફેસરો, પ્રિન્સિપલો અને હેડમાસ્તરો.

રા. સા. વામન આબાજી મોદક, બી, એ, માજી હે. મા. એલ્ફિન્સ્ટન હાઈસ્કૂલ.
ખા. બા. જમશેદજી અરદેશર, દલાલ, એમ. એ. એલ. એલ. બી; ગાયકવાડ કેળવણીખાતાના ડિરેક્ટર અને ગુજરાતકોલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ દોસાભાઈ નસરવાનજી વાડીઆ, એમ. એ; પ્રિન્સિપલ, સર. જ, જી. પા. બે. ઇન્સ્ટિટ્યુશન, મુમ્બઈ.
ખા. બા. જમશેદજી નવરોજજી ઉનવાળા, એમ. એ, ભાવનગર કોલેજ.
શેઠ. એદલજી ડોરાબજી તળાટી, બી. એ; અમદાવાદ હાઈસ્કૂલ.
શેઠ. ફરદુનજી મનચેરજી દસ્તુર, એમ. એ; પ્રોફેસર, પૂના કોલેજ.
ખા. સા. ઇબ્રાહીમ મહમદ સાયાની, બી. એ; હેડમાસ્તર ભરૂચ હાઈસ્કૂલ.
રા. સા. માધવલાલ હરિલાલ દેસાઈ, પ્રિન્સિપલ. ટ્રેનિંગ કોલેજ અમદાવાદ.
મિ. એ. એસ, જર્વિસ. સુરત મિશન સ્કૂલના પ્રિન્સિપલ.
મિ. વિલિયમ પીટી. બી. એ; સુરત મિશન સ્કૂલના મેનેજર.
રા. સા. નવલરામ લક્ષ્મીરામ, રાજકોટ ટ્રેનિંગ કોલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ બહેરામજી ફરામજી પટેલ બી. એ. માજી હેડમાસ્તર સુરત. હાઈસ્કૂલ.
શેઠ હોરમજજી જહાંગીર પ્રોપ્રાઇટરી સ્કૂલના માલિક.
શેઠ. ફરામજી બમનજી માસ્તર બી. એ. ફોર્ટ હાઇ સ્કૂલના માલિક.
શેઠ. માણેકજી બેજનજી કુપર ફોર્ટ હાઇ સ્કૂલના માજી હેડમાસ્તર.
શેઠ બરજોરજી ખરશેદજી સોજાબ્રા, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. નસરવાનજી ખરશેદજી નાનજી, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. જમશેદજી, ખાંડુબાસ, બી. એ. ક્યુરેટર ગવર્નમેન્ટ સેન્ટ્રલ બુકડીપો.
શેઠ. માણેકશા, બહેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર.
રા. રા. લક્ષ્મીદાસ, દી, હેડમાસ્તર આલ્ફ્રેડ હાઈ સ્કૂલ ભૂજ.
રા. રા. એમ. એમ. બલસારી બી. એ. માજી હેડમાસ્તર, ગોધરા એ. વ. સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ, હેડમાસ્તર, એંગ્લોવર્નાક્યુલરસ્કૂલ, ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, બેગમ ખાનમહમદ હબીબબાઈ સ્કૂલ.
શેઠ. રતનજી મહેરવાનજી માસ્તર, હેડમાસ્તર, ફરામજી પટેલ સ્કૂલ.

## મુમ્બઈની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.

| | |
|---|---|
| મે. ગુલાબદાસ સુન્દરદાસ ચોકસી. | શેઠ. કાવસજી મેરવાનજી મરોલના. |
| મે. પ્રાણજીવનદાસ કહાનદાસ. | મે. માણેકલાલ ગિરજારામ અધ્યારુ. |
| મે. હરજીવનદાસ ભિખલાલ. | મે. આત્મારામ ગોવિન્દદાસ. |
| મે. શિવશંકર કૃષ્ણાજી ભટ્ટ. | મે. મોહનલાલ પ્રભાશંકર |
| શેઠ. મહેરવાનજી બેરામજી દલાલ. | મે. વલ્લભ પાનાચન્દ. |

મુમ્બઈ અને ગુજરાતના જાહેર છાપાના મતોઃ—રાસ્ત ગોફતાર, મુમ્બઈ સમાચાર, જામે જમશેદ, અખબારે સોદાગર. કૈસરેહિન્દ ગુજરાતી, મજલાં પારસ: રિપન રિપોર્ટર, ઇન્ડીયન સ્પેક્ટેટર, ગુજરાત મિત્ર, પ્રજામિત્ર, સત્યપ્રકાશ, સુરત અખબાર, દેશમિત્ર, જામ સમાચાર, હિતેચ્છુ.

## દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.

૧. રોકડે રૂપીએ રેલવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વહે-પારીઓ જેઓ, એકમાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ મંગાવશે તેઓને સેંકડે ૨૦ ટકા ડિસ્કાઉન્ટ આપવામાં આવશે, પેકિંગ અને રેલ

# ગુજરાત શાળા પત્ર.

પુસ્તક ૪૦ મું. ફેબ્રુઆરી ૧૯૦૧. અંક ૨ જો.

## માસ.

ગયા માસમાં એક અત્યન્ત ખેદકારક બનાવ બન્યો છે. આપણાં માયાળુ મહારાણીજી શ્રી કૈસરે હિન્દ વિક્ટોરિયાએ ગયા માસની તા. ૨૨ મી ને રોજ ૮૨ વર્ષની ઉમ્મરે સ્વર્ગ વાસ કર્યો છે. મહારાણીજી શ્રીએ ઇંગ્લાન્ડની ગાદી ૬૪ વર્ષની લાંબી મુદત સુધી દીપાવી છે. આટલી લાંબી મુદત ઇંગ્લાંડનાં કોઈ રાજા રાણી ગાદી ઉપર રહ્યાં નથી તેથી આ બનાવ ઇતિહાસમાં ખાસ નોંધ લેવા જેવો છે. મહારાણીજી શ્રીના અમલમા તેમના તાબાના કોઈ મુલક ઉપર ભારે આફતો આવી નથી, અને જે કંઈ ન્હાની આફતો આવી છે તેમા લોકોના જાન માલનું સારી રીતે રક્ષણ કરવામાં આવ્યું છે. બીજાં રાજ્યો સાથે ઘણે ભાગે વિરોધમાં ઉતરવું પડયું નથી. આથી લોકોએ પોતાનો કાળ સુખ અને સલાહ શાન્તિમા નિર્ગમન કર્યો છે. આપણા હિન્દુસ્તાનમા મહારાણીજી શ્રીનો અમલ થયો ત્યારથી લોકોએ અનેક પ્રકારનાં સુખ ભોગવ્યા છે—વેપાર રોજગાર વધ્યો છે, હુન્નર કળા વધ્યા છે, કેળવણીની વૃદ્ધિ થઈ છે, ટૂંકામા દરેક પ્રકારે દેશ આબાદ થયો છે, તેથી આખો દેશ તેમનો આભારી છે અને તેમના સ્વર્ગ વાસથી અત્યન્ત દિલગીર છે.

મહારાણીજી શ્રીના ઘડપણના દિવસોમાં તેમના બે પુત્રો અને એક પૌત્રનો કાળ થવાથી તેમની તનદુરસ્તી પર ભારે અસર થઈ હતી. તેમના બીજા કુંવર ડ્યુક ઓફ એડિનબરોનો અને પાટવી કુંવર પ્રિન્સ ઓફ વેલ્સના મ્હોટા કુંવર પ્રિન્સ વિક્ટરનો કાળ થયાને તો માત્ર થોડી જ મુદત થઈ છે મહારાણીજીએ તેમના સ્વર્ગ વાસ વખતે બે કુંવરો, ત્રણ

કુંવરીઓ, અને કુંવરો તથા કુંવરીઓનાં ફરજંદોનું બહોળું કુટુમ્બ મૂક્યું છે.

પરમ કૃપાળુ પરમેશ્વર મહારાણીજી માના આત્માને શાન્તિ આપો, અને તેમને પર લોકમાં ઘણું સુખ આપો એવી હમે ખરા અન્તઃકરણથી પ્રાર્થના કરીએ છીએ.

---

ગયા માસમાં એક બીજો શોકજનક બનાવ બન્યો છે. વિદ્વાન પંક્તિમાં ગણાએલા નામદાર જજ મિ. મહાદેવ ગોવિંદ રાનાડેનો ગયા માસની તા. ૧૬ મી એ ૫૯ વર્ષની ઉમ્મરે કાળ થયો છે. મિ. રાનાડે જાતે દક્ષણી બ્રાહ્મણ હતા. તેમના પિતા કોલ્હાપુર સંસ્થાનની નોકરીમાં હતા. તેમણે મુમ્બઈની એલ્ફીન્સ્ટન હાઈસ્કૂલમાં પ્રથમ કેળવણી લીધી હતી. ન્હાનપણથી જ તેમની અસાધારણ માનસિક શક્તિઓએ તેમના શિક્ષકોનું ધ્યાન ખેંચ્યું હતું. એલ્ફીન્સ્ટન કોલેજમાં અભ્યાસ કરી એમ. એ. ની પરીક્ષામાં પાસ થયા કે તરત જ તે તે જ કોલેજમાં ઇતિહાસના લેક્ચરર નિમાયા હતા. ત્યાર પછી તેમણે એલ. એલ. બી. ની તથા એડવોકેટની પરીક્ષા પાસ કરી હતી. પરન્તુ તે વકીલાતના ધન્ધામાં જોડાયા નહોતા. એલ્ફીન્સ્ટન કોલેજમાં ઇતિહાસના લેક્ચરની જગાએ બે વર્ષ રહ્યા પછી તે જ કોલેજમાં તે ઇંગ્રેજી સાહિત્યના જ્યુનિયર પ્રોફેસર તરીકે નિમાયા હતા. ત્યાં થોડી મુદત કામ કર્યા પછી તે ન્યાય ખાતામાં જોડાયા હતા. મુમ્બઈની હાઈ કોર્ટના મદદનીશ રિપોર્ટર, નાશક અને પુનામાં સબ જજ, પુના સ્મોલ કોઝ કોર્ટના જજ, વગેરે હોદ્દાનું કામ કર્યા પછી ઇ. સ. ૧૮૯૩ ની સાલમાં મરહુમ મિ. જસ્ટીસ તેલંગની ખાલી પડેલી જગાએ મુમ્બઈની હાઈ કોર્ટમાં તેમની નિમણૂક થઈ હતી. આ માનવન્તો હોદ્દો તેમણે તેમના મરણ પર્યન્ત ભોગવ્યો છે. મિ. રાનાડેને નામદાર સરકારે તેમની વફાદાર નોકરીની કદર કરીને સી. આઈ. ઇ. નો ઇલકાબ ઇ. સ. ૧૮૮૭ માં આપ્યો હતો. મિ. રાનડે સંપૂર્ણ રીતે આ ઇલકાબને લાયક હતા.

મિ. રાનાડે એક વિદ્વાન અને બાહોશ અમલદાર હતા, સુક્ષ્મ અને ખરેખરા વિચાર કરનાર હતા, અને સંસારિક સુધારાના ચુસ્ત હિમાયતી હતા. તેમની રીત ભાત સાદી અને સ્વભાવ શાન્ત હતો. તેમનામાં છટાથી તથા હાંજર વાદ વિવાદ કરવાની ઉત્તમ શકિત હતી. તે બાહોશ ધારા શાસ્ત્રી અને કાબેલ તથા પ્રતિષ્ઠિત ન્યાયાધીશ હતા. એક અમલદાર તથા ગૃહસ્થ તરીકે તેઓ વ્યવહાર કુશળ હતા. ગરીબ વર્ગનાં છોકરાંને કેળવણી લેવામાં પૈસા સમ્બન્ધી તે સારી મદદ કરતા. આસરે બસેં ગરીબ છોકરાં તેમના આધારે કેળવણી લેતાં. કેળવણીના હરેક કામમાં તે આગેવાની કરતા. હિન્દની કેળવણીની વૃદ્ધિ કરવામાં મિ. રાનાડે સાધન ભૂત હતા એમ કહીએ તો પણ ચાલે. આપણા દેશને તેમના મરણથી બારે ગેરલાભ થયો છે અને તેથી તે અત્યન્ત દિલગીર છે.

પરમ કૃપાળુ પરમેશ્વર તેમના આત્માને શાન્તિ આપો એવી હમે અન્તઃકરણપૂર્વક પ્રાર્થના કરીએ છીએ.

---

મહારાણીજીના પાટવી કુંવર પ્રિન્સ આલ્બર્ટ જે આજ સુધી પ્રિન્સ ઓફ વેલ્સના ખિતાબથી ઓળખાતા હતા તે ગયા માસની તા. ૨૪ મી એ સાતમા એડવર્ડના નામથી ઇગ્લાન્ડના ગાદીપતિ અને હિન્દના શહેનશાહ જાહેર થયા છે. આ નામદારનો જન્મ તા. ૯ મી નવેમ્બર સને ૧૮૪૧ ને રોજ થયેલો હોવાથી તે ગાદી પતિ જાહેર થયા તે દિવસે તેમની ઉમ્મર ૫૯ વર્ષ ૨ મહિના અને ૧૫ દિવસની હતી. ઇગ્લાન્ડના આ નવા ગાદી પતિ અને આપણા નવા શહેનશાહને ઇશ્વર લાંબું આયુષ્ય આપો, અને તેમના અમલમાં તેમના તાબાના મુલકમાં સલાહ શાન્તિ રાખો એવી હમારી પ્રાર્થના છે.



ઇંગ્લાન્ડ અને વેલ્સના કેળવણી ખાતાનો સને ૧૮૯૮–૯૯ ના વર્ષનો રિપોર્ટ હમને મળ્યો છે. એ વરસમાં ત્યાં ૧૪,૯૩૭ દિવસની પ્રાથમિક શાળાઓ હતી, અને તેમની જુદા જુદા મુખ્ય શિક્ષકોના હાથ નીચે મૂકેલી છોકરાની, છોકરીઓની, મિશ્ર, અને બાળ શાળા એવી ૩૦,૯૧૧ શાખાઓ કરી હતી. ઉમ્મર પ્રમાણે વિદ્યાર્થીઓની રજીસ્ટર સંખ્યા તથા તેમની કુલ સરાસરી હાજરી નીચે મુજબ હતી:—

| | | | |
|---|---|---|---|
| સાત વર્ષની | અન્દરની | ઉમ્મરના | ૧૮,૦૯,૬૭૦ |
| સાત ઉપર અને તેર વર્ષની | " | " | ૩૫,૦૩,૨૮૨ |
| તેર ઉપર અને ચૌદ વર્ષની | " | " | ૨,૦૯,૪૧૦ |
| ચૌદ વર્ષ | ઉપરની | " | ૫૪,૪૫૪ |

રજીસ્ટર ઉપર કુલ સંખ્યા ......................૫૫,૭૬,૮૧૬
કુલ સરાસરી હાજરી ........................૪૫,૫૪,૧૬૫
સરાસરી હાજરીના ટકા ........................૮૧.૬૬

પાછલાં ત્રણ વર્ષમાં વિદ્યાર્થીઓની રજીસ્ટર ઉપર સંખ્યા તથા સરાસરી હાજરી નીચે મુજબ હતી:—

| સાલ. | વિદ્યાર્થીઓની રજીસ્ટર ઉપર સંખ્યા. | સરાસરી હાજરી. | સરાસરી હાજરીના ટકા. |
|---|---|---|---|
| ૧૮૯૫ | ૫૨, ૯૯, ૪૧૯ | ૪૩, ૨૫, ૦૩૦ | ૮૧.૬૨. |
| ૧૮૯૬ | ૫૪, ૨૨, ૯૮૯ | ૪૪, ૪૨, ૯૧૧ | ૮૧.૫૫ |
| ૧૮૯૭ | ૫૫, ૦૭, ૦૩૯ | ૪૪, ૮૮, ૫૪૩ | ૮૧.૫૦ |

ઉપરના આંકડાથી જણાશે કે ઇ. સ. ૧૮૯૫ થી ૧૮૯૮ સુધીમાં દર વર્ષે વિદ્યાર્થીઓની ૨૭૨૨૨ ઉપર સંખ્યા વધી છે, તથા તેમની સરાસરી હાજરીમાં ત્રણ્ણવધારો થયો છે. સરાસરી હાજરીના ટકામાં પણ ૧૮૯૭ ની સાલ કરતાં ૧૮૯૮ ની સાલમાં •૧૬ ટકા જેટલો વધારો થયો છે.

ઉપર જણાવેલી ૧૯,૭૩૭ દિવસની પ્રાથમિક નિશાળોમાંથી મફત શિક્ષણ આપનારી નિશાળોની સંખ્યા ૧૭,૦૦૮ હતી, ૯૫ નિશાળો ફી ગ્રાન્ટ લેતી નહિ, અને ૨,૮૩૪ નિશાળો ફી ગ્રાન્ટ લેતી તે છતાં કાયદેસર લઈ શકાય તેટલી ફી લેતી. મફત શિક્ષણ લેનાર છોકરાંની સંખ્યા ૪૮,૭૦,૬૧૫ હતી, અને ફી આપનાર છોકરાંની સંખ્યા ૭, ०६,૨૫૧ હતી. મફત શિક્ષણ આપનારી નિશાળોની સંખ્યા તથા માફી વિદ્યાર્થીઓ અને ફી આપનાર વિદ્યાર્થીઓની સંખ્યા પાછલાં ત્રણ વર્ષમાં નીચે મુજબ હતી:—

| સાલ. | મફત શિક્ષણ આપનારી નિશાળો. | માફી વિદ્યાર્થીઓ. | ફી આપનાર વિદ્યાર્થીઓ. |
|---|---|---|---|
| ૧૮૯૫ | ૧૬,૪૯૩ | ૪૫,૧૯,૬૫૯ | ૭,૮૦,૩૧૦ |
| ૧૮૯૬ | ૧૬,૭૧૨ | ૪૬,૬૧,૮૪૨ | ૭,૬૧,૧૪૭ |
| ૧૮૯૭ | ૧૬,૯૧૨ | ૪૭,૭૨,૮૯૭ | ૭,૩૫,૧૪૨ |

ઉપરના કોઠામાં ત્રણ સાલના આંકડા આપ્યા છે તે ઉપરથી અને ઉપર ૧૮૯૮ ની સાલના આંકડા આપ્યા છે તે ઉપરથી જણાશે, કે દર વર્ષે મફત શિક્ષણ આપનારી નિશાળોની સંખ્યામાં તથા માફી વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો થયો છે, અને ફી આપનાર વિદ્યાર્થીઓની સંખ્યામાં ઘટાડો થયો છે. આમ થવાથી સરકારને પ્રાથમિક શાળાઓ પ્રત્યે દરવર્ષે ખર્ચ વધ્યો છે તે નીચેના આંકડા પરથી જણાશે:—

પૌ. શી. પે.

શાળાઓને આ વર્ષમાં સરકાર તરફથી વાર્ષિક ગ્રાન્ટ ૧,૮૮,૭૬૩–૩–૧૦ મળી હતી.

નીચેના કોઠામાં રાત્રિ શાળાઓ સમ્બન્ધી ઇ. સ. ૧૮૯૫ થી ૧૮૯૮ ની સાલ સુધીની હકીકત આપેલી છેઃ—

| —— | ૧૮૯૫ | ૧૮૯૬ | ૧૮૯૭ | ૧૮૯૮ |
|---|---|---|---|---|
| રાત્રિ શાળાઓની સંખ્યા | ૩, ૪૨૧ | ૩, ૭૪૨ | ૪, ૨૨૬ | ૪, ૬૨૬ |
| શાખાઓની સંખ્યા. | ૩, ૯૪૭ | ૪, ૩૪૭ | ૪, ૯૮૦ | ૫, ૫૩૫ |
| મુખ્ય શિક્ષકો........ | ૩, ૯૨૭ | ૪, ૩૨૦ | ૪, ૯૪૩ | ૫, ૪૬૧ |
| સર્ટિફિકેટવાળા પુ.શિ. | ૨, ૮૮૧ | ૩, ૧૯૫ | ૩, ૬૨૩ | ૪, ૦૦૦ |
| સર્ટિફિકેટ વિનાના ,, | ૨૧૭ | ૨૦૭ | ૧૯૩ | ૧૯૨ |
| સર્ટિફિકેટવાળા સ્ત્રીશિ. | ૭૧૮ | ૭૯૧ | ૯૮૧ | ૧,૧૧૨ |
| સર્ટિફિકેટ વિનાની ,, | ૧૧૧ | ૧૨૭ | ૧૪૬ | ૧૫૭ |
| રજીસ્ટર ઉપર વિદ્યાર્થીઓની સંખ્યા. | ૨, ૭૦, ૨૮૫ | ૨, ૯૮, ૭૨૪ | ૩,૫૮, ૬૨૮ | ૪,૩૫,૬૦૦ |
| ૧૪ વર્ષની અન્દરના. | ૪૩, ૦૪૯ | ૬૧, ૧૯૬ | ૮૬, ૮૭૭ | ૧,૧૯,૪૯૨ |
| ૧૪ ઉપર અને ૧૮ની અંદરના. | ૧, ૫૩, ૮૭૯ | ૧, ૬૩, ૬૪૩ | ૧, ૮૬, ૪૩૫ | ૨,૨૦,૪૬૨ |
| ૧૮ ઉપર અને ૨૧ની અંદરના. | ૩૭, ૬૪૦ | ૩૮, ૦૭૦ | ૪૩, ૪૮૪ | ૪૮,૫૩૬ |
| ૨૧ વર્ષ ઉપરના. | ૩૫, ૭૧૭ | ૩૫, ૮૧૫ | ૪૧, ૮૩૨ | ૪૭,૧૧૦ |

ઉપરની હકીકત ઉપરથી જણાશે, કે ઇંગ્લાન્ડ અને વેલ્સમાં દિવસની પ્રાથમિક શાળાઓ અને રાત્રિ શાળાઓ પાછળ સરકાર વધુ ખર્ચ કરતી જાય છે અને તે શાળાઓ આબાદ થતી જાય છે.

---

ગઈ તા. ૩૦ મી નવેમ્બરને રોજ બ્રિટિશ મ્યુઝીઅમમાં ( લન્ડનમાં જે મ્હોટું સંગ્રહસ્થાન છે તેમાં ) મિસ બ્રોડ્રિક નામની બાઈએ પ્રાચીન મિસર દેશ વિષે પોતાનું પહેલું ભાષણ આપ્યું હતું. તેણે કહ્યું, કે પ્રાચીન મિસર વિષે શોધ કરનારા પૈકી કેટલાક કહે છે કે અસલના વખતમાં ત્યાં ઘણો સુધારો હતો, અને કેટલાક કહે છે કે ત્યાં કાંઈ સુધારો નહોતો. વાસ્તવિક જોતાં પ્રાચીન મિસરનો ગ્રીસ કે રોમ સાથે મુકાબલો થઈ શકે નહિ, કારણ કે દરેકનો સુધારો જગતના ઇતિહાસના જુદા જુદા કાળમાં થયો હતો. ગ્રીસ અને રોમમાં રાજ્યને પ્રાધાન્ય આપવામાં આવ્યું હતું, અને તે કારણથી પૃથક્ મનુષ્યોના સ્વાતંત્ર્ય ઉપર ઘણો સંકોચ મૂકાયો હતો. મિસરમાં દરેક મનુષ્યના સ્વાતંત્ર્ય ઉપર વિશેષ ધ્યાન આપવામાં આવ્યું હતું. દરેક મનુષ્યની સ્વતંત્રતા જળવાય અને વૃદ્ધિ થાય એવા કાયદા ત્યાં રચવામાં આવ્યા હતા, અને આ રીતે રાજ્ય માટે મજબૂત પાયો નાંખવામાં આવ્યો હતો. સત્તરથી સિત્તેર વરસની ઉમ્મરનાં સઘળાં માણસોના રાજ્યમાં હક ગણાતા હતા. મિસરવાસીઓ અમુક અમુક મુદતે વસ્તીની ગણતરી કરવાનું ચૂકતા નહિ. કુટુમ્બ વ્યવસ્થાથી ત્યાંના રાજ્ય બન્ધારણને મજબૂતી મળતી હતી. મિસરવાસીઓ શાન્તિને ચહાનાર હતા. તેઓ વ્યાપારી નહોતા. એલેક્ઝાંડ્રિયા, ડેમિએટા, આદિ બન્દરો ગ્રીક લોકોએ દેશ છ્ત્યા પછી સ્થપાયાં હતાં. દેશની સીમા એવી આવી રહી હતી, કે જાથુ લશ્કર રાખવાની જરૂર પડતી નહોતી. મિસરવાસીને લશ્કરી સીપાઈના ધન્ધાનો તિરસ્કાર હતો. દક્ષિણ સીમા પર કાળા લોકોને ચઢી આવતા અટકાવવા સારૂ બે વિચિત્ર કિલ્લા બાંધવામાં આવ્યા હતા તે હજી પણ હયાતીમાં છે. ઇશાન તરફ ઇથામના રણથી દેશનું રક્ષણ થતું હતું. દેશની સઘળી દોલતનો આધાર નીલ નદી ઉપર હતો, અને સઘળા સંસારી કે રાજકીય સવાલો કરતાં ખેતી માટે નદીનું

પાણી સઘળે પહોંચાડવાનો સવાલ વધારે અગત્યનો ગણાતો હતો. ફેરોહ રાજાઓ રાજ્ય કરતા હતા, અને રાજ્ય કરવાનો તેમનો હક ઈશ્વરે આપેલો ગણાતો હતો. દરેક માણસ રાજા પાસે છૂટથી જઈ શકતો હતો. મિસરમાં કારખાનાં નહોતાં. તેમાં ધાતુ કે પત્થરની ખાણો પણ નહોતી. સ્ત્રીઓની પદવી મ્હોટી અને માનવન્તી હતી, અને વંશાવળી ફક્ત માની બાજુએથી ગણવામાં આવતી. સ્ત્રીઓને પૂર્ણ છૂટ હતી, અને તે ઘરનો અમલ પોતાની ઇચ્છા પ્રમાણે ચલાવતી. માનો હુકમ તરત પાળવાનો ધારો હતો; બાપના હુકમ બાબત તેવું કાંઈ કહેવામાં આવ્યું નથી. છૂટા છેડા કવચિત જ થતા, અને જ્યારે તેમ થતું ત્યારે હમેશ સ્ત્રીને જય થતો, અને ધણીની સઘળી મિલકત તેને સ્વાધીન કરવામાં આવતી. **કેળવણી ફરજીઆત હતી,** અને ખેડુત તેમ જ રાજકુંવર એક જ નિશાળે તેના તેજ વિષય શીખતા.

---

ગયા ફેબ્રુઆરી માસનું એજ્યુકેશનલ રિવ્યુ જણાવે છે, કે કલકત્તા મદ્રેસાના પ્રિન્સિપાલ ડાક્તર હરન્લી હાલમાં મધ્ય એશિયાના કેટલાક જૂના સિક્કા તપાસે છે. એ સિક્કાઓ પૈકી કેટલાક ઈ. સ.૦૭૩ ની સાલના ખોતાનના સિક્કા ઉપર બે ભાષામાં લેખ છે. એક તરફ ચીની ભાષાનો લેખ છે, અને બીજી તરફ ખોતાનના મહારાજાનું નામ અને ઇલકાબો છે તે અશોકના લેખોવાળા અક્ષરોમાં લખેલા છે. તે ઉપરથી અનુમાન થાય છે કે પૂર્વે ખોતાન બરતખંડના તાબામાં હતું, તે પછી ચીની રાજ્યની સત્તા હેઠળ ગયું હતું.

---

# यूरोपनी शाळाओ.

( આગળ પૃ ૧૦ થી. )

### ૨૩. જડ બુદ્ધિનાં છોકરાં માટે ઇલાયદી નિશાળો.

જર્મનીમાં જડ બુદ્ધિનાં છોકરાં માટે ઇલાયદી નિશાળો હોય છે. સામાન્ય શાળાઓમાં સારાં છોકરાં સાથે જડ બુદ્ધિનાં છોકરાં રહીને

શકતાં નથી. આવાં છોકરાં માટે નિશાળનું કામ ધીમે ધીમે ચાલે તો સારાં છોકરાંને નુકસાન થાય છે. તેમ જ આવાં છોકરાંની દરકાર કરવામાં ન આવે તો તેઓ છેક બેવકુફ રહે છે. આ કારણથી જર્મનીમાં આ યોજના દાખલ કરવામાં આવી છે. અમેરિકા તથા બીજા દેશોમાં આવાં છોકરાંને કોઈ પણ રીતે નિશાળમાંથી કાઢવાનો પ્રયત્ન કરવામાં આવે છે, પણ જર્મનીમાં આવાં છોકરાંની કેળવણી ખાતા તરફથી ખાસ સંભાળ લેવામાં આવે છે.

જર્મનીમાં આ યોજના દાખલ કરતી વખતે સ્કૂલ કમિટીના કેટલાક મેમ્બરો તેની વિરૂદ્ધ હતા. પણ આગેવાન મેમ્બરોએ આ કામ હાથમાં લીધું અને પાર પાડ્યું. પ્રથમ એલ્બરફેલ્ડ અને મ્યુન્ચનગ્લેડબાકમાં આવી નિશાળો સ્થાપવામાં આવી. ત્યાર પછી કોલોન, ક્રેફીલ્ડ, ડુસલડોર્ફ, વગેરે સ્થળોમાં નિશાળો સ્થપાઈ.

આ યોજના દાખલ કરતાં જે જે અડચણો નડે છે તેનો મ્હને પણ અનુભવ થયો છે. આસરે દસ બાર વરસ પર ઓહિયો પરગણાના કેળવણી ખાતાના અધિકારીને મ્હેં આ જાતની યોજના દાખલ કરવાની ભલામણ કરી હતી. મ્હને તેમના તરફથી એવો જવાબ મળ્યો હતો, કે સામાન્ય શાળાઓમાંથી ખરાબ ચાલ ચલગતનાં છોકરાં જુદાં પાડી તેમને માટે જુદાહેદી નિશાળો રાખવા મ્હારો વિચાર છે, પણ જડ બુદ્ધિનાં છોકરાં જુદાં પાડી શકાય તેમ નથી. તમ્હારો છોકરો તોફાની છે અથવા ખરાબ ચાલનો છે એ વાત મા બાપનાં મગજમાં સહેલાઈથી ઉતારી શકાય છે, પણ તમ્હારો છોકરો એવો જડ બુદ્ધિનો છે કે તેનાથી નિશાળનાં બીજાં છોકરાં સાથે શીખી શકાશે નહિ એ વાત કેમે કરી ઉતારાતી નથી. આ અધિકારીએ બતાવી તેવી જાતની અડચણો જર્મનીમાં પણ પ્રથમ નડી. પણ સામાન્ય શાળાઓમાં જે છોકરાં બિલકુલ ચાલી શકતાં નહિ તેમને આવી નિશાળોમાં ફાયદો થતો જોઈ ગૃહસ્થ લોકોએ પોતાનાં મંદ અક્કલનાં છોકરાંને આવી નિશાળોમાં મોકલવા માંડ્યાં. તેમનો દાખલો લઈ બીજા લોકોએ પણ પોતાનાં છોકરાંને મોકલ્યાં. આ પ્રમાણે આ યોજના ફતેહમંદ થઈ, અને હાલમાં

જર્મનીના જુદા જુદા ભાગોમાં આવી નિશાળોની સંખ્યા વધતી જાય છે.

સામાન્ય શાળાઓમાં બે વર્ષ ગાળ્યા પછી જે છોકરાં બીજાં છોકરાં સાથે નીભી ન શકે એવાં જણાય તેમને આવી નિશાળોમાં મુકવામાં આવે છે. આ છોકરાંની સમજ શક્તિ તથા વિચાર શક્તિ ઘણી મંદ હોય છે, અને તેમની સ્મરણ શક્તિ બૂઠી હોય છે. આ છોકરાંને કોઈ પણ બાબત ગ્રહણ કરાવતાં, તેમનામાં નવા વિચારો ઉત્પન્ન કરતાં, અને તેમનું અનુસન્ધાન કરાવતાં ઘણો વખત લાગે છે, અને તે કરવાને ખાસ તૈયાર થયેલા ધીરજવાન શિક્ષકની જરૂર છે. સામાન્ય શાળાઓમાં આ કામ બની શકતું નથી, અને કદાપિ કરવા જાય તો તેથી સારાં છોકરાંને ઘણું નુકસાન થાય છે.

જર્મનીમાં પહેલ વહેલી આવી નિશાળ એલબરફેલ્ડ ગામમાં ઈ. સ. ૧૮૭૮ માં સ્થપાઈ. થોડી મુદતમાં તેમાં પચીસ છોકરાં દાખલ થયાં. આ કામને માટે ઘણો લાયક શિક્ષક ત્યાં મુકવામાં આવ્યો. કેળવણી ખાતાના અધિકારીઓએ આ શિક્ષકને કોઈ પણ જાતના બન્ધનમાં નહિ નાખતાં તેની મરજીમાં આવે તેવો અને તેટલો અભ્યાસ ચલાવવા દીધો. એક વરસની અજમાયશથી માલુમ પડ્યું કે આ છોકરાં છેક બેવકુફ નથી, પણ તેમને શિખવી શકાય તેમ છે, તેમ જ તેઓ ભણી શકે તેવાં છે. જે છોકરાં સામાન્ય શાળાઓમાં છેક બેવકુફ માલુમ પડતાં હતાં તે અહિં કાંઈ અભ્યાસ કરે છે એમ જણાયાથી નિશાળમાં છોકરાંની સંખ્યા વધવા માંડી, અને ત્રીજે વર્ષે એક બીજો વર્ગ ઉઘાડવો પડ્યો; વળી પાંચમે વર્ષે એક ત્રીજો વર્ગ કાઢવો પડ્યો. આવી રીતે નિશાળ ઉભી કરવાથી ગામને બે રીતે લાભ થયો. ગામનાં બેવકુફ છોકરાં સુધર્યાં, અને ગામની સામાન્ય શાળાઓમાંથી કચરો ઓછો થવાથી સારાં છોકરાંને અભ્યાસમાં લાભ થયો.

એલબરફેલ્ડ ગામની આ નિશાળની મ્હેં ઈ. સ. ૧૮૮૭ ના નવેમ્બર માસમાં મુલાકાત લીધી ત્યારે તેમાં ૯૦ વિદ્યાર્થીઓ હતા. એલબરફેલ્ડ ગામમાં ૧, ૨૦, ૧૫૦ માણસની વસ્તી છે તેના પ્રમાણમાં આ સંખ્યા કાંઈ વધારે કહેવાય નહિ. આ નિશાળના અભ્યાસ ક્રમની તપાસ

કરતાં મ્હને જણાવવામાં આવ્યું, કે અહિંયાં સામાન્ય શાળાઓની માફક છોકરાં માટે અભ્યાસ ક્રમ ઠરાવેલો નથી. દરેક છોકરાને અનુકુળ પડે એવો અભ્યાસ ક્રમ રાખવો પડે છે, અને તેથી વારંવાર અભ્યાસ ક્રમ તથા અભ્યાસ પદ્ધતિમાં ફેર કરવો પડે છે. બીજી તપાસ કરતાં મ્હને જણાવવામાં આવ્યું કે આ નિશાળમાં કોઈ કોઈ છોકરાં ચૌદ વર્ષની ઉમ્મર થયા બાદ પણ રહે છે. જે છોકરાં આ સ્કૂલનો અભ્યાસ પૂરો કરે છે તેમને સારે ધન્ધે લાગવામાં શિક્ષકો અને ઇન્સ્પેકટર મદદ કરે છે. આ નિશાળમાં હસ્ત કેળવણી લઈ શકે તેવાં છોકરાંને કારીગીરીનું કામ પણ શિખવવામાં આવે છે. ચૌદ વર્ષની ઉમ્મરે આ છોકરાં નિશાળ છોડે છે ત્યારે જે ધન્ધો તેઓ શીખ્યાં હોય તે ધન્ધાના કારીગરને ત્યાં તેમને મૂકવામાં આવે છે. ત્યાં કેટલોક વખત ઉમેદવારી કરી તે ધન્ધામાં બરાબર માહિત થાય ત્યાં સુધી રાજ્ય તરફથી તેમની સંભાળ લેવામાં આવે છે. ઇ. સ. ૧૮૮૫ ની સાલનું આ નિશાળનું પરિણામ મ્હને બતા[illegible] આવ્યું. આ વર્ષમાં નિશાળનો અભ્યાસ પૂરો કરી પાસ થયેલાં છોક[illegible] સંખ્યા ૩૦ હતી. આ છોકરાં નિશાળ છોડયા બાદ કયે ધન્ધે લા[illegible] તેની તપાસ કરતાં મ્હને જણાવવામાં આવ્યું, કે આ ૩૦ પૈકી ૩ લુહ[illegible] ૧ ચિતારો, ૧ કડીઓ, ૧ દરજી, ૧ બુક બાઇન્ડર, ૧ શીત બન[illegible]વના એમ આઠ જણ કારીગર બન્યા, ૭ કારખાનાંમાં કામે લા[illegible] ન્ધે વળગ્યા, ૩ શરીરે નબળા હોવાથી ધન્ધે [illegible]मासे शुक्लपक्षे मांत- જણે હજી કંઈ ધન્ધો પસન્દ કર્યો નથી. तव्यमंत्रिमवरपांचाप्तुतवरा- બુદ્ધિનાં છોકરાંને કેળવણી આપવામાં આવે તો . तु देवद्विजप्रसादात् दीर्घायु થઈ પડે છે.

---

# परचूरण सू[illegible]

છે કે જે પ્રત હાલ મળેલી છે
બનાર જૈન ન હોય એમ લાગે
(આયુ [illegible]सादात् दीर्घायुर्भवत्तु એ પ્રમાણે
ભૂગોળ.—એક ઇન્ગ્લ[illegible] એ જ કારણથી આપણે કહેવાને હરકત
એક આસિસ્ટંટ સ્રી શિક્ષ કુટુમ્બ પણ જૈન નહિ હોય. મંત્રી પાંચા વિ-

ક્રોની જોડણી મુકરર કરવાનું કામ હાથમાં લીધું છે, તે સમયે જે કાંઈ વિદ્વાનો પાસે, એ કામમાં મદદ મળે, એવાં સાધનો હોય તે તેમણે બહાર પાડવાની જરૂર છે. કેટલોક સમય થયાં षट्कारक અથવા उक्तीयक નામનું એક પ્રાચીન પુસ્તક મ્હારી પાસે આવેલું છે. તેમાંથી મુગ્ધાવબોધ ઔક્તિકની પેઠે જૂની ગુજરાતીનો કાંઈક ભાસ થાય છે. ઘણો વખત થયાં એ પુસ્તક બહાર પાડવાની મ્હારી આતુરતા હતી, પરન્તુ અનુકુળતા ન મળવાથી અત્યાર સુધી તે પડી રહ્યું હતું. હાલ પ્રસંગે એ પુસ્તક બહાર પડવાથી જોડણી મુકરર કરવાના કામમાં મદદગાર થઈ પડશે એમ ધારી ગુજરાત શાળા પત્ર મારફતે તે પ્રસીદ્ધ કરવાનો મ્હેં ઠરાવ કર્યો છે.

ઉક્ત પુસ્તકનાં બધાં મળીને ૩૪ પૃષ્ઠ છે. દરેક પૃષ્ઠ આસરે ૬ ઇન્ચ લાંબું અને ૩ ઇન્ચ જેટલું પહોળું છે. પૃષ્ઠની બેઉ બાજુ પર સાત સાત લીટીઓ છે. લિપિ બાળબોધ છે. પ્રત્યેક અક્ષર સ્પષ્ટ અને મ્હોટા છે. જૂના સમયની લેખન રીતિ મુજબ માત્રા અક્ષરને માથે ન મૂકતાં પાછળી કાનાની પેઠે લખેલી છે, તેમ કેટલાક અક્ષરો તેમના જૂના વેશમાં છે. પુસ્તકનો રચનાર તથા લખનાર બે જુદા માણસ કે એક જ છે તે કહી શકાતું નથી. પરન્તુ છેલ્લે પાને જે લેખ આપેલો છે તે ઉપરથી એ ક્યારે અને કોને માટે લખાયું હતું તે સ્પષ્ટ થાય છે.

" स्वस्ति संवत् १५१५ वर्षे वैशाखमासे शुक्लपक्षे मतिपत्तियौ अद्येह सुर्फरिदपुरवास्तव्यमंत्रिमवरपांचासुतवशराजपठनार्थं उक्तीयकं लिखितं। स तु देवद्विजप्रसादात् दीर्घायुर्भवतु ॥ !":

આ લેખ જોતાં એટલું તો નક્કી છે કે જે પ્રત હાલ મળેલી છે તે સંવત્ ૧૫૧૫ માં લખાયેલી છે, લખનાર જૈન ન હોય એમ લાગે છે, નહિ તો स तु देवद्विजप्रसादात् दीर्घायुर्भवतु એ પ્રમાણે આશીર્વાદ તે લખે નહિ; અને એ જ કારણથી આપણે કહેવાને હરકત નથી કે મંત્રિવર પાંચાનું કુટુંબ પણ જૈન નહિ હોય. મંત્રી પાંચા વિ-

—कीधुं कृतं । लीधुं गृहीतं ( ? तं ) । दीधुं दत्तं । गिउं गतं । × आव्यूं आगंतुं ( ? आगतं ) । आण्युं आनीतं । पढिउं पठितं । बोलिउं उक्तं । मारिउं हतं ( ? हतं ) । जाणिउं ज्ञातं । जिमिउं भुक्तं । रह्युं थाक्यूं × स्थितं रहितं च । दीठउं दृष्टं । पूछिउं पृष्टं ।—करतु कुर्वन् । लेतु गृह्णन् । देतु ददन् । जातु गच्छन् । आवतु आगच्छन् । आणतु आनयन् । पढतु पठन् । बोलतु वदन् जल्पन् । मारतु घ्नन्न् ( ? घ्नन् ) । जाणतु जानयन् ( ? ) । जिमतु भुंजन् । रहतु रहितु तिष्टन् । देषतु पश्यन् । पूछतु पृच्छन् ।—कीजतुं क्रियमाणं । लीजतुं गृह्यमाणं नीयमानं वा । दीजतूं × दीयमानं । जईतुं × गम्यमानं । आवीतुं × आगम्यमानं । आणीतूं × आनीयमानं । पढीतुं पठ्यमानं । बोलीतुं उच्यमानं । मारीतुं हन्यमानं । जाणीतुं ज्ञायमानं । जमीतुं भुज्यमानं । रहीतुं स्थीयमानं । दीसतूं × दृश्यमानं । पूछीतुं पृच्छ्यमानं ।—करी कृत्वा । लेई गृहीत्वा । देई दत्वा । जई गत्वा । आवी आगत्य । आणी आनीय । पढी पठित्वा । बोली उक्त्वा । मारी हत्वा । जाणी ज्ञात्वा । जिमी भुक्त्वा । रही स्थित्वा । देषी दृष्ट्वा—करिवा कर्तुं । लेवा गृहीतुं । देवा दातुं । जाइवा गंतुं । आणिवा आनेतुं । पढिवा पठितुं । बोलिवा उक्तं ( ? वक्तुं ) । मारिवा हन्तुं ।

---

× એ સર્વ રૂપોમાં દીર્ઘ ઊ સ્વરાન્તમાં આવે છે તે સાથે હાલ ઉચ્ચાર પણ છે.

# सामान्य ज्ञानना पाठ.

( ચાલુ પૃષ્ઠ ૧૯ થી. )

## પાઠ ૪ થો.

### વખતનું માપ—દિવસ.

દિવસ એ વખતના માપનું એકમ ગણાય છે તો કેટલા વખતને દિવસ કહે છે તે શિક્ષકે છોકરાં પાસે નીચે મુજબ કઢાવવું:—

"રાત્રે જ્યારે આકાશમાં વાદળાં હોતાં નથી ત્યારે શું પ્રકાશતું દેખાય છે?" **સૂર્ય અથવા ચંદ્ર અને તારા.**

"સૂર્ય કયારે પ્રકાશે છે?" **દહાડે.**

"ચંદ્ર અને તારા કયારે પ્રકાશે છે?" **રાત્રે.**

"આપણે દર રોજ સૂર્યને પહેલ વહેલો કયારે જોઈએ છીએ?" **સવારમાં.**

"હા, સૂર્ય સવારમાં ઊગે છે. આ વખતને આપણે સૂર્યોદયનો વખત કહીએ છીએ. સૂર્ય કયારે દેખાતો બન્ધ થાય છે?" **સંધ્યા કાળ વખતે.**

"હા, સંધ્યા કાળ વખતે સૂર્ય આથમે છે. આ વખતને આપણે સૂર્યાસ્તનો વખત કહીએ છીએ. સૂર્યોદય અને સૂર્યાસ્ત વચ્ચેના વખતને આપણે શું કહીએ છીએ?" **દહાડો.**

"સૂર્યાસ્ત અને સૂર્યોદય વચ્ચેના વખતને શું કહે છે?" **રાત.**

"દહાડો અને રાત એ બેમાં શો ફેર છે?" **રાતે અન્ધારૂં હોય છે, અને દહાડા કરતાં વધારે ઠંડી હોય છે.**

"રાતે ઘણું અન્ધારૂં કયારે હોય છે?" **આકાશમાં વાદળાં હોય અને ચંદ્ર તથા તારા દેખાતા ન હોય ત્યારે.**

"હવે દહાડો અને રાત કયા વખતને કહે છે તે તમે સમજ્યા. પણ આ ઉપરથી કેટલા વખતને એક દિવસ કહે છે તે તમે કહી શકશો?" **હા, સાહેબ, દહાડો અને રાત મળીને એક દિવસ કહેવાય છે.**

# प्राणी वर्णन.

( સાંધણુ પૃષ્ઠ ૨૧ થી. )

## ચાક ( આરડતી ગાય ).

વર્ગ—કરોડવાળાં. જાત—સ્તનવાળાં. પ્રકાર—વાગોળનારાં

આ પ્રાણી રાની પાડા અને બીસનને મળતું છે. તેના શરીરનો ઘાટ ભારે અને ખભા આગળથી ઉંચો છે. તેની પીઠનો ભાગ એક સરખો છે. તેના પગ જાડા અને ટૂંકા છે. પગની ખરીઓ મ્હોટી અને ગોળ હોય છે. તેનું મ્હો ન્હાનું અને કાન ટૂંકા છે. તેના ખભા આગળ ખુંધેલું હોતું નથી. તેની પીઠ અને બાજુઓ ઉપરના વાળ સુંવાળા અને ટૂંકા છે, પણ શરીરના નીચલા ભાગના વાળ ઘણા લાંબા છે. તેના પાછલા પગની જાંગોથી તે ખભા સુધી લાંબા વાળના ગુચ્છાવાળી એક લાંબી લીટી હોય છે. તેના પુંછડાના અડધા ભાગથી લાંબા વાળનો મ્હોટો ગુચ્છો થયેલો છે. તેના શરીરમાં પાંસળીઓનાં ચૌદ જોડકાં છે. તેનું માથું લાંબું અને કપાળ લગભગ ચપટું છે. તેનાં શિંગડાં સુંવાળાં અને ગોળ છે; પરંતુ યાકનાં શિંગડાં મૂળ આગળથી પહોળાં થયેલાં હોય છે. એને પુંછડે ઘોડાની પુંછડીના જેવા વાળ હોવાથી તેને ઘોડાની પુંછડીવાળો પાડો પણ કહે છે.

રંગ—તેના આખા શરીરનો રંગ કાળો આસમાની અને વખતે શુદ્ધ કાળો પણ હોય છે, પણ મ્હોડા પરનો થોડો ભાગ ધોળો હોય છે. તેની ગરદન અને માથા પર ભુરી છાંટ પડેલી જોવામાં આવે છે.

કદ—નર યાક ઘણારેમાં ઘણો ૭ ફુટ ઉંચા હોય છે, અને તેની શિંગડાંથી પુંછડા સુધીની લમ્બાઈ માત્ર ૧૨ ફુટ જેટલી હોય છે. તેની પુંછડી ત્રણ ફુટ લાંબી અને તેના શરીરનો ઘેરાવો આઠ નવ ફુટ થાય છે. એક મ્હોટા નર યાકનું વજન આશરે ત્રીસ મણ થાય છે, અને તેનાં શિંગડાં વાંક માપે પચાસ ત્રીસ ઇંચ લાંબાં હોય છે. માદા કદમાં ન્હાની અને તેનાં શિંગડાં પણ ન્હાનાં હોય છે.

વસ્તી—તીબેટના ઉચ્ચ પ્રદેશમાં પનરથી વીસ હજાર ફુટની ઉંચાઈ

વાળા ભાગોમાં આ પ્રાણી વસે છે, અને ગરમ ઋતુમાં તો ત્રીસ હજાર ફુટની ઊંચાઈ વાળા ભાગોમાં પણ દીઠામાં આવે છે. ચીનના કાંસુ પ્રાન્તમાં પણ તેની વસ્તી છે. હિંદુસ્તાનની હદમાં તો લડકના ઉત્તર ભાગ આગળ જ જંગલી યાક વસે છે. તે સિવાય આ દેશના બીજા કોઈ ભાગોમાં તેમની વસ્તી નથી.

લક્ષણ—આંચળવાળાં પ્રાણીઓમાં ઊંચામાં ઊંચા ભાગોમાં રહેનાર આ પ્રાણી છે. તે ઠંડામાં ઠંડા અને ઘણા ઉજ્જડ પહાડોમાં વસે છે. ઉન્હાળામાં દસથી સો સુધીની સંખ્યામાં આ પ્રાણીઓની માદાઓનાં ટોળાં થાય છે. નર તો ઘણે ભાગે એકલા અથવા ત્રણ ચાર સાથે ફરતા માલૂમ પડે છે, પણ મદન ઋતુમાં માદાઓનાં ટોળાં વિખેરાઈ જઈને ચાર ચાર અથવા પાંચ પાંચનાં ટોળાં બન્ધાય છે, અને તે દરેક ટોળા સાથે એકેક નર રહે છે. તેઓ સવારે તથા સાંજે ચરે છે. ટીબેટની ઊંચી ખીણોમાં ઝીણા વાળા જેવું એક જાતનું ઘાસ ઊગે છે, તે ખાઈને તેઓ પેટ ભરે છે. ચરતાં થાકે છે ત્યારે ઊભા પહાડની બાજુએ ઊંચા ભાગોમાં તે આરામ લે છે. તેમને પાણી ઘણું જોઈએ છે. શિયાળામાં તેઓ બરફ ખાય છે. તેમની આંખો અને કાન કરતાં નાકની ઇંદ્રિ ઘણી તીવ્ર હોય છે. આ પ્રાણી ઘણાં બ્હીકણ છે, પણ ઘવાય છે ત્યારે ઘણા જુસ્સાથી સામાં થાય છે.

ટીબેટના અને હિમાલયના ઊંચા ભાગો પર વસનારા લોકો યાકને પાળે છે. તેનું કારણ એ કે તે લોકોનો ખોરાક અને દૂધ આ પ્રાણી પૂરાં પાડે છે, તેમ જ ભાર પણ ખેંચે છે. પાળેલાં યાક કદમાં ન્હાનાં અને સફેદ રંગનાં હોય છે. આ પ્રાણીના વાળનાં જાડાં લૂગડાં બને છે. એની પૂંછડીના વાળ એશિયામાં ઘણા કિમતી ગણાય છે. તુર્ક લોકોના ભાલાની અણીએ લટકાવેલી તેની પૂંછડી બાદશાહી પદવીનું ચિન્હ ગણાય છે. બાદશાહોને તેમના દરજ્જા પ્રમાણે આ પૂંછડીઓની ભેટ અપાય છે. ઘોડાના વાળની જેમ ચમરીઓ થાય છે, તેમ આ પ્રાણીના પૂંછડાના વાળની પણ ચમરીઓ થાય છે. આ ચમરીઓ મ્હોટા માણસો જમવા બેસે ત્યારે માખો દૂર કરવાના કામમાં તેમ જ ઘોડાના શરીર ઉપરથી મચ્છર ઉડા-

જોઈએ. ઊંચી ઇમારત માટે પાયો પણ ઊંડો અને સંગીન હોવો જોઈએ.

શારીરિક કેળવણીની દરકાર ન રાખવાથી જે માઠાં પરિણામો થાય છે તે આપણા કેટલાએક જુવાન ગૃહસ્થો પાઠશાળાની મ્હોટી પદવીઓ મેળવી અકાળ મરણને શરણ થયા છે, તેમના દાખલાથી સ્પષ્ટ સમજી શકાય છે. જો શિક્ષકો એમ માને કે શારીરિક કેળવણી ઉપર દેખરેખ રાખવાની ફરજ મા બાપની છે, તેમ જ માબાપ એમ માને કે નિશાળોમાં આ બાબત પર લક્ષ અપાય છે અને એ ફરજ શિક્ષકોની છે, તો તેમાં તેઓ બન્નેની ભૂલ છે. પોતાની ફરજનો બોજો એક બીજા ઉપર આવી રીતે નાંખવાથી બિચારા શિષ્યોને કેટલું ખમવું પડે છે!

ખરૂં જોઈએ તો આ કામ ઘણે ભાગે શિક્ષકોને માથેજ છે; કારણ કે શિક્ષકો સમજી શકે છે કે શારીરિક કેળવણી તેમના શિષ્યોને અગત્યની છે; ઘણાં માબાપો તો એ બાબતનું જ્ઞાન પણ ધરાવતાં નથી. માટે શિક્ષકોના નામને દીપાવનારા સુજ્ઞ વિદ્યા ગુરૂઓની ફરજ છે, કે પોતાના શિષ્યોને શારીરિક કેળવણી આપવાની સંભાળ રાખવી.

૨. શિક્ષણ પદ્ધતિમાં કેટલેક ઠેકાણે કસુર નજરે પડે છે તે સુધારવી જોઈએ. શિષ્યોને કોઈ પણ રસ્તો દેખાડ્યા વગર પાઠ પેહેલથી કરી લાવવાનું ફરમાવવામાં આવે છે, અને એવી રીતે આપેલા પાઠમાં શિક્ષકો પરીક્ષા લે છે. શિષ્યોનો બોધિયો—રસ્તો દેખાડનાર—મદદગાર—એ શિક્ષક છે ને પોતાની ફરજ ભૂલી જઈને એક પરીક્ષક થઈ બેસે છે. આવી રીતે બિચારા શિષ્યો પોતાને આપેલા પાઠ શી રીતે તૈયાર કરવા તે જાણતા નથી તેથી તેઓ ગોખણનો—પોપટની પેઠે બોલી જવાનો—રસ્તો લે છે તેમાં કાંઈ નવાઈ જેવું નથી. શિષ્યોએ કઈ રીતે પાઠ તૈયાર કર્યા તેની દરકાર રાખ્યા વગર શિક્ષક તેમને તપાસવા મંડી જાય છે, અને પુછેલા પ્રશ્નોના ઉત્તર પણ તેના જવાબ પોપટની પેઠે શિષ્યોએ આપ્યા એટલે સંતોષ માની લઈ "કાલે ફલાણો પાઠ કરી લાવજો" એવો હુકમ કરે છે. આવા ઢંગ કરીને જો તમે પાઠ તૈયાર કર્યો હોય તે રસ્તો શિક્ષકે શીખવ્યો માટે તે ખરો છે એમ માની બધા શિષ્યો પછી ગોખણ ઉપર મંડી પડે છે. આવા શિક્ષકો આવી રીતે શિષ્યોને

સવાલો પૂછવામાં, તેમના નમ્બરો ગોઠવવામાં; અને તેમને બીજા દિવસ માટે પાઠોની યાદી આપવામાં ગાળે છે. પ્રાથમિક શાળાઓમાં કેળવણીની પદ્ધતિ કેવી રીતની હોવી જોઈએ એ બાબત અત્રે વિસ્તીર્ણ વર્ણન કરવાનું કારણ નથી. એ બાબતમાં તો શિક્ષકોને ટ્રેનિંગ કૉલેજમાં ઘણો બોધ મળી ચૂકયો છે, અને જે શિક્ષણ ત્યાં પુસ્તક દ્વારાએ કિંવા અનુભવી વિદ્યા ગુરૂઓના ભાષણોથી તેમને મળ્યું છે તેનો હવે શાળાઓમાં પ્રયોગ કરવો જ તેમને માટે બાકી રહ્યો છે. ફકત એટલી વાત અત્રે જણાવવી જરૂરની છે કે સારો શિક્ષક કુદ્રત અને બાળ લક્ષણનો અભ્યાસ કરશે, અને દરેક બાળકની બુદ્ધિ કેમ ખિલવાય એ બાબત ઉપર યુક્તિઓ યોજશે. બાળ કેળવણીના મુખ્ય હેતુ જીજ્ઞાસાનું ઉત્તેજન અને અવલોકન શક્તિની ખિલવણી એ બે છે.

ન્હાનાં બાળકોનાં કોમળ મગજ માટે છ કલાકનું કામ પૂરતું છે, અને એટલો વખત તો તેઓ નિશાળમાં જ ગાળે છે, માટે ઘેર એમને માટે કાંઈ કામ હોવું જોઈએ જ નહિ. પણ ઉપરના વર્ગોમાં કાંઈ કામ ઘેરથી કરી લાવવાનું શિક્ષકને જરૂરનું જણાય તો એ કામ શિક્ષકે નિશાળમાં જે વાત શિષ્યોને ગળે ઉતારી હોય તેનું જ પુનરાવર્ત્તન હોવું જોઈએ. શિક્ષકની મદદ વગર બધા પાઠ શિષ્યોને ઘેરથી તૈયાર કરી લાવવા પડે તો તેમના કોમળ મગજ ઉપર અસહ્ય બોજો વધે, અને તેથી તેમની આરોગ્યતાને હાની પહોંચવાનો સંભવ રહે, અને ફાયદો શોધવા જતાં ઉલટું નુકસાનમાં ઉતરવું પડે. ઘેરથી કરી લાવવા માટે ઘણું કામ આપ્યું હોય તો તે શિષ્યોને શારીરિક કેળવણી મળવામાં અડચણ કરે છે. કામ કરવા માટે ઊંઘવાના વખતમાંથી થોડા કલાક બચાવવા એ પણ જોખમ ભરેલી ભૂલ છે, પણ સારા ભાગ્યે આ ભૂલ થોડા જ શિષ્યો કરતા જણાય છે. ઘેરથી તૈયાર કરી લાવવાનાં ઘણાં કામ—અને તે પણ વળી ભોમિયા વગેરેની ગોખણપટ્ટી—શિષ્યોને રમવા, કૂદવા, વગેરેની બાળપણની કુદ્રતી અને સ્વાભાવિક ગમતોથી ખાળે છે. આવી રીતે ઘણા શિક્ષકો પોતાના શિષ્યોની શારીરિક કેળવણીની

દરકાર પોતે તો કરતા નથી, પણ તેઓ ઉલટા શિષ્યોને તે સ્વાભાવિક રીતે ઘેર લેતાં રોકવાનું કારણ થઈ પડે છે.

૩. કેટલીક નિશાળોમાં અવ્યવસ્થિત કેળવણીની પદ્ધતિ નજરે પડે છે. વાર્ષિક પરીક્ષા પછી કેટલાક શિક્ષકો પહેલા ૭ મહિના ધીમે ધીમે અને બેપરવાઈથી કામ લે છે, અને બાકીના વખતમાં ઘણી ઉતાવળ કરે છે. શિક્ષકોએ આવી રીતે ન કરતાં નિયમિત થવું જોઈએ. વાર્ષિક પરીક્ષા પછી આરામ માટે એક અઠવાડિયાની રજા મળે છે, ત્યાર પછી ધોરણોને અનુસરીને બાર મહિનાના કામના ભાગ પાડવા જોઈએ, અને દરેક માસની આખરે આટલું કરવું એવો નિયમ બાંધી કાગળ ઉપર તેનું ટાંચણ કરી લેવું જોઈએ. નિશાળનું કામ નિયમિત હોવું જોઈએ. થોડું થાય તેની દરકાર નથી, પણ જે થાય તે સર્વ સંજોગો વચ્ચે શિક્ષણ પદ્ધતિના ધોરણે થાય છે એવી ખાતરી મુખ્ય શિક્ષકે કરવી જોઈએ. આવી રીતે કામ કરતાં વરસના પહેલા ત્રણ કે ચાર માસ સુધી શિષ્યો અને શિક્ષકો એ બન્નેને જરા આકરું પડશે ખરું, પણ પછીથી ઘણી સારી બાબતો જે શિક્ષક એક વાર સમજાવી ગયો હશે તેનું પુનરાવર્તન થતું આવશે, તેથી કામ સહેલું થઈ પડશે. દરેક ધોરણનું કામ આઠ મહિનામાં પૂરું થાય એવી ગોઠવણ પસંદ કરવા જેવી છે, કારણ કે બાકીના ચાર મહિનામાં નિરાન્તે એક કે બે વખત શિખવેલા વિષયોનું પુનરાવર્તન કરાવી શકાય છે, અને તેથી શિષ્યોને આપેલી કેળવણી સંગીન બને છે. પહેલા દિવસોમાં બેપરવાઈ રાખી પાછળથી ઉતાવળ અને સખ્તાઈ વાપરવાથી કામ કેવું થાય છે, અને કેટલી મહેનત પડે છે, એ વાત મુજ્ઞ શિક્ષકોને અજાણી નથી.

નીતિની કેળવણી ઉપર વધારે લક્ષ આપવું એ સારા શિક્ષકના સદ્‌ગુણોમાંનો એક છે. જ્ઞાન કરતાં સદ્‌વર્તન વધારે અગત્યનું છે. નીતિની કેળવણી આપવામાં શિક્ષકની પોતાની સારી માનસિક ટેવો—પ્રમાણિકપણું, સત્યતા, વગેરે વધારે સારી અસર કરે છે; કારણ કે શિક્ષકના સદ્‌ગુણોની ખરી નકલ કરનારા તેના શિષ્યો છે. કમનસીબે કદી કોઈ શિક્ષકમાં દુર્ગુણો હોય તેનું પણ ખરું પ્રતિબિમ્બ તેના શિષ્યોના અંતઃકરણ ઉપર પડે જ છે.

વિદ્યાર્થીઓ પોતાનાં શરીર અને લુગડાં સાફ રાખે એ બાબતની શિક્ષકે કાળજી રાખવી જોઈએ. સ્વચ્છતાથી શા ફાયદા થાય છે તે વિષે જેટલું કહીએ એટલું થોડું છે. પરીક્ષાના દિવસે શિષ્યો સારા બની ઠનીને આવે છે ખરા, પણ ખબર આપ્યા વગર કોઈ શાળામાં જવાનું થાય તો વિદ્યાર્થીઓ ઘણે ભાગે ગન્દા નજરે પડે છે. આ બાબતમાં જો શિક્ષકો થોડી જ તસ્દી લે તો સુધારો થાય એમ છે. મેલા રહેવું એ આળસ અને ટેવનું પરિણામ છે. લુગડાં સાફ કરવાને પાણી પુષ્કળ છે. દરેક બુધવારે અડધો દિવસ અને રવિવારે આખો દિવસ નિશાળમાં રજા હોય છે. જો શિક્ષકો રજાના વખતમાં લુગડાં સાફ કરી અથવા કરાવી લાવવાનો રિવાજ રખાવશે, અને તે પ્રમાણે નહિ ચાલનાર વિદ્યાર્થીને વખતે વખતે ટોકતા રહેશે તો તેમને સાફ રહેવાની ટેવ પડશે.

શિષ્યોનો સામાન્ય દેખાવ સારો રખાવવા ઉપર શિક્ષકે લક્ષ આપવું જોઈએ. છોકરાંએ ચોટલીના વાળ ઓળવા, માથા ઉપર ટોપી વાંકી નહિ પણ રીતસર રાખવી, બદનનાં બોરીઆં ભેરવવાં, અને કોઈ બોરીઉં તૂટી ગયું હોય તો તે એકદમ સંધાવવું, લુગડું ફાટે તો તેને તરત દોરો ભરાવવો કે થીંગડું દેવરાવવું, વગેરે બાબતો ઉપર સાધારણ નજર રાખવાથી શિક્ષકોનો ઘણો વખત રોકાતો નથી, પણ શિષ્યોને તો સારી ટેવો પડવાથી ઘણો લાભ થાય છે.

શિષ્યોને ઘણી જાતની ટેવો શાળામાં પડી જાય છે; જેવી કે પૂછેલા પ્રશ્નોના ઉત્તર દેતી વખત ધોતિયાંની પાટલી ચીપવી, ખીસામાં હાથ ઘાલવા, બદનનાં બોરીઆં ઉપર હાથ ફેરવવો, આળસ કરી એ

હમર પોતે તો કરતા નથી, પણ તેઓ ઉલટા શિષ્યોને તે સ્વાભાવિક રીતે ઘેર લેતાં રોકવાનું કારણ થઈ પડે છે.

૨. કેટલીક નિશાળોમાં અવ્યવસ્થિત કેળવણીની પદ્ધતિ નજરે પડે છે. વાર્ષિક પરીક્ષા પછી કેટલાક શિક્ષકો પહેલા છ મહિના ધીમે ધીમે અને બેપરવાઈથી કામ લે છે, અને આખરીના વખતમાં ઘણી ઉતાવળ કરે છે. શિક્ષકોએ આવી રીતે ન કરતાં નિયમિત થવું જોઈએ. વાર્ષિક પરીક્ષા પછી આરામ માટે એક અઠવાડિયાની રજા મળે છે, ત્યાર પછી પોતે ક્રમને અનુસરીને બાર મહિનાના કામના ભાગ પાડવા જોઈએ, અને દરેક માસની આખરે આટલું કરવું એવો નિયમ બાંધી કાગળ ઉપર તેનું ટાંચણ કરી લેવું જોઈએ. નિશાળનું કામ નિયમિત હોવું જોઈએ. થોડું થાય તેની હરકત નથી, પણ જે થાય તે સર્વ સંજોગો વચ્ચે ક્રમસર પદ્ધતિ-ધોરણે થાય છે એવી ખાતરી મુખ્ય શિક્ષકે કરવી જોઈએ. આવી રીતે કામ કરતાં વરસના પહેલા ત્રણ કે ચાર માસ સુધી શિષ્યો અને શિક્ષકો એ બન્નેને જરા અઘરું પડશે ખરું, પણ પછીથી ઘણી ખરી બાબતો જે શિક્ષક એક વાર સમજાવી ગયો હશે તેનું પુનરાવર્તન થતું આવશે, તેથી કામ સહેલું થઈ પડશે. દરેક ધોરણનું કામ આઠ મહિનામાં પૂરું થાય એવી ગોઠવણ પસંદ કરવા જેવી છે, કારણ કે બાકીના ચાર મહિનામાં નિરાંતે એક કે બે વખત શિખવેલા વિષયોનું પુનરાવર્તન કરી શકાય છે, અને તેથી શિષ્યોને આપેલી કેળવણી સંગીન બને છે. પહેલા દિવસોમાં બેપરવાઈ રાખી પાછળથી ઉતાવળ અને સખ્તાઈ વાપરવાથી કામ કેવું થાય છે, અને કેટલી મહેનત પડે છે, એ વાત ખુદ શિક્ષકોને સમજાતી નથી.

નીતિની કેળવણી ઉપર વધારે લક્ષ આપવું એ સારા શિક્ષકના સદ્‌ગુણોમાંનો એક છે. જ્ઞાન કરતાં સદ્‌વર્તન વધારે અગત્યનું છે. નીતિની કેળવણી આપવામાં શિક્ષકની પોતાની સારી માનસિક ટેવો—પ્રમાણિકપણું, સત્યતા, વગેરે વધારે સારી અસર કરે છે; કારણ કે શિક્ષકના સદ્‌ગુણોની ખરી નકલ કરનારા તેના શિષ્યો છે. કમનસીબે કદી કોઈ શિક્ષકમાં દુર્ગુણો હોય તેનું પણ ખરું પ્રતિબિમ્બ તેના શિષ્યોના અંતઃકરણ ઉપર પડે જ છે.

વિદ્યાર્થીઓ પોતાનાં શરીર અને લૂગડાં સાફ રાખે એ બાબતની શિક્ષકે કાળજી રાખવી જોઈએ. સ્વચ્છતાથી શા ફાયદા થાય છે તે વિષે જેટલું કહીએ એટલું થોડું છે. પરીક્ષાના દિવસે શિષ્યો સારા બની ઠનીને આવે છે ખરા, પણ ખબર આપ્યા વગર કોઈ શાળામાં જવાનું થાય તો વિદ્યાર્થીઓ ઘણે ભાગે ગન્દા નજરે પડે છે. આ બાબતમાં જો શિક્ષકો થોડી જ તસ્દી લે તો સુધારો થાય એમ છે. મેલા રહેવું એ આળસ અને ટેવનું પરિણામ છે. લૂગડાં સાફ કરવાને પાણી પુષ્કળ છે. દરેક બુધવારે અડધો દિવસ અને રવિવારે આખો દિવસ નિશાળમાં રજા હોય છે. જો શિક્ષકો રજાના વખતમાં લૂગડાં સાફ કરી અથવા કરાવી લાવવાનો રિવાજ રખાવશે, અને તે પ્રમાણે નહિ ચાલનાર વિદ્યાર્થીને વખતે વખતે ટોકતા રહેશે તો તેમને સાફ રહેવાની ટેવ પડશે.

શિષ્યોનો સામાન્ય દેખાવ સારો રખાવવા ઉપર શિક્ષકે લક્ષ આપવું જોઈએ. છોકરાંએ ચોટલીના વાળ ઓળવા, માથા ઉપર ટોપી વાંકી નહિ પણ રીતસર રાખવી, બદનનાં બોરીઆં ભેરવવાં, અને કોઈ બોરીઉ તૂટી ગયું હોય તો તે એકદમ સંધાવવું, લૂગડું ફાટે તો તેને તરત દોરો ભરાવવો કે થીગડું દેવરાવવું, વગેરે બાબતો ઉપર સાધારણ નજર રાખવાથી શિક્ષકોનો ઘણો વખત રોકાતો નથી, પણ શિષ્યોને તો સારી ટેવો પડવાથી ઘનો લાભ થાય છે.

શિષ્યોને ઘણી જાતની ટેવો શાળામાં પડી જાય છે; જેવી કે પુછેલા પ્રશ્નોના ઉત્તર દેતી વખત ધોતિયાંની પાટલી ચીપવી, ખીસામાં હાથ ઘાલવો, બદનનાં બોરીઆં ઉપર હાથ ફેરવવો, આદબ કરી બે

હાથ ફેરવવા, અદબ કરી બે હાથ છાતી ઉપર ગોઠવવા, વગેરે ચાળા કરે છે. કેટલાકને તો એવી ટેવ પડેલી હોય છે કે તે પ્રશ્નોના ઉત્તર દેતા હોય તે વખતે જો પરીક્ષક માથુ ધુણાવે તો જ તેમને આગળ બોલવાનુ સુઝે. પ્રશ્નોના ઉત્તર ખરા છે એમ જણાવવાને કેટલાક શિક્ષકો જાતે માથું ધુણાવતા હોવાથી આ છેલ્લી ટેવ પડતી હોય એમ જણાય છે. જો પડેલી ટેવ પ્રમાણે થવાનો જોગ ન બન્યો તો પછી શિષ્ય ગમે એવો હુંશિયાર હોય તોપણ તે પ્રશ્નોના જવાબો સંતોષકારક આપી શકતો નથી. એક વખત એક શાળામાં એવું બન્યું કે એક વિદ્યાર્થી ઘણો માંદો હતો, તોપણ પરીક્ષા વખતે તેના બાપે તેને ઊંચકી લાવીને હાજર કર્યો હતો. તે બિચારો મન્દવાડથી નબળો પડેલો હોવાથી તેનાથી ઊભુ રહેવાતું નહોતું, માટે પ્રશ્નોના ઉત્તર દેતી વખતે તેને ઊભા થવાની માફી આપવામાં આવી હતી. વર્ગમા તે પહેલે નમ્બરે ગણાતો હતો છતાં તે સંતોષકારક જવાબો આપી શક્યો નહિ. પછીથી માલૂમ પડયું કે તેને ઊભા થઈને જવાબ દેવાની ટેવ હતી તેથી એમ થયુ. પછી તેને ઊભો કરીને તેના તે જ પ્રશ્નો પૂછ્યા, તો તેના ઉત્તરો તેણે બરાબર આપ્યા. સારી ટેવો પાડવી અથવા નઠારી ટેવો ભૂલાવવી, એમાં શિક્ષકો તરફની થોડી જ કાળજી ઉત્તમ પ્રકારનો ફાયદો કરે છે, પણ એક વાર કોઈ ટેવ જૂની થઈ તો તેને મૂકાવવી એ સહેલી વાત નથી.

"કૂડી કે રૂડી દુષ્ટની કે દયાળી,"
"પડી ટેવ ને તો ટળે કેમ ટાળી ?"

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સૈંકડે ૨૫ ટકાડિસ્કાઉન્ટ મળશે, પણ રેલવે પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વે ખર્ચ ખરીદનારને માથે.

૩ માલ મોકલાવ્યા પાછી ને રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય યા તે માલને નુકસાન પુગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવાનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું.

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વેનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કત શિક્ષક કોપીબુકોની સાથે અમોએ બીજી કોઈ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એક વખત કામ પાડી જોવાથી ખાત્રી થશે, પેકિંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું.

• નોટપેડ કાગળ લીધામાં આવશે નહિ.

દસ્કત શિક્ષક કોપીબુકોના જ દરેક ભાગના જુદા જુદા કદના અક્ષરોને જ બન્ધબેસતી સ્ટીલપેનો ખાસ ઇંગ્લન્ડથી મ્હોટે ખર્ચે બનાવી મંગાવી છે.

**એસ્ટીલપેનોગુજરાતી, મરાઠી, ઉર્દુ, અને ફારસીલખવાનેઘણીસગવડભરેલીછે.** દરેક બોકસમા ડજન-૬ કિમ્મત રૂ.૦॥ ઓછામાં ઓછા ૮ બોકસ મગાવનારને ૬। ટકા કમીશન મળશે. ને ૨૫ યા તેથી વધુ બોકસ લેનારને ૧૨॥ ટકા મળશે. વેલ્યુ પેએબલથી ૧થી ૬ બોકસ મંગાવનારને ખર્ચના ૩ આના વધારે લાગશે. **ભૂલી જતા નહિ.** અને પૈસા પહેલા મોકલવાથી ૧ થી ૬ બોકસના ખર્ચના બે આના લાગશે.

આદરજી કાવસજી માસ્તર. દસ્તક શિક્ષક કોપીબુકો તથા સ્ટીલપેનોના પ્રગટ કર્તા. અને કમિશન એજન્ટ. **ધોબીતળાવ મુમ્બઈ.**

નમુના

આદરજી કાવસજી માસ્તરની

દસ્કત શિક્ષક કોપી બુકોની

સ્ટીલપેનોના

બહારગામ જોવા જવાની ગોઠવણ—પરગામના દરદીઓને તેમ-ને ઘેર જોવા જવાની તથા દવાની ખાસ ગોઠવણ કરવામાં આવે છે.

# સૂચના.

આ પત્ર સમ્બન્ધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નોટપેડ કાગળ લેવામાં નહિ આવે. સહી વગરના લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોકખે અક્ષરે કાગળની એક જ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસન્દ પડેલું લખાણ પાછું મોકલવા બન્ધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળા ખાતાના ડેપ્યુટી અને એસિસ્ટન્ટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સમ્બન્ધી હકીકત સ્કૂલ બોર્ડો તથા દેશી રાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમ જ ખાનગી જાહેર ખબરો જે માસમા છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલા પહોચવી જોઈએ. હેન્ડબિલો જે માસના અંક સાથે વહેંચવા હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમા આવવા જોઈએ.

મની ઓર્ડરે મોકલનારે કૂપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે લખવુ. તે વિના ભૂલ થવાનો સમ્ભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવામા આવશે નહિ.

આ પત્રની કિમ્મત અગાઉથી જ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે. પોસ્ટેજ માફ, છૂટક નકલના પોસ્ટેજ સાથ અઢી આના. પદરના ખર્ચે લેનાર દશ રૂપીઆ સુધીના પગાર વાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ સાથે ૦-૧૨-૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસન્દ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ થી રૂ. ૨ સુધી આપવામા આવશે. ચર્ચા પત્રનો એમા સમાસ થશે નહિ.

## જાહેર ખબરો છાપવાના ભાવ.

| રૂ. | લીટી. |
|---|---|
| ૧ | ૩ |
| ૨ | ૮ |
| ૩ | ૧૫ |

એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણે જ. બાર માસ લગી લાગલાગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહિના લગી પા ગણો ચાર્જ પડશે. બાર મહિનાથી ઓછી મુદત હશે તો પહેલે માસને પૂરો ચાર્જ અને પછીને દરેક મહિને અર્ધો ચાર્જ લેવાશે.

## હેન્ડબિલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮-૦-૦, અર્ધા તોલા સુધીના રૂ. ૧૦-૦-૦, અને એક તોલા સુધીના રૂ. ૧૨-૦-૦ તે ઉપરનાને માટે કમને લખવું.

અંક ૩ જો. પુસ્તક ૪૦ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળા પત્ર.

માર્ચ ૧૯૦૧.

## અનુક્રમણિકા.



(કેળવણી ખાતાના હુકમથી.)

અમદાવાદ.

યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસ

(સર્વ હક સ્વાધીન રાખ્યા છે.)

અક્ષરોનો શુદ્ધ વલણ શોધી કાઢી, તથા ધોરણોને, અનુકૂળ અક્ષરોના કદ તથા લખાણ દમની ગોઠવણ કરીને, હાલ ચાલતી સર્વ કોપીબુકો કરતાં ચઢીઆતી થવાની ખાત્રી થયાં પછી, છપાવી બહાર પાડી છે

સુજ્ઞ શિક્ષકો આગળ સેંકડો સર્ટિફિકેટો મૂકવા કરતાં એ કોપીબુકો બીજી સાથે સરખાવતાં ધ્યાનમાં લેવા જેવી કેટલીક સૂચનાઓ, તેમના અનુભવી વિચારને ટેકો મળવા અહિં મૂકવા વધારે યોગ્ય ધારીએ છીએ.

૧. કોપીબુકોની સફાઇ અને સુન્દરતા જાળવવા માટે ત્રાંબાનાં પત્રાં (કોપરપ્લેટ) કોતરાવેલા છે, જે ઉપરથી માત્ર દરેક પેજ એક જ બાજુએ સુન્દર રંગની શાહીથી છપાય છે, કાગળ અને કવર ઊંચાં ટકાઉ વાપરેલાં છે.

૨. દરેક નમ્બરમાં એક જ જાતના અક્ષર રાખેલા છે, જેથી બે જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દૂર થાય છે, તેમ જ એક જ વખત એક જ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાયછે.

૩. શરૂઆતમાં બાળકો પહેલો નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાઢે ત્યારે હાથ ધ્રૂજે છે, ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ધાસ્તી રહે છે, માટે હમે હમારી કોપીઓનો પહેલો નમ્બર માત્ર બાળકોને ઘુંટવાનો રાખ્યા છે, ને હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘુંટવાની ને તેની નીચે બીજી લખવાની છે.

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે વળગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું ભાન થાય, તેવા અક્ષરનાં કદ રાખેલા છે, કારણ કે પછી અક્ષર સુધારવાનો તેમને વખત મળતો નથી.

૫. ઊંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ હમારી કોપીબુકના છઠ્ઠો નમ્બર ખાસી બરેલી રીતે પૂરી પાડે છે. કારણ કે તેમાં વ્યવહારમાં ઘણા ઉપયોગી થઇ પડે તેવા લખાણો દાખલ કરેલાં છે, જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણાં જ પસન્દ પડેલાં છે. એ કોપીબુકો રોજગારના ખરીદ કરનારને સેંકડે તેત્રીસ ટકા કમિશનથી આપવામાં આવશે. અને ૨૦૦ કોપી લેનારને રેલ્વે ખર્ચ આપીશું. પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજા પુસ્તકો સેંકડે અર્ધો ટકો હકનાઇ લઇ મોકલી આપવા ગોઠવણ રાખી છે ઠેકાણું—આત્મારામ અને દલાભાઇની કમ્પની. જતમલી મહોલો માહીવાળાનો માળો ઉમર ખાડી પોસ્ટ મુંબાઈ

આત્મારામ અને દલાભાઇની કમ્પની ૯ જગન્નાથ જેઠાભાઈ રાજા.

---

કેળવણી ખાતાના હાલના તથા આગલા ઈન્સ્પેક્ટરો તથા ડેપ્યુટી ઈન્સ્પેક્ટરો, દેશની કેળવણીમાં આગેવાન જાણીતા ગ્રહસ્થો, પ્રોફેસરો, પ્રિન્સિપલો, હેડમાસ્તરો અને શિક્ષકો, મુમ્બાઈ તથા ગુજરાતના સર્વે જાહેર છાપા તરફથી એકે અવાજે તારીફ કરતાં અતિ સન્તોષકારક ખાત્રીપત્રકો,

**મહેરબાન ડિરેકટર સાહેબે તથા ઉત્તર વિભાગના મહેરબાન માજી ઈન્સ્પેકટર. ઇ. જાઈલ્સ સાહેબે દસ્તક શિક્ષક કોપીબુકોને સઘળી મન્જૂર કરેલી કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને લખે છે કે સારી સ્કૂલો આવી સરસ કોપીબુક જ વાપરવાને મગરૂરી ધરાવશે.**

**☞ મુમ્બઇ તથા સુરત, ભરૂચ, નડીઆદ, અમદાવાદ વગેરે શહેરની જોઇન્ટ સ્કૂલકમિટિના અનુભવી સદ્ગૃહસ્થોએ પણ સઘળી કોપીબુકો સાથે સરખાવ્યા પછી દસ્કતશિક્ષકકોપીબુકોને જ સર્વે કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને તેમના તાબાની સર્વે સ્કૂલોમાં એ જ કોપીબુકો ચલાવવાનો હુકમ કર્યો છે.**

આ કોપીબુકો માટે જે જે સદ્ગૃહસ્થો તરફથી સર્ટિફિકેટ મળેલાં છે તેમનાં નામ વાંચવાથી ખાત્રી થશે. તેમાંથી થોડાં નીચે પ્રમાણે.

**ડિરેકટર સાહેબ તથા એજ્યુકેશનલ ઇન્સ્પેકટરો.**

કે. એમ. ચેટફિલ્ડ. એમ એ. માજી ડિરેકટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રકશન.
ટી. બી. કર્ખામ. મધ્ય વિભાગના કેળવણી ખાતાના ઇન્સ્પેકટર.
ઇ. જાઇલ્સ. ઉત્તર વિભાગના કેળવણી ખાતાના માજી ઇન્સ્પેકટર.
ખા. સા. દોરાબજી એદલજી ગીમી. બી એ. ઉ વિ. ના. માજી આ. એ. ઇ. અને સુરત. હાઈ સ્કૂલના હેડમાસ્તર.
રા. બા. ગોપાળજી સુરભાઈ દેશાઈ, ઉ.વિ ના કેળવણી ખાતાના માજી આ. ઈ.
રા. બા. હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા, વડોદરા કે. ખાતાના માજી ડિ.
રા. સા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર, કચ્છના માજી એ. ઇન્સ્પેકટર.

**દેશની કેળવણીમાં જાણીતા આગેવાન ગૃહસ્થો.**

ઑનરેબલ. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક.
ઑનરેબલ કાશીનાથ ત્ર્યંબક તેલંગ એમ. એ, એલ. એલ. બી. સી. આઈ. ઈ; મુમ્બઈની હાઈ કોર્ટના માજી જજ.
રા. બા. શંકર પાંડુરંગ પંડિત, એમ. એ; માજી ઑરિએન્ટલ ટ્રાન્સલેટર,
રા. રા. નગીનદાસ તુળશીદાસ મારફતીઆ બી. એ એલ. એલ. બી. મુમ્બઈની હાઇ કોર્ટના વકીલ તથા યુનિવર્સિટીના ગુજરાતીના પરીક્ષક.
દિ. બા. મણિભાઈ જશભાઈ, દિવાન બહાદુર, વડોદરા.
રા. બા. લાલશંકર ઉમિયાશંકર ત્રવાડિ, સ્મૉ. કૉ. કોર્ટના જજ. અમદાવાદ
રા. સા. હરિલાલ મનસુખરામ, બારીઆ સ્ટેટના કારભારી.
રા. બા. જગજીવનદાસ ખુશાલદાસ માજી ડેપ્યુટી કલેકટર તથા સેશન્સ જજ અને સુરત મ્યુનિસિપલ સ્કૂલ કમિટિના પ્રમુખ.
રા. સા. મનસુખરામ સૂર્યરામ, ત્રિપાઠી, જૂનાગઢ સ્ટેટના એજન્ટ.
રા. સા. રણછોડભાઇ ઉદયરામ, કચ્છના નાયબ દિવાન.

મર્હુમ રા. બા. ભોળાનાથ સારાભાઈ.
રા. રા. કવિ દલપતરામ ડાહ્યાભાઈ, સી. આઈ. ઈ.
ખા. સ. બમનજી એદલજી મોદી, એમ. એ; ડેપ્યુટી કલેક્ટર અને
સ્કૂલ કમિટિના ચેરમેન, ભરૂચ.
રા. રા. કાળાભાઈ લલ્લુભાઈ વકીલ, સુરત સ્કૂલ બોર્ડના પ્રમુખ.
શેઠ ખેમશર એદલજી મોદી, બી. એ, સુરત સ્કૂલ બોર્ડના મેમ્બર.
મર્હુમ રા.રા કવિ નર્મદાશંકર લાલશંકર.ગો૦તે૦ના ધર્મખાતાના માજી સેક્રેટરી.

## કેળવણી ખાતાના હાલના તથા માજી ઇન્સ્પેક્ટરો.

રા. બા. મોતીરામ રાજારામ, માજી ડે. એ, ઇ. સુરત.
રા. સા. ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી, ડે. એ. ઈ. અમદાવાદ
રા. સા. શિવરામ સદાશિવ નાડકરણી, બી, એ; ડે.એ. ઇ. રત્નાગિરિ.
રા. સા. વ્રજરાય સન્તોકરાય દેસાઇ, બી. એ; માજી, ડે. એ. ઇ. મુમ્બઈ
રા. સા. કૃષ્ણલાલ ગોવિન્દલાલ મહેતા, ડે.એ.ઇ;ઝાલાવાડપ્રાન્ત,કાઠિઆવાડ.
રા. સા. હરિવલ્લભ મુળજી વિજય, માજી,ડે.એ.ઇ;હાલાર પ્રાન્ત કાઠિઆવાડ.
રા. સા. ગણપતરામ અનુપરામ ત્રિવેદી, ડે. એ.ઇ;સોરઠ પ્રાન્ત કાઠિઆવાડ
ખા. સા કરમઅલી રહીમઅલી નાનજીઆની.બી.એ;ડે એ.ઇ, ખેડા.
રા. સા. આર. એસ તાંકી, બી એ; ડે. એ. ઇ, મરાઠી સ્કૂલ, મુમ્બઈ.
રા સા. મનસુખલાલ મુગટલાલ મુનશી, બી એ. એલ. એલ. બી.
હાઈ કોર્ટના સોલિસિટર, મુમ્બઈ.
ઑ. ગોકળદાસ કહાનદાસ પારેખ, બી. એ. એલ. એલ. બી.
શેઠ. જહાંગીરજી હોરમજજી પન્થકી, જી૦ દા૦ સ્કૂલના સેક્રેટરી.
રા. સા. છગનલાલ હરિલાલ પંડયા, બી. એ; જૂનાગઢના નાયબ દિવાન.
રા સા. મણિલાલ નભુભાઈ બી. એ૦ ભાવનગર કોલેજના માજી પ્રોફેસર
રા. સા. ગોવિન્દ બલવન્ત લઘાટે, બી. એ.
રા. સા. મોહનલાલ રણછોડદાસ ઝવેરી.

મુમ્બઈની જોઇન્ટ સ્કૂલ કમિટિના સદ્‌ગૃહસ્થોએ પસન્દ કરેલી અને બીજી ચોપાનીઆં સાથે સરખાવ્યા પછી પોતાના તાબાની સ્કૂલોમાં એજ કોપી વાપરવી.

| | |
|---|---|
| મે. ડોક્ટર ટોમસ બ્લેની | મે. એટન જીઆરી. |
| મે. ખેમશર નવરોજજી કાબરાજી. | મે. પ્રોફેસર આર.જી. ઓક્સનહામ |
| મે. અબદુલા મીરઅલી ધરમશી. | મે. કાશીનાથ ત્ર્યમ્બક તેલંગ. |
| મે. ગણેશરામ નીલકંઠ નાડકરની. | |

મે નવરોજજી નસરવાનજી વાડીઆ. સી. આઈ. ઈ.
મે. ન્હાનાભાઈ નસરવાનજી સેક્રેટરી સ્કૂલ બોર્ડ.

સુરત જોઇન્ટ સ્કૂલ કમિટીના સદ્‌ગૃહસ્થોએ પસન્દ કરેલી અને તેમાં એજ લખવેલી અને પોતાના તાબાની સ્કૂલોમાં વાપરવાની ઘણી ખુશી દેખાડવેલી.

મે. રેવરન્ડ જે. શિલેડી. | મે. ભાનુશંકર નારણશંકર.
મે. મંછારામ ઘેલાભાઇ. | મે. હરિલાલ પુરુષોત્તમરામ ધ્રુ
મે. સૈયદ મોલવી અબદુલ કાદર. | મે. નનુમીઆં બડામીઆં શેખ.

## પ્રોફેસરો, પ્રિન્સિપલો અને હેડમાસ્તરો.

# ગુજરાત શાળા પત્ર.

પુસ્તક ૪૦ મું. માર્ચ ૧૯૦૧. અંક ૩ જો.


## માસ.

મુમ્બઈ ઇલાકાના મહેરબાન ડિરેકટર સાહેબનો સને ૧૮૯૯–૧૯૦૦ નો વાર્ષિક રિપોર્ટ હમને મળ્યો છે આગલા વરસ કરતા એ વરસમાં શાળાઓની સખ્યામા ઘટાડો થયો જણાય છે, પણ વિદ્યાર્થીઓની સખ્યા વધી છે વિદ્યાર્થીઓ પૈકી છોકરાની સખ્યા ઘટી છે, પણ છોકરીઓની સખ્યામા ઘણો વધારો થયો છે બન્ને વરસના આકડા નીચે મુજબ છે –

| — | સને ૧૮૯૮–૯૯ | સને ૧૮૯૯–૧૯૦૦ | વધારો | ઘટાડો. |
|---|---|---|---|---|
| જાહેર શાળાઓ...... | ૯,૭૬૮ | ૯,૬૬૩ | ... | ૧૦૫ |
| વિદ્યાર્થીઓની સખ્યા... | ૫,૫૮,૮૭૦ | ૫,૬૧,૭૦૮ | ૨,૮૩૮ | ... |
| છોકરા ...... | ૪,૮૮,૮૨૪ | ૪,૮૩,૮૧૪ | ... | ૫૦૧૦ |
| છોકરીઓ...... | ૭૦,૦૪૬ | ૭૭,૮૯૪ | ૭,૮૪૮ | |

એ વરસમા ઇલાકાના ઘણા ખરા ભાગમા દુકાળ પડવાથી અને તેની અસર ગામડા ઉપર વિશેષ જણાયાથી ગામડાની નિશાળોમા છોકરાની સખ્યા ઘણી ઘટી ગઈ હતી કેટલીક નિશાળો તો સખ્યા છેક કમી થઈ જવાથી બન્ધ કરવામા આવી હતી આવી રીતે પ્રાથમિક શાળાઓ

ની સંખ્યામાં ઘટાડો થવાથી કુલ જાહેર શાળાઓની સંખ્યામાં ઘટાડો થયો છે. પ્રાથમિક શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓમાં આ પ્રમાણે ઘણો ઘટાડો થયો હતો, છતાં શહેરોની મ્યુનિસિપલ પ્રાથમિક શાળાઓમાં તથા કન્યા શાળાઓમાં વિદ્યાર્થીઓ વધવાથી કુલ ઘટાડો ઘણો થોડો થયો છે, એટલું જ નહિ, પણ બીજા દરજ્જાની નિશાળોમાં વિદ્યાર્થીઓ વધવાથી જાહેર શાળાઓના કુલ વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો થયો છે. નીચેના કોઠાની મદદથી આ હકીકત બરાબર સમજાશેઃ—

| —— | શાળાઓની સંખ્યામાં વધારો. | શાળાઓની સંખ્યામાં ઘટાડો. | વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો. | વિદ્યાર્થીઓની સંખ્યામાં ઘટાડો. |
|---|---|---|---|---|
| ઊંચી કેળવણીની પાઠશાળાઓ... | ૦ | ૧ | ૦ | ૧૩૨ |
| બીજા દરજ્જાની નિશાળો.. | ૧૪ | ૦ | ૩,૧૫૦ | ૦ |
| પ્રાથમિક શાળાઓ..... | ૦ | ૧૧૯ | ૦ | ૨૪૩ |
| ટ્રેનિંગ કોલેજો........ | ૦ | ૦ | ૦ | ૩૮ |
| બીજી ખાસ શાળાઓ .. | ૧ | ૦ | ૧૦૧ | ૦ |
| કુલ. | ૧૫ | ૧૨૦ | ૩૨૫૧ | ૪૧૩ |

એ વરસમાં વિદ્યાર્થીઓની જાત વાર સંખ્યા નીચે મુજબ હતી—

| | |
|---|---|
| યુરોપીઅન અને યુરેશિયન | ૪,૧૩૪ |
| પોર્તુગીઝ અને દેશી ખ્રિસ્તી | ૧૧,૩૯૦ |
| યહુદી | ૧,૮૦૮ |
| પારસી | ૧૫,૯૫૪ |

| | |
|---|---|
| મુસલમાન | ૯૫,૫૫૨ |
| હિન્દુ | ૪,૨૬,૯૭૫ |
| ડુંગરી-જાતો | ૬૬,૯૪ |
| બીજા | ૧૦૬ |
| | ૫,૬૧,૭૦૮ |

આગલા વરસને મુકાબલે એ વરસમાં યુરોપીઅન, મુસલમાન, તથા ડુંગરી વિદ્યાર્થીઓની સંખ્યામાં ઘટાડો થયો જણાય છે.

---

ઉપર બતાવેલા ૫,૬૧,૭૦૮ વિદ્યાર્થીઓની કેળવણી પાછળ એ વરસમાં નીચે મુજબ ખર્ચ કરવામાં આવ્યો હતો:—

| | | |
|---|---|---|
| સરકારમાંથી | ૨૧,૪૧,૩૨૬ | |
| લોકલ ફંડમાંથી | ૯,૬૦,૧૮૮ | કુલ લોકોના |
| મ્યુનિસિપાલિટીઓમાંથી | ૪,૩૧,૯૦૮ | રૂ. ૫૨,૪૫,૮૦૬ |
| ફીમાંથી | ૧૫,૨૩,૯૬૬ | |
| બીજી ઉપજમાંથી | ૨૩,૨૯,૭૪૪ | |
| | ૭૩,૮૭,૧૩૨ | |

---

એ વરસમાં જુદા જુદા વર્ગની જાહેર શાળાઓ, તેમાં ભણતા વિદ્યાર્થીઓ, તથા તે પાછળ થયેલા ખર્ચની વિગત નીચે મુજબ છે:—

| | શાળાઓની સંખ્યા. | વિદ્યાર્થીઓની સંખ્યા. | કુલ ખર્ચ રૂ. | સરકારી ખર્ચ રૂ. |
|---|---|---|---|---|
| ઊંચી સામાન્ય કેળવણીની પાઠ શાળાઓ. | ૯ | ૧,૭૪૪ | ૩,૪૨,૬૬૬ | ૧,૩૨,૦૦૭ |
| ધન્ધાની ઊંચી કેળવણીની પાઠ શાળાઓ. | ૪ | ૯૧૮ | ૧,૨૨,૯૮૨ | ૩૯,૫૫૧ |

| | | | | |
|---|---|---|---|---|
| બીજા દરજ્જાની નિશાળો. | ૪૮૧ | ૪૭,૨૨૩ | ૧૯,૭૫,૩૩૭ | ૪,૩૪,૩૨૪ |
| પ્રાથમિક નિશાળો. ... | ૯,૧૧૮ | ૫,૦૮,૫૦૪ | ૩૪,૫૭,૩૯૮ | ૮,૨૬,૧૭૨ |
| ટ્રેનિંગ સ્કૂલો. .. ... ... | ૧૮ | ૮૫૫ | ૧,૭૧,૪૨૬ | ૮૭,૦૯૨ |
| બીજી ખાસ શાળાઓ. .. ... | ૩૩ | ૨,૪૬૪ | ૩,૩૩,૭૯૬ | ૧,૮૭,૭૧૨ |
| | ૯,૬૬૩ | ૫,૬૧,૭૦૮ | ૬૪,૦૩,૬૦૫ | ૧૭,૦૬,૮૫૮ |
| મકાનો અને સાહિત્યો | | | ૩,૬૬,૩૮૦ | ૧,૨૫,૪૮૨ |
| યુનિવર્સિટી | | | ૧,૩૧,૫૭૮ | — |
| ડિરે ટર, ઇન્સ્પેક્ટરો, ડેપ્યુટીઓ, આસિસ્ટંટ ડેપ્યુટીઓ, અને તેમની ઓફિસો. | | | ૩,૪૫,૮૧૫ | ૨,૭૩,૬૬૨ |
| સ્કોલરશિપો | | | ૧,૩૬,૩૪૫ | ૩૨,૪૧૫ |
| પરચૂરણ | | | ૩,૪૦૯ | ૩,૪૦૯ |
| | ૯,૬૬૩ | ૫,૬૧,૭૦૮ | ૭૩,૮૭,૧૩૨ | ૨૧,૪૧,૩૨૬ |

સરકારી મકાનો પાછળ મજનેર ખાતા તરફથી થતો ખર્ચ, મુમ્બઈની મેડિકલ કોલેજનો ખર્ચ, તેમ જ મુમ્બઈની રોયલ એશિયાટિક સોસાઇટીને દર વર્ષે રૂ. ૩૬૦૦ ની, સાસુન મિકાનિક ઇન્સ્ટીટ્યુટને રૂ. ૩૦૦ ની, જીઓગ્રાફીકલ સોસાઇટીને રૂ. ૬૦૦ ની, જ્ઞાનપ્રસારક મંડળીને રૂ. ૩૦૦ ની, વગેરે ન્હાની મદદો સરકાર તરફથી અપાય છે તે ઉપરના આંકડામાં ગણી નથી.

---

ઉપરના આંકડા પૈકી પુરૂષો તથા સ્ત્રીઓની કેળવણી પાછળ થયેલો ખર્ચ નીચે મુજબ છે:—

| | |
|---|---|
| પુરૂષોની કેળવણીનો કુલ ખર્ચ | ૬૫,૨૩,૯૦૮ |
| સ્ત્રીઓની ,, ,, ,, | ૮,૬૩,૨૨૪ |
| | ૭૩,૮૭,૧૩૨ |

ઉપર આપેલા ખર્ચના આંકડાનો વિદ્યાર્થીઓની સંખ્યા સાથે મુકાબલો કરતાં દર વિદ્યાર્થીને ભણાવવા પાછળ આખા વરસમાં સરેરાશ ખર્ચ કેટલો થયો હતો તે નીચેના આંકડાથી જણાશેઃ—

| શાળાનો પ્રકાર. | દર વિદ્યાર્થીએ કુલ વાર્ષિક ખર્ચ રૂ. | તે પૈકી સરકારને ખર્ચ રૂ. | લોકલ ફન્ડ તથા મ્યુનિસિપાલિટીઓને ખર્ચ રૂ. |
|---|---|---|---|
| ઊંચી સામાન્ય કેળવણીની પાઠશાળાઓમાં... | ૧૯૯—૭—૪ | ૭૬-૧૩—૫ | ૮-૧૩-૪ |
| ધન્ધાની ઊંચી કેળવણીની પાઠ શાળાઓમાં.... | ૧૩૮—૫—૫ | ૪૪—૭-૧૦ | ૦-૦-૦ |
| બીજા દરજ્જાની નિશાળોમાં... | ૪૨—૭-૧૧ | ૯—૫—૬ | ૧-૧૫-૯ |
| પ્રાથમિક નિશાળોમાં. ... | ૬—૯—૦ | ૧—૯—૧ | ૨-૩—૬ |
| ટ્રેનિંગ સ્કૂલોમાં. ... | ૨૦૩—૯—૬ | ૧૦૩—૬-૧૧ | ૪૯-૧૦-૫ |
| બીજી ખાસ શાળાઓમાં... | ૧૫૧—૯—૫ | ૮૫—૩-૧૧ | ૧૪-૪—૬ |
| બધી શાળાઓ સાથે એકન્દર ખર્ચનો મુકાબલો કરતાં દર વિદ્યાર્થીએ વરસનું સરેરાશ ખર્ચ. | ૧૧—૦-૧૧ | ૨-૧૫—૨ | ૨—૪—૧ |

ઉપરના આંકડાથી જણાય છે, કે બધી શાળાઓના સઘળા વિદ્યાર્થીઓને ભણાવવામાં આખા વરસમાં દર વિદ્યાર્થીએ સરેરાશ રૂ઼ ૧૧-૦-૧૧ નો ખર્ચ થયો હતો, તે પૈકી સરકારે રૂ. ૨—૧૫—૨ અને લોકલ તથા મ્યુનિસિપલ બોર્ડોએ રૂ. ૨—૪—૧ આપ્યા હતા. બાકીનો એટલે અડધા કરતાં વધારે ખર્ચ ફીની તથા બીજી ઉપજમાંથી નીકળ્યો હતો. પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓને ભણાવતાં આખા વરસમાં થઈને દર વિદ્યાર્થીએ કુલ રૂ. ૬—૯—૦ નો ખર્ચ આવ્યો હતો, તે પૈકી સરકારે રૂ. ૧—૯—૧ એટલે સુમારે ચોથો ભાગ, અને લોકલ તથા મ્યુનિસિપલ બોર્ડોએ રૂ. ૨-૩-૬ એટલે સુમારે ત્રીજો ભાગ આપ્યો હતો. પ્રાથમિક

નિશાળો પાછળ કેટલો ખર્ચ કરવામાં આવે છે, અને તે નિશાળોના મહેતાજીઓને કેટલો ન્હાનો પગાર મળે છે તે એથી માલૂમ પડે છે.

---

એ વરસમાં પ્રાથમિક શાળાઓ અને તેમાં ભણનાર વિદ્યાર્થીઓની સંખ્યા નીચે મુજબ હતી:—

| | છોકરાની નિશાળો. | | છોકરીઓની નિશાળો. | |
|---|---|---|---|---|
| | નિશાળો. | વિદ્યાર્થી. | નિશાળો. | વિદ્યાર્થી. |
| સરકારી | ૯ | ૧,૧૮૨ | ૩ | ૩૧૪ |
| લોકલ બોર્ડની | ૩,૮૮૯ | ૨,૦૭,૮૨૯ | ૧૩૭ | ૬,૮૪૭ |
| મ્યુનિસિપલ | ૫૪૭ | ૬૩,૮૯૪ | ૧૫૭ | ૧૧,૦૨૭ |
| દેશી રાજ્યોની | ૨,૦૭૧ | ૧,૧૩,૩૪૫ | ૨૨૧ | ૧૫,૩૩૮ |
| મદદ લેનારી | ૧,૭૩૫ | ૭૦,૧૮૫ | ૨૧૪ | ૧૩,૮૩૮ |
| મદદ નહિ લેનારી | ૯૬ | ૩,૫૭૮ | ૯ | ૧,૧૨૮ |
| | ૮,૩૫૭ | ૪,૬૦,૦૧૩ | ૭૫૧ | ૪૯,૪૫ |

આગલા વર્ષને મુકાબલે છોકરાની પ્રાથમિક શાળાઓની સંખ્યામ ઘટાડો થયો છે, તેમ જ છોકરાની સંખ્યા પણ ઘટી છે. હમે આગળ જણાવી ગયાં છીએ તેમ દુકાળને લીધે આ ઘટાડો થયો છે. આ સમ્બન્ધમાં મહેરબાન ડિરેક્ટર સાહેબ લખે છે કે—

"આ વર્ષે પણ સંખ્યાનો ઘટાડો જણાવતાં મ્હને ખેદ ઉપજે છે. પરન્તુ ઇલાકાની સઘળી હકીકત ધ્યાનમાં લેતાં આ ઘટાડો વધ્યો નથી. આખા ઇલાકામાં બધી મળીને ૧૨૫ નિશાળો અને ૫,૧૬૬ છોકરા ઘટયા છે. આ વર્ષે આ પ્રમાણે ઘટાડો થવાનું કારણ વિશેષે કરીને દુકાળ છે. મરકીએ પણ કંઈ કંઈ અસર કરી છે. મધ્ય વિભાગમાં દુકાળ તથા મરકી બન્નેથી ૮૦૦૦ વિદ્યાર્થીની ઘટ પડી છે. ઉત્તર વિભાગમાં લોકલ બોર્ડની શાળાઓમાં ૬૦૦૦ છોકરાની અને દેશી રાજ્યોની શાળાઓમાં ૬૦૦૦ છોકરાની ઘટ પડી છે. પરન્તુ મ્યુનિસિપલ શાળાઓમાં સંખ્યા ઘણી વધવાથી કુલ ઘટ ઓછી જણાય છે. કાઠિયાવાડમાં પણ સુમારે ૫૫૦૦

વિદ્યાર્થીઓ ઘટયા છે. ઉત્તર વિભાગ અને કાઠિયાવાડમાં પહેલાં કોઈ વખત નહિ પડેલો એવો સખ્ત દુકાળ પડવાથી આમ બન્યું છે. મધ્ય વિભાગમાં આ વર્ષે મરકીનું જોર ઘણુ કમી હોવાથી અને દુકાળની અસર નહિ જણાવાથી દેશી રાજ્યોની શાળાઓ સિવાયની બધી શાળાઓના વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો થયો છે. સિન્ધમાં પણ વિદ્યાર્થીઓની સંખ્યા વધી છે."

"સને ૧૮૯૫ ના વર્ષમાં આ ઇલાકો કોઈ પણ જાતની આફતથી મુક્ત હતો. ત્યારપછી દર વર્ષે કંઈ કંઈ આફત આવી છે. સને ૧૮૯૫ના વર્ષમાં આ ઇલાકામાં ૮,૮૧૦ પ્રાથમિક શાળાઓ હતી, અને તેમાં ૫,૨૬,૮૬૨ વિદ્યાર્થીઓ હતા. ત્યાર પછીનાં ચાર વર્ષમાં મરકી અને દુકાળને લીધે ૪૪૩ શાળાઓ અને ૬૩, ૮૪૯ વિદ્યાર્થીઓ ઘટયા છે."

છોકરીઓની સંખ્યામાં વધારો થયો છે તે ખુશ થવા જેવું છે. હવાં હજી ઘણો વધારો થવાની જરૂર છે.

---

એ વરસમાં પ્રાથમિક કેળવણી પાછળ નીચે મુજબ ખર્ચ કરવામાં આવ્યો હતો:—

| | છોકરાની નિશાળો પાછળ રૂપિયા. | છોકરીઓની નિશાળો પાછળ રૂપિયા. |
|---|---|---|
| સરકારી તીજોરીમાંથી | ૭,૫૨,૭૩૭ | ૭૩,૪૩૫ |
| લોકલ ફન્ડમાંથી | ૭,૧૭૯,૭૦૭ | ૩૯,૪૬૧ |
| મ્યુનિસિપાલિટીઓમાંથી | ૨,૭૯,૭૩૦ | ૭૦,૦૦૮ |
| ફીમાંથી | ૪,૪૫,૨૨૩ | ૨૩,૧૬૧ |
| બીજી ઉપજમાંથી | ૮,૬૪,૦૫૪ | ૨,૨૯,૮૮૨ |
| કુલ | ૩૦,૨૧,૪૫૧ | ૪,૩૫,૯૪૭ |

ઉપરના કોઠા ઉપરથી જણાય છે, કે પ્રાથમિક કેળવણી પાછળ એકન્દર સુમારે સાડી ચોત્રીસ લાખ રૂપિયા ખર્ચ થયો હતો, તે પૈકી સ્ત્રી કેળવણીને સુમારે સાડા ચાર લાખ રૂપિયા મળ્યા હતાં. છોકરાંની

કેળવણી પાછળ કરવામાં આવેલા ખર્ચને મુકાબલે આ રકમ જુજ જણાય છે, પરન્તુ છોકરીઓની સંખ્યા પણ છોકરાની સંખ્યાના પ્રમાણમાં જુજ છે. અલબત છોકરીઓની સંખ્યા વધે તો તેમની પાછળ વધારે ખર્ચ કરવામાં આવે. પણ અજબ જેવું એ છે કે પુરૂષોની કેળવણીના ખર્ચનો મ્હોટો ભાગ સરકાર, લોકલ ફન્ડ, અને મ્યુનિસિપાલિટીઓ તરફથી પૂરો પાડવામાં આવે છે સારે સ્ત્રી કેળવણીને માટે તેમના તરફથી કુલ ખર્ચના અડધ કરતાં ઓછી રકમ મળે છે. જેવી રીતે સરકાર, લોકલ ફન્ડ, અને મ્યુનિસિપાલિટીઓમાંથી પુરૂષોની કેળવણી માટે વધુ રકમ મળે છે તેવી જ રીતે સ્ત્રીઓની કેળવણી માટે મળે, અને તે વધારાની રકમ સ્કોલરશિપો તથા એવી જાતના ઉત્તેજનના રૂપમાં ખરચાય તો છોકરીઓની સંખ્યામાં વધારો થવાનો સમ્ભવ છે.

---

એ વર્ષમાં ઉત્તર વિભાગ અને કાઠિયાવાડની પ્રાથમિક શાળાઓ તથા તેમાં ભણતા વિદ્યાર્થીઓની સંખ્યા નીચે મુજબ હતીઃ—

| | ઉત્તર વિભાગ | કાઠિયાવાડ |
|---|---|---|
| છોકરાની નિશાળો...... | ૧,૮૬૬ | ૮૩૫ |
| છોકરાની સંખ્યા........ | ૧,૧૮,૭૬૨ | ૫૬,૩૨૬ |
| છોકરીઓની નિશાળો...... | ૨૦૪ | ૯૨ |
| છોકરીઓની સંખ્યા.... | ૧૫,૧૦૬ | ૫,૦૪૯ |

આગલા વરસને મુકાબલે ઉત્તર વિભાગમાં છોકરાની નિશાળોની સંખ્યા ઘટી નથી, પણ કાઠિયાવાડમાં ઘટી છે. બન્ને ભાગમાં છોકરાની સંખ્યા ઘટી છે. ઉત્તર વિભાગ અને કાઠિયાવાડમાં કન્યા શાળાઓ તથા તેમાં ભણતી છોકરીઓની સંખ્યા વધી છે તે ખુશ થવા જેવું છે. ઉત્તર વિભાગના ઇન્સ્પેક્ટર સાહેબ પોતાના તાબાની કન્યા શાળાઓના સમ્બન્ધમાં નીચે મુજબ લખે છેઃ—

"આ વિભાગની કન્યા શાળાઓને હવે ટ્રેન્ડ સ્ત્રી શિક્ષકો મળી છે. આ સ્ત્રી શિક્ષકો પોતાનું કામ ઘણી સારી રીતે ચલાવે છે, અને તેમના સામે આખા વર્ષમાં કંઈ પણ ફર્યાદ આવી નથી."

---

ઉત્તર વિભાગની લોકલ બોર્ડની શાળાઓની સંખ્યામાં આગલા વર્ષને મુકાબલે વધારો થયો છે, પણ છોકરાની સંખ્યા ઘટી છે. છોકરાની સંખ્યાનો ઘટાડો સુરત સિવાયના બધા જિલ્લાઓમાં થયેલો જણાય છે. છોકરીઓની સંખ્યા બધા જિલ્લાઓમાં વધી છે. આ વિભાગના ડેપ્યુટી ઇન્સ્પેકટરોની વિશેષ કાળજીથી ગ્રામ્ય ધોરણો ચલાવનારી શાળાઓની સંખ્યામાં વધારો થયો છે. નાણાંની તંગીને લીધે લોકલ બોર્ડની સ્કુલો પાછળ સરકાર વધારે ખર્ચ કરી શકી નથી. આ સમ્બન્ધમાં મહેરબાન ડિરેક્ટર સાહેબ નીચે મુજબ લખે છેઃ—

"ગયે વર્ષે મ્હેં જણાવ્યું હતું કે નાણાંની છૂટ જોઈએ તેવી નહિ હોવાથી ગામડાંમાં કેળવણી કેવી રીતે વધારવી—તે એક મ્હોટો સવાલ થઈ પડ્યો છે. આ વર્ષે પણ નાણાંની વિશેષ ભીડ છે, કારણ કે રેવન્યુ ઘટી છે તથા ફીની આવકમાં પણ ઘણો ઘટાડો થયો છે. હવે તો જ્યારે સારું વર્ષ આવશે ત્યારે એ સમ્બન્ધી વિચાર થશે. છતાં સારા વખતમાં પણ કેટલાક બોર્ડોની સ્થિતિ વધારે ખર્ચ કરી શકે તેવી નથી."

---

ઉત્તર વિભાગની મ્યુનિસિપલ શાળાઓ તથા તેમાં ભણતા વિદ્યાર્થીઓની સંખ્યામાં આગલા વર્ષને મુકાબલે વધારો થયો છે. આ નિશાળોના વહિવટ સમ્બન્ધી ઇન્સ્પેકટર સાહેબે પોતાના રિપોર્ટમાં સન્તોષ જણાવ્યો છે. તેમણે રિપોર્ટમાં કપડવંજ મ્યુનિસિપાલિટીની ઉર્દુ કન્યા શાળાની ખાસ નોંધ લીધી છે, અને જણાવ્યું છે કે આવી સ્કૂલ આખા ઉત્તર વિભાગમાં માત્ર એક જ છે.

---

ઉત્તર વિભાગની દેશી રાજ્યોની શાળાઓની સંખ્યામાં વધારો થયો છે; પણ તેમાં ભણતા છોકરાની સંખ્યામાં ઘણો ઘટાડો થયો છે. ઘટાડાના સમ્બન્ધમાં ધ્યાન ખેંચે એવી બીના એ છે કે પાલણપુર એજન્સીની ૯૩માંથી ૧૧ શાળાઓ દુકાળને લીધે બન્ધ થઈ હતી, અને ત્યાંના મહેતાજીઓને દુકાળનાં કામ ઉપર મૂકવામાં આવ્યા હતા. આવા વખતમાં કન્યા શાળાઓ તથા તેમાં ભણતી છોકરીઓની સંખ્યામાં વધારો થયો છે એ ખુશ થવા જેવું છે.

એકન્દરે ઉત્તર વિભાગની તેમ જ આખા ઇલાકાની કેળવણીને દુકાળથી ઝાઝું નુકસાન લાગ્યુ નથી. ગામડાંની કેળવણીને જે નુકસાન થયુ છે તેનો બદલો શહેરોએ વાળ્યો છે. માત્ર દુકાળને અભાવે જે વધારો થાત તે અટક્યો છે.

અમદાવાદ મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનિંગ કૉલેજનાં લેડી સુપરિન્ટેન્ડન્ટ સાહેબ તરફથી આવેલુ સૂચના પત્ર આ અંકમાં પ્રસિદ્ધ કર્યું છે તે તરફ સઘળા શિક્ષકોનુ ધ્યાન ખેંચીએ છીએ. એ સમ્બન્ધી વધારે વિવેચન હવે પછી કરીશુ.

## यूरोपनी शाळाओ.

( ચાલુ પૃ૦ ૪૫ થી. )

### ૨૪. માપકરણનો શરૂઆતનો પાઠ.

હ્રાઇન નદી ઉપરના એક શહેરની નિશાળમાં મ્હેં માપકરણનો શરૂઆતનો પાઠ શિખવાતો જોયો તે નમૂના લાયક હતો. મ્હેં આ પાઠની તે સ્થળે નોંધ લીધી છે તે નીચે મુજબ છે:—

શિક્ષકે કાળા પાટિયા પર એક સમબાજુ ચોરસ દોર્યો અને તેના ચાર સરખા ભાગ કર્યા પછીથી આ દરેક ભાગના ચાર સરખા ભાગ કર્યા ( જુઓ આકૃતિ હાંસીઆમાં ). જ્યારે જ્યારે શિક્ષક પાટિયા પર આકૃતિ દોરતો ત્યારે ત્યારે છોકરાં સ્લેટ પર તેની નકલ કરતા.

શિક્ષક—આ આકૃતિની એક હારમાં કેટલા ન્હાના સમબાજુ ચોરસ છે?

વિદ્યાર્થી—એક હારમાં તેવા ચાર ચોરસ છે.

( આ પ્રમાણે છોકરાં પૂર્ણ વાક્યોમાં જવાબ આપતાં, પણ વધારે જગા ન રોકાય માટે હવે પછી હું તેમના જવાબ ટૂંકામાં જણાવીશ. ખરું

જોતાં આ પાઠમાં ડ્રોઇંગ, ગણિત, અને ભાષા એ સાથે શિખવાવાં હતાં)

શિક્ષક—આવી હાર કેટલી છે?

વિદ્યાર્થી—ચાર.

શિક્ષક—દરેક હારમાં ન્હાના સમબાજુ ચોરસની સંખ્યા સરખી છે કે?

વિદ્યાર્થી—હા સાહેબ.

શિક્ષક—ત્યારે દરેક હારમાં ચાર ચોરસ છે અને એવી ચાર હારો છે, તો મ્હોટા સમબાજુ ચોરસમાં બધા મળીને કેટલા ન્હાના સમબાજુ ચોરસો હોવા જોઇએ?

વિદ્યાર્થી—ચાર વખત ચાર એટલે સોળ.

શિક્ષક—જો આપણે આ મ્હોટા ચોરસને એવી રીતે ફેરવીએ કે જમણી બાજુ ડાબી બાજુએ આવે તો પણ તેનું માપ સરખું રહેશે કે? તમે તમ્હારી સ્લેટ પર તેમ કરી જુઓ

વિદ્યાર્થી—હા સાહેબ, ચોરસને ગમે તેમ ફેરવીશું તો પણ માપ તેનું તે જ રહેશે.

શિક્ષક—હવે ધારો કે આ આકૃતિની એક બાજુ ૪ ઇન્ચ છે તો આ આકૃતિનું માપ (મ્હોટા ચોરસનું ક્ષેત્રફળ) કેટલું થશે? -

વિદ્યાર્થી—દરેક ન્હાના ચોરસની બાજુ એક ઇન્ચ થશે એટલે તેનું માપ એક ચોરસ ઇન્ચ થશે, અને આખા મ્હોટા ચોરસમાં આવા ૧૬ ન્હાના ચોરસ છે માટે આખા મ્હોટા ચોરસનું માપ (ક્ષેત્રફળ) ૧૬ ચોરસ ઇન્ચ થશે.

આ પ્રમાણે જુદા જુદા માપના બીજા સમબાજુ ચોરસો દોરવામાં આવ્યા અને તેમનું માપ કઢાવવામાં આવ્યું.

ત્યાર પછી એક લમ્બ ચોરસ દોરવામાં આવ્યો. તેની લમ્બાઈ ૬ ઇન્ચ અને પહોળાઈ ૪ ઇન્ચ હતી



શિક્ષક—હવે આ આકૃતિનું માપ કાઢો.

વિદ્યાર્થી—આ આકૃતિની દરેક હારમાં એક ઇન્ચ બાજુ વાળા ૭ ન્હાના સમબાજુ ચોરસો છે, અને બધી મળીને એવી ચાર હારો છે, એટલે બધા મળીને ૨૪ ન્હાના ચોરસ હોવા જોઈએ.

શિક્ષક—તમે ગણીને બરાબર ખાતરી કરી જુઓ.

વિદ્યાર્થી—( ગણીને ) હા સાહેબ, બરાબર ૨૪ છે.

શિક્ષક—ત્યારે આખી આકૃતિનું માપ કેટલું થશે તે તમે કહી શકશો.

વિદ્યાર્થી—હા સાહેબ એક ઇન્ચ બાજુ વાળા ચોરસનું માપ એક ચોરસ ઇચ છે અને એવા ૨૪ ચોરસો છે, એટલે આખી આકૃતિનું માપ ( ક્ષેત્રફળ ) ૨૪ ચોરસ ઇન્ચ થશે.

શિક્ષક—હવે તમારી સ્લેટો એવી રીતે ફેરવો કે આકૃતિનું ગમાણુ બાજુએ આવે. હવે તમે તેનું માપ કાઢો.

વિદ્યાર્થી—હવે દરેક હારમાં ચાર ન્હાના ચોરસ થશે; પણ એવી ૬ હારો થશે; એટલે માપ તેનું તેજ થશે. ૬×૪ તે ૪×૬ ની બરાબર છે.

આવી રીતે જુદા જુદા માપના લમ્બ ચોરસ લેવામાં આવ્યા અને તેનું માપ કઢાવવામાં આવ્યું.

શિક્ષક—ત્યારે આવી આકૃતિઓનું માપ કાઢવાને હમેશ તેમના એક ઇંચ બાજુ વાળા ચોરસમાં ભાગ પાડવાની જરૂર છે કે કેમ ?

વિદ્યાર્થી—ના સાહેબ; ઉપરની આકૃતિઓમાં ન્હાના ચોરસોની જે સંખ્યા નીકળે છે તે લમ્બાઈ અને પહોળાઈના માપના ગુણાકાર બરાબર છે, માટે હવે પછી આવી આકૃતિઓનુ માપ કાઢવાને આપણે લમ્બાઈ અને પહોળાઈના માપનો ગુણાકાર કરીશુ. સમબાજુ ચોરસમાં લમ્બાઈ તથા પહોળાઈ સરખી છે માટે ગમે તે એક માપ આપ્યુ હશે તેનો વર્ગ કરીશું; આ પ્રમાણે કરવાથી જે સંખ્યા આવશે તેટલું ચોરસ માપ આખી આકૃતિનુ ગણાશે

---

# परचूरण सूचनाओ

( ચાલુ પૃષ્ઠ ૪૬ થી. )

**વાંચન**—એક શિક્ષક પોતાના વર્ગનાં છોકરાંને પાઠ પૂરો શિખવ્યા પછી તેમાં આવેલા અઘરા શબ્દો શિખવતો, હતો. ખરેખર તે વખતે છોકરાં આ અઘરા શબ્દોની જોડણી શીખતાં હતાં. ઇન્સ્પેક્ટરે જણાવ્યું કે પાઠ શિખવતા પેહેલાં તેમાં આવેલા સઘળા અઘરા શબ્દો કાળા પાટિયા પર લખવા

જોઈએ, અને તેમની જોડણી તથા અર્થ છોકરાંને બરાબર શિખવવામાં થોડો વખત ગાળવો જોઈએ. આમ કરવાથી પાઠ શિખવતી વખતે છોકરાંને તેમાં બરાબર સમજણ પડશે.

એક ઇન્સ્પેક્ટર લખે છે, કે પાઠમાં આવેલા બધા શબ્દો કાળા પાટિયા પર શિખવવાની જરૂર નથી. આમ કરવામાં ઘણો વખત જાય છે અને ત્યાર પછી પાઠ વંચાવવાને પૂરતો વખત રહેતો નથી, અને દરેક છોકરો ભાગ્યે જ એક વખત વાંચી શકે છે. માટે ફક્ત અઘરા નવા શબ્દ પાટિયા પર શિખવવા, અને સહેલા નવા શબ્દો પાઠમાંથી ખોળી કાઢી તેના ઉચ્ચાર અને જોડણી બોલી જવાનું છોકરાંને કહેવું. હોંશિયાર છોકરા આવા શબ્દ ઝટ ખોળી કાઢશે; એટલે દરેક છોકરા પાસે તે શબ્દો બોલાવવા તથા તેમની જોડણી કરાવવી. આમ કરવાથી શબ્દોની છબી છોકરાંના મગજમાં બરાબર ઠસશે અને જોડણી બરાબર યાદ રહેશે; તેમ જ વાંચતી વખત પણ તેઓ અટકયા સિવાય ઝડપથી વાંચશે.

**સામાન્ય જ્ઞાનના પાઠ**—સામાન્ય જ્ઞાનના પાઠમાં શિક્ષકે પ્રશ્નોથી છોકરાં પાસે બને તેટલી હકીકત કઢાવવી. ફક્ત જે હકીકત કોઈ પણ રીતે છોકરાં પાસે કઢાવી શકાય તેવી ન હોય તે કહેવી. એટલે **શિક્ષકે થોડું કહેવું અને છોકરાં પાસે વધારે કઢાવવું.** વળી આવી રીતે પાઠ શિખવ્યા પછી બીજે દિવસે તે પાઠનું પુનરાવર્તન કરી જવું. તેમાં આગલે દિવસે જે જે શિખવ્યું હોય તે છોકરાંએ બરાબર યાદ રાખ્યું છે કે કેમ તે પ્રશ્નો પૂછી તપાસી જવું. આવી રીતે પુનરાવર્તન કરવાની જરૂર છે. તેમ કરવાથી ઓછા પાઠ શિખવાશે, પણ જે શિખવાશે તે પાકું થશે. શિક્ષકે છોકરાંના મગજમાં હકીકતો ભરતા જવું અને તે હકીકતો યાદ રાખવાની તેઓ દરકાર કરે છે કે નહિ તે જોવું નહિ એવા શિક્ષણથી બિલકુલ લાભ નથી.

ગણિત—એક નિશાળમાં ઇન્સ્પેક્ટરની તપાસણી વખતે બીજા ધોરણના શિક્ષકે છોકરાંને નીચે મુજબ હિસાબ ગણવા આપ્યા હતાઃ—

(૧) ૬૩૨૫૦૭+૫૫૯ (૨) ૫૭૭૨૧૮ ફળ સાત છોકરાંને વહેંચી આપો.

(૩) ૩૫૪૬૨૯-૭૯૦૬૩

ચોરી લઈ જાય છે. મધ પણ તેને ભાવે છે. કોઈ કોઈ વાર તે ઝાડ પર ચઢીને ત્યાંથી પોતાનો શિકાર મેળવે છે. માર્ટન ઘણું આનન્દી, ચંચળ, અને દેખાવડું છે. ન્હાનાં બચ્ચાં પકડીને પાળવાથી હળી જાય છે, પણ મ્હોટી ઉમ્મરનાં થયા પછી પકડવામાં આવે તો તે હળતાં નથી. આ પ્રાણીના શરીરમાંથી સ્હેજ ખરાબ ગંધ નીકળે છે. માર્ટનના શરીર પર અન્દરનાં અને બહારનાં એમ બે જાતનાં રૂવાં થાય છે. અન્દરનાં રૂવાં સુંવાળાં, ટૂંકાં, અને રંગમાં સારાં હોય છે.

બીજી જાતો—અફ્ઘાનીસ્તાનમાં એક જાતનું માર્ટન થાય છે તે કદમાં ન્હાનું અને ઘણા ઊંચા ભાગોમાં જ રહેનારું છે. યુરોપમાં માર્ટનની જે જાત થાય છે તે ઘણે ભાગે વસ્તીવાળા ભાગોની પાસે રહે છે. આ *માર્ટન હિન્દી માર્ટન કરતાં હિમ્મતવાળું હોય છે. તેનો ગર્ભવાસ કાળ નવ* અઠવાડિયાં છે, અને તેને દર વેતરે ચાર પાંચ બચ્ચાં અવતરે છે. બચ્ચાંની આંખો ચૌદ દિવસે ઉઘડે છે.

---

## પોલકેટ.

વર્ગ-કરોડવાળાં. જાત-સ્તનવાળાં. પ્રકાર-માંસાહારી.

આ પ્રાણી નોળીઆ અને વણિયરને મળતું આવે છે. ગુજરાતમાં તેમ જ હિન્દુસ્તાનના ઘણા ભાગોમાં આ પ્રાણીની વસ્તી નથી, તેથી તેને માટે ગુજરાતી કે બીજી દેશી ભાષાઓમાં નામો નથી. તેના માથા અને શરીરની કુલ લમ્બાઈ કરતાં તેની પૂંછડીની લમ્બાઈ અડધી છે. એના શરીર પર બે જાતનાં રૂવાં થાય છે. એક લાંબાં અને તેની અંદરનાં બીજાં ટૂંકાં થાય છે. તેના પગનાં આંગળાંની વચ્ચે ઘણા લાંબા વાળ ઊગે છે તેથી તેનાં પગનાં પાવલાં તદ્દન ઢંકાયેલાં રહે છે. તેના પગના પંજાના નહોર બહુ તીણા છે.

**રંગ**—પોલકેટના ખભાના વચલા ભાગનો અને પીઠના પાછલા ભાગનો રંગ મેલો સફેદ હોય છે બે આંખોની વચલા ભાગનો અને કપાળ અને નાક ઉપરનો રંગ કાળો અને કોઈમાં તપખીરીઓ હોય છે. તેના નાકની અણી અને હડપચીનો રંગ સફેદ છે. તેનું ગળું, છાતી, બીજા અવયવો, અને પૂંછડીનો રંગ કાળો તપખીરીઓ છે, અને તેનું પેટ સફેદ રંગનું છે.

કદ—તેનું માથું અને શરીર મળીને તે કુલ ૧૪ થી ૧૬ ઇન્ચ જેટલું લાંબું થાય છે, અને તેની પૂંછડી ૭ ઇન્ચ લાંબી વધે છે.

વસ્તી—હિમાલયની ઉત્તરના ભાગો સિવાય હિન્દુસ્તાનમાં બીજે કોઈ ઠેકાણે આ પ્રાણી જોવામાં આવતું નથી. સિકિમની ઉત્તરે, ટિબેટના ઉતસંગ પ્રાન્તમાં, અને લડકમાં તેમની વસ્તી વધારે છે.

લક્ષણો—માર્ટનની પેઠે આ પ્રાણીના શરીરમાંથી પણ એક જાતની ખરાબ વાસ નીકળે છે. તેથી કેટલાક લોકો એને ગંધાતું માર્ટન પણ કહે છે. જંગલો અને ઝાડીમાં તેમ જ વસ્તીવાળા ભાગોની ચડમાં પણ આ પ્રાણી રહેતું જોવામાં આવે છે. ઘણે ભાગે તે રાત્રે જ બહાર નીકળે છે. દિવસે તો ક્વચિત જ દેખાય છે. આ પ્રાણી ર ફડાઓમાં અને ઝાડોથી ઢંકાયેલા ખાડાઓમાં પોતાનું રહેઠાણ કરે છે. માણસોને ઘણું નુકસાન કરનારાં પ્રાણીઓમાંનું આ એક છે. પાળેલાં પક્ષીઓ અને ન્હાનાં જનાવરોનું તે કાસળ કાઢી નાખે છે. ખાતાં તે ધરાતું નથી. દેડકાં અને તેના જેવાં ન્હાનાં જનાવરોનો તે શિકાર કરે છે. તેનો ગર્ભવાસ કાળ ૯ અઠવાડિયાં છે. માદાને દર વેતરે ૫ થી ૭ બચ્ચાં અવતરે છે. ઝાડનાં પોલાણ, ખડકોનાં કોતરો, અથવા પથરા તળેના ખાડાઓમાં તે વિયાય છે. ઘણે ભાગે એપ્રિલ મહિનામાં તે વિયાય છે.

બીજી જાતો—યૂરોપના પૂર્વ તરફના ભાગો અને એશિયાના પશ્ચિમ ભાગો તેમાં મુખ્યત્વે કરી અફઘાનીસ્તાનના દક્ષિણ ભાગમાં કન્દહાર અને ક્વેટાની નજીક એક જાતનું પોલકેટ થાય છે. આ પોલકેટની પીઠપર જુદા જુદા રંગોની છાંટ અને તેમાં કેટલાક ઊભા ચટાપટા પડેલા હોય છે. ટીબેટનાં પોલકેટ કરતાં અફઘાનીસ્તાનનાં પોલકેટ કદમાં સ્હેજ ન્હાનાં છે. આ પ્રાણીનું વજન અડધા શેરથી પોણા શેર જેટલું થાય છે. ઉપલાની માફક આના શરીરમાંથી પણ બદબો નીકળે છે. પક્ષીઓ, ઉન્દર, ધરોળીઓ, વન્દા, ગોકળ ગાયો, અને એવાં બીજાં જીવડાં ખાઈને તે જીવે છે. આ પ્રાણી રાફડા અને બખોલોમાં રહે છે. માદા માર્ચની આખરે કે એપ્રિલની શરૂઆતમાં વિયાય છે. તેને દર વેતરે ત્રણ ચાર બચ્ચાં અવતરે છે.

---

# वनस्पति वर्णन.

( સાંધણ પૃષ્ટ ૫૮ થી )

## કાળીજીરી.

### વર્ગ—રેનન્કયુલેસી.

**લેટિન નામ**—નાગેલા સેટિવા.

**દેશી નામ**—સં. કૃષ્ણજીરક, કરવી, સુશવી; હિં-કલોંજી, મુગ્રેલા, કાલાજીરા; મ—કલોંજી, કાળીજીરી; ફા. શિહાધનીયા, શિહાબિરંજી; અ—શાઉનીઝ, કયુમ્યુન, અસવદ; ગુ—કાળીજીરી; બં—કાલાજીરા.

**જગા**—બંગાળા, ગુજરાત, અને અફઘાનીસ્તાન. આ વર્ગના બીજા છોડોની પેઠે ફક્ત ઉંચા પહાડો પર જ આ છોડ ઊગે છે એમ નથી; તે સપાટ જમીનમાં પણ થાય છે.

**વપરાતા ભાગ**—બીયાં.

**રચના**—કાળીજીરીના દાણા ત્રણ ખૂણાદાર અને એક છેડે છેક અણીદાર થયેલા હોય છે. બીની ઉપલી સપાટી કાળી, કરચલી પડેલી, અને અનિયમિત ખાડા ખાડાવાળી હોય છે. ઉપલા છોડાની અન્દર ધોળા રંગની મીંજ હોય છે તેમાં તેલી પદાર્થ ભરેલો હોય છે. બીયાં કાળાં અને ⅛ ઇન્ચ લાંબાં થાય છે. કાળીજીરી વાટવાથી કે ઘસવાથી પ્રથમ તો તેમાંનાં તેલને લીધે લીંબુના જેવી સુગંધ તેમાંથી આવે છે, પણ પાછળથી તે લસણ અને ગાજરને મળતી વાસ મારે છે.

**ઇતિહાસ અને ઉપયોગ**—બર્ડવુડ સાહેબ કહે છે, કે ખ્રિસ્તી બાઇબલમાં 'કાળાં કયુમીન' શબ્દ વાપર્યો છે તે જ આ કાળીજીરી છે. એન્સલી સાહેબના મત પ્રમાણે તે વાતહર એટલે વાયુનો નાશ કરનાર છે. મીઠા તેલ સાથે વાટીને ચામડી ઉપરના દરદોમાં તે ચોળાય છે, તેમ જ કેટલાક મશાલાઓમાં નંખાય છે; અને રેશમી અને ઊનનાં લુગડાંને ઉધાઈ કે ખેરી ના લાગે માટે તે પર તેનો ભૂકો છાંટે છે. ફોરસ્કોલ નામે સાહેબ કહે છે કે આ છોડનું અસલ વતન ઇજીપ્ત છે. ત્યાંના લોકો તેને હેબેસ સાઉડા કહે છે, અને તેનાં ગુણ માટે એવું માને છે કે ફક્ત મોત સિવાયનાં સઘળાં દરદોને તે મટાડે છે.

કાળીજીરી વિષે સંસ્કૃત ગ્રન્થોમાં ઘણું લખાયેલું છે તે ઉપરથી આ છોડ અસલ હિન્દુસ્તાનનો જ જાતની છે એમ માનવામાં આવે છે. બંગાળા અને ગુજરાતના કોઈ કોઈ ભાગમાં તેનું વાવેતર થાય છે. યુનાની હકીમોનો મત છે કે કાળીજીરીનો દવા તરીકે ઉપયોગ કરવાથી તે પેશાબ વધારે લાવે છે, સ્ત્રીઓને અટકાવ વધારે લાવે છે, અને સ્ત્રીઓનાં દુધમાં વધારો કરે છે. વાટીને ચોપડવાથી ગુમડાં વગેરે ચામડીનાં દરદો જલદી રૂઝાય છે. ઘણા દેશી વૈદ્યો પેટની સૂંક મટાડવામાં અને પેટમાંના કરમ પાડવામાં તેનો ઉપયોગ કરે છે. પાણી સાથે વાટીને ચોપડવાથી હાથ પગના અને ગળા પરનાં સોજાને તે મટાડે છે. કલકત્તા, કાબુલ, અને બસરેથી કાળીજીરી મુમ્બઈ આવે છે. ત્યાં તે બે આને એક રતલ વેચાય છે.

---

## નિરબિષી.

### વર્ગ—રેનન્કયુલેસી.

**લેટિન નામ**—ડેલ્ફીનમ ડેન્યુડેટમ.

**દેશી નામ**—અ-જદવાર, માહાફરફીન; ફા-જદવાર; હિં-નિરબિષી; ગુ-નિ-બિષી; સં-નિર્બિષી.

**જગા** હિમાલય, ટીબેટ, નેપાળ, અને આસામ આ વર્ગના બીજા છોડોની માફક આના છોડ પણ ઊંચા પહાડી ભાગોમાં અને ઠંડી હવામાં થાય છે.

**વપરાના ભાગ**—મૂળીઆં કે મૂળની ગાંઠો.

**રચના.**—ઘણી જાતનાં મૂળીઆં જદવારના નામથી વેચાય છે, પણ ખરી જદવારનાં મૂળીઆંની ન્હાની ગાંઠો થાય છે, તેનો રંગ કાળો તપખીરીઓ હોય છે. આ ગાંઠો એક ઇન્ચ લાંબી અને અડધા ઇન્ચના વ્યાસની ઇંડાકાર અથવા શંકુ આકારની થાય છે. તેની ઉપર કરચલી પડી ગયેલી હોય છે, અને તે ઉપર શિંગડાંના જેવા ન્હાના ગાંઠા ફૂટેલા દેખાય છે. ગાંઠને જે છેડેથી ઉપર-છોડ ઊગ્યાનો હોય છે તે જગાએ પાંદડાની ટીશીનું નિશાન હોય છે. ખરી અને સારી ગાંઠો નરમાશ પર હોય છે, અને તેમાં

આડો કાપ મુકવાથી અન્દરનો બધો ભાગ એક સરખો કાળાશ પડતા ભૂરા કે તપખીરીયા રંગનો માલૂમ પડે છે. નિરબિષીનો સ્વાદ કડવો અને વાસ સ્હેજ અફીણ જેવી છે.

**ઇતિહાસ અને ઉપયોગ**—મખઝન ઉલ અદ્વિઆ નામના ફારસી વૈદક ગ્રન્થનો કર્તા કહે છે, કે ખરી નિરબિષીને અરબીમાં અન્તીલ અને ગ્રીકમાં સાતરયુસ કહે છે. નિરબિષી શબ્દમાં નિર્=નહિ અને બિષ=ઝેર, એટલે ઝેરી નહિ એવો અર્થ સમાયેલો છે. જદવારનાં મૂળીયાં ઘણાં મોઘાં મળે છે તેથી વેપારીઓ હલકી જાતના વછનાગનાં મૂળીઆંને દુધમાં ઉકાળીને પછી તે ઉપર રંગ ચઢાવી જદવારને નામે વેચે છે. બનાવટી મૂળીઆંને ગરમ પાણીમાં પલાળી કપડાંવતી લૂછી નાખતાં કપડાં પર તેનો ડાઘ પડે છે; તેમ જ અન્દરથી કાપી જોતાં સફેદ રંગ માલૂમ પડે છે તેથી અસલ અને નકલ જદવાર પરખાય છે. નિરબિષી થોડા વખતમાં સળી જાય છે, તેથી વેપારીઓ તેને સળો ન લાગે તેટલા સારૂ પારામાં કે તેલમાં રાખે છે. ઉપર લખેલો ફારસી વૈદ લખે છે કે હિન્દુઓનો મત તેને વિષે એવો છે, કે વછનાગ અને બીજાં તેના જેવાં ઝેરોનો ઉતાર નિરબિષી છે, અને વછનાગના છોડોની પાસે નિરબિષીના છોડ ઊગે છે. આ છોડને ખાઈને એક જાતના ઉંદરો જીવે છે તેને "બિશ મુષ, બિશ" કહે છે. આ ઉંદરો ઝેરનો ઉતાર છે. નિરબિષીનાં મૂળીઆં આયુનુ શક્તિ વધારનારાં છે, અને તે ઝેરી જનાવરના ડંખ ઉપર ચોપડવાથી ઝેર ઉતરી જાય છે. દેશી વૈદો આ દવાનો બહુ થોડો ઉપયોગ કરે છે, પણ યુનાની હકીમો આ દવા ઘણી વાપરે છે, અને તેને ઘણો ચમત્કારવાળો પદાર્થ ગણે છે.

---

## ગણિતની ગમત.

### વર્ગ કરવાની સહેલી રીત.

(લખનાર વીરચંદ મુળજી મુન્ત.)

**નિયમ**—દર કોઈ સંખ્યાનો વર્ગ કરવો હોય તો તે સંખ્યામાં તેનો છેલ્લો એટલે એકમનો આંકડો ઉમેરવો અને બાદ કરવો, અને તેથી

જે બે સખ્યાઓ આવે તેના ગુણાકારમા તે જ એકમનો વર્ગ ઉમેરવો.

(દા ૧) ૩૫ નો વર્ગ શો ?

૩૫+૫=૪૦
૩૫−૫=૩૦
૪૦×૩૦=૧૨૦૦
૫$^{૨}$=૨૫

૩૫$^{૨}$=૧૨૨૫

(દા. ૨) ૪૨ નો વર્ગ શો ?

૪૨+૨=૪૪
૪૨−૨=૪૦
૪૪×૪૦=૧૭૬૦
૨$^{૨}$=૪

૪૨$^{૨}$=૧૭૬૪

(દા ૩.) ૧૨૫ નો વર્ગ શો ?

૧૨૫+૫=૧૩૦
૧૨૫−૫=૧૨૦
૧૩૦×૧૨૦=૧૫૬૦૦
૫$^{૨}$= ૨૫

૧૨૫$^{૨}$= ૧૫૬૨૫

(દા. ૪) ૧૪૯ નો વર્ગ શો ?

૧૪૯+૯=૧૫૮
૧૪૯−૯=૧૪૦
૧૫૮×૧૪૦=૨૨૧૨૦
૯$^{૨}$= ૮૧

૧૪૯$^{૨}$= ૨૨૨૦૧

(દા. ૫) ૧૧૨ નો વર્ગ શો ?

૧૧૨+૨=૧૧૪
૧૧૨−૨=૧૧૦
૧૧૪×૧૧૦=૧૨૫૪૦
૨$^{૨}$= ૪

૧૧૨$^{૨}$= ૧૨૫૪૪

(દા. ૬) ૨૧૯૫ નો વર્ગ શો?

૨૧૯૫−૫=૨૧૯૦
૨૧૯૫+૫=૨૨૦૦
૨૨૦૦×૨૧૯૦=૪૮૧૮૦૦૦
૫$^{૨}$= ૨૫

૨૧૯૫$^{૨}$= ૪૮૧૮૦૨૫

# केळवणी खातानी खबरो.

## હલકા દરજ્જાની સરકારી નોકરીમાં ઉમેદવારોને દાખલ કરવા, સબન્ધી નિયમો.

(સરકારી ઠરાવ નં. ૧૮૯૪ તા. ૧૪-૧૨-૧૯૦૦.)

હલકા દરજ્જાની સરકારી નોકરીમા ઉમેદવારોને દાખલ કરવા સબન્ધીઈ

ક્લાસમાં ચાલતા સઘળા નિયમો રદ કરી નીચે લખેલા નિયમો રચવામાં આવ્યા છે, અને બીજી ખબર આપતા સુધી તેમને અમલમાં મૂકવાનું સરકારે ઠરાવ્યું છેઃ—

૧. સરકારી નોકરીનાં વસુલાત અને ન્યાય ખાતાં માંહેલી અથવા તે ખાતાંના તાબાનાં ખાતાં માંહેલી, તેમ જ જે કોઈ બીજાં ખાતાંને નેક નામદાર ગવ્હર્નર ઇન કાઉન્સિલ વખતે વખત સરકારી ગેઝેટમાં જાહેર કરી આ નિયમો લાગુ પાડે તે ખાતાં માંહેલી કારકુનની સઘળી નિમણૂકોને આ નિયમો લાગુ પડે છે. જે માણસો નોકરીમાં દાખલ થઈ ચૂકેલા છે તેમને, ગ્રેજ્યુએટોને, જેઓ કોઈ ઠરાવેલી ખાસ પરીક્ષાઓમાં પાસ થયા હોય તેમને, અને જેઓ એક્ઝિક્યુટિવ પોલિસમાં દાખલ થવા માગતા હોય તેમને આ નિયમો લાગુ પડતા નથી.

૨. જે કોઈ જગાને આ નિયમો લાગુ પડે છે તે જગા પર નીચે દર્શાવેલા માણસો સિવાય કોઈ પણ માણસ હવે પછી નિમાવાને લાયક ગણાશે નહિઃ—

(अ) જે ઉમેદવારો મુમ્બાઈ યુનિવર્હસિટીની સ્કૂલ ફાઇનલ પરીક્ષામાં અથવા પરિશિષ્ટ अ, ब, અને क મુજબ પહેલા, બીજા, કે ત્રીજા દરજ્જાની સરકારી નોકરીની પરીક્ષાઓમાં પાસ થયા હશે તે;

(ब) (ફક્ત સિન્ધમાં) હૈદરાબાદની ખેતી શાળાના પાસ થયેલા વિદ્યાર્થીઓ; અને

(क) (ફક્ત કેળવણી ખાતાની નોકરીને માટે) જેમની પાસે ટ્રેનિંગ કોલેજનાં સર્ટિફિકેટ હશે તે.

૩. બીજા નિયમમાં જણાવ્યા પ્રમાણે જે ઉમેદવારોએ લાયકાત મેળવી હશે તે ઉમેદવારો ઇંગ્રેજી ભાષામાં પાસ થયા હશે તો ઇંગ્રેજી કચેરીઓમાં અને દેશી ભાષામાં પાસ થયા હશે તો દેશી કચેરીઓમાં દાખલ થવાને લાયક ગણાશે.

૪. ૧ લા, ૨ જા, અથવા ૩ જા દરજ્જાનાં સર્ટિફિકેટો માટે ઠરાવેલી પરીક્ષાઓ કેળવણી ખાતા તરફથી લેવામાં આવશે, અને બીજો હુકમ

થતા સુધી નીચે જણાવ્યા મુજબ તેમની વ્યવસ્થા કરવામા આવશે:—

(૧) દર વર્ષે સપ્ટેમ્બર મહિનામા અથવા સાર પછી બનતા લગી તરત જ અનુકુળ મધ્ય સ્થળોએ પરીક્ષાઓ લેવામા આવશે. પરીક્ષા આગાઉ ત્રણ મહિના પહેલા એજ્યુકેશનલ ઇન્સ્પેકટરે ઠરાવેલી અને કલેકટરે પ્રસિદ્ધ કરેલી તારીખોએ પરીક્ષાઓ લેવામા આવશે, દરેક ભાગના બધા મધ્ય સ્થળો માટે એક જ તારીખો ઠરાવવામા આવશે

(૨) દરેક વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર પરીક્ષાઓની દેખરેખ રાખશે અને પરીક્ષક કમિટીઓ નીમશે એ કમિટીઓમાં કેળવણી અથવા બીજા સરકારી ખાતાઓમાના અમલદારોમાથી અથવા સરકારી ન હોય તેવી નિશાળોના જે પ્રતિનિધિઓ કામ કરવા ખુશી હશે તેઓમાથી એક પ્રમુખ અને બે અથવા વધારે મેમ્બરો ચૂટી કાઢવામા આવશે

(૩) પરીક્ષામા દાખલ થવા માટેની અરજીઓ દર વર્ષે તા ૧ લી ઓગસ્ટને રોજ અથવા તે પહેલા એજ્યુકેશનલ ઇન્સ્પેકટરને અથવા તેમની તરફથી નિમાયેલા અમલદારને મોકલવી દરેક અરજીમા ઉમેદવારે પોતાનુ આખુ નામ અને કોઈ નિશાળમાથી તેને મોકલવામા આવ્યો હોય તો તે નિશાળનુ નામ લખવુ, વળી તે કયી પરીક્ષામા બેસવાનો છે અને કયા વિષય લેવાનો છે તે પણ જણાવવુ ઉમેદવારે પસન્દ કરેલા મધ્ય સ્થળે તેણે પસન્દ કરેલી ભાષામા તેની પરીક્ષા લેવાની અડચણ હશે તો અમુક સ્થળે પરીક્ષા આપવાની ઇન્સ્પેકટર તેમે સૂચના આપશે.

(૪) પરીક્ષામા દાખલ થયા પહેલા દરેક પુરૂષ ઉમેદવારે કમિટીની ખાતરી કરી આપવી કે તેની ઉમ્મરનું ૧૭ મુ વર્ષ પૂરૂં થયુ છે અને ૨૫ મું વર્ષ પૂરુ થયુ નથી. ઉમ્મરના સમ્બન્ધમા ખાસ છૂટ ડિરેકટર સાહેબ આપી શકશે સ્ત્રી ઉમેદવારની બાબતમા ઉમ્મર સમ્બન્ધી કાઈ પણ પ્રતિબન્ધ નથી.

( ૫ ) જે ઉમેદવારો પરીક્ષામાં પાસ થશે તેમને એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સર્ટિફિકેટ આપશે. દરેક પહેલા અને બીજા દરજ્જાના સર્ટિફિકેટમાં સર્ટિફિકેટવાળાની ઇંગ્રેજી અક્ષરે કરેલી સહી અને દરેક ત્રીજા દરજ્જાના સર્ટિફિકેટમાં સર્ટિફિકેટવાળાની દેશી ભાષાના અક્ષરે કરેલી સહી હોવી જોઈએ.

( ૬ ) દરેક દરજ્જાની સર્ટિફિકેટ પરીક્ષામાં જે ઉમેદવારો પાસ થશે તેમના નામની યાદી ડિરેકટર આવ્ પબ્લિક ઇન્સ્ટ્રકશન દર વર્ષે સરકારી ગૅઝેટમાં પ્રગટ કરશે. તે નામે દોકડાના ક્રમ પ્રમાણે ભાગ અથવા જિલ્લાવાર ગોઠવવામાં આવશે, અને મેળવેલા દોકડાની કુલ સંખ્યા દરેક નામની સામે દર્શાવવામાં આવશે.

( ૭ ) જે ઉમેદવારે પરીક્ષામાં એક વાર પાસ થઈ સર્ટિફિકેટ મેળવ્યું હશે તેને કોઈ પણ કારણસર તે જ દરજ્જાના સર્ટિફિકેટની પરીક્ષામાં ફરી બેસવા દેવામાં આવશે નહિ, પરન્તુ સર્ટિફિકેટ વાળાઓને પાસ થયાની તારીખ પછી પરીક્ષામાં વધારેલા ઐચ્છિક વિષયોમાં પરીક્ષા આપવાની પરવાનગી ડિરેકટર આવ પબ્લિક ઇન્સ્ટ્રકશનની મંજૂરીથી આપવામાં આવશે.

( ૮ ) પરીક્ષા શરૂ થયા પહેલાં દરેક ઉમેદવારે પહેલા અથવા બીજા દરજ્જાની સર્ટિફિકેટ પરીક્ષા માટે ફીના રૂ. ૫ ) તથા ત્રીજા દરજ્જાની સર્ટિફિકેટ પરીક્ષા માટે ફીના રૂ. ૨ ) આપવા. અસલ સર્ટિફિકેટ ખોવાયું છે અથવા નાશ પામ્યું છે એવી એજ્યુકેશનલ ઇન્સ્પેકટરની ખાતરી થશે તો રૂ.૧ ફી લઈ સર્ટિફિકેટની નકલ તે આપશે.

( ૯ ) કેળવણી ખાતાના જુદા જુદા ભાગોમાં પરીક્ષાઓ એક સરખી રીતે લેવાય તેટલા માટે ડિરેકટર આવ પબ્લિક ઇન્સ્ટ્રકશન વખતે વખત આ નિયમોને અનુસરીને વિગતવાર ધારા પ્રગટ કરશે

૫. સર્ટિફિકેટ વાળાઓને તેમની ઉમ્મરનું ૧૮ મું વર્ષ પૂરું થતા સુધી સરકારી નોકરીમાં દાખલ કરવામાં આવશે નહિ.

૬. આ નિયમોની રૂઈએ સરકારી નોકરીમાં દાખલ થવાની પોતાની લાયકાતને લીધે સરકારી નોકરીમાં દાખલ થયેલા દરેક માણસને જે ખાતામાં તે દાખલ થયો હશે તે ખાતાને લગતી હર કોઈ વિશેષ પરીક્ષા પાસ કરવી પડશે.

૭. જે ઓફિસોને આ નિયમો લાગુ પડે છે તે ઓફિસોમાં ખાલી પડેલી હંગામી જગાઓ મને ત્યાં સુધી ઠરાવેલી લાયકાત જે ઉમેદવારોએ મેળવી હશે તેમને આપવામાં આવશે.

---

## * परिशिष्ट ब.

## બીજા દરજ્જાનાં સર્ટિફિકેટો.

નીચેની બે યોજનામાંથી એક યોજના મુજબ પરીક્ષા લેવામાં આવશે. પહેલી અથવા બીજી યોજનાના તમામ વિષયોમાં જે ઉમેદવારો પાસ થશે તેમને બીજા દરજ્જાનાં સર્ટિફિકેટ આપવામાં આવશેઃ—

| ૧ લી યોજના | ૨ જી યોજના. |
|---|---|
| ( ઇંગ્રેજી ભાષાની મારફત પરીક્ષા લેવામાં આવશે. ) | ( ઇંગ્રેજી ભાષાની મારફત પરીક્ષા લેવામાં આવશે. ) |
| (૧) અંકગણિત પૂરું. બેવડી નોંધથી નામું લખવાના નિયમો. | (૧) અંકગણિત પૂરું. બેવડી નોંધથી નામું લખવાના નિયમો. |
| (૨) ઇંગ્રેજી— ગદ્ય પુસ્તકમાંથી ૨૫૦ પૃષ્ઠ અને કવિતાની ૧૦૦૦ લીટીનું વાંચન અને સમજુતી. | (૨) ઇંગ્રેજી— ગદ્ય પુસ્તકમાંથી ૭૦ પૃષ્ઠ અને કવિતાની ૪૦૦ લીટીનું વાંચન અને સમજુતી. |

---

* પરિશિષ્ટ अ માં જણાવેલી પરીક્ષા યૂરોપીઅન સ્કૂલો માટે છે, માટે તે પરીક્ષાના વિષયો અહિં આપ્યા નથી.

( એક વર્ષ પહેલાં પુસ્તકો મુકરર કરવામાં આવશે. )
વ્યાકરણ પૂરૂં.
પરીક્ષક કહે તે સમ્બન્ધી કાગળ લખવો.
સારાંશ લખવો.
( અક્ષર અને જોડણી પર ખાસ ધ્યાન આપવામાં આવશે.)

(૩) મરાઠી અથવા ગુજરાતી, કાનડી, કે સિન્ધી—
મરાઠી ૫ મી ( ગુજરાતી ૬ ઠ્ઠી ) ચોપડીનું વાંચન અને સમજુતી. એના પ્રમાણમાં વ્યાકરણ.
કોઈ સહેલી વાર્તાનું ઇંગ્રેજીમાંથી મરાઠી ( ગુજરાતી, કાનડી, અથવા સિન્ધી ) માં લેખી ભાષાન્તર.
સાધારણ વાતચીતમા વપરાતી મરાઠી ( ગુજરાતી, કાનડી, અથવા સિન્ધી ) ભાષાનું ગ્નાન.

(૪) ઈંગ્લાન્ડ અને હિન્દના ઇતિહાસનુ સામાન્ય ગ્નાન. હિન્દની રાજ્ય પદ્ધતિનું સામાન્ય ગ્નાન.

(૫) બ્રિટિશ બેટો અને બ્રિટિશ સંસ્થાનો તથા બ્રિટિશ તાબાના મુલકોના વિશેષ ગ્નાન સાથે જગતની સામાન્ય ભૂગોળ.
સામાન્ય ભૂતળ વિદ્યા.

(૬) આરોગ્ય વિદ્યા.

( એક વર્ષ પહેલાં પુસ્તકો મુકરર કરવામાં આવશે. )
એના પ્રમાણમાં વ્યાકરણ.
પરીક્ષક કહે તે વિષય સમ્બન્ધી કાગળ લખવો.
કોઈ સહેલી વાર્તાનું મરાઠી ( અથવા ગુજરાતી, કાનડી, કે સિન્ધી ) માંથી ઇંગ્રેજીમાં લેખી ભાષાન્તર.
( અક્ષર અને જોડણી પર વિશેષ ધ્યાન આપવામાં આવશે. )

(૩) મરાઠી ( અથવા ગુજરાતી, કાનડી, કે સિન્ધી )—
પ્રમાણભૂત ગદ્ય પુસ્તકનું વાંચન અને સમજુતી. ( પુસ્તક એક વર્ષ પહેલાં મુકરર કરવામાં આવશે.)
વ્યાકરણ પૂરૂં.
વાચન માટે ઠરાવેલા ઇંગ્રેજી પુસ્તકમાંથી મરાઠી ( ગુજરાતી, કાનડી, અથવા સિન્ધી) મા લેખી ભાષાન્તર.
આપેલા વિષય સમ્બન્ધી રિપોર્ટ લખવો. ( મોડી અથવા વ્યવહારી અક્ષરે. )

(૪) ઈંગ્લાન્ડ અને હિન્દના ઇતિહાસનું સામાન્ય ગ્નાન. હિન્દની રાજ્ય પદ્ધતિનું સામાન્ય ગ્નાન.

(૫) બ્રિટિશ બેટો અને બ્રિટિશ સંસ્થાનો તથા બ્રિટિશ તાબાના મુલકોના વિશેષ ગ્નાન સાથે જગતની સામાન્ય ભૂગોળ.
સામાન્ય ભૂતળ વિદ્યા.

(૬) આરોગ્ય વિદ્યા.

કાલ્પનિક માપકરણ ઐચ્છિક વિષય તરીકે લેઈ શકાશે.

ટીપ—૧. જે કચેરીમાં દેશી ભાષાના જ્ઞાનની જરૂર હશે તે કચેરીમાં નોકરી લેવાની ઇચ્છા રાખનાર ઉમેદવારને ૧ લી યોજનાનો ત્રીજો વિષય અવશ્ય લેવો પડશે. પરન્તુ જે કચેરીમાં ઉરદુને દેશી ભાષા ગણેલી હશે તે કચેરીમાં નોકરી લેવાની ઇચ્છા રાખનાર ઉમેદવાર ઉરદુની પરીક્ષા આપી શકશે. મરાઠીને માટે જે ધોરણ ઠરાવ્યું છે તે જ ધોરણ ઉરદુને માટે રાખ્યું છે, અને તેને માટે જે પુસ્તક ઠરાવવામાં આવશે તેની એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર દર વર્ષે ખબર આપશે.

૨. જે કચેરીમાં માત્ર ઇંગ્રેજી ભાષાના જ્ઞાનનો ખપ હશે તે કચેરીમાં નોકરી લેવાની ઇચ્છા રાખનાર ઉમેદવાર ૧ લી યોજનાના ત્રીજા વિષયને બદલે મેકમિલનનાં "વિદ્યા પ્રવેશક પુસ્તકો"માંના એક પુસ્તકના જેટલો અને તેટલી મુશ્કેલીનો લોકોથી સમજાય એવી રીતે લખાયેલો કોઈ વિદ્યાના પુસ્તકનો હર કોઈ ભાગ લઈ શકશે.

૩. જે કચેરીમાં ઉરદુને દેશી ભાષા ગણેલી હશે તે કચેરીમાં નોકરી લેવાની ઇચ્છા રાખનાર ઉમેદવાર ૨ જી યોજનાના (૨) અને (૩) વિષયોમાં કહેલી મરાઠી ભાષાને બદલે ઉરદુ ભાષામાં પરીક્ષા આપી શકશે.

## परिशिष्ट च.

## ત્રીજા દરજ્જાનાં સર્ટિફિકેટો.

નીચેની બે યોજનામાંથી એક યોજના મુજબ પરીક્ષા લેવામાં આવશે. પહેલી અથવા બીજી યોજનાના તમામ વિષયોમાં જે ઉમેદવારો પાસ થશે તેમને ત્રીજા દરજ્જાનાં સર્ટિફિકેટો આપવામાં આવશેઃ—

| ૧ લી યોજના. | ૨ જી યોજના. |
|---|---|
| (ઇંગ્રેજી ભાષાની મારફત પરીક્ષા લેવામાં આવશે. | (મરાઠી, ગુજરાતી, કાનડી, અથવા સિન્ધી ભાષાની મારફત પરીક્ષા લેવામાં આવશે.) |
| (૧) અંકગણિત પૂરું; બેવડી નોંધથી નામું લખવાના નિયમો; ભૂમિતિ સ્કંધ ૧ લો. | (૧) અંકગણિત પૂરું; દેશીનામું; ભૂમિતિ સ્કન્ધ ૧ લો. |

(૨) ઇંગ્રેજી ગદ્ય પુસ્તકમાંથી ૨૫૦ પૃષ્ઠનું અને ઇંગ્રેજી કવિતાની ૭૫૦ લીટીનું વાંચન અને સમજુતી.
( એક વર્ષ અગાઉ પુસ્તકો મુકરર કરવામાં આવશે. )
વ્યાકરણ પૂરું.
સરકારી અથવા વેપાર સમ્બન્ધી કાગળ વાંચવો અને સમજાવવો.

(૩) પરીક્ષક કહે તે વિષય સમ્બન્ધી રિપોર્ટ લખવો ડિક્ટેશન; અક્ષર અને જોડણી ઉપર ખાસ ધ્યાન આપવામાં આવશે.

(૪) રાજ્ય પદ્ધતિના થોડાક જ્ઞાન સહિત હિન્દનો ઇતિહાસ પૂરો.

(૫) હિન્દના વિશેષ જ્ઞાન સહિત જગતની સામાન્ય ભૂગોળ. ભૂતળ વિદ્યાનાં મૂળતત્વો.

(૬) આરોગ્ય વિદ્યા.

(૨) સૌથી ચડતા મરાઠી, ગુજરાતી, કાનડી, અથવા સિન્ધી વાંચન પુસ્તકમાંના ગદ્ય ભાગોનું વાંચન અને સમજુતી. કવિતાની ૩૦૦ લીટીનો મુખ પાઠ સમજુતી સાથે. વ્યાકરણ પૂરું. મરાઠી, ગુજરાતી, કાનડી, અથવા સિન્ધી ભાષામાં સાફ અક્ષરે લખેલા હર કોઈ સરકારી કાગળો ઝડપથી વાંચવા.

(૩) પરીક્ષક કહે તે વિષય સમ્બન્ધી વ્યવહારી અક્ષરે મરાઠી, ગુજરાતી, કાનડી, અથવા સિન્ધી ભાષામાં રિપોર્ટ લખવો. એ રિપોર્ટમાં અક્ષર સારા લખવા, શબ્દો છુટા પાડવા, અને વિરામ ચિન્હો મૂકવાં.

(૪) રાજ્ય પદ્ધતિના થોડાક જ્ઞાન સહિત હિન્દનો ઇતિહાસ પૂરો.

(૫) હિન્દના વિશેષ જ્ઞાન સહિત જગતની સામાન્ય ભૂગોળ. ભૂતળ વિદ્યાનાં મૂળતત્વો.

(૬) આરોગ્ય વિદ્યા.

કાલ્પનિક માપકરણ ઐચ્છિક વિષય તરીકે લઈ શકાશે.

**ટીપ**—૧. ૨૭ યોજનાના ( ૨ ) વિષયને બદલે હેઠળ લખેલો વિષય લેઈ શકાશે.

( ૨ ) સૌથી ચડતા ( મોડી અથવા બાળબોધ ) વાંચન પુસ્તકમાંના ગદ્ય ભાગોનું અને અખ્લાક-ઈ-કાશીનું વાંચન અને સમજુતી, ઉરદુ વ્યાકરણ પૂરું. સારા અક્ષરે ( મોડી અથવા ઉરદુમાં ) લખેલા હર કોઈ સરકારી કાગળો ઝડપથી વાંચવા.

૨. જે કચેરીમાં ઉરદુને દેશી ભાષા ગણેલી હોય તે કચે-

રીમાં નોકરી લેવાની ઇચ્છા રાખનાર ઉમેદવાર આખી બીજી યોજનામાં મરાઠી (ગુજરાતી, કાનડી, અથવા સિન્ધી) ને બદલે ઉરદુમાં પરીક્ષા આપી શકશે. વાંચનનું પુસ્તક અખ્લાક-ઇ-કારી લેવામાં આવશે.

**નેક નામદાર ગવ્હર્નર ઇન કાઉન્સિલ સાહેબ**
**બહાદુરના હુકમથી**
(Signed) J. DEC. ATKINS,
સેક્રેટરી, નિસ્બત સરકાર.

---

## જાહેર ખબર.

(ઈ. નં. ૪૭૯૦, તા. ૨૨-૨-૧૯૦૧)

### સને ૧૯૦૧ ની પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષાઓ માટે ઠરાવેલાં પુસ્તકો.

### ઉત્તરભાગ.

તા. ૧૭ મી જાન્યુઆરી ૧૮૯૫ ના મુમ્બઈ સરકારી ગઝેટમાં પ્રસિદ્ધ કરેલા સુધરેલા ધારાઓ અને ત્યાર પછી થયેલા ફેરફારો જે તા: ૧૧ મી ઓગસ્ટ સને ૧૮૯૮ ના મુમ્બઈ સરકારી ગઝેટના ૧ લા ભાગને ૭૨૦ મે પાને પ્રસિદ્ધ થયેલા છે તે મુજબ સને ૧૯૦૧ ના સપ્ટેમ્બર માસમાં થવાની પરીક્ષાઓ માટે નીચેનાં પુસ્તકો ઠરાવ્યાં છે:—

**૧ લો દરજ્જો.**

(૧) ઇંગ્રેજી—ગદ્ય—સ્કોટ કૃત "આઇવ્હેનો."
પદ્ય—શેક્સ્પીઅર કૃત "૮મો હેન્રી."

(૨) ગુજરાતી—"બાળમિત્ર ભાગ ૧ લો."

(૨) ફ્રેન્ચ—સુવેસ્ત્ર કૃત "ફિલોઝોફ સુલેતા."

**૨ જો દરજ્જો. (પરિશિષ્ટ અ.)**

**યોજના ૧ લી.**

(૨) ઇંગ્રેજી—ગદ્ય—(૧) સર ડબલ્યુ લી વોર્નર કૃત "સિટિઝન ઓફ ઇન્ડિયા" પ્રકરણ ૧-૫, પૃષ્ઠ ૧-૭૬;

અથવા

ઇર્વિંગ કૃત "સ્કેચ બુક"

પદ્ય—"પેરેડાઇસ લૉસ્ટ," સ્કન્ધ ૨ જો;

અથવા

કાઉપર કૃત "ટાસ્ક" સ્કન્ધ ૨ જો.

(૩) ઉર્દુ—"બાગો બહાર", ૨ જો દર્વેશ.

## યોજના ૨ જી.

(૨) ઇંગ્રેજી—ગદ્ય—ચેમ્બર્સ કૃત "એલીમેન્ટરી, અંગ્રેજી," ૧ લો ત્રીજો ભાગ;

અથવા

શેક્સ્પીઅરમાથી લેમ્બ કૃત વાર્તાઓમાંની નીચેની:

"ટેમ્પેસ્ટ" આખી;

"ટાઇમન ઓફ એથેન્સ" આખી;

"ઓથેલો" આખી.

પદ્ય—ગોલ્ડ સ્મિથ કૃત "ટ્રાવેલર,"

અથવા

સ્કોટ કૃત "રોકબી," લીટીઓ ૧-૪૦૦

(૩) ગુજરાતી—"નર્મગદ્ય" ૫મી આવૃત્તિ, પૃષ્ઠ ૧-૧૫૭

(૨) ઉર્દુ—"આબે હયાત" અથવા "તોબતુનનસૂહ."

## ૩ જો દરજ્જો. (પરિશિષ્ટ ष.)

## યોજના ૧ લી.

(૨) ઇંગ્રેજી—ગદ્ય—"રોબિન્સન ક્રૂસો,"

અથવા

બનિયન કૃત "પિલ્ગ્રિમ્ઝ પ્રોગ્રેસ"

પદ્ય—સ્કોટ કૃત "માર્મિયન," લીટીઓ ૧-૪૦૦

## યોજના ૨ જી.

(૨) ગુજરાતી—કેળવણી ખાતાની "સાતમી ચોપડી," અને તે

જ પુસ્તકમાંથી કવિતાની પહેલી ૩૦૦ લીટીઓનો સમજુતી સાથે મુખપાઠ.

(૨) ઉર્દુ—"આબે હયાત," અથવા મોલ્વી નઝીર અહમદ કૃત "તૌબિતૂતનસૂહ."

ટીપ—મધ્ય પ્રાન્ત માટે જે પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છે તે જ પુસ્તકો થાણા મધ્ય સ્થળના ઉમેદવારો માટે ઠરાવવામાં આવ્યાં છે.

અમદાવાદ, તા. ૨૬-૨-૧૯૦૦

A. G. WRIGHT,
એક્ટિંગ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર,
ઉત્તર ભાગ.

---

મહેરબાન ઉત્તર વિભાગના રેવન્યુ કમિશનર સાહેબનાં મડમ સાહેબ મિસિસ લેલી અને અમદાવાદ જિલ્લાના આસિસ્ટંટ કલેક્ટરનાં મડમ સાહેબ મિસિસ આલકોક ગુજરાતની ઘણી કન્યા શાળાઓના અનુભવ ઉપરથી હમને જણાવે છે, કે કેટલીક મહેતીઓ પાંચમા છઠ્ઠા ધોરણમાં પોતાનું આખું વર્ગ ગાળે છે, પણ બાળ વર્ગ વગેરે નીચલા કલાસો એક અન્ટ્રેન્ડ આસિસ્ટંટને સોંપી મૂકે છે. વળી બાળ વર્ગની છોકરીઓને કિન્ડરગાર્ટન સમ્બન્ધી કંઈ પણ જ્ઞાન આપવામાં આવતું નથી, તેમ જ તેમને આખા વર્ષમાં અક્ષર અને આંકડાનું પૂરું જ્ઞાન આપવામાં આવતું નથી. આથી હમે સઘળી સ્ત્રી શિક્ષકોને સૂચના આપીએ છીએ કે તેમણે દર રોજ પોતાનો ઓછામાં ઓછો એક કલાક નીચલા વર્ગોમાં રાખવો. આથી તેઓ ફીમેલ ટ્રેનિંગ કાલેજમાં કેળવાયાં છે તેનું સાર્થક થશે.

દરેક નિશાળમાં શિક્ષકને માટે કિન્ડરગાર્ટનની પહેલી બક્ષિસની પેટી ૧ તથા બીજી બક્ષિસની પેટી ૨ મળી ત્રણ પેટીઓ રાખવી જોઈએ. ત્રીજી બક્ષિસની પેટીઓ ૧ થી ૨ ડઝન સુધી અને ચોથી બક્ષિસની પણ ૧ થી ૨ અથવા ૩ ડઝન સુધી રાખવી જોઈએ. ઉનના દડા શિક્ષકે પોતે કરાવવા અગર સોંઘામાં મળી શકે ત્યાંથી મંગાવવા.

(Signed) Rosa M'cafee,
લેડી સુપરિન્ટેન્ડન્ટ, મહાલક્ષ્મી ફીમેલ
ટ્રેનિંગ કાલેજ, અમદાવાદ.

# સૂચના.

આ પત્ર સમ્બન્ધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નોટપેપર કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોકખે અક્ષરે કાગળની એક જ બાજુએ લખવું. ને અમુક માસમાં છાપવા અથવા નાપસન્દ પડેલું લખાણ પાછું મોકલવા બન્ધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળા ખાતાના ડેપ્યુટી અને એસિસ્ટન્ટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સમ્બન્ધી હકીકત સ્કૂલ બોર્ડો તથા દેશી રાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમ જ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. હેન્ડબિલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઈએ.

મની ઓર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સમ્ભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિમ્મત અગાઉથી જ વરસ એકનો રૂ. ૧-૦-૦ ગણી છે. પોસ્ટેજ માફ, છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના. પત્રના ખર્ચ લેનાર દશ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે ૦-૧૨-૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસન્દ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ થી રૂ. ૨ સુધી આપવામાં આવશે. ચર્ચા પત્રનો એમાં સમાસ થશે નહિ.

## જાહેર ખબરો છાપવાના ભાવ.

| રૂ. | લીટી. |
|---|---|
| ૧ | ૩ |
| ૨ | ૮ |
| ૩ | ૧૫ |

એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણે જ. બાર માસ લગી લાગલાગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહિના લગી પા ગણો ચાર્જ પડશે. બાર મહિનાથી ઓછી મુદત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછીને દરેક મહિને અર્ધો ચાર્જ લેવાશે.

## હેન્ડબિલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮-૦-૦, અર્ધા તોલા સુધીના રૂ. ૧૦-૦-૦, અને એક તોલા સુધીના રૂ. ૧૨-૦-૦ તે ઉપરનાને માટે કમને લખવું.

વાંચો, વાંચો, વાંચો.

☞ સેંકડો નહીં પણ હજારો નકલો ખપી ગઇ છે.

## ધી સેલ્ફ ઇંગ્લિશ ટીચર. ભાગ. પેહેલો તથા બીજો.

જેથી ઇંગ્રેજી બીલકુલ નહીં જાણનારા તેમજ થોડું શીખેલા પોતાની મેળે વગર માસ્તરે આ બે પુસ્તકની મદદથી ઇંગ્રેજીમાં જલદી છટાથી વાત કરતાં તેમજ લખતાં વાચતાં શીખી શકે છે. જેથી ઇંગ્રેજી શીખવાની ઉમેદ રાખનારને આ બે ભાગ ખરીદવાની ખાસ ભલામણ કરવામાં આવે છે આજ સુધી એવી સ્હેલી ને સરસ-રચનાની બીજી કોઈ ચોપડી બાહેર પડી જ નથી, જેવા એની ઢબની તારીફ થાય છે. અને ત્રણ આવ્રતિની હજારો નકલો ખપી ગઇ છે. એજ એના ઉપયોગીપણાની મોટી સાબિતી છે. જેની ખાત્રી વાંચવાથી થશે.

કીં, દરેક ભાગનો રૂ. ૧) પો. દરેકનો રૂ. ૦-૨-૦
મોટો ઉઠાવ. મોટો ઉઠાવ.

## એ કમ્પલીટ ઇંગ્લીશ રાઇટર.

ઇંગ્રેજીમાં એકદો જાતના કાગળો, ચીઠીઓ, અરજીઓ, તારો, ખેતાખો, ડીગ્રીઓ, વેપારી હુંડી અક્ષરો વગેરે જલદી લખતાં શીખવાની ગુજરાતી તરજુમા તથા સમજણ સાથની ચોપડી. જેવી અગાઉ કદી બાહેર પડી જ નથી. જેથી એને માટે ઘણા સારા મતો મળેલા છે. અને મોટો ઉઠાવ થઇ ગયો છે. કીં. રૂ. ૧) પો. ૦-૨-૦

આ ત્રણે પુસ્તક સાંમટાં મગાવનારને પોસ્ટેજ તથા વી. પી. ચાર્જ માફ.
દેશાવરથી મગાવનારે એના કર્તા-નવરોજજી હીરાભાઈ કાશીનાથને નં. ૭૧ એસ. પી. મોદી બે. કોટ મુંબઈ લખવું.

---

## અમુલ્ય તક !!! થોડી નકલો છે!

### ધ્યાન આપી વાંચો !

ગૃહસ્થો ! શું તમો સ્ત્રી, પુત્ર, પુત્રી વગેરે કુટુંબને પવિત્ર ને પ્રેમી કરી, સદગુણરૂપી પવિત્ર શણગારથી, શણગારવાને તથા ઘર સંસાર સુખરૂપ કરી, આ લોક પરલોક સુધારવાને ચાહોછો ? તો હવે વાંચો !

**સતીમંડળ**—ભાગ ૧ લો. (આવૃત્તિ. ૩ જી ) આમાં-સતી સીતા, લક્ષ્મીજી, પાર્વતીજી, સાવિત્રી, શારદા--સરસ્વતી, અનસૂયા, નર્મદા, દ્રૌપદી, દમયંતી, મૈત્રેયી, અદિતી, લોપામુદ્રા, ગાર્ગી, રેણુકા, અહલ્યા, ઇંદ્રાણી, સ્વાહા, શકુન્તલા, તારા વગેરે ૭૭ **સતીસ્ત્રી**ઓનાં ચરિત્રો અને-સ્ત્રીનો પતિ પ્રત્યે ધર્મ, પતિનો સ્ત્રી પ્રત્યે ધર્મ, રજોદર્શન વખતે કેમ વર્તવું, ગર્ભિણીએ કેમ વર્તવું, બાળક ઉછેરવાની રીત, બાળક કેળવવાની રીત, સ્ત્રીએ મુખ્ય શું શું શીખવું જોઇએ, આયુષ્ય વધારવાનો ઉપાય, માંદાની માવજત, પર ઉપયોગી વૈદક, છોકરાં, રૂપાળાં, બુદ્ધિવાન, ગુણવાન અને અંગોનાં સુશોભિત શા રીતે થાય, પતિ વશ કેમ થાય, પતિ વશ કેમ થાય વગેરે ૮૪ વિષયો છે. પૃ૪ પૃ૦૭, પાકું પુંઠું. કીં. રૂ. ૨-૮-૦

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે વળગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું ભાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે, કારણ કે પછી અક્ષર સુધારવાનો તેમને વખત મળતો નથી.

૫. ઊંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ હમારી કોપીબુકોનો છઠો નમ્બર ખાત્રી ભરેલી રીતે પૂરી પાડે છે. કારણ-કે તેમાં વ્યવહારમાં ઘણાં ઉપયોગમાં થઈ પડે તેવાં લખાણો દાખલ કરેલાં છે જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણાં જ પસન્દ પડેલાં છે. એ કોપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેંકડે તેત્રીશ ટકા કમિશનથી આપવામાં આવશે. અને ૨૦૦ કોપી લેનારને રેલવે ખર્ચ આપીશું. પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો સેંકડે અર્ધો ટકો હકશાઈ લઈ મોકલી આપવા ગોઠવણ રાખી છે ઠેકાણું—આત્મારામ અને દલાભાઈની કમ્પની, જામલી મહોલો સાહીવાળાનો માળો ઉમર ખાડી પોસ્ટ મુંબાઈ

આત્મારામ અને દલાભાઈની કમ્પની દ. જગન્નાથ જેઠાભાઈ રાવળ.

---

## ભારે વખાણાયેલી, ખચીત શ્રેષ્ઠ અને સસ્તી.

# આદરજી કાવસજી માસ્તરની.

## દસ્કત શિક્ષક કોપીબુકો.

"કમીશનમાં વધારો" આઠ ભાગમાં. "કમીશનમાં વધારો"

કેળવણી ખાતાના હાલના તથા આગલા ઇન્સ્પેકટરો તથા ડેપ્યુટી ઇન્સ્પેકટરો, દેશની કેળવણીમાં આગેવાન જાણીતા ગૃહસ્થો, પ્રોફેસરો, પ્રિન્સિપલો, હેડમાસ્તરો અને શિક્ષકો. મુમ્બઈ તથા ગુજરાતના સર્વે જાહેર છાપા તરફથી એકે અવાજે તારીફ કરતાં અતિ સન્તોષકારક ખાત્રીપત્રકો,

મહેરબાન ડિરેકટર સાહેબે તથા ઉત્તર વિભાગના મહેરબાન માજી ઇન્સ્પેકટર. ઇ. જાઇલ્સ સાહેબે દસ્તક શિક્ષક કોપીબુકોને સઘળી મંજૂર કરેલી કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને લખે છે કે સારી સ્કૂલો આવી સરસ કોપીબુક જ વાપરવાને મગરૂરી ધરાવશે.

☞ મુમ્બઈ તથા સુરત, ભરૂચ, નડીઆદ, અમદાવાદ વગેરે શહેરની જોઇન્ટ સ્કૂલકમિટિના અનુભવી સદ્ગૃહસ્થોએ પણ સઘળી કોપીબુકો સાથે સરખાવ્યા પછી દસ્કતશિક્ષક કોપીબુકોને જ સર્વે કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને તેમના તાબાની સર્વે સ્કૂલોમાં એ જ કોપીબુકો ચલાવવાનો હુકમ કર્યો છે.

આ કોપીબુકો માટે જે જે સદ્ગૃહસ્થો તરફથી સર્ટિફિકેટ મળેલાં છે તેમનાં નામ વાંચવાથી ખાત્રી થશે. તેમાંથી થોડાં નીચે પ્રમાણે.

ડિરેકટર સાહેબ તથા એજ્યુકેશનલ ઇન્સ્પેકટરો.

કે. એમ. ચેટફિલ્ડ. એમ. એ. માજી ડિરેકટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રકશન.

ટી. બી. કર્ખોમ. મધ્ય વિભાગના કેળવણી ખાતાના ઇન્સ્પેક્ટર.
ઇ. જાઇલ્સ. ઉત્તર વિભાગના કેળવણી ખાતાના માજી ઇન્સ્પેક્ટર.
ખા. સા. હેરાબજી એદલજી ગીમી. બી. એ. ઉ. વિ. ના. માજી આ.
એ. ઇ. અને સુરત. હાઈ સ્કૂલના હેડમાસ્તર.
રા. બા. ગોપાળજી સુરભાઇ દેસાઈ,ઉ.વિ.ના કેળવણી ખાતાના માજી આ. ઈ.
રા. બા. હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા,વડોદરા કે.ખાતાનામાજી ડિ.
રા. સા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર, કચ્છના માજી એ. ઇન્સ્પેક્ટર.

## દેશની કેળવણીમાં જાણીતા આગેવાન ગૃહસ્થો.

ઓનરેબલ. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક.
ઓનરેબલ કાશીનાથ ત્ર્યંબક તેલંગ એમ. એ., એલ. એલ. બી.
સી. આઈ. ઈ: મુમ્બઈની હાઈ કોર્ટના માજી જજ.
રા. બા. શંકર પાંડુરંગ પંડિત, એમ. એ; માજી ઓરિએન્ટલ ટ્રાન્સલેટર,
રા. રા. નગીનદાસ તુળશીદાસ મારફતીઆ બી. એ. એલ. એલ. બી.
મુમ્બઇની હાઇ કોર્ટના વકીલ તથા યુનિવર્સિટીના ગુજરાતીના પરીક્ષક.
દિ. બા. મણિભાઈ જશભાઈ, દિવાન બહાદુર, વડોદરા.
રા. બા. લાલશંકર ઉમિયાશંકર ત્રવાડિ, સ્મો. કો. કોર્ટના જજ. અમદાવાદ
રા. સા. હરિલાલ મનસુખરામ, બારીઆ સ્ટેટના કારભારી.
રા. ખા. જગજીવનદાસ ખુશાલદાસ માજી ડેપ્યુટી કલેક્ટર તથા સેશન્સ
જજ અને સુરત મ્યુનિસિપલ સ્કૂલ કમિટિના પ્રમુખ.
રા. સા. મનસુખરામ સૂર્યરામ, ત્રિપાઠી, જૂનાગઢ સ્ટેટના એજન્ટ.
રા. સા. રણછોડભાઇ ઉદયરામ, કચ્છના નાયબ દિવાન.
મર્હૂમ રા. બા. ભોળાનાથ સારાભાઈ.
રા. રા. કવિ દલપતરામ ડાહ્યાભાઈ, સી. આઈ. ઈ.
ખા. સા. બમનજી એદલજી મોદી, એમ, એ; ડેપ્યુટી કલેક્ટર અને
સ્કૂલ કમિટિના ચેરમેન, ભરૂચ.
રા. રા. કાળાભાઈ લલ્લુભાઈ વકીલ, સુરત સ્કૂલ બોર્ડના પ્રમુખ.
શેઠ કૈખશરૂ એદલજી મોદી, બી. એ, સુરત સ્કૂલ બોર્ડના મેમ્બર.
મર્હૂમ રા.રા.કવિ નર્મદાશંકર લાલશંકર,ગો૦ તે૦ના ધર્મખાતાના માજી સેક્રેટરી.

## કેળવણી ખાતાના હાલના તથા માજી ઇન્સ્પેક્ટરો.

રા. બા. મોતીરામ રાજારામ, માજી ડે. એ, ઇ, સુરત.
રા. સા. ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી, ડે. એ. ઈ. અમદાવાદ
રા. સા. શિવરામ મહાશિવ નાડકરની, બી, એ; ડે.એ.ઇ. રત્નાગિરિ.
રા. સા. વ્રજરાય મન્નોહરરાય દેસાઇ, બી. એ; માજી, ડે. એ. ઇ. મુમ્બઇ
રા. સા. કૃષ્ણલાલ ગોવિન્દલાલ મહેતા,ડે.એ.ઈ:ઝાલાવાડપ્રાન્ત,કાઠિયાવાડ.
રા. સા. હરિવલ્લભ મૂળજી વિજય, માજી,ડે.એ.ઇ:હાલાર પ્રાન્ત કાઠિયાવાડ.
રા. સા. ગણપતરામ અનુપરામ ત્રિવેદી, ડે, એ,ઇ:સોરઠ પ્રાન્ત કાઠિયાવાડ
ખા. સા. કરમઅલી રહીમઅલી નાનજીઆની:બી.એ;ડે.એ.ઇ, ખેડા.
રા. સા. આર. એસ. તાંકી, બી એ;,ડે. એ. ઇ, મરાઠી સ્કૂલ, મુમ્બઈ.
રા. સા. મનસુખલાલ મુગટલાલ મુનશી, બી. એ. એલ. એલ. બી.
હાઈ કોર્ટના સોલિસિટર, મુમ્બઈ.
મી. ગોકળદાસ કહાનદાસ પારેખ, બી. એ. એલ. એલ. બી.

# गुजरात शाळा पत्र.

પુસ્તક ૪૦ મું. એપ્રિલ ૧૯૦૧. અંક ૪ થો.

## मास.

ગયા અંકમાં અમદાવાદની ફીમેલ ટ્રેનિંગ કાલેજનાં મહેરબાન લેડી સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ તરફથી આવેલું સૂચના પત્ર પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. એ પત્ર મહત્વનું હોવાથી તે તરફ સઘળા શિક્ષકોનું ખાસ લક્ષ ખેંચીએ છીએ. લેડી સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબ જે વાત કન્યા શાળાઓને માટે લખે છે તે ઘણી છોકરાની નિશાળોને પણ લાગુ પડે છે. હમે ઘણી નિશાળો જોઈ છે, તેમાં ઘણું કરીને બાળ વર્ગ ઉપર જોઈએ તેટલું લક્ષ અપાતું નથી. સઘળા શિક્ષકોએ જાણવું જોઈએ કે હાલ ચાલતાં ધોરણોમાં ધોરણ બહારનો વર્ગ નથી, એટલે ઘણા જૂના કાળથી ચાલતા આવેલા વહિવટ પ્રમાણે છેક ન્હાનાં બાળકોને માત્ર આંક વગર સમજે ન ગોખાવવાનાં બાળ વર્ગને સારૂ નીમેલો સઘળો અભ્યાસ વ્યવસ્થિત રીતે ચલાવવો જોઈએ. કોઈ નિશાળમાં ધોરણ બહારનો વર્ગ હોવો ન જોઈએ, પણ સૌથી છેલ્લો વર્ગ બાળ વર્ગનો જ હોવો જોઈએ, અને તેમાં બાળ વર્ગનો સઘળો અભ્યાસ ચાલવો જોઈએ. આ અભ્યાસ ચલાવવો છેક સહેલો નથી, એટલે તેનું કેટલુંક કામ છેક હલકા પગારના અનુભવ વગરના આસિસ્ટંટને સોંપવું દુરસ્ત નથી. બાળ વર્ગનો અભ્યાસ રીત સર ચલાવવાને માટે ટ્રેન્ડ શિક્ષક હોય તો ઘણું સારૂં; જો તેવો શિક્ષક ન મળતો હોય તો તે વર્ગ માયાળુ અને અનુભવવાળા શિક્ષકને સોંપવો જોઈએ, અને તે ઉપર હેડ માસ્તરે કે હેડ મિસ્ટ્રેસે વધારે દેખરેખ રાખવી જોઈએ. મુખ્ય શિક્ષક બાળ વર્ગના કોઈ કોઈ પાઠ પોતે જાતે આપશે તો વધારે લાભ થશે. અમદાવાદની મ્યુનિસિપાલિટીએ આવી રીતે કામ લેવાને પો-

કવિતાની ભાષા પણ સાદી હોવી જોઈએ, અને બાળ વર્ગમાં તેનો અર્થ કહી બતાવવાની જરૂર પડવી ન જોઈએ. વળી કવિતા હાવ ભાવ સાથે બોલવાની હશે અથવા તેમાં ન્હાના સરખા નાટકનું રૂપ આવતું હશે તો વધારે ગમત પડશે, અને તેમની કલ્પના શક્તિ ખીલવામાં મદદ થશે. બાળકોને નાટક કરવાનો ઘણો શોખ હોય છે. આપણે વારંવાર તેમને લાકડીના ઘોડા ઉપર બેશી દોડતા જોઈએ છીએ. વળી તેઓ લાકડીના ઘોડાને તબેલામાં બાંધવાનું. ચંદી કે ઘાસ ખવડાવવાનું, પાણી પાવાનું, વગેરે નાટક કરે છે. કોઈ વખત એક છોકરો ડેપ્યુટી સાહેબ બને છે, બીજો મહેતાજી થાય છે, બાકીના નિશાળીઆ થાય છે, અને તેઓ પરીક્ષા લેવાનું નાટક ભજવે છે. છોકરીઓ પણ આવાં નાટકો કરે છે. તેઓ વહેવાણો થાય છે, ઢીંગલીઓ લઈ છોકરા છોકરી પરણાવે છે, ભોંણુ ભોંણુની રસોઈ કરી નાતો જમાડે છે, વગેરે. આ રીતે બાળકોને નાટક કરવાનો શોખ શરૂથી હોય છે. બાળ વર્ગનો શિક્ષક બાળકોને ગમત પડે અને તેમની બુદ્ધિ કેળવાય એવાં ન્હાનાં નાટક કરાવશે અથવા હાવભાવવાળાં ગીત ગવડાવશે તો ઘણો લાભ થશે. વળી બાલ્યાવસ્થામાં શરીર કેળવવાની ઘણી જરૂર છે, અને તે કારણથી બાળ વર્ગમાં કસરત અને કવાયતનો વિષય રાખ્યો છે. બાળકોને ઘણા કલાક એક ઠેકાણે બેસાડી મૂકીને પાઠ ગોખાવ્યા કરવાથી ઘણું નઠારું પરિણામ નીપજે છે, અને તેમનાં શરીર અને મન બન્ને બગડે છે. તેમને વારવાર તેમને લાયકની કસરત કરાવવી જોઈએ, અને બની શકે તો તે કસરત ખુલી હવામાં થવી જોઈએ. બાળકોનો કોઈ પાઠ પા કલાકથી લાંબો હોવો ન જોઈએ, અને દરેક પાઠને અન્તે તેમને પા કલાક કસરત કે કવાયત કરાવવી જોઈએ. બાળક આંક કે કક્કો ગોખે તેના કરતાં તેનું શરીર મજબૂત થાય એ વધારે જરૂરનું છે. નિશાળની નજીક બાગ કે ખેતર હશે અને તેમાં શિક્ષક બાળકોને તેડી જશે તો બાળકો અવલોકન કરશે, અને તેમને ખુલ્લી હવામાં કસરત પણ મળશે. બાળકોને કુદરતનો શોખ પેદા કરવાને, તેમની અવલોકન વગેરેની શક્તિઓ ખિલવવાને, અને તેમનાં શરીરને કસરત આપવાને નિશાળની નજીક બાગ બનાવી તેમાં બાળકો પાસે ઘટતું કામ

કેળવવાની ઘણી જરૂર છે યૂરોપની બાળ શાળાઓમા આવા બાગ હોય છે તેમા દરેક બાળકને એક એક ન્હાનો કિત્તો પાડી આપેલો હોય છે, તેમા તે ખોદે છે, બી નાખે છે, પાણી પાય છે, નીંદે છે, વગેરે કામ કરે છે જ્યારે છોડને ફૂલ કે ફળ આવે છે ત્યારે તે બાળકને તેની મહેનત બદલ આપી દેવામા આવે છે અને તેનો ઉપયોગ તે પોતાના સોબતીઓની સાથે કરે અથવા કોઈ માદા ગરીબ માણસને તે બક્ષીસ તરીકે આપે, અને એ રીતે બાળકની સ્નેહ તથા પરોપકારની વૃત્તિ કેળવાય એવી પણ તજવીજ કરવામા આવે છે ઉપર બતાવેલા કામો ઉપરાન્ત બાળકોની આગળીઓ અને આખો સાથે કામ કરવાને કેળવાય એવી પણ તજવીજ ન્હાનપણથી કરવાની જરૂર છે તેથી હાથ વડે ઉદ્યોગ કરવાનો પાયો નખાય છે આ માટે બાળ વર્ગમા બાળ ડ્રોઇંગ અને કિન્ડરગાર્ટનની બક્ષીસોથી થતુ બાધ કામ કરાવવાની જરૂર છે યાદ રાખવુ કે આખ અને હાથ કેળવાય તેવી રીતે ચોક્સાઈથી આ કામ ન કરાવાય તો તે નકામુ છે અને તેથી ધારેલો ફાયદો મળતો નથી ફીમેલ ટ્રેનિંગ કોલેજના લેડી સુપ્રિન્ટેન્ડેન્ટ સાહેબે પોતના પત્રમા બાધ કામ માટે કિન્ડરગાર્ટનની બક્ષીસોની પેટીઓ નિશાળોમા રાખવાની ભલામણ કરી છે, અને તે ભલામણ વાસ્તવિક છે જે નિશાળો પૈસાની જોગવાઈ કરી શકે તેમણે તે પેટીઓ રાખીને તેથી થતુ બાધ કામ કરાવવુ જોઈએ પરન્તુ એ પેટીઓની કિમ્મત વધારે થાય છે, અને ગરીબ નિશાળો તેટલો ખરચ કરી શકે તેમ હોતું નથી છતા નાસીપાસ થઈ હાથ જોડીને બેશી રહેવાનુ કારણ નથી બાધ કામ લાકડાના ઇટાથી જ થઈ શકે તેમ નથી, માટી વડે પણ હાથનુ કામ કરાવી શકાય છે નદીની રેતી અથવા માટીને પતાસીને તેના ગોળા, ગાર્ડ ઝોપા, કપ, અન્ડર, દ્રાક્ષ સેરડુ, નીસો, આદિ ઘણા ઘાટો બનાવી શકાય છે કાગળ કાપીને તથા વાળીને પણ હોડીઓ, ખડીઆ, વગેરે ઘણા ઘાટ બની શકે છે ઉન કે દોરા વડે શીવી ભરીને પણ જુદી જુદી આકૃતિઓ બનાવી શકાય છે મુખ્ય મતલબ બાળકોની આગળીઓ અને આખો કેળવવાની છે પછી તે માટે ગમે તે પદાર્થનો ઉપયોગ કરવામા આવે તેની ચિન્તા નથી સઘળુ કામ ચોકસાઈથી કરા-

વાય એટલી માત્ર કાળજી રાખવી. તેની સાથે સાથે દરેક હાથ કામને લગતી વાર્તા કે કવિતા કહેવાતી જશે તો વિશેષ લાભ થશે. આવાં હાથનાં કામોનો બાળકોને ન્હાનપણથી શોખ હોય છે. બાળકના હાથમાં સ્લેટ કે કાગળ આવે છે તો તરત તે લીટા કરવા મંડી જાય છે. કોઈ કોઈ વખત ચકલું, ઘોડો, માણસ, વગેરે ચીતરવાનો પણ પ્રયત્ન કરે છે. ભીંતો ઉપર કોયલાથી પણ આકાર ચીતરે છે. આ ડ્રોઇંગનું પહેલું પગથીઉં છે. અને તે શક્તિ વ્યવસ્થિતપણે ખિલવવાથી આગળ ઉપર વધારે સારું પરિણામ આવવાનો સમ્ભવ છે. વળી બાળકોને આપણે ઘણી વખત નદીની રેતીમાં પગ ઘાલીને દેહરું બનાવતાં, તે ઉપર ગોળા વાળી કળશ ચઢાવતાં, કાગળની હોડી બનાવી પાણીમાં તરાવતાં, વગેરે કામ કરતાં જોઈએ છીએ. છોકરીઓ પણ માટીની ચૂલડીઓ, વેલણ, તાવડીઓ, વગેરે બનાવી રમતો કરે છે. ગામડાંમાં જાર બાજરીના સાંઠાની સળીઓથી બાળકો ખંગડીઓ, ગાડીઓ, વગેરે બનાવે છે. આ મુજબ બાળકોને ન્હાનપણથી હાથ કામ કરવાનો શોખ હોય છે. બાળ વર્ગમાં માત્ર તેવું કામ ચોકસાઇથી અને વ્યવસ્થિતપણે યોગ્ય અનુક્રમમાં કરાવીને બાળકોના હાથ અને આંખો કેળવાય તેમ કરવાનું છે. શિક્ષક ખંતી હશે અને બાળકોની રમતોમાં સારો ભાગ લેતો હશે તો તેને સેંકડો મનોરંજક વસ્તુઓ બનાવરાવવાનું સુઝશે. ઉપર ગણાવ્યા મુજબ બાળ વર્ગમાં બાળકોની જુદી જુદી શરીર અને મનની શક્તિઓ ખિલવવાની છે, તેમને કુદરતનો શોખ પેદા કરવાનો છે, અને નીતિને રસ્તે વાળી આગળ ઉપર તેમને જગન્નિયન્તા પરમેશ્વરનું ભાન થાય તેમ કરવાનું છે. આ કામ સહેલું નથી, માટે હમે ઉપર કહ્યું તેમ તે સારા ટ્રેન્ડ શિક્ષકને સોંપવાની જરૂર છે. જે નિશાળોમાં બાળ વર્ગ માટે ટ્રેન્ડ શિક્ષક ન મળે તેમ હોય ત્યાં તેને છેક હલકા નવા આસિસ્ટંટને ન સોંપતાં વધારે માયાળુ અને અનુભવવાળા શિક્ષકના હાથ તળે મૂકવો જોઈએ, અને તે ઉપર મુખ્ય શિક્ષકે સારી નીઘા રાખવી જોઈએ. આ પ્રમાણે થશે તો કેળવણીનો પાયો સારો નંખાશે, ન્હાનાં બાળકોના નિશાળની જીન્દગી વધારે સુખ ભરેલી થશે, અને તેઓ હોંશે હોંશે નિશાળે આવશે. ઉમેદ છે કે આ વાત ઉપર સઘળા મુખ્ય શિક્ષકો પૂરતું ધ્યાન આપશે.

---

મુમ્બઈ ઈલાકાના મહેરબાન ડિરેક્ટર સાહેબના ઈ. સ. ૧૮૯૯–૧૯૦૦ ના વાર્ષિક રિપોર્ટ ઉપરથી જણાય છે કે એ વર્ષમાં ઉત્તર વિભાગ અને કાઠિયાવાડમાં પ્રાથમિક શિક્ષકોની કુલ સંખ્યા નીચે મુજબ હતીઃ—

| | ઉત્તર ભાગમાં. | | | કાઠિયાવાડમાં. | | |
|---|---|---|---|---|---|---|
| પુરૂષ શિક્ષકો. | લોકલ બોર્ડની નિશાળોમાં. | મ્યુનિસિપલ નિશાળોમાં. | દેશી રાજ્યોની નિશાળોમાં. | ફન્ડની નિશાળોમાં. | ખાનગી નિશાળોમાં. | સ્ટેટની નિશાળોમાં. |
| ટ્રેન્ડ હેડ માસ્તરો | ૮૦૬ | ૧૨૬ | ૨૧૧ | ૩૩૬ | — | ૨૭૬ |
| અન્ટ્રેન્ડ હેડ માસ્તરો | ૩૧૪ | ૧૭ | ૩૦૬ | ૭૯ | ૨૬ | ૧૧૮ |
| ટ્રેન્ડ આસિસ્ટંટો | ૯૩ | ૧૪૮ | ૨૮ | ૫૦ | — | ૬૪ |
| અન્ટ્રેન્ડ પણ પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ વાળા આસિસ્ટંટો | ૯૧૫ | ૨૬૯ | ૨૨૨ | — | — | ૨ |
| પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ વિનાના આસિસ્ટંટો | ૧૫૨ | ૧૬૧ | ૨૫૬ | ૮૪૮ | ૧ | ૬૬૧ |
| સ્ત્રી શિક્ષકો. | | | | | | |
| ટ્રેન્ડ મુખ્ય સ્ત્રી શિક્ષકો | ૩૬ | ૩૩ | ૨૩ | ૩૭ | — | ૧૯ |
| અન્ટ્રેન્ડ મુખ્ય સ્ત્રી શિક્ષકો | ૨ | ૧ | ૧૫ | ૧ | ૩ | ૫ |
| ટ્રેન્ડ આસિસ્ટંટ સ્ત્રી શિક્ષકો | ૨ | ૩ | ૩ | ૯ | — | ૨ |
| અન્ટ્રેન્ડ આસિસ્ટંટ સ્ત્રી શિક્ષકો | ૧૧ | ૩૮ | ૩૮ | ૪૪ | — | ૪૧ |

આગલા વર્ષને મુકાબલે એ વર્ષમાં ઉત્તર વિભાગ અને કાઠિયાવાડમાં ટ્રેન્ડ હેડ માસ્તરોની સંખ્યા વધી છે, અને અન્ટ્રેન્ડ હેડ માસ્તરોની સંખ્યા ઘટી છે. આગલા વર્ષમાં અન્ટ્રેન્ડ હેડ માસ્તરોની સંખ્યા ૯૬૩ હતી, તે ઘટીને એ વર્ષમાં ૮૬૦ થઈ છે, એટલે ૧૦૩ અન્ટ્રેન્ડ હેડ માસ્તરો ઓછા થયા છે. આ પ્રમાણે દર વર્ષે ઘટાડો થતો જાય અને તેમની જગા ટ્રેન્ડ માણસોથી પૂરવામાં આવે તો આસરે નવ વરસમાં બધી નિશાળોમાં ટ્રેન્ડ હેડ માસ્તરો થાય. આ પ્રમાણે થવાની જરૂર છે.

અને તેમ થયા વિના પ્રાથમિક કેળવણીમાં જોઈએ તેવો સુધારો થવાનો નથી. ટ્રેન્ડ આસિસ્ટંટોની સંખ્યા વધી છે અને અન્ટ્રેન્ડ પણ પબ્લિક સર્વિસમાં પાસ થયેલા આસિસ્ટંટોની સંખ્યા ઘટી છે. પરન્તુ પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ વિનાના આસિસ્ટંટોની સંખ્યા વધી છે. આવા આસિસ્ટંટોની સંખ્યા કમી થવાની જરૂર છે, છતાં તે વધતી જાય છે એ ખેદકારક છે. પણ તેમ થવાનું કારણ એ જણાય છે કે કેટલાંક દેશી રાજ્યોની શાળાઓમાં આસિસ્ટંટોની જગાના પગાર ઘણા ટૂંકા છે, અને આવા ટૂંકા પગાર પર ટ્રેન્ડ કે પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષામાં પાસ થયેલા માણસો મળી શકતા નથી. લોકલ બોર્ડની તેમ જ મ્યુનિસિપલ નિશાળોમાં આસિસ્ટંટોનો કમીમાં કમી પગાર રૂ. ૭) રાખ્યો છે. આ પગારથી પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષામાં પાસ થયેલા તેમ જ ટ્રેન્ડ આસિસ્ટંટો મળી આવે છે, તેથી આ નિશાળોમાં પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ વિનાના આસિસ્ટંટોની સંખ્યા ઓછી થતી જાય છે. આ પ્રમાણે દેશી રાજ્યો કરશે તો તેમને થોડું ખર્ચ વધતાં સારાં માણસો મળી આવશે, અને તેમના તાબાની નિશાળો સુધરશે.

આગલા વરસને મુકાબલે ટ્રેન્ડ મુખ્ય સ્ત્રી શિક્ષકો તેમ જ આસિસ્ટંટ સ્ત્રી શિક્ષકોની સંખ્યા વધી છે. અન્ટ્રેન્ડ મુખ્ય સ્ત્રી શિક્ષકોની સંખ્યા હવે ઘણી જ થોડી છે, પણ અન્ટ્રેન્ડ આસિસ્ટંટ સ્ત્રી શિક્ષકોની સંખ્યા હજી ઘણી વધારે છે તે કમી થવાની જરૂર છે. ઉપર જણાવ્યું છે તેમ આસિસ્ટંટોના પગારમાં થોડો વધારો કરવાથી તે જગાઓ પર ટ્રેન્ડ સ્ત્રીઓ મળી આવશે, અને અન્ટ્રેન્ડ સ્ત્રી શિક્ષકોની સંખ્યા કમી થતી જશે.

---

એ વર્ષમાં ઉત્તર વિભાગ અને કાઠિયાવાડની પ્રાથમિક નિશાળોના શિક્ષકોના સરેરાશ માસિક પગાર નીચે મુજબ હતાઃ—

પુરૂષ શિક્ષકો.

| **ઉત્તર વિભાગ.** | લોકલ બોર્ડની નિશાળોમાં. | મ્યુનિસિપલ નિશાળોમાં. | દેશી રાજ્યોની નિશાળોમાં. |
|---|---|---|---|
| ૬૨ ટ્રેન્ડ હેડ માસ્તરનો | ૧૮-૧૩-૧૧ | ૨૮-૫-૨ | ૧૫-૧૪-૧૦ |

| | | | |
|---|---|---|---|
| દર અન્ટ્રેન્ડ હેડ માસ્તરનો | ૧૦—૯-૬ | ૧૦-૧૫-૧ | ૧૨—૧-૧- |
| દર ટ્રેન્ડ આસિસ્ટંટનો | ૧૧-૧૫-૪ | ૧૩—૧-૨ | ૧૨—૦-૦ |
| દર અન્ટ્રેન્ડ પણ પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ થયેલા આસિસ્ટંટનો | ૭-૭-૦ | ૧૦-૧૩-૯ | ૬—૯-૮ |
| દર પબ્લિક સર્વિસમાં પાસ નહિ થયેલા આસિસ્ટંટનો | ૭-૩-૨ | ૬—૮-૧૧ | ૯-૧૪-૭ |

કાઠિયાવાડ.

| | | | |
|---|---|---|---|
| દર ટ્રેન્ડ હેડ માસ્તરનો | ૧૯-૦-૧૦ | — | ૧૮-૬—૨ |
| દર અન્ટ્રેન્ડ હેડ માસ્તરનો | ૧૨-૫-૧૦ | ૯—૪-૦ | ૧૧-૬-૧૧ |
| દર ટ્રેન્ડ આસિસ્ટંટનો | ૧૪-૮-૮ | — | ૧૨-૪—૪ |
| દર અન્ટ્રેન્ડ પણ પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ થયેલા આસિસ્ટંટનો | — | — | ૧૦-૦—૦ |
| દર પબ્લિક સર્વિસ પરીક્ષામાં પાસ નહિ થયેલા આસિસ્ટંટનો | ૪-૭-૭ | ૪—૦-૦ | ૫-૧૨-૫ |

## સ્ત્રી શિક્ષકો.

| ઉત્તર વિભાગ. | લોકલ બોર્ડની નિશાળોમાં. | મ્યુનિસિપલ નિશાળોમાં. | દેશી રાજ્યોની નિશાળોમાં. |
|---|---|---|---|
| દર ટ્રેન્ડ મુખ્ય સ્ત્રી શિક્ષકનો | ૨૦-૮-૧૧ | ૨૨-૧-૫ | ૨૧-૧૪- ૭ |
| દર અન્ટ્રેન્ડ મુખ્ય સ્ત્રી શિક્ષકનો | ૧૦-૦—૦ | ૧૦-૮-૦ | ૯-૧૦—૮ |
| દર ટ્રેન્ડ આસિસ્ટંટ સ્ત્રી શિક્ષકનો | ૮-૦-૦ | ૧૦-૦-૦ | ૧૧—૦-૦ |
| દર અન્ટ્રેન્ડ આસિસ્ટંટ સ્ત્રી શિક્ષકનો, | ૭-૦-૦ | ૬-૩-૯ | ૬—૨-૧ |

| કાઠિયાવાડ. | ફંડની નિશાળોમાં. | ખાનગી નિશાળોમાં. | સ્ટેટની નિશાળોમાં. |
|---|---|---|---|
| દર ટ્રેન્ડ મુખ્ય સ્ત્રી શિક્ષકનો | ૧૯-૬-૧૧ | — | ૨૪—૨—૬ |
| દર અન્ટ્રેન્ડ મુખ્ય સ્ત્રી શિક્ષકનો | ૮-૦—૦ | ૯-૫-૪ | ૧૧-૧૨-૧૦ |
| દર ટ્રેન્ડ આસિસ્ટંટ સ્ત્રી શિક્ષકનો | ૧૩-૧—૦ | — | ૧૬—૦—૯ |
| દર અન્ટ્રેન્ડ આસિસ્ટંટ સ્ત્રી શિક્ષકનો | ૪-૬—૦ | — | ૪-૧૦-૧૧ |

- કાઠિયાવાડમાં આસિસ્ટંટોનો પગાર ઘણો ટૂંકો જણાય છે, અને તે જ કારણથી પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષામાં પાસ થયા વિનાના આસિસ્ટંટોની સંખ્યા વધારે છે. પેટપૂર પગાર મળ્યા સિવાય સારા માણસો મળવા મુશ્કેલ છે, માટે કેળવણીમાં સુધારો કરવા સારા માણસો રાખવા હોય તો કાઠિયાવાડે અલબત આસિસ્ટંટોનો પગાર વધારવો જોઈએ. ઓછામાં ઓછો આસિસ્ટંટનો પગાર સાત રૂપિયા હોવો જોઈએ. સાત રૂપિયાથી ઓછે પગારે સારા માણસો મળી શકશે નહિ. ઉત્તર વિભાગની દેશી રાજ્યોની નિશાળોમાં પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ વિનાના આસિસ્ટંટોનો સરેરાશ પગાર લગભગ રૂ. ૧૮) છે. આ પગાર પર ટ્રેન્ડ માણસો ઘણી ખુશીથી આવે, છતાં અન્ટ્રેન્ડ માણસો કેમ ટકી રહ્યા હશે તે સમજી શકાતું નથી.

---

# યૂરોપની શાળાઓ.

( ચાલુ પૃષ્ટ ૭૬ થી. )

## ૨૫. બર્લિનની નિશાળોનાં મકાનો.

જર્મનીનો પશ્ચિમ ભાગ જોયા પછી હું બર્લિનમાં ગયો. એ શહેર નવું છે, અને તેમાં નિશાળોનાં મકાનો નવી પદ્ધતિએ બાંધેલાં છે. જૂની પદ્ધતિનાં મકાનો ક્વચિત જ જોવામાં આવે છે. કોઈ કોઈ મકાનો તો મહેલ જેવાં છે. બહારના ભપકાને બહુ વજન ન આપીએ, તો પણ જે મકાનોમાં હવા અજવાળાની વ્યવસ્થા સારી હોય, જ્યાં સઘળી વસ્તુઓ સારી રીતે ગોઠવેલી હોય, અને જ્યાં દિવાલો વગેરે શણગારેલી હોય, તે નિશાળોથી બાળકની કેળવણી ઉપર ઘણી સારી અસર થાય છે, અને ત્યાં આગળ બાળકના મગજ ઉપર સૌન્દર્ય વગેરેની છાપ જેવી પડે છે તેવી બીજે ઠેકાણે પડતી નથી. ચિત્રો અને બીજા શણગાર વિનાની માત્ર ધોળેલી દિવાલો બહુ નઠારી લાગે છે.

બર્લિનની દરેક નિશાળમાં કસરત શાળા હોય છે. મકાનો ઘણું કરીને ત્રણ ત્રણ માળનાં હોય છે, અને મુખ્ય શિક્ષકને તેમાં જ રહેવાની ગોઠવણ કરેલી હોય છે.

જે નિશાળો મ્હેં જોઈ તે બધીના કમ્પાઉન્ડમાં બાગો બનાવીને ફૂલ છોડ રોપ્યા હતા. વનસ્પતિ વિષે પાઠો આપતાં ત્યાં બાગનો બહુ ઉપયોગ કરવામાં આવે છે. છોકરાં બાગમાં જુદા જુદા છોડનાં પાંદડાંના આકારોનો અભ્યાસ કરે છે, અને છોડો કેવી રીતે ઊગે છે તેનું અવલોકન કરે છે. જ્યાં ઝાડો વાવવામાં આવ્યાં છે, ત્યાં ઘણું કરીને જુદી જુદી જાતનાં ઝાડો હાર બન્ધ રોપવાની સંભાળ લીધી છે. આ બધાં ઝાડ અને છોડો છોકરાં પોતે વાવે છે, અને તેમની તેઓ પોતે સમ્ભાળ લે છે, તેથી તેઓ પોતે તેમના માલિક છે એમ સમજે છે, અને કદી સેગતે કાંઈ નુકસાન થવા દેતાં નથી. જે નિશાળોના કોમ્પાઉન્ડ ન્હાના છે ત્યાં પણ થોડો ભાગ બાગ માટે રોક્યા વિના રહેતા નથી. બર્લિનની નિશાળોનો આ વહિવટ સઘળે ઠેકાણે નકલ કરવા યોગ્ય છે.

---

## ૨૬. બર્લિનના શિક્ષકો.

બર્લિનના શિક્ષકો આવડ, ઉત્સાહ, ચતુરાઈ, વગેરેમાં ઘણા ચઢીઆતા છે. બર્લિનના એટલા બધા શિક્ષકો પોતાના ધન્ધા સમ્બન્ધી વિચાર કરે છે, અને તે વિચારો દર્શાવવાનો ઉત્સાહ રાખે છે, કે તેમની સાથે સહવાસ રાખવાથી લાભ થયા વિના રહેતો નથી. તેમની કેટલીએક કલબો, કેટલાંએક મંડળો, અને કેટલાંએક કોન્ફરન્સો છે. બર્લિનના શિક્ષકો એક પોતાનું રોજંદાનું અને કેટલાંક અઠવાડીઆનાં વર્ત્તમાન પત્રો ચલાવે છે, અને બહારનાં કેટલાંક ધન્ધાને લગતાં પત્રોમાં નિબન્ધો લખી મોકલે છે. તેઓ ધન્ધાને લગતા પોતાના સ્વાર્થો બહુ દૃઢતાથી સમ્ભાળે છે, અને બન્ધુ ભાવથી એકઠા મળી કામ કરે છે. આથી તેમને બહુ ફાયદો થાય છે, અને જર્મનીના બધા ભાગો કરતાં બર્લિનના શિક્ષકો વધારે મ્હોટા પગાર મેળવે છે. સામાન્ય જન મંડળમાં પણ તેઓ ઊંચી પદવી ભોગવે છે, અને તેમની બુદ્ધિને લીધે ઘણું માન પામે છે.

બર્લિનના શિક્ષકોનો મ્હને એક જ દોષ જણાય છે. હું જ્યારે તેમના વર્ગમાં પેસતો ત્યારે તેઓ ચાલતો પાઠ શિખવવાનું બન્ધ કરી થઈ ગયેલા પાઠની પરીક્ષા કરવા મંડી જતા, કે છોકરાંને કેટલું આવડે છે તે મ્હારા

જોવામાં આવે. પરન્તુ હું છોકરાંની આવડ જોવાને ત્યાં ગયો નહોતો. તેથી એક વખત શિક્ષક મંડળ મળ્યું હતું ત્યાં મ્હેં તેમને કહ્યું, કે તેમણે શું શિખવ્યું છે તે મ્હારે જોવું નથી, તેઓ કેવી પદ્ધતિએ શિખવે છે તે જોવાને હું આવ્યો છું. તે દિવસથી મ્હારી મુલાકાતો વધારે ફળદાયી નીવડી, અને ત્રણ અઠવાડીઆં સુધી બહુ નિશાળો જોઈને જ્યારે મ્હેં બર્લિન છોડયું ત્યારે ઘણી મનોરંજક નોંધોથી મ્હારી નોટ બુક ભરાઈ ગઈ હતી.

---

## ૨૭. બે શિક્ષણનાં સંગ્રહસ્થાનો.

બર્લિનમાં મ્હેં શિક્ષણને લગતાં બે સંગ્રહસ્થાનો જોયાં. એક સંગ્રહસ્થાન શહેરની મ્યુનિસિપાલિટીને ખરચે સ્થપાયું છે, અને બીજું શિક્ષકોએ પોત પોતામાં ખાનગી ઉઘરાણું કરીને સ્થાપ્યું છે. મ્યુનિસિપાલિટીનું સંગ્રહસ્થાન છેતાળીસમા નમ્બરની પ્રાથમિક નિશાળના મ્હોટા ઓરડામાં રાખેલું છે. તેમાં શિક્ષણ શાસ્ત્ર તથા તેને લગતી બીજી વિદ્યાઓનાં હજારો પુસ્તકો મૂકયાં છે. ઓરડાની દિવાલોએ ચોગરદમ સારી કોતર કામવાળી અભરાઈની બે હારો આવી રહી છે તેમાં પુસ્તકો ગોઠવવામાં આવ્યાં છે. મ્હોટા ઓરડાની બે તરફ બીજા ન્હાના ઓરડાઓ છે, તેમાં પદાર્થ વિજ્ઞાન તથા રસાયન શાસ્ત્રનાં સાહિત્યો, ઇન્દ્રિય વિજ્ઞાન, વનસ્પતિ શાસ્ત્ર, પ્રાણી વિદ્યા, ખનિજ વિદ્યા, એ બધાંના શિક્ષણ માટે જોઇતા સંગ્રહો, નકશા, ચિત્રો, નકશા લટકાવવાનાં સાહિત્યો, ભૂમિતિ તથા ડ્રોઇંગના શિક્ષણનાં સાહિત્યો, વગેરે ગોઠવેલું છે. આ સંગ્રહ ઘણો ઉપયોગી છે, અને દરેક શહેરમાં હોવો જોઈએ. તેને સમરાવી દુરસ્ત રાખવાને તથા નવી ખરીદીઓ કરવાને મ્યુનિસિપાલિટી દર વર્ષે ચાર હજાર માર્ક (ત્રણ હજાર રૂપિયા) ખરચે છે. આ રકમ બહુ મ્હોટી નથી, પરન્તુ વિવેક વડે તેની વ્યવસ્થા કરવાથી ઘણું કામ થાય છે. સંગ્રહસ્થાનને ઘણી અગત્યની ચોપડીઓ, મસાલો ભરેલાં પ્રાણીઓ, બાવલાં, નકશા, ઇત્યાદિની લોકો તરફથી ભેટ પણ કરવામાં આવે છે, તેથી કરીને તે શિક્ષણ શાસ્ત્ર તથા કળાને લગતી છેક નવી જરૂરીઆતો પણ પૂરી પાડી શકે છે.

શિક્ષકોના ખરચથી જે સંગ્રહસ્થાન નભાવવામાં આવે છે તેને

મ્યુનિસિપલ સંગ્રહસ્થાન જેટલો માણુંનો આશ્રય નથી. પરન્તુ એ સંગ્રહ એક ખાસ પ્રકારનો છે, અને તેના જેવું સંગ્રહસ્થાન સ્વિતઝરલાન્ડ સિવાય બીજે કોઈ ઠેકાણે નથી: આ સંગ્રહસ્થાન શિક્ષણ શાસ્ત્ર તથા કળાનો ઇતિહાસ સમજાય તેવી રીતે એકઠું કરીને ગોઠવ્યું છે. દાખલા તરીકે, એક ભાગમાં ભૂગોળ વિદ્યાના અભ્યાસને લગતા દરેક પુસ્તક અને દરેક યુક્તિનો સમાસ કરવામાં આવ્યો છે, અને તે બધાની ગોઠવણ એવી રીતે કરવામાં આવી છે કે એ શાસ્ત્રના પ્રાથમિક નિશાળો સાથે સમ્બન્ધ રાખતા ભાગની ખિલવણીનો ઇતિહાસ માલૂમ પડે. એક બીજા ભાગમાં ભાષાના શિક્ષણની રીતોનો સમાસ કર્યો છે, અને ત્રીજા ભાગમાં પદાર્થ પાઠોના વિષયનો સમાસ થાય છે. વળી એક બીજા ભાગમાં અંક ગણિતનો વિષય આવે છે; અને એ વિદ્યા શિખવતાં શિક્ષકને મદદ કરવાને જુદે જુદે વખતે અને જુદે જુદે સ્થળે જે જે યુક્તિઓ અને યન્ત્રોનો અત્યાર સુધી ઉપયોગ થયો છે તે બધાનો સંગ્રહ કરવામાં આવ્યો છે. એમાંનાં કેટલાંક યન્ત્રો હવે જૂનાં થઈ જવાથી ઉપયોગમાં આવતાં નથી, પરન્તુ અંક ગણિતના શિક્ષણનો ઇતિહાસ દર્શાવવાને બહુ ઉપયોગી છે. આ સંગ્રહસ્થાનના વ્યવસ્થાપકોએ થોડા વખતથી પ્રશિયાના એક મહાન કેળવણીકાર ડિસ્ટરવેગને લગતી સઘળી વસ્તુઓનો સંગ્રહ કરવા માંડ્યો છે, તે ઘણો બોધદાયક બન્યો છે.

સઘળી રીતે જોતાં બર્લિનની નિશાળો નિર્જીવ નથી. ત્યાં જીવ, ખંત, ઉદ્યોગ, ઉત્સાહ, મહત્ત્વાકાંક્ષા, વિદ્વત્તા, ચતુરાઈ, લેખન શક્તિ, શિક્ષણ શક્તિ, અને સારું કામ, એ સઘળું જોવામાં આવે છે. બર્લિનની નિશાળોની વ્યવસ્થા શહેરની મ્યુનિસિપાલિટીની એક કમિટી તરફથી થાય છે, અને તે વ્યવસ્થા ચલાવવાને એક સુપ્રિન્ટેન્ડેન્ટ નીમવામાં આવ્યો છે. સુપ્રિન્ટેન્ડેન્ટના હાથ નીચે સાત ઇન્સ્પેક્ટરો છે, અને દરેક નિશાળ ખાતે એક રેક્ટર (મુખ્ય શિક્ષક) અને ઘણા મદદનીશ શિક્ષકો રાખવામાં આવ્યા છે. શિક્ષકોને પ્રથમ અજમાયશ ઉપર રાખવામાં આવે છે, અને તેમની લાયકી સિદ્ધ થયા પછી તેમને બહાલ કરવામાં આવે છે. બહાલ થયા પછી ગુન્હા વગર તેમને કોઈ નોકરીમાંથી દૂર કરી શકતું નથી.

# શિક્ષકોની ત્રિમાસિક સ્પર્ધા.

ગયા ત્રિમાસિકની સ્પર્ધાનું પરિણામ નીચે મુજબ છે:—

**પ્રશ્ન ૧ લો**–૧૦ જણ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા, તેમાંથી રતનજી દુર્લભભાઈ લાડ, રાંદેર જિલ્લે સુરતના મહેતાજીને રૂ. ૧–૮–૦ નું ઇનામ આપવામાં આવ્યું છે.

**પ્રશ્ન ૨ જો**–૪ જણ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા, તેમાંથી મોગીલાલ અમથાભાઈ શાહ, હાંસોટ જિલ્લે ભરૂચના મહેતાજીને રૂ. ૧–૮–૦ નું ઇનામ આપવામાં આવ્યું છે.

**પ્રશ્ન ૩ જો**–૭ જણ તરફથી આ પ્રશ્નના ઉત્તર મળ્યા હતા, તેમાંથી રતનજી દુર્લભભાઈ લાડ, રાંદેર જિલ્લે સુરતના મહેતાજીને, રૂ. ૨) નું ઇનામ આપવામાં આવ્યું છે.

---

આ ત્રિમાસિકમાં નીચેના પ્રશ્નોના ઉત્તર મોકલવા:—

(૧) હિન્દુસ્તાનની ઉત્તરે હિમાલય પર્વત આડો પડ્યો છે તેથી દેશની હવા ઉપર શી અસર થાય છે તે લખો. શિયાળામાં પવન કઈ દિશાથી વાય છે? તે ઘણો ઠંડો અને તાવ ઉપજાવે એવો હોવાનું કારણ લખો. ઇનામ રૂ. ૧)

(૨) બાળ વર્ગમાં અનુક્રમે કરાવવા લાયક માટીના પચીસ ઘાટોની યાદી આપો. તે ઘાટો કેવી રીતે કરાવવા તે વિષે ટૂંકી સૂચનાઓ પણ લખો. ઇનામ રૂ. ૨)

(૩) બાળ વર્ગનાં છેક ન્હાનાં બાળકોનું અવલોકન કરતાં તેમની કઈ કઈ ટેવો અને કયા કયા શોખો તમારી નજરે પડે છે તેનું વર્ણન કરો, અને કેળવણીના કામમાં તેમનો કેવી રીતે ઉપયોગ થઈ શકે તે લખો. ઇનામ રૂ. ૨)

**ટીપ**—આહે એપ્રિલ સને ૧૮૯૩ ના શાળા પત્રમાં સ્પર્ધાના નિયમો જોવા. તા. ૨૦મી મે પછી આવેલા ઉત્તર લક્ષમાં લેવાશે નહિ.

---

# वाळ गीत.

## ઈશ્વર સ્તુતિ.

### ભુજંગી છંદ.

અહો નાથ ઊભા અમે હાથ જોડી;
કરો રંક સામે કૃપા દૃષ્ટિ થોડી;
સદા તાપને પાપથી તો ઉગારો,
અમે માગિયે ઈશ એ પ્રેમ તારો. ૧

ઉગ્યો સૂર્ય તો પૂર્વમાં પૂર તેજે,
ગઈ રાત વીતી જુઓ વાત સ્હેજે;
પ્રભુ તું વિના કોણ સંભાળનારો,
અમે માગિયે ઈશ એ પ્રેમ તારો. ૨

પશુ પક્ષી ને પ્રાણીઓ કામ લાગ્યાં,
પડી એમ ઉદ્યોગમાં સુખ માગ્યાં;
અમારી પ્રભુ બુદ્ધિ વિદ્યા વધારો,
અમે માગિયે ઈશ એ પ્રેમ તારો. ૩

ભૂડાં દુઃખ કાપી રૂડાં સુખ આપો,
અમારા શિરે નાથજી હાથ થાપો;
સુખે જાય આ આજનો દિન સારો,
અમે માગિયે ઈશ એ પ્રેમ તારો. ૪

---

# सामान्य ज्ञानना पाठ.

(ચાલુ પૃષ્ઠ ૫૩ થી.)

## પાઠ ૬ ઠો.

### વખતનું માપ—ઘડિયાળ.

આ પાઠ શિખવતી વખતે શિક્ષકે પોતાની પાસે એક ઘડિયાળ રાખવું.

શિક્ષકે નીચે મુજબ પાઠ ચલાવવો:—

" છોકરાઓ, ગયા પાઠમાં તમે શીખી ગયા કે દિવસના કલાકમાં,

કલાકના મિનિટમાં, અને મિનિટના સેકન્ડમાં ભાગ કરેલા છે. હવે કલાક, મિનિટ, અને સેકન્ડનું માપ શી રીતે કાઢવામાં આવે છે તે વિષે તમે આ પાઠમાં શીખશો. પહેલાં કલાકનું માપ કાઢવાને આપણે એક દિવસમાં પૂરી બળી રહે એવી મિણબત્તી લઈ તેના પર એક છેડાથી બીજા છેડા સુધી સરખે અન્તરે ૨૪ કાપા કરતા. આ કાપામાંના એકથી બીજા સુધી મિણબત્તીને બળી રહેતાં જેટલો વખત લાગે તેટલા વખતને એક કલાક ગણતા. પરન્તુ આ માપ બરાબર ચોકસ નહિ લાગવાથી હાલમાં ઘડિયાળથી વખત માપવાની યુક્તિ શોધી કાઢવામાં આવી છે"

"જુઓ આ ઘડિયાળ. તમે તેના ચંદા ઉપરની આકૃતિ વિષે શું કહી શકો છો?" **ચંદા ઉપર એક વર્તુલ દોરેલું છે. આ વર્તુલના પરિઘ ઉપર સરખે અન્તરે બાર કાપા દોરી તે ઉપર કંઈ આંકડા મૂક્યા છે.**

"હા, આ આંકડા રોમન સંજ્ઞામાં છે. હું તેમને મળતા ગુજરાતી આંકડા નીચે આપું છું તે હવે પછી યાદ રાખજોઃ—

| I | II | III | IV | V | VI | VII | VIII | IX | X | XI | XII |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |

"આ સિવાય બીજું કંઈ ચંદા ઉપર જણાય છે કે?" **હા સાહેબ, પરિઘના જે બાર ભાગ કરેલા છે તે દરેક ભાગના પાંચ સરખા ભાગ કરી ન્હાના કાપા મૂકેલા છે.**

"ઠીક, પરિઘના દરેક મ્હોટા ભાગના પાંચ ન્હાના ભાગ કરેલા છે, અને એવા મ્હોટા ભાગ બધા મળીને બાર છે તો બધા મળીને ન્હાના ભાગ કેટલા થવા જોઈએ ?" **સાઠ.**

"તમે ચંદા ઉપર બીજું કંઈ જુઓ છો કે ?" **હા સાહેબ, વર્તુલના મધ્ય બિન્દુમાં બે કાંટા જડેલા છે. આ કાંટા પરિઘને અડકે તેટલા લાંબા છે.**

"આ બે કાંટામાં તમને કંઈ તફાવત માલમ પડે છે ?" **તેમાંનો એક બીજા કરતાં જરા વધારે લાંબો છે.**

"ઠીક, આ સિવાય ચંદા પર બીજું કંઈ છે કે ?" **હા સાહેબ, આ મ્હોટા વર્તુલની અન્દર એક બીજું ન્હાનું વર્તુલ દોરેલું છે. આ ન્હાના વર્તુલના પરિઘના સાઠ સરખા ભાગ કરેલા**

**છે, અને તેના મધ્ય બિન્દુએ પરિધ સુધી અડકે એવડો એક કાંટો જડેલો છે.**

"યંત્રાની ગોઠવણથી મ્હોટા વર્તુલનો ન્હાનો કાંટો પરિધ પર એક દિવસમાં સરખી ગતિથી બે આંટા ફરી રહે છે, તો તેને એક આંટો ફરતાં કેટલો વખત લાગશે ?" **અડધો દિવસ એટલે બાર કલાક.**

"ઠીક, આખા પરિધના બાર સરખા ભાગ કરેલા છે એટલે આખો પરિધ એક ભાગથી બાર ગણો છે, અને આખા પરિધ પર ન્હાના કાંટાને ફરી રહેતાં બાર કલાક લાગે છે, તો તેને એક ભાગના અન્તર પર મુસાફરી કરતાં કેટલો વખત લાગશે ?" **એક કલાક.**

"ત્યારે આ મ્હોટા કાપામાંના એકથી બીજા સુધી ન્હાના કાંટાને ફરતાં જેટલો વખત લાગે છે તેટલા વખત બરાબર એક કલાક છે. આ પ્રમાણે આપણે કલાકનું માપ કાઢીએ છીએ. ન્હાના કાંટાથી કલાકનું માપ જણાય છે માટે આપણે તેને કલાક કાંટો કહીએ છીએ."

---

## પાઠ ૭ મો.

### વખતનું માપ—ઘડિયાળ.

"ગયા પાઠમાં તમે શીખી ગયા કે ઘડિયાળનો ન્હાનો કાંટો કલાકનું માપ બતાવે છે. આ ન્હાના કાંટાને શું કહે છે ?" **કલાક કાંટો.**

"તેને કલાક કાંટો શા માટે કહે છે ?" **તે કલાકનું માપ બતાવે છે માટે.**

"કલાક કાંટો વર્તુલના પરિધ પર એક દિવસમાં કેટલા આંટા ફરે છે ?" બે.

"તે એક આંટો કેટલા વખતમાં પૂરો કરે છે ?" **બાર કલાકમાં.**

"તેને એક આંકથી બીજા આંક સુધી જતાં કેટલો વખત લાગે છે ?" એક કલાક.

"હવે આપણે આ મ્હોટો કાંટો તપાસીએ. આ બન્ને કાંટા ઉપર તમે થોડો વખત ધ્યાન આપીને જુઓ. તમને તેમની ગતિમાં કંઈ ફેર માલૂમ પડે છે ?" **મ્હોટો કાંટો ન્હાના કાંટા કરતાં વધારે ઝડપથી ચાલે છે.**

| પ્રાન્ત. | સને ૧૯૦૧ ની વસ્તી. | | | સને ૧૮૮૧ થી સને ૧૮૯૧ સુધીનાં દસ વરસમાં થયેલો દર સેંકડે વધારો કે ઘટાડો. | સને ૧૮૯૧ થી ૧૯૦૧ સુધીનાં દસ વરસમાં થયેલો દર સેંકડે વધારો કે ઘટાડો. |
|---|---|---|---|---|---|
| | મરદ. | ઓરતો. | કુલ. | | |
| **હિન્દુસ્તાન.** | | | | | |
| અજમેર—મેરવાડા | ૨,૫૦,૭૨૧ | ૨,૨૫,૬૦૯ | ૪,૭૬,૩૩૦ | +૧૭·૭૨ | −૧૨·૧૭ |
| આસામ | ૩૧,૪૨,૫૬૧ | ૨૯,૭૯,૬૪૦ | ૬૧,૨૨,૨૦૧ | +૧૧·૩૧ | +૧૨·૫૭ |
| બંગાળા | ૩,૭૩,૭૬,૪૩૮ | ૩,૭૩,૩૬,૫૮૨ | ૭,૪૭,૧૩,૦૨૦ | + ૬·૮૯ | + ૪·૭૨ |
| બરાડ | ૧૩,૯૪,૧૦૭ | ૧૩,૫૮,૩૧૧ | ૨૭,૫૨,૪૧૮ | + ૮·૪૧ | − ૪·૯૯ |
| મુંબઈ ઇલાકો | ૯૫,૯૫,૮ ૫ | ૮૯,૮૮,૬૯૧ | ૧,૮૫,૮૪,૪૯૬ | +૧૪·૩૪ | − ૧·૫૩ |
| ( અ ) મુંબઈ | ૭૮,૦૪,૯૩ | ૭૫,૨૫,૫૩૫ | ૧,૫૩,૩૦,૬૬૬ | +૧૩·૫૨ | − ૩·૯૩ |
| ( બ ) સિંધ | ૧૭,૬૨,૬૯૪ | ૧૪,૫૦,૧૧૪ | ૩૨,૧૨,૮૦૮ | +૧૮·૯૭ | +૧૧·૮૮ |
| ( ક ) એડન | ૨૮,૧૮૦ | ૧૩,૦૪૨ | ૪૧,૨૨૨ | +૨૬·૪૪ | − ૬·૪૮ |
| બ્રહ્મદેશ ( કુલ ) | ૪૭,૦૫,૦૯૪ | ૪૫,૧૬,૦૬૭ | ૯૨,૨૧,૧૬૧ | ......... | +૧૮·૬૬ |
| ( અ ) ઉપલો | ૧૮,૫૨,૩૮૧ | ૧૯,૯૭,૪૫૨ | ૩૮,૪૯,૮૩૩ | * | +૧૪·૪૯ |
| ( બ ) નીચલો | ૨૮,૫૨,૭૧૩ | ૨૫,૧૮,૬૧૫ | ૫૩,૭૧,૩૨૮ | +૨૩·૫૮ | +૨૧·૮૪ |
| મધ્ય પ્રાન્ત | ૪૮,૪૧,૮૩૨ | ૫૦,૦૩,૪૮૬ | ૯૮,૭૫,૩૧૮ | + ૯·૬૧ | − ૮·૭૧ |
| કુર્ગ | ૧,૦૦,૨૧૪ | ૮૦,૨૪૭ | ૧,૮૦,૪૬૧ | − ૨·૯૩ | + ૪·૨૮ |

*ઉપલો બ્રહ્મદેશ ઇ. સ. ૧૮૮૬ પછી ખાલસા થયો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| મદ્રાસ.................................. | ૧,૮૮,૫૩,૦૨૪ | ૧,૯૩,૫૫,૫૮૫ | ૩,૮૨,૦૮,૬૦૯ | +૧૫.૫૮ | + ૭.૨૪ |
| વાયવ્ય પ્રાન્તો અને અયોધ્યા...... | ૨,૪૬,૨૦,૯૬૧ | ૨,૩૦,૭૫,૩૬૩ | ૪,૭૬,૯૬,૩૨૪ | + ૬.૪ | + ૧.૮૪ |
| ( અ ) વાયવ્ય પ્રાન્તો.......... | ૧,૮૦,૨૮,૪૮૧ | ૧,૬૭,૮૩,૬૯૩ | ૩,૪૮,૧૨,૧૭૪ | + ૪ | + ૧.૬૩ |
| ( બ ) અયોધ્યા.................. | ૬૫,૯૨,૪૮૦ | ૬૨,૯૧,૬૭૦ | ૧,૨૮,૮૪,૧૫૦ | +૧૧.૦૯ | + ૨.૪૦ |
| પંજાબ.................................. | ૧,૨૦,૯૫,૭૧૧ | ૧,૦૩,૫૩,૭૭૩ | ૨,૨૪,૪૯,૪૮૪ | +૧૦.૭૧ | + ૭.૫૮ |
| બલુચિસ્તાન........................ | ૪,૪૫,૬૦૩ | ૩,૬૫,૨૦૮ | ૮,૧૦,૮૧૧ | 🕉 | ........ |
| આંદામાન.............................. | ૧૮,૫૮૧ | ૫,૯૧૮ | ૨૪,૪૯૯ | + ૪૭૧ | +૫૬.૯૫ |
| પ્રાન્તોની કુલ વસ્તી........ | ૧૧,૭૪,૪૦,૬૫૨ | ૧૧,૩૬,૪૪,૪૮૦ | ૨૩,૧૦,૮૫,૧૩૨ | + ૯.૬૮ | + ૪.૪૪ |
| **દેશી રાજ્ય અથવા એજન્સી.** | | | | | |
| હૈદ્રાબાદ.............................. | ૫૬,૬૪,૭૭૨ | ૫૫,૧૦,૧૨૫ | ૧,૧૧,૭૪,૮૯૭ | +૧૭.૧૮ | —૩.૧૪ |
| વડોદરા................................ | ૧૦,૦૭,૯૪૪ | ૯,૪૨,૯૮૩ | ૧૯,૫૦,૯૨૭ | +૧૦.૫૪ | —૧૯.૨૩ |
| મ્હૈસૂર.................................. | ૨૭,૯૬,૧૬૫ | ૨૭,૪૨,૩૧૭ | ૫૫,૩૮,૪૮૨ | +૧૮.૦૯ | +૧૨.૦૩ |
| કાશ્મીર................................ | ૧૫,૪૪,૪૦૨ | ૧૩,૬૧,૭૬૧ | ૨૯,૦૬,૧૭૩ | +૬૫.૭ | +૧૪.૨૪ |
| રજપૂતાના............................ | ૫૧,૬૭,૬૪૦ | ૪૬,૭૩,૩૯૨ | ૯૮,૪૧,૦૩૨ | +૧૭.૧ | —૧૮.૧ |
| મધ્ય હિન્દુસ્તાન.................. | ૪૩,૫૭,૨૨૫ | ૪૧,૪૪,૬૫૮ | ૮૫,૦૧,૮૮૩ | +૧૧.૪૧ | —૧૬.૫ |
| મુમ્બાઈના દેશી રાજ્યો...... | ૩૫, ૪,૯૭૫ | ૩૩,૮૬,૭૧૬ | ૬૮,૯૧,૬૯૧ | +૧૬.૬૫ | —૧૪.૪૯ |
| મદ્રાસનાં " " | ૨૧,૦૦,૩૧૩ | ૨૦,૯૦,૦૦૯ | ૪૧,૯૦,૩૨૨ | +૧૦.૬૩ | +૧૩.૨૩ |
| મધ્ય પ્રાન્તોનાં " " | ૯,૮૨,૮૨૩ | ૧૦,૦૦,૬૭૩ | ૧૯,૮૩,૪૯૬ | +૨૬.૩૬ | —૮.૧૯ |

🕉 બલુચિસ્તાનની વસ્તી ઇ. સ. ૧૮૮૧ માં ગણવામાં આવી નહોતી.

| | | | | | |
|---|---|---|---|---|---|
| બંગાળાનાં „ „ | ૧૮,૯૯,૭૦૪ | ૧૮,૬૬,૦૧૧ | ૩૭,૩૫,૭૧૫ | +૧૮·૩ | +૧૩·૩૩ |
| વાયવ્ય પ્રાન્તોનાં „ „ | ૪,૧૧,૮૯૭ | ૩,૮૭,૭૭૮ | ૭,૯૯,૬૭૫ | + ૬·૮૪ | + ૦·૯૧ |
| પંજાબનાં „ „ | ૨૪,૧૭,૯૩૨ | ૨૦,૨૦,૮૮૪ | ૪૪,૩૮,૮૧૬ | +૧૦·૪૨ | + ૪·૨ |
| બ્રહ્મદેશનાં „ „ | ૬,૦૯,૮૯૫ | ૬,૧૮,૫૫૫ | ૧૨,૨૮,૪૫૦ | ‡ | ... |
| દેશી રાજ્યો અથવા એજન્સીની કુલ વસ્તી.................. | ૩,૨૪,૬૫,૬૯૭ | ૩,૦૭,૧૫,૮૭૨ | ૬,૩૧,૮૧,૫૬૯ | +૧૬·૫૮ | −૪·૩૪ |
| હિન્દુસ્તાનની કુલ વસ્તી........... | ૧૪,૯૯,૦૬,૩૪૯ | ૧૪,૪૩,૬૦,૩૫૨ | ૨૯,૪૨,૬ ,૭૦૧ | +૧૧·૨ | +૨·૪૨ |

‡ બ્રહ્મદેશનાં દેશી રાજ્યોની વસ્તી ઇ. સ. ૧૮૮૧ માં ગણવામાં આવી નહોતી.

# प्राणी वर्णन.

(સાંધણુ પૃષ ૮૧ થી.)

## સ્ટોટ.

વર્ગ-કરોડવાળાં. જાત-સ્તનવાળાં. પ્રકાર-માંસાહારી.

સ્ટોટનું બીજું નામ અર્માઈન છે. આ પ્રાણી હિન્દુસ્તાનના કોઈ પણ ભાગમાં દીઠામાં આવતું નથી તેથી તેનું હિન્દુસ્તાનની કોઈ ભાષામાં નામ નથી. સ્ટોટ વીઝલને મળતું આવે છે, પણ તેના કરતાં તે કદમાં ન્હાનું છે. તેનું શરીર બહુ નાજુક અને ન્હાનું છે. તેની પૂંછડી તેના શરીર અને માથાની કુલ લમ્બાઈના ત્રીજા ભાગ જેટલી છે. તેના પગની છેલ્લી આંગળીના નીચલા ભાગ સિવાય તેના પગના આખા તળીઆ ઉપર વાળ ઊગે છે. તેનું માથું લાંબું અને મ્હો ટૂંકું છે.

રંગ—આ પ્રાણીના શરીરનો રંગ વરસમાં બે વખત બદલાય છે. ઉન્હાળામાં તેની પીઠનો રંગ રતાશ પડતો ભૂરો અને પેટ આગળના ભાગ તથા પગનો રંગ સફેદ અગર પીળાશ પડતો સફેદ રહે છે. તેની પૂંછડીના છેડાનો રંગ કાળો રહે છે. શિયાળામાં તેની પૂંછડીના છેડાનો રંગ કાળો જ રહે છે, પણ બાકીના આખા શરીરનો રંગ બદલાઈને સફેદ થઈ જાય છે. કેટલેક ઠેકાણે શિયાળામાં તેનો રંગ નથી પણ બદલાતો. શિયાળામાં જે પ્રાણીઓનો રંગ બદલાય છે તેને અર્માઈન કહે છે.

કદ—શરીર અને માથું મળીને તેની કુલ લમ્બાઈ નવથી અગીઆર ઇન્ચ છે. તેની પૂંછડી ચારથી ૭ ઇન્ચ જેટલી લાંબી વધે છે. માદા કરતાં નર શરીરે મ્હોટા અને મજબૂત હોય છે.

વસ્તી—ઉત્તર ગોળાર્ધના બધા ઉપલા ભાગોમાં સ્ટોટની વસ્તી છે. જેમ જેમ નીચે આવતા જઈએ તેમ તેમ તેની વસ્તી ઓછી માલૂમ પડે છે. દક્ષિણ તરફ આલ્પ્સ અને હિમાલય સુધી તેની વસ્તી છે. તેથી આગળ દક્ષિણે તે બિલકુલ જોવામાં આવતું નથી.

લક્ષણ—ઉંદર અને બીજાં કાતરનારાં પ્રાણીઓએ જમીનમાં ખોદેલી બોડો કે ખડકોનાં ન્હાનાં કોતરો અને પત્થરોના ઢગલામાંની ફાટોમાં તે

પોતાનું રક્ષણ કરે છે. ઘણે ભાગે તે રાત્રે જ ખોરાક મેળવવા બહાર નીકળે છે. તે દિવસે તો કવચિત જ દેખા દે છે. પોતાના કબજામાં આવી શકે તેવાં ન્હાનાં ચોપગાં પ્રાણીઓ, પક્ષીઓ, અને પેટે ચાલનારાં જીવડાં પર તે ગુજારો કરે છે. સઘળી જાતના ઉંદર અને ઉંદરડીઓને તે મારી ખાય છે. ન્હાનાં સસલાં અને પીછાંવાળાં પક્ષીઓનો ઘાણ કહાડી નાખવામાં તે પ્રખ્યાત છે. ઝાડ પર ચઢવામાં તે બહુ કાબેલ છે, તેથી ત્યાં જઈ પક્ષીઓના માળામાંથી ઈંડાં અને બચ્ચાંને તે ચોરી જાય છે. યૂરોપમાં ફેબ્રુઆરી અને માર્ચમાં માદાઓ ગર્ભ ધારણ કરે છે, અને એપ્રિલ અને મે મહિનામાં તે વિયાય છે. દર વેતરે તેને પાંચથી આઠ સુધી બચ્ચાં આવે છે. અવતર્યા પછી નવમે દિવસે બચ્ચાંની આંખો ઉઘડે છે, અને એક વર્ષની ઉમ્મરે તે પુખ્ત ઉમ્મરનાં થાય છે. છેક ઉત્તર તરફનાં ધોળાં સ્ટોટનાં રૂવાંવાળાં ચામડાંનો મ્હોટો વેપાર ચાલે છે. આ ચામડાંને અર્મીન કહે છે. યૂરોપમાં અસલના વખતમાં રાજાઓ અને અમીર ઉમરાવો અર્મીનના ઝભા પહેરતા. હાલમાં પણ કોઈ કોઈ મ્હોટા લોકો તે વાપરે છે.

---

# વનસ્પતિ વર્ણન.

( સાંધણ પૃષ્ઠ ૮૪ થી. )

## ત્રાયમાન.

વર્ગ—રેનન્કયુલેસી.

**લેટિન નામ**—ડેલ્ફીનીઅમ સેનીક્યુલીફોલીયમ.

**દેશી નામ**—સં—ત્રાયન્તીક; અ—એસ્પક, ઝારીરા; ફા—ઐસ્ફાક, એસ્પીરાગ; ગુ—ત્રાયમાન; મ—ત્રાયમાન; પંજાબી—એઘીઝા; હિં—ગુલેજાલીલ.

**જગા**—ખોરજન પહાડો અને શિરાઝ.

**વપરાતા ભાગ**—ફૂલ, પાંદડાં, ફૂલનાં ડીંટાં, અને કાચાં ફળ.

**રચના**—ત્રાયમાનનું થડ એક વેંત ઊંચું વધે છે. તેનાં પાંદડાં ન્હાનાં અને પીળા રંગનાં છે, અને તેની બાજુ પર નરમ કાંટા ઊગેલા હોય છે. તેનાં મૂળ આઠ ઇન્ચ લાંબાં થાય છે. એનાં થડ ખૂણાદાર અને તે પર

કરચલીઓ વળેલી હોય છે. તેના બધા ભાગોમાંથી મધ જેવી વાસ આવે છે. તેના ફળમાં ત્રણ ભાગ પડેલા હોય છે. ફળનું ડીંટું મજબૂત અને વાંકું વળેલું હોય છે. ફળની અન્દર પુષ્કળ બી રહેલાં હોય છે. બી ખૂણાદાર અને આછા તપખીરીઆ રંગનાં છે. આ છોડના બધા ભાગ સ્વાદે કડવા છે.

ઇતિહાસ અને ઉપયોગ—ત્રાયમાનના છોડ ખોરજન પહાડોમાં ઉગે છે. શિરાઝના લોકો તેને એસ્ફ્રકના નામથી ઓળખે છે, અને ગ્રીક લોકો અરગ્રકન નામથી ઓળખે છે. ત્રાયમાન ગુણે ઠંડું છે અને ઉષ્ણતા ઉત્પન્ન કરવાનો ગુણ પણ તેમાં છે. દુખાવાવાળા ભાગ પર લગાડવાથી દુખાવો ઓછો થાય છે, અને તે ખાવાથી મૂત્ર વધારે લાવે છે. બરોળના રોગ અને કમળામાં પણ તે ઉપયોગી છે જવના લોટ સાથે તેને મેળવી તેની પોટીસ બનાવવામાં આવે છે, તે સોજા ચઢેલા ભાગો પર સારી અસર કરે છે. ત્રાયમાનને બાળીને કરેલી રાખ ખસ ઉપર વપરાય છે. આ છોડમાંથી પીળો રંગ નીકળે છે. મુમ્બાઈમાં રેશમને પીળો રંગ આપવામાં તે મુખ્યત્વે કરીને વપરાય છે. રેશમ ઉપર પીળો રંગ ચઢાવવામાં બીજી જાતના પીળા રંગ કરતાં આનો રંગ વધારે સારો બેસે છે.

મુમ્બાઈ ઇલાકામાં વપરાતું ત્રાયમાન ઇરાનથી આવે છે, અને તેનો મુખ્ય ઉપયોગ પીળા રંગ માટે જ થાય છે. તે આઠ આને શેર મળે છે.

---

## મમીરો.

વર્ગ—રેનન્કયુલેસી.

**લેટિન નામ**—કેપ્ટીસટીટા. **ઇંગ્રેજી નામ**—ગોલ્ડન થ્રેડ રૂટ.

**દેશી નામ**—હિં—મીશમીટીટા, હળદીઓ વછનાગ, મામીરાન; મું—મમીરો.

જગા—ચીન, ખોરાસાન, અને હિન્દુસ્તાનના પહાડી પ્રદેશ.

**વપરાતા ભાગ**—મૂળીઆં.

**રચના**—મમીરાની બે જાતો મુમ્બાઈમાં વેચાય છે. એક જાતનાં

મૂળ આપણી ટચલી આંગળીથી પણ પાતળાં હોય છે, અને તે ઉપર ન્હાની ન્હાની ગાંઠો માલુમ પડે છે. આ મૂળીઆં રંગે પીળાં અને વધારે ઉપયોગી છે. બીજી જાતનાં મૂળીઆં પહેલી જાત કરતાં જાડાં છે, અને તે ઉપર રેસા ઊગેલા હોય છે, તેમ જ કેટલીક વાર તેના છેડામાંથી બે ફાંટા પડેલા હોય છે.

રંગ—હિન્દુસ્તાનમાં ઊગતા મમીરાનો રંગ પીળો હોય છે, પણ તેમાં તપખીરીઆ રંગની છાંટ હોય છે. ચીનનો મમીરો તદન પીળા રંગનો થાય છે, અને ખોરાસાની મમીરો લીલાશ પડતા તપખીરીઆ રંગનો છે. મમીરાનાં બીઆં તલને મળતાં છે.

ઈતિહાસ અને ઉપયોગ—ઉપર વર્ણવેલી પહેલી જાતનો મમીરો તે ચીનાઈ મમીરો છે. તે સૌથી સારો છે અને વીસ વરસ સુધી બગડયા વગર રહી શકે છે. ઉપર કહેલી બીજી જાત તે ખોરાસાની મમીરો છે. હિન્દુ વૈદક પુસ્તકોમાં મમીરાનો મુખ્ય ઉપયોગ આંખનું અંજન બનાવવામાં, મગજ સાફ કરવામાં, અને દાંતનાં દરદોમાં થાય છે. હિન્દુ લોકોમાં મમીરાના ગુણ વિષે એટલે સુધી વાતો ચાલે છે કે ખરો મમીરો મળે તો દુનિયામાં કોઈ આંધળું રહે જ નહિ. આ વાતને ડોકટરો તરફથી ટેકો મળતો નથી. હિન્દુસ્તાનમાં વસતા યૂરોપિયન ડોકટરો મમીરાને ધાતુપુષ્ટ દવા તરીકે વાપરે છે. રસવન્તી સાથે ઘસીને આંજવાથી આંખોનો દુખાવો અને ઝાંખ મટે છે. ખવરાવવાથી તે પેટમાંનો દુખાવો, ગોળો, અને કમળો મટાડે છે. હિન્દુસ્તાનમાં વેચવા સારૂ ચીનથી જે મમીરો આવે છે તે સિંગાપોરને રસ્તે થઈને આવે છે. પહેલી જાતનો ભાવ એક શેરના રૂા. ૩ા અને બીજી જાતનો રૂા. ૨) છે.

---

# *અમ્બર.

( લખનાર નર્મદાશંકર સદાશિવ. )

અમ્બર એ એક પ્રાણિજ પદાર્થ છે. સમુદ્રમાં એક જાતની મા-

---

*અમ્બર નામના પત્થર પણ આવે છે. એ પત્થર જમીનમાંથી કે,

છતી થાય છે તેની ઉલટી (વમન) અને હઘાર*(મળ) તે અમ્બર છે. માછલી જે વમન કરે છે તે વમનમાં નીકળેલું પિત્ત સકાઈ જઈ જે અમ્બર બને છે તે પીળા રંગનું હોય છે, અને તેના પર કાળાં ધોળાં ટપકાં હોય છે. તે શ્રેષ્ટ અમ્બર કહેવાય છે. વળી એ માછલીએ કરેલી હઘાર સુકાઈ જઈ જે અમ્બર બને છે તેનો રંગ કાળો ભુખરો અફીણના જેવો થાય છે. તે અમ્બર પીળા અમ્બર કરતાં ઉતરતું છે. એ રીતે બે પ્રકારનું અમ્બર થાય છે. એ જ માછલીના માથામાંથી મીણ જેવી ચરબી કાઢવામાં આવે છે તેને સ્પર્મેસિટિ કહે છે. તેને કોઈ બનાવટી કે ખોટું અમ્બર કહે છે. અમ્બરના અભાવે સ્પર્મેસિટિ વપરાય છે. ખોટું અને કૃત્રિમ અમ્બર ઘણે ભાગે મળી આવે છે. પીળું અમ્બર જવલ્લે જ મળે છે. •કાળું અમ્બર ઘણું કરીને વધારે જડે છે. અમ્બર કસ્તુરીની હારનું કહેવાય છે. તેની કિમ્મત તોલા એકના રૂ. ૪૦ થી ૬૦ સુધી હોય છે. તેને ઇંગ્રેજીમાં અમ્બરગ્રીસ Ambergnis કહે છે. મરાઠીમાં અમ્બર કહે છે.

અમ્બર તેમા ઉષ્ણ, પૌષ્ટિક, અને સૌગંધિક ગુણ માટે વપરાય છે. એના અફીણના જેવા ગાંગડા આવે છે. તેની વાસ ઘેરી હોય છે. જેમ ચરબી ગરમીથી ઓગળે છે તેમ એ ગરમીથી ઓગળે છે, અને જ્યારે તે ઓગળે છે ત્યારે તેમાં પ્રથમ કરતાં સુવાસ વધે છે. એ મીણની પેઠે ચીકાશવાળું હોવાથી એની ભૂકી થતી નથી, પણ તેનો જોઈએ.

---

ખડકોમાંથી અગર ભૂકંપથી જમીનમાં પડેલી ફાટોમાંથી જડે છે. તેનો રંગ પાકા આમળા જેવો ફીકો પીળો હોય છે. તેમાં કાંઈક વિદ્યુત્ ગુણ રહેલો છે, તેથી પારસી, મુસલમાન, વગેરે લોક હાથે દશનીયાં અને ગળામાં માળા કરી ઘાલે છે.

અમ્બર એ એક જાતનું ઊંચા પ્રકારનું કિમતી રેશમી વસ્ત્ર પણ થાય છે. સંસ્કૃત કોષમાં વસ્ત્ર અને આકાશ એવા બે અમ્બરના પર્યાય આપેલા છે.

સ્પર્મેસિટિ અમ્બરને બદલે દવામાં વપરાય છે, અને એમાં અમ્બરને મળતા ગુણો કંઈક અંશે છે.

તેટલો કડકો કાપી ઔષધ તરીકે દુધની અન્દર અથવા પાક કે મસાલા-ની અન્દર નંખાય છે. અમ્બરમાં તેલના જેવો પદાર્થ હોવાથી તે ઠંડા દુધમાં નહિ પણ ઉષ્ણ દુધમાં ભળી જાય છે. ઠંડા દુધમાં કે પાણીમાં તે તેલની પેઠે તરતું રહે છે.

શુદ્ધ અમ્બરની પરીક્ષા એ છે કે તેને તપાવવાથી તે તવાઈને તેલ જેવું થઈ જાય છે, અથવા તેના બે ગાંગડા લઈ એક ઉપર એક ઘસ-વાથી તે ગરમ થતાં જ સૂક્ષ્મ પદાર્થોને લોહચુંબક જેવું આકર્ષણ કરે છે. મ્હોમાં રાખવાથી તે પીગળતું નથી; માત્ર નરમ થાય છે, અને તેમાં ચીકાશ આવે છે. અમ્બરને દેવતામાં નાખવાથી તેના ધૂમાડાની સુગન્ધ સારી આવે છે. એમાં કસ્તુરી જેટલી ઉગ્ર સુગન્ધ નથી.

અમ્બરોત્પાદક મત્સ્ય દરીઆમાં રહે છે, પણ ઘણી વખત તે કિ-નારે આવેલા ખડકોમાં કે જમીનની ફાટોમાં ભરાઈ રહે છે, માટે અમ્બર સમુદ્રના કનારા પર અગર તો સમુદ્રમાં તરતું તેમ જ કિનારા પર આવેલા ખડકો અને જમીનની ફાટોમાંથી મળી આવે છે. એ વિશેષે કરી બાલ્ટિક સમુદ્ર, ભૂમધ્ય સમુદ્ર, અને આફ્રિકાના પૂર્વ કિનારા તરફથી મળી આવે છે. તે જર્મની, પ્રશિયા, પોલાંડ, સ્વીડન, સિસિલી, વગેરે સ્થળેથી પરદેશ ખાતે ચઢે છે.

**ઉપયોગ.**—કસ્તુરીની પેઠે નબળાઈ, નામર્દાઈ, આંચકી, ક્ષત, અને મૂર્છા માટે અમ્બર વપરાય છે. એ પૌષ્ટિકમાં એટલે દરજ્જે છે કે નપુંસકત્વ દૂર કરે છે. વૈદ્યક ગ્રન્થોમાં એના નીચે પ્રમાણે ગુણ દર્શાવ્યા છે:—

અમ્બર ધાતુવર્ધક, કામોત્તેજક, ઇન્દ્રિયોને શક્તિ આપનાર, તૃપ્તિ-કારક, પુષ્ટિકારક, અગ્નિવર્ધક, કોઠાગાંથી શરદી અને ગરમીની ઇજા દૂર કરનાર, યુવાન અને વૃદ્ધ બંનેને હિતકારક છે.

કંપ વાયુ ઉપર—એક ચણોઠી ભાર અમ્બર સાત દિવસ સુધી મધ સાથે આપવાથી કંપ વાયુ દૂર થાય છે, તેમ જ તેથી કોઠામાંનો, આંતરડામાંનો, અને સાંધામાંનો વાયુ રોગ દૂર થાય છે.

સ્થાવર જંગમ વિષ ઉપર—અમ્બર પાણીની સાથે આપવું.

કોલેરા ઉપર–અમ્બરની ધુણી આપવી, અને અમ્બર તથા કસ્તુરી થોડી ખાવા માટે આપવી.

ધાતુ ક્ષીણતા ઉપર–અમ્બરનું ઘી સાકરમાં સેવન કરવાથી ક્ષીણતા દૂર થઈ શરીર પર તેજ આવે છે, અને મગજ શાન્ત થાય છે.

દંત મંજન–સાબરશીંગનો બારીક ભૂકો ૬ ઔંસ, સમુદ્ર ફીણ ૬ ઔંસ, તજ ૧ ઔંસ, તથા એસેન્સ ઓફ વનિલા ૧ા ઔંસ, અને એસેન્સ ઓફ અમ્બરગ્રીસ ૧૦ ટીપાં, એ દરેકને બારીક કરી મેળવી લઈ ઉપયોગમાં લેવાથી મુખ અને દાંતના દરેક રોગ નાબુદ થાય છે.

ઉંદર દૂર કરવા માટે–ઓઇલ ઓફ ઓક્સગાલ સાથે અમ્બરનું તેલ મેળવી ગોળી બનાવવી. અમ્બરની સુગન્ધને લીધે ઉંદર આવીને તે ગોળી ખાય કે ખુબ તરસ્યા બની જોઈ મૂકેલું પાણી ખુબ પીવાથી બેશુદ્ધ બને કે પકડીને દૂર મૂકી આવવા. એ ગોળીઓ ખાધા પછી ઉંદર ૭ કલાકે શુદ્ધિમાં આવે છે.

અગરબત્તી બનાવવા માટે–ચંદન શેર ૦ાા, ગુલાબ કળી શેર ૦।, દેવદાર સુકો અધોળ, ધવલા તો. ૧, નખલો તો. ૫, મધ તોલા ૯, કોડીઓ લોબાન તો. ૫, કસ્તુરી વાલ ૪, ગુગળ તો. ૨, મેદા લકડી તો. ૪, સાકર તો. ૫, સુગન્ધી વાળો તો. ૧૧, અમ્બર વાલ ૬, એ રીતે બધી જણસો લઈ મધ, કસ્તુરી, અને અમ્બર વિના તમામ જણસો ખાંડી વસ્ત્રગાળ કરી પછી તે ચૂર્ણને મધ સાથે કસ્તુરી અને અમ્બર ઘુટેલું હોય તેમાં ઘુંટવું. જો ચીકાશ જરા કમતી લાગે તો થોડો ગોળ મેળવવો. પછી વાંસની ઝીણી શળીઓ કરી તે ઉપર ઉપરની મેળવણી જેવી જાડી પાતળી જોઈએ તે પ્રમાણમાં ચોપડવી. શળી પર મિશ્રણ ચોપડતી વખત હાથે ચોંટી ન જાય તેટલા માટે અબીલ અગર ઉપરનો ભૂકો હાથે લગાડીને પછી કામ ચલાવવું, તેથી હાથે ચોંટી જશે નહિ.

નારંગીનાં ફુલના સાબુ (આરેન્જ ફલાવર સોપ), લવંડર સોપ, વગેરે સાબુની અન્દર સુગન્ધ અને શરીર સ્વચ્છતા માટે એસેન્સ ઓફ અમ્બરગ્રીસ વપરાય છે.

---

# सरकारी ठराव.

ગ્રેટબ્રિટન અને આયર્લાન્ડના રાજા અને હિન્દના શહેનશાહ સાતમા એડ્‌વર્ડ રાજાનો ઢંઢેરો અને તે નામદારે કરેલો એકરાર.

સામાન્ય ખાતું.
નં. ૬૭૧.

મુમ્બાઈ
તા. ૧-૨-૧૯૦૧.

હિન્દ સરકારના હોમ ડિપાર્ટમેન્ટ તરફથી નં. ૩૬૭ તા.૩૧-૧-૧૯૦૧ ના તાર સમાચાર.

"હિન્દ સરકારની એવી ઇચ્છા છે કે શનિવાર તા. ૨૬-૧-૧૯૦૧ ને રોજ વાંચવામાં આવેલો ઢંઢેરો તથા એકરાર સરકારી ઓફીસો બહાર ચોઢી અથવા બીજી કોઈ રીતે પ્રસિદ્ધ કરવા."

**સરકારી** ઠરાવ—ઢંઢેરા અને એકરારની નકલો સઘળા અધિકારીઓને મોકલી આપવાને ગવ્હરમેંટ સેન્ટ્રલ પ્રેસના સુપીન્ટેન્ડેન્ટને લખવું, અને આ અધિકારીઓએ હિન્દ સરકારની ઇચ્છાને અનુસરી તે પ્રસિદ્ધ કરવાને તાકીદે પગલાં ભરવાં.

J. DEC. ATKINS,
સેક્રેટરી નિસ્બત સરકાર.

---

**મુમ્બાઈ ઇલાકાના નામદાર ગવ્હર્નર ઇન કાઉન્સિલ સાહેબના હુકમથી તા. ૨૬ મી જાન્યુઆરી સને ૧૯૦૧ ના મુમ્બાઈ સરકારી ગઝેટના વધારામાં પ્રસિદ્ધ થયેલો ગ્રેટબ્રિટન અને આયર્લાન્ડના રાજા અને હિન્દના શહેનશાહ નેક નામદાર માયાળુ મહારાજાધિરાજ સાતમા એડવર્ડ ગાદીનશીન થયાનો ઢંઢેરો તથા તે નામદારે કરેલો એકરાર.**

## ઢંઢેરો.

સુખ અને કીર્તિના સ્મરણ વાળાં આપણાં મરહુમ શહેનશાહ મ**હારાણી વિક્ટોરિયાને** સર્વ શક્તિમાન પરમેશ્વરે પોતાની છાયા નીચે બોલાવી લીધાં છે, અને તેમના સ્વર્ગવાસથી મ્હોટા અને પરાક્રમી ...સ **આલ્બર્ટ એડવર્ડ** ગ્રેટબ્રિટન અને આયર્લાન્ડના સંયુક્ત રાજ્યના

અદ્વિતીય અને હકદાર ગાદીપતિ થયા છે. તેથી હમે રાજ્યની પાર્લામેન્ટના ધર્માધ્યક્ષો અને અમીરો, તથા મરહુમ શહેનશાહની પ્રિવી કાઉન્સિલના સભાસદો, તથા બીજા મુખ્ય કુલીન ગૃહસ્થો, તથા લન્ડન શહેરના લોર્ડ મેયર, આલ્ડર્મેનો, અને શહેરીઓ આથી એક મતે અને મ્હોની તથા અન્તઃકરણની કબુલાતથી જાહેર કરીએ છીએ કે સુખના સ્મરણવાળાં આપણાં મરહુમ મહારાણીના મરણથી મ્હોટા અને પરાક્રમી પ્રિન્સ આલ્બર્ટ એડવર્ડ ઈશ્વર કૃપાથી સાતમા એડવર્ડના નામથી આપણા અદ્વિતીય અને હકદાર રાજા, ગ્રેટબ્રિટન અને આયર્લાન્ડના સંયુક્ત રાજ્યના ગાદીપતિ, ધર્મના રક્ષક, અને હિન્દના શહેનશાહ થયા છે. હમે ખરા અન્તઃકરણના નમ્ર પ્રેમથી તેમને નિરન્તર વફાદાર અને આજ્ઞાધીન રહેવાને કબુલ થઈએ છીએ, અને જે ઈશ્વરની કૃપાથી રાજાઓ અને રાણીઓ રાજ્ય કરે છે તેની પ્રાર્થના કરી માગીએ છીએ કે નામદાર મહારાજા સાતમા એડવર્ડને આપણા ઉપર સુખથી રાજ્ય કરવાને લાંબું આયુષ્ય આપો.

ઇ. સ. ૧૯૦૧ ની તા. ૨૩ મી જાન્યુઆરીએ સેન્ટ જેમ્સીસના દરબારમાં પ્રસિદ્ધ કર્યો.

## એકરાર.

શાહજાદાઓ, અમીરો, અને ગૃહસ્થો—

તમ્હારા આગળ બોલવાનો આ ઘણો જ શોકમય પ્રસંગ છે. મ્હારાં વહાલાં માતુશ્રી મહારાણીના સ્વર્ગવાસની તમને ખબર આપવી એ મ્હારી પહેલી અને દુઃખમય ફરજ છે. હું જાણું છું કે જે કદી પૂરી નહિ શકાય એવી ભારે ખોટમાં આપણે સઘળા આવી પડ્યા છીએ તેને માટે મ્હને જેટલી દુઃખની લાગણી થાય છે તેટલી તમને, આખી પ્રજાને, અને હું ધારું છું કે આખી દુનિયાને થતી હશે. જે ભારે બોજો મારે શિર આવી પડ્યો છે તે સ્વીકારવામાં હું તેમને પગલે પગલે ચાલવાનો નિરન્તર પ્રયત્ન કરીશ એમ કહેવાની મારે જરૂર નથી. રાજ્યના બન્ધારણના કાયદા પ્રમાણે શહેનશાહની ફરજો અક્ષરશઃ બજાવવાનો અને જ્યાં સુધી મ્હારા દેહમાં પ્રાણ છે ત્યાં સુધી મ્હારી પ્રજાના ભલા અને સુધારાને માટે પ્રયત્ન કરવાનો મ્હારો પૂર્ણ નિશ્ચય છે. મ્હેં એડવર્ડ નામ રાખવાનો

---



---



---

મે.                    જાહેર ખબરો.

વાંચો,  વાંચો.  વાંચો.

☞સેંકડો નહીં પણ હજારો નકલો ખપી ગઇ છે.

**ધી સેલ્ફ ઇંગ્લિશ ટીચર. ભાગ. પહેલો તથા બીજો:**

એથી ઇંગ્રેજી બીલકુલ નહીં જાણનારા તેમજ થોડું શાખેલા પોતાની મેળે વગર માસ્તરે આ બે પુસ્તકની મદદથી ઇંગ્રેજીમાં જલદી છટાથી વાત કરતાં તેમજ લખતાં વાચતાં શીખી શકે છે જેથી ઇંગ્રેજી શીખવાની ઉમેદ રાખનારને આ બે ભાગ ખરીદવાની ખાસ ભલામણ કરવામાં આવે છે આજ સુધી એવી સ્હેલી ને સરસ રચનાની બીજી કોઇ ચોપડી બાહેર પડી જ નથી. જેથી એની ઘણની તારીફ થાય છે. અને ત્રણ આવૃતિની હજારો નકલો ખપી ગઇ છે એજ એના ઉપયોગીપણાની મોટી સાબિતી છે. જેની ખાત્રી વાચ્યાથી થશે.

કીં.દરેક ભાગનો રૂ. ૧) પો. દરેકના રૂ. ૦—૨—૦

મોટો ઉઠાવ   મોટો ઉઠાવ.

**એ કમ્પલીટ ઇંગ્લીશ લેટર રાઇટર.**

ઇંગ્રેજીમાં સેંકડો જાતના કાગળો, ચીઠીઓ, અરજીઓ, તારો, ખેંતાખો, ડીગ્રીઓ, વેપારી દુકા ચલણ વગેરે જલદી લખતાં શીખવાની ગુજરાતી તરજુમા તથા અમજણ સાથની ચોપડી જેવી અગાઉ કદી બાહેર પડી જ નથી. જેથી એને માટે ઘણા સારા મતો મળેલા છે. અને મોટો ઉઠાવ થઇ ગયો છે. કીં. રૂ. ૧) પો ૦—૨—૦

આ ત્રણે પુસ્તક સાંમટાં મગાવનારને પોસ્ટેજ તથા વી. પી. રૂવાબમાફ. દેશાવરથી મંગાવનારે એના કર્તા—નવરોજજી દોસાભાઈ કાશીનાથને નં૦ ૭૧ એસ. પી. મોદી બે. કોટ મુબઇ લખવું

---

## અમુલ્ય તક !!! થોડી નકલો છે!

### ધ્યાન આપી વાંચો!

ગૃહસ્થો! શું તમો સ્ત્રી, પુત્ર, પુત્રી વગેરે કુટુંબને પવિત્ર ને પ્રેમી કરી, સદ્ગુણરૂપી પવિત્ર શણગારથી શણગારવાને તથા ઘર સંસાર સુખરૂપ કરી, આ લોક પરલોક સુધારવાને ચાહોછો? તો લ્યો વાચો!

**સતીમંડળ**—ભાગ ૧ લો. (આવૃત્તિ. ૩ જી) આમા—સતી સીતા; લક્ષ્મીજી, પાર્વતીજી, સાવિત્રી, શારદા—સરસ્વતી, અનસુયા, નર્મદા, દ્રોપદી, દમયંતી, મૈત્રેયી, મદિરી, લોપામુદ્રા ગાર્ગી, રેણુકા, અહલ્યા, ઇંદ્રાણી, સ્વાહા, શકુન્તલા, તારા વગેરે ૭૪ **સતીસ્ત્રી**ઓના ચરિત્રો અને—સ્ત્રીનો પતિ પ્રત્યે ધર્મ, પતિનો સ્ત્રી પ્રત્યે ધર્મ, રજોદર્શન વખતે કેમ વર્તવું, ગર્ભણીએ કેમ વર્તવું, બાળક ઉછેરવાની રીત, બાળક કેળવવાની રીત, સ્ત્રીએ મુખ્ય શું શું શીખવું જોઇએ, આયુષ્ય વધારવાના ઉપાય, માંદાની માવજત, ઘર ઉપયોગી વૈદક, છોકરાં રૂપાળાં, બુદ્ધિવાન, ગુણવાન અને અંગોનાં સુશોભિત શા રીતે થાય, પતિ વશ કેમ થાય, પતિ વશ કેમ થાય વગેરે ૫૪ વિષયો છે. પૃષ્ઠ ૫૦૦, પાકુ પુંઠુ. કીં. રૂ. ૨—૮—૦

"બાળકોની રંગ ભૂમિ" એ નામનું ન્હાનું પુસ્તક પણ નિશાળોમાં ઇનામ વહેંચતી વખતે ખેલ કરાવવા માટે ઉપયોગી થઈ પડશે. ગ્રંથ કર્ત્તાની મહેનત જોતાં તેમને સઘળી તરફથી ઉત્તેજન આપવું ઘટે છે.

---

મુસલમાન લોકોની કેળવણીને ઉત્તેજન આપવાના હેતુથી ગઈ તા. ૧૮મી માર્ચને રોજ સુરતમાં એક અગત્યનું કોન્ફરન્સ મળ્યું હતું તે જણાવતાં હમને ઘણી ખુશી પેદા થાય છે. હિન્દુ, મુસલમાન, પારસી, આદિ ઘણી જાતો આ દેશમાં વસે છે, તે સઘળી એક સરખી રીતે આગળ વધે તેમાં જ દેશનો લાભ સમાયો છે. ગાડીનો એક બળદ આગળ દોડે અને બીજો પાછળ પડે તો ગાડી ભાગ્યા વિના રહે નહિં. તે જ રીતે દેશમાં વસતી સઘળી કોમો સરખી રીતે આગળ ન વધે તો દેશને હાનિ પહોચ્યા વિના રહે નહિ. આ કારણથી સુરતમાં મુસલમાન ભાઈઓએ કોન્ફરન્સ મેળવી પોતાની કોમની કેળવણી આગળ વધારવાનો વિચાર કર્યો છે તેથી હમને ઘણો આનન્દ થાય છે. સુમારે સાતેક વર્ષ ઉપર આવું એક કોન્ફરન્સ અમદાવાદ મુકામે મિ. અબદુલા મહેરઅલી ધરમશીના પ્રમુખપણા હેઠળ મળ્યું હતું. પરન્તુ તે વખત થયેલા ઠરાવો ઘણુ કરીને કાગળમાંજ રહેલા જણાય છે. આ વખતનુ કોન્ફરન્સ સચીનના નવાબ સીદી નસરૂલાખાનજીની મહેનતથી મળ્યું હતું, અને તે નવાબ જાદા સાહેબ એટલા ઉત્સાહી છે કે હાલ થયેલા ઠરાવો માત્ર કાગળમાં ન રહેતાં તેમનો ઘણે અંશે અમલ થશે એમ હમને ઉમેદ છે. હાલમાં ઘણાં ખરાં કોન્ફરન્સો તથા કોન્ગ્રેસો મળે છે તેમાં ત્રણ દિવસ સુધી કામ ચલાવવાની વ્યવસ્થા કરેલી હોય છે, તેનું અનુકરણ કરી આ કોન્ફરન્સ પણ ત્રણ દિવસ ચલાવવાનો હેતુ રાખેલો હતો; પરન્તુ ત્રીજા દિવસનું કામ પૂરું ન થવાથી છેવટની વખતે એક વધારે દિવસ કોન્ફરન્સની બેઠક થઈ હતી. દરેક દિવસને માટે કોન્ફરન્સના જુદા જુદા પ્રમુખો નીમવામાં આવ્યા હતા, તે મુજબ પહેલે દિવસે આપણા ડાઇરેકટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રકશન નામદાર જાઇલ્સ સાહેબે, બીજે દિવસે સુરતના લોક પ્રિય કલેક્ટર મિ. ન્હેર સાહેબે, ત્રીજે દિવસે અલીગઢના નવાબ સાહેબ મોહસીન ઉલ

મુકે, અને ચોથે દિવસે સૂરત જિલ્લાના જડજ સાહેબ મિ. મોસ્કારડીએ પ્રમુખ પદ લીધું હતું. પહેલા દિવસનું કામ શરૂ કરતાં મહેરબાન જાબ્લસ સાહેબે વૉરન હેસ્ટીંગ્સ ગવર્નર જનરલ થયા ત્યારથી મુસલમાન લોકોની કેળવણીનો ઇતિહાસ કહી સંભળાવ્યો હતો, અને અત્યાર સુધીમાં તેઓની કેળવણી વધારવાને સરકારે શાં શાં પગલાં ભર્યાં હતાં તે પણ જણાવ્યું હતું. તેમની હકીકત ઉપરથી જણાય છે કે વસ્તીના પ્રમાણમાં પ્રાથમિક અને મધ્યમ દરજ્જાની કેળવણીમાં મુસલમાન કોમ બીજી કોમો કરતાં પાછળ નથી, પરન્તુ હાઈ સ્કૂલનાં ઊંચાં ધોરણોની અને પાઠશાળાની કેળવણીમાં તેઓ ઘણા પાછળ છે; અને તેમની ઊંચી કેળવણી વધારવાને ચાંપતા ઉપાયો લેવાની જરૂર છે. તે કામને માટે ફન્ડ થાય તો તેમાં સાહેબે પોતે મદદ આપવાની ઇચ્છા જણાવી હતી. વળી તેમણે ઉર્દુ ઉપરાન્ત ગુજરાતી વગેરે દેશી ભાષાઓનો અભ્યાસ કરવાની મુસલમાન ભાઈઓને ખાસ ભલામણ કરી હતી. ત્યાર પછી પહેલે દિવસે નીચે મુજબ ઠરાવ થયા હતાઃ—

(૧) કોન્ફરન્સના મુરબ્બી થવાનું કબૂલ કરવા માટે આપણા ગવર્નર સાહેબ નેક નામદાર લૉર્ડ નૉર્થકોટ સાહેબનો તથા નામદાર સર ચાર્લ્સ ઓલીવંટ સાહેબનો ઉપકાર માનવો.

(૨) મુમ્બઈ ઇલાકાના દરેક શહેર અને કસબાના પૈસાદાર અને લાગવગ ધરાવનારા મુસલમાન ગૃહસ્થોએ અનજુમનની સાથે રહીને મુસલમાન કોમને સરકારી અને ખાનગી નિશાળોમાં કેળવણી લેવાને મદદ કરવી.

(૩) બધી જાતની ઇંગ્રેજી નિશાળો અને કોલેજોમાં મુસલમાન છોકરાઓને ઊંચી કેળવણી લેવાનું ઉત્તેજન આપવા માટે ઉપાયો લેવા.

(૪) મુસલમાન છોકરાઓને કાયદાનું, વૈદકનું, અને ઇજનેરી ખાતાનું તથા બીજા ધન્ધાઓનું શિક્ષણ લેવાનું ઉત્તેજન આપવું.

(૫) બનતા ઉપાયો લઈને મુસલમાનોમાં હુનર ઉદ્યોગની કેળવણી દાખલ કરવી.

(૬) પ્રમુખ નામદાર જાબ્લસ સાહેબનો તથા રાજ્ય કર્તાનો ઉપકાર માનવો.

બીજા દિવસની બેઠક શરૂ કરતાં તે દિવસના પ્રમુખ મિ. વેર સાહેબે મુસલમાન કોમને પોતાના લગન, મરણ, ઇદ, વગેરે પ્રસંગોનાં ખરચો કમી કરી તે પૈસાનો કેળવણી આપવામાં વ્યય કરવાને બહુ અસરકારક બોધ આપ્યો હતો. ત્યાર પછી તે દિવસે નીચે મુજબ ઠરાવ કરવામાં આવ્યા હતાઃ—

(૧) મુસલમાન છોકરાઓને કોલેજોમાં અને બનતા સુધી અલીગઢમાં આવેલી મહોમેડન ઍંગ્લો ઓરીએન્ટલ કોલેજમાં કેળવણી લેવાનું ઉત્તેજન આપવું.

(૨) મુસલમાન કોમે કેળવણીને માટે જે મંડળીઓ સ્થાપી હોય તે કાયમ રાખવી અને તેમને ઉત્તેજન આપવું, તથા ઇલાકાના બીજા ભાગોમાં જ્યાં તેવી મંડળીઓ ન હોય ત્યાં તે ઊભી કરી તેમને પૂરતો આશ્રય આપવો.

(૩) નિશાળોમાં છોકરાઓને શારીરિક કસરતો કરી અંગ બળ વધારવાની હોંશ થાય તેમ કરવું.

(૪) બની શકે તેટલા ઉપાયોથી સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપવું.

(૫) પ્રમુખ મિ. વેરનો ઉપકાર માનવો.

---

ત્રીજે દિવસે નવાબ સાહેબ મીર મોહસીન ઉલ મુલ્કે પ્રમુખ પદ લીધું હતું. તે દિવસે નીચેના ઠરાવો થયા હતાઃ—

(૧) જે ઠરાવો આ કોન્ફરન્સમાં પસાર થાય છે તેનો અમલ બરાબર થાય છે કે કેમ તે તપાસવા માટે, ગરીબ છોકરાઓને તથા બીજા મુસલમાન છોકરાઓને કેળવણી અપાય છે કે નહિ તેની દેખરેખ રાખવા માટે, તેમ જ વિકટોરીઆ મહોમેડન એજ્યુકેશન ફન્ડ સ્થાપીને તેમાં ગામે ગામના ગૃહસ્થો પાસેથી યોગ્ય રકમ ભરાવવા તથા તેનો સારો ઉપયોગ કરવા માટે કોન્ફરન્સની એક કાયમની કમિટી નીમવી, અને તેમાં પ્રમુખ તરીકે ઑનરેબલ મિ. ફાજલભાઈ વિસરામને, ઉપપ્રમુખો તરીકે સૈયદ એન એસ એદ્રુસ, મિ. નન્નુમીયાં, નવાબ સીદી મહમદખાન,

જંડંજ મિ. મોરકારેડીએ લીધું હતું. તે દિવસે ખાસ ઠરાવો થયા નહોતા, પણ કેટલાક નિબન્ધ વંચાયા હતા, અને મુસલમાન લોકોએ ભણીને વ્યાપારમાં જોડાવું એવી મજબૂત ભલામણ થઈ હતી. કોન્ફરન્સનું કામ પૂરું કરતાં નવાબ જાદા નસરૂલ્લાખાને સઘળા ડેલીગેટો તથા બીજા ગૃહસ્થોનો ઉપકાર માની આવું એક કોન્ફરન્સ પાછું આવતા જાન્યુઆરી માસમાં ભરાશે એમ જણાવ્યું હતું.

---

ઉપર આપેલા ઠરાવોથી જણાશે કે આપણા મુસલમાન ભાઈઓએ ઘણું મ્હોટું કામ માથે લીધું છે. તે કામમાં તેમને પૂરી ફતેહ મળે એમ હમે અન્તઃકરણથી ઇચ્છીએ છીએ. વળી રજપૂત, કોળી, આદિ કેળવણીમાં પાછળ પડેલી બીજી જાતો પણ આવી રીતનો પ્રયાસ કરશે, અને તેમને બીજી જાતોના લોકો મદદ કરશે, એવી ઉમેદ રાખીએ છીએ. બોલે તેનાં બોર વેચાય એ કહેવત છેક ખોટી નથી.

---

અમદાવાદ શહેરના જાણીતા ગૃહસ્થ અને મર્હુમ સુપ્રસિદ્ધ રાવ બહાદુર રણછોડલાલ છોટાલાલના પુત્ર રા. રા. માધુભાઈનો ગઈ તા. ૪થી એપ્રિલને રોજ એકાએક કૈલાસ વાસ થવાથી હમને ઘણો ખેદ થાય છે. તેમના પિતાની પેઠે તેઓ પણ મીલના ઉદ્યોગમાં જોડાયા હતા, અને તે કામમાં ઘણી ફતેહ મેળવી હતી. તેઓ સ્વભાવે ઘણા શાન્ત, મિલનસાર, ધાર્મિક, અને ઉદાર હતા. તેમના પિતાના નામથી અમદાવાદમાં ઔદ્યોગિક શાળા સ્થાપવા માટે તેમણે એક લાખ રૂપિયાની મ્હોટી રકમ આપીને કેળવણી ઉપર મ્હોટો ઉપકાર કર્યો છે. તેમના પિતાએ અમદાવાદની હાઈસ્કૂલનું મકાન બાંધવાની મદદમાં ત્રીસ હજાર રૂપિયા આપવાનું કહ્યું હતું, પરન્તુ તેમની હયાતીમાં તે કામ હાથમાં ન લઈ શકાયાથી રા. માધુભાઈએ એ રૂપિયા આપવાની સરકારને ફરી કબૂલત આપી હતી. એ વિના બીજાં પણ કેળવણીના ઉત્તેજનનાં અને સખાવતનાં કામ તેમને હાથે થયાં હતાં, અને તેથી વધારે કામો કરવાની તે ઉમેદ રાખતા હતા. આવા ગૃહસ્થનું એકાએક મરણ થવાથી દેશને મ્હોટી ખોટ ગઈ છે.

ઈશ્વર તેમના આત્માને શાન્તિ આપો એવી હમો ખરા અન્તઃકરણથી પ્રાર્થના કરીએ છીએ. તથાસ્તુ.

---

# યૂરોપની શાળાઓ.

( ચાલુ પૃષ્ઠ ૧૦૯ થી. )

## ૨૮. નિબન્ધનો સુધારો.

બર્લિનની એક પ્રાથમિક નિશાળના સાતમા ધોરણમાં (સાતમા વર્ગના વર્ગમાં) મ્હેં એક પાઠ જોયો તે હું કદી ભૂલીશ નહિ. શિક્ષકના મેજ ઉપર નિબન્ધની ચોપડીઓનો થોકડો હતો, અને છોકરાઓ તેની સામે આતુરતાથી બેઠેલા હતા. શિલર કવિના એક કાવ્ય વિષે નિબન્ધ લખાવવામાં આવ્યો હતો. નિબન્ધ લખવાનું કહેતા પહેલાં કાવ્ય વર્ગમાં વંચાવ્યું હતું અને તેની પૂરી સમજૂતી તથા ટીકા થઈ હતી. નિબન્ધો રાતી શાહીથી સુધારેલા હતા, અને શિક્ષક હમણાં એક પછી એક ચોપડી લઈને ઘણી વખત જોવામાં આવેલી ભૂલોની ટીકા કરતો હતો. એની ભૂલો સુધારવાની રીત પસન્દ કરવા જેવી હતી. જોડણીની ભૂલ હોય તો ભૂલ કરનારને પ્રથમ મ્હોએ જોડણી પૂછવામાં આવતી, અને પછી તેની જ પાસે ખરો શબ્દ પાટીઆ પર લખાવવામાં આવતો. વાક્યોની રચના ખોટી હોય તો તે પ્રથમ મ્હોએ સુધરાવી પાટીઆ પર લખાવવામાં આવતાં હતાં. ત્યાર પછી તે વાક્ય બધા છોકરા સાથે બોલતા હતા, અને એ રીતે ખરી વાક્ય રચના દરેક છોકરાના મગજ ઉપર ઠસતી હતી. કોઈ પણ જર્મન શાળામાં મ્હેં ખોટા શબ્દો કે ખોટાં વાક્યો પાટીઆ પર લખેલાં જોયાં નથી. આ રીત પસન્દ કરવા જેવી છે. પાટીઆ પર ભૂલો લખવા કરતાં શુદ્ધ હકીકત લખવાથી વધારે લાભ થાય છે. જ્યારે ગામડીઆ બોલીનો ઉપયોગ કરેલો હોય છે ત્યારે શુદ્ધ ઉચ્ચાર કે વાક્ય વારંવાર બોલાવવાથી ભૂલનો નાશ થાય છે, અને શુદ્ધ રૂપ મગજ ઉપર ઠસે છે.

આ પ્રમાણે ભૂલો સુધરાવવાનું કામ કેટલીક વખત ચાલ્યું. શિક્ષક ખરો કેળવણીકારની પદ્ધતિથી પોતાના દરેક વિદ્યાર્થીના ગુણ દોષ અને

સ્વભાવ ઓળખતો હોવાથી જ્યાં જેને જેટલી ઘટે તેટલી સાબાશી કે ઠપકો આપતો હતો. તેની ટીકા કરવાની રીત વાજબી છતાં માયાળુ હતી, અને તે કોઈનું મન નકામું દુખવતો નહિ. કોઈ છોકરાનું કામ ઘણું જ નઠારું હોય ત્યારે તેને કાંઇક કડક ટીકા કરવી પડતી. એક જણના નિબન્ધ ઉપર ટીકા કરતાં તેનાથી બોલી જવાયું કે " એવી તે ત્હારામાં કેટલી મૂર્ખાઈ ભરેલી છે કે ત્હેં આવી વાતો લખી છે?" પણ જરા વારમાં તેણે ફરીથી કહ્યું કે, " નહિ, નહિ, એ શબ્દો હું પાછા ખેંચી લઉં છું. ત્હારામાં અક્કલની ખામી નથી, પણ અતિશય બેદરકારી છે." છોકરાને મૂર્ખ કહ્યો ત્યારે તેનું મ્હો લાલ લાલ થયું હતું. તે હવે શિક્ષકે તેને મૂર્ખ નહિ પણ બેદરકાર કહી ઇનસાફ આપ્યો ત્યારે નરમ પડયું, અને તે શરમથી માથું નીચું નમાવીને બોલ્યોઃ " સાહેબ, મ્હેં ઉતાવળથી નિબન્ધ લખ્યો છે. આપ રજા આપશો તો તે હું ફરી વધારે સમ્ભાળથી લખીશ. મ્હને ખાત્રી છે કે બીજી વાર હું તે વધારે સારો લખી શકીશ."

ઘંટો વાગતાં ભૂલો સુધારવાનું કામ બન્ધ થયું, અને બીજો પાઠ આવ્યો. આ પાઠ ઘણો વિચિત્ર હતો. ટાઇમ ટેબલમાં " પરચૂરણ " એવું ન્હેતું નામ આપ્યું હતું. શિક્ષકે મ્હને સમજ પાડી કે અઠવાડીઆમાં આ એક કલાક બાળકોના સ્વેચ્છિક કામને માટે રાખ્યો છે. આ કલાક માટે દરેક બાળકને પોતાની નજરમાં આવે તે કામ કરી લાવવાની પરવાનગી હતી; ગમે તો તે પોતે પસન્દ કરેલા વિષય ઉપર નિબન્ધ લખી લાવી વાંચે, ગમે તો તે પોતે પસન્દ કરેલી કવિતા મ્હોએ કરી લાવીબોલે, ગમે તો પોતે કોઈ દેખાવ જોયો હોય તેનું મ્હોએ વર્ણન કરે, અથવા પોતાના સમક્ષ બનેલો બનાવ કહી બતાવે, વગેરે. આ પાઠ શિક્ષકને ઘણો બોધદાયક થઈ પડતો હતો. છોકરાની પોતાના વિષયની પસન્દગી, તે કામ કરી લાવવાની તેમની શૈલી, બીજા છોકરા તે કામને કેટલે દરજ્જે પસન્દ કરે છે તે, એ બધા ઉપરથી શિક્ષકને તેમના સ્વભાવ અને મનના વલણનું ભાન થતું હતું. શિક્ષકે મ્હને કહ્યું, " આ કલાક મ્હેં છોકરાંના સ્વભાવ વગેરેનો ખાસ અભ્યાસ કરવાને રાખ્યો છે, અને તેમના સ્વેચ્છિક નિબન્ધો, કાવ્યો, વગેરે સાંભળીને 'આ કલાકમાં જે નોંધ હું લઉં છું

તો મ્હને ઘણી ઉપયોગી થઈ પડે છે." આ નિશાળના ઘણા વર્ગોમાં ફરીને મ્હેં આખો દિવસ ત્યાં ગાળ્યો, અને મ્હને લાગ્યું કે મુખ્ય શિક્ષકની અસર બધા આસિસ્ટંટો ઉપર થયેલી છે.

---

## ૨૯. ગણિત.

એક બીજી નિશાળમાં હું ગયો ત્યાં એક વર્ગમાં એક મઝેનો, ખરો, ધોળા વાળવાળો શિક્ષક ગણિત શિખવતો હતો. મુખ્ય શિક્ષકે મ્હારી તેની સાથે મુલાકાત કરાવી ત્યાર પછી તેણે બિલકુલ મ્હારા સામું જોયું નહિ. તેથી તેને તથા તેના વર્ગને બરાબર જોવાનો મ્હને સારો લાગ મળ્યો. એક અઘરો દાખલો આપવામાં આવ્યો હતો. વિચાર કરવામાં થોડા મિનિટ ગયા પછી એક છોકરાને પાટીઆ પાસે આવી દાખલો ગણવાનું કહ્યું. છોકરો થોડે સુધી ઠીક ચાલી પછી આડે રસ્તે ચઢ્યો. શિક્ષકે તેની ભૂલ તરત બતાવી દીધી નહિ, પણ તેને આડે રસ્તે વધારે આગળ ચલાવી તે રસ્તાની અશક્યતાનું ભાન કરાવ્યું. ત્યાર પછી જ્યાંથી તે ચૂક્યો હતો ત્યાં પાછો લાવી તેને આગળ ચાલવા કહ્યું. એક છોકરાએ પૂરું કર્યા પછી બીજાને પાટીઆ કને બોલાવ્યો, તેણે વગર ભૂલે હિસાબ ગણ્યો, અને ત્રીજાએ આકૃતિ સાથે ગણી બતાવ્યો. શિક્ષક બરાબર વ્યવસ્થિતપણે કામ લેતો હતો, અને જે કામ છોકરા કરી શકે તે પોતે કદી કરી આપતો નહિ.

## ૩૦. ઘેર બનાવેલાં ચિત્રો.

બર્લિનની એક નિશાળમાં શિક્ષકે પોતે બનાવેલાં ચિત્રો મ્હેં જોયાં. તેણે પડીકાં બાંધવાનો સાધારણ ભૂરા રંગનો કાગળ લીધો હતો, અને તેને એક લાકડાના પોલા ચોકઠા ઉપર લાહીથી ચોડ્યો હતો. પછી તેણે ધોળા અગર તો રંગિત ચાકની ઝીણી ઘડેલી કલમોથી તે કાગળ ઉપર વનસ્પતિ શાસ્ત્ર, પદાર્થ વિજ્ઞાન, પ્રાણી વિદ્યા, વગેરેના શિક્ષણમાં જરૂરનાં ચિત્રો દોર્યાં હતાં, અને તે ભૂંસાઈ ન જાય માટે તે ઉપર વગર ઉકાળેલું તાજું દૂધ રેડીને કાગળને સૂકવ્યો હતો. દૂધ બ્રશથી ન લગાવતાં તે પર રેડવું જોઈએ, કારણ તેનાથી કાગળ અક્કડ થયો હતો, અને ચિત્ર ઉપર દૂધ વાર્નિશ

જેવું કામ બજાવવું હતું. સુકાયા પછી કાગળને ચોકઠા પરથી કાપી કાઢી ચિત્રને લટકાવવામાં કે ખપ ન હોય તો પોર્ટફોલીઓમાં રાખવામાં આવતાં હતાં, અને ચોકઠું બીજાં ચિત્ર બનાવવાના કામમાં આવતું હતું. ચિત્ર ઉપર ધૂળ પડે તો તે પીંછા વડે ખંખેરી શકાતી હતી. માત્ર ભેજથી કાગળ વળી જઈને આવાં ચિત્ર બગડે છે; બાકી તે ઘણી મુદત ટકે છે. મ્હેં દસ વરસનાં જૂનાં ચિત્રો જોયાં ને તેવાંને તેવાં વગર બગડેલાં હતાં. આ શિક્ષકને ચિત્રો દોરવાનો શોખ હોવાથી દર વર્ષે કેટલાંક નવાં ચિત્રો બનાવીને પોતાનો જથો વધાર્યા કરતો હતો, અને તેથી તેનાં શિક્ષણમાં ઘણી મદદ થતી હતી.

## ૩૧. નિશાળનો વખત.

બર્લિનની નિશાળો રોજ સવારે આઠ વાગે શરૂ થાય છે, અને ઘણું ખરું બપોરના એક વાગ્યા સુધી ચાલે છે. ક્વચિત જ કોઈ નિશાળ બે વાગ્યા સુધી ચાલે છે. પ્રાથમિક નિશાળના વર્ગોને તો બાર વાગે રજા આપી દેવામાં આવે છે. બાર કે એક વાગે રજા આપેલા વર્ગોને બુધવાર અને શનિવાર વિના બાકીને દિવસે પાછલે પહોરે એક કલાક આવવું પડે છે, અને તે વખત માત્ર કસરત, ડ્રોઈંગ, કે હાથ કામનું શિક્ષણ અપાય છે. પાછલે પહોરે મગજને બહુ રોકવું પડે તેવો કોઈ પાઠ ચાલતો નથી. સવારે આઠથી એક વાગ્યા સુધી પાંચ કલાક મગજનું કામ ચાલે તે બસ ગણાય છે, અને તેવું અઠવાડીઆના રવિવાર સિવાય છ એ દિવસ ચાલે છે. છોકરાંનાં મગજ થાકે નહિ તે માટે દર કલાકે થોડી રજા આપવામાં આવે છે; એટલે નવ વાગે પાંચ મિનિટ, દસ વાગે દસ મિનિટ, અગિયાર વાગે પાંચ મિનિટ, અને બાર વાગે દસ મિનિટ, એમ રજા અપાય છે. આપણી પેઠે ત્રણ કલાકના સામટા કામ પછી અડધા કલાકની સામટી રજા આપવાનો વહિવટ નથી. કલાકે કલાકે થોડી રજા મળવાથી મગજ થાક્યા વિના કામ કરી શકે છે, અને છોકરા સારી રીતે પાઠમાં ધ્યાન આપી શકે છે.

વરસમાં ચાર લાંબી રજાઓ પડે છે, એટલે નાતાલ વખત એક અઠવાડીઆની, ઈસ્ટર વખત એક અઠવાડીઆની. વીટસન ટાઈડ વખતે એક

અઠવાડીઆની; અને અનાજની કાપણીની મોસમમાં (ઘણું ખરૂં સપ્ટેમ્બર-માસમાં) ત્રણ અઠવાડીઆંની, એમ એકન્દરે વરસમાં ૭ અઠવાડીઆંની રજા પડે છે. આ રીતે અમેરિકાની નિશાળો જ્યારે વરસમાં ચાળીસ અઠવાડીઆં કામ કરે છે, ત્યારે જર્મનીની નિશાળો દર વર્ષે છેતાળીસ અઠવાડીઆં કામ કરે છે.

---

# મહારાણીની વાર્તાઓ.

મહારાણી વિક્ટોરીઆની કેટલીક ટૂંકી ટૂંકી વાર્તાઓ સ્કૂલ મિસ્ટ્રેસ-પત્રે પ્રસિદ્ધ કરી છે, તે આપણાં બાળકોના ઉપયોગ માટે અત્રે આપીએ છીએ. નિબન્ધો લખાવવામાં આ વાર્તાઓનો ઉપયોગ થઈ શકશે.

## ૧. અનુભવ શિક્ષણ.

મહારાણી વિક્ટોરીઆ જ્યારે બાલ્યાવસ્થામાં હતાં ત્યારે એક પ્રસંગે તેમનાં માતુશ્રી તેમને એક અમીરને ત્યાં મુલાકાતે તેડી ગયાં હતાં. ત્યાં હતાં, તે દરમ્યાન એક રાત્રે વરસાદ આવ્યા પછી સવારમાં શાહજાદી મકાનની આસપાસની જમીનમાં આમ તેમ દોડતાં હતાં. એક લપસણી જગા તરફ જતાં જોઈને તેમને ઘરના ઘરડા માળીએ કહ્યું, "બાઈ, તપાસજો; ત્યાં લપસી જવાય એવું છે." શાહજાદીને લપસવાનો અર્થ ખબર નહોતો, તેથી માળીને પૂછ્યું, "લપસવું તે શું?" આમ પૂછે છે તેટલામાં જ ભવિષ્યનાં મહારાણીનો પગ સરક્યો, અને તે ધબ લઈને ભોંય ઉપર પડ્યાં. માળી તેમની તરફ દોડ્યો અને તેમને ઊંચકી લેતાં લેતાં બોલ્યો, "એનું નામ લપસવું." સાધારણ માણસની પેઠે રાજરાણીને પણ અનુભવથી શિક્ષણ લેવું પડે છે.

## ૨. ઝાડ ઉપર.

શાહજાદી વિક્ટોરીઆને બાલ્યાવસ્થામાં ઝાડો અને દિવાલો પર ચઢવાનો ઘણો શોખ હતો. એક વખત તે કેન્સીંગ્ટનમાં રહેતાં હતાં ત્યાં એક ઊંચા ઝાડ ઉપર ચઢ્યાં, પણ ઘણી મહેનત કરવા છતાં પાછું નીચે ઉતરાયું નહિ. તેમણે મદદ માટે બૂમો પાડવા માંડી, તે સાંભળીને ડેવીસ

નામનો એક જુવાન માળી નજીક હતો તેણે મ્હોટી નિસરણી લાવીને તેમને નીચે ઉતાર્યાં. ભવિષ્યનાં મહારાણીએ માળીનો ઘણો ઉપકાર માન્યો, અને પોતાનો વાટનો ઉઘાડી તેને એક પાઉન્ડ આપ્યો. ડેવીસ આ બક્ષિસ માટે હમેશ ઘણો મગરૂર રહેતો. તેણે તે પાઉન્ડને એક છબીના ચોકઠામાં જડાવ્યો, અને જ્યારે પ્રસંગ આવતો ત્યારે તે પોતાના મિત્રોને બતાવી તે તેને કેવી રીતે મળ્યો એ કહી બતાવતો.

## ૩. એક અકસ્માત.

મહારાણી વિકટોરીઆને ઘણી વાર અકસ્માતો બન્યા હતા, અને તેમાંથી તે સહેજમાં બચી ગયાં હતાં. આવો પહેલો અકસ્માત તેમની ઉમ્મર છેક છ મહિનાની હતી તે વખત બન્યો હતો. હરીઆળી સ્વચ્છ હવા માટે તેમને ડીવન પરગણાના સિડમથ ગામમાં લઈ જવામાં આવ્યાં હતાં. રાજ કુટુમ્બ જે ઘરમાં રહેતું હતું તેની પડોશમાં એક દિવસ એક છોકરો બંદુકમાં ન્હાના છરા ભરીને ચકલાંનો શિકાર કરતો હતો. અકસ્માતથી એક વખત બંદુક બાળ શાહજાદીના ઓરડાની દિશામાં ફૂટી, અને કેટલાક છરા તેમના માથાની છેક નજીક થઈને ગયા. છરા જરા વધારે નજીક આવ્યા હોત તો પરિણામ ઘણું ખરાબ નીપજત.

## ૪. બીજો અકસ્માત.

શાહજાદી વિકટોરીઆની ઉમ્મર ત્રણ વરસની હતી ત્યારે તે તેમનાં માતુશ્રી સાથે એક વખત એક ટટુની ન્હાની ગાડીમાં બેશીને કેન્સિંગટન મહેલની વાડીમાં ફરતાં હતાં. અકસ્માતથી તે ગાડીમાંથી બહાર ઊછળી પડ્યાં, અને ગાડી તેમના ઉપર ઊંધી પડવાની તૈયારીમાં હતી, તેટલામાં સારા ભાગ્યે એક સોલજર ત્યાં થઈને જતો હતો તેણે તેમને ખેંચી લીધાં. શાહજાદીનો જીવ બચાવવા માટે તેને ભારે બક્ષીસ આપવામાં આવી, પણ તે ભવિષ્યનાં રાણી હતાં એ વાત એણે ત્યાર પછી ઘણે વર્ષે જાણી.

## ૫. એક ઝાડુ કાઢનાર.

મહારાણી વિકટોરીઆ ગાદીએ આવતાં પહેલાં કેનસિંગટન મહેલમાં રહેતાં હતાં. તે મહેલની સામેનો રસ્તે સ્મિથ નામનો એક ગરીબ માણસ

ઘણાં વરસથી વાજતો હતો. શાહજાદી તેના પર હમેશ દયા રાખતાં, અને ગાડીમાં બેશીને રસ્તે જતાં આવતાં તેને ઘણી વાર કાંઈ પૈસા આપતાં. જ્યારે તે ગાદીએ આવ્યાં ત્યારે ગરીબ સ્મિથને ભૂલી ગયાં નહિ, પણ તેને જીવતા સુધી દર અઠવાડીએ આઠ શિલિંગનું પેનશન બાંધી આપ્યું. દિલગીરી એટલી જ છે કે તે માણસ પેનશન ખાવાને ૭ મહિના કરતાં વધારે જીવ્યો નહિ. ( અપૂર્ણ. )

---

# परचूरण सूचनाओ.

( ચાલુ પૃ૪ ૭૮ થી. )

**પદાર્થ પાઠ**—એક શિક્ષક લખે છે કે હું નીચેની યુક્તિ કરૂં છું તેથી છોકરાંનો રસ વધે છે, અને પદાર્થ પાઠો બહુ ફતેહમંદીથી અપાય છે. આખા વરસમાં આપવાના પાઠોની એક યાદી બનાવી વરસની શરૂમાં ભીંતે ચોઢવામાં આવે છે. દરેક મહિનાની શરૂઆતમાં પણ તે માસમાં આપવાના પાઠોની યાદી મ્હોટે અક્ષરે લખી બધાં છોકરાં વાંચી શકે તેમ ચોઢવામાં આવે છે. દરેક પાઠ આપવાના ત્રણ ચાર દિવસ પહેલાં તેના સમ્બન્ધના નમૂના લાવવાનું છોકરાંને કહેવામાં આવે છે. છોકરાં જે વસ્તુઓ લાવે છે તે એક કાગળની પેટીમાં મૂકી લાવનારનાં અને તેમણે આણેલી વસ્તુઓનાં નામની યાદી વર્ગના ઓરડામાં બધાં છોકરાં દેખે તેવે ઠેકાણે મૂકવામાં આવે છે. આથી બાળકોમાં સ્પર્ધા વધે છે, અને તેઓ ઘણી ચીજો લાવે છે. એકન્દરે જોઈતી ઘણી વસ્તુઓ એકઠી થાય છે, પાઠ વખતે અવલોકન કરવાને ઠીક પડે છે, અને બાળકોનો રસ તથા નિશાળ માટે મમતા વધે છે.

**મહેતાજી અને નિશાળ**—એક ઇન્સ્પેક્ટર લખે છે કે, "જેવો મહેતાજી તેવી નિશાળ" એવું લોકોને વારંવાર બોલતાં સાંભળીએ છીએ, પરન્તુ તે વાત પાકી રીતે બધાના મન પર ઠસી હોય એમ જણાતું નથી. ગયા અઠવાડીઆમાં મ્હેં એક નિશાળ જોઈ તેનો મહેતાજી ભલો, શાન્ત મિજાજનો, અને નિરૂપદ્રવી, પણ ઢીલો બેદિકરો હતો. તેના આસિસ્ટંટો

# निंशाळ व्यवस्था.

કેટલાક શિક્ષકો એમ કહે છે કે પરીક્ષાનું પરિણામ સારૂં આવ્યું એટલે બસ છે; પછી નિશાળ વ્યવસ્થા ગમે તેવી હોય તો પણ શું ? આ કહેવું તદ્દન ગેરવ્યાજબી છે. નિશાળની વ્યવસ્થા પર પરીક્ષાના પરિણામનો ઘણો જ આધાર છે. જે શિક્ષક સારી વ્યવસ્થા રાખી શકે છે તેના વર્ગનું પરિણામ સારું જ આવે છે. સારી વ્યવસ્થા વિના સારું પરિણામ આવવું મુસ્કેલ છે. સારી વ્યવસ્થા રાખનાર શિક્ષકના વર્ગમાં છોકરાંને ચાલે ન ચાલે પણ ચાલતા પાઠમાં ધ્યાન આપવું પડે છે. આથી શિક્ષક કોઈ પણ જાતની ગડબડ સિવાય પોતાનું કામ બરાબર ચલવી શકે છે. આ રીતે શિક્ષક સારી રીતે કામ કરી શકે છે, તેમ જ છોકરાં ધ્યાન આપે છે, તેનું પરિણામ પરીક્ષા વખતે ફાયદાથી નીવડયા વિના રહેતું નથી. અલબત આવો શિક્ષક શિક્ષણના કામમાં પણ કુશળ હોવો જોઈએ, છતાં તેના શિક્ષણમાં કોઈ પ્રકારની ખામી હોય તો પણ તે બહાર પડી આવતી નથી. એથી ઉલટું, શિક્ષક ગમે તેવો હોંશિયાર હોય, તેનું શિક્ષણ ગમે તેવું શ્રેષ્ઠ હોય, પણ તેની વ્યવસ્થામાં ખામી હોય તો તેના વર્ગનાં છોકરાં ચાલતા પાઠમાં બરાબર લક્ષ આપતાં નથી. તે પોતાનું કામ નગર હરકતે કરી શકતો નથી, અને તેથી પરીક્ષા વખતે તેને પોતાના કામમાં ફતેહ મળતી નથી. જ્યાં પરીક્ષાનું કામ પદ્ધતિ સર ચાલે છે ત્યાં તો ઘણે ભાગે આ પ્રમાણે થવું જ જોઈએ. પરીક્ષાની પદ્ધતિમાં કંઈ ખામી હોય અને તેથી વિપરીત પરિણામ આવે તો તેમાં કંઈ ઇલાજ નથી.

આવી રીતે સારી નિશાળ વ્યવસ્થાની જરૂર છે, તો કોઈ એમ પૂછે કે સારી વ્યવસ્થા રાખી શકે એવા બધા શિક્ષકો તો કયાંથી મળે ? તેના જવાબમાં કહેવાનું કે જેમ કેટલાક શિક્ષકો શિક્ષણના કામમાં મૂળથી સારા હોય છે તેવી જ રીતે કેટલાકમાં સારી વ્યવસ્થા રાખવાની શક્તિ મૂળથી હોય છે. કેટલાકમાં અનુભવ અને કાળજીથી તે શક્તિ આવે છે. શિક્ષક તરીકે કેટલીક મુદત કામ કર્યા પછી પણ જેમનામાં આ ખામી રહે તેવ તો થોડા જ નિકળશે. આપણા હિન્દુસ્તાનમાં છોકરાઓ શીખવાનું અને

પરીક્ષાઓ પસાર કરવાને ઘણા આતુર હોય છે. તેથી તેમને વ્યવસ્થામાં રાખવાનું કામ ઘણું મુશ્કેલ નથી. તેથી વ્યવસ્થાની ખામીવાળી સ્કૂલો ઘણી થોડી હોવી જોઈએ, છતાં આવી ખામી ઘણી સ્કૂલોમાં જોવામાં આવે છે તેનું કારણ માત્ર આપણા શિક્ષકોની બેકાળજી છે. તેઓ સારી વ્યવસ્થાથી થતા લાભ જાણતા નથી, અથવા તો તે લાભ લેવાની દરકાર કરતા નથી. આવા શિક્ષકોએ છોકરાંના ભલાની ખાતર મહેતાજીની નોકરી છોડી દઈ પોતાને વધારે અનુકૂળ આવે એવો ધન્ધો ખોળી લેવો જોઈએ.

નિશાળ વ્યવસ્થાના સમ્બન્ધમાં નીચેની સૂચનાઓ પર મહેતાજીઓ ધ્યાન આપશે તો તેથી કેટલોક લાભ થશેઃ—

૧. **વર્ગની ગોઠવણ.** વર્ગની ગોઠવણ કરવામાં શિક્ષકે જોવું કે સૂર્યનાં કિરણ છોકરાંના ચહેરા ઉપર પડે નહિ. વળી સૂર્યનો પ્રકાશ શિક્ષકને બેસવાની જગા પર અને કાળા પાટિયા પર પડવો ન જોઈએ. કાળું પાટિયું એવી જગાએ મૂકવું જોઈએ કે બધાં છોકરાં તે પર જોઈ શકે. શિક્ષક તથા છોકરાંને બેસવાની ગોઠવણ એવી હોવી જોઈએ કે શિક્ષકની નજર દરેક છોકરા પર પડી શકે. આ પ્રમાણે વર્ગની ગોઠવણ રાખવાથી છોકરાં ચાલતા પાઠમાં બરાબર ધ્યાન આપી શકે છે, તેમ જ જે છોકરો ધ્યાન ન આપતો હોય તે જણાઈ આવે છે, અને તેને યોગ્ય શિક્ષા કરી શકાય છે.

૨. **આંખનો ઉપયોગ.** શિક્ષકે આંખનો ઉપયોગ વિશેષ કરવો. જ્યાં, આંખના ઉપયોગથી કામ સરતું હોય ત્યાં અવાજનો કદી ઉપયોગ કરવો નહિ. આંખના સાદા અણસારાથી સારું કામ થઈ શકતું હોય તેવી બાબતોમાં ધાંટા કાઢવાથી બીજાં છોકરાંનું લક્ષ પોતાના કામમાંથી ખેંચાઈ તે તરફ જાય છે, તે પાછું ઠેકાણે લાવતાં કેટલોક વખત લાગે છે. વળી આવી રીતે ધાંટા કાઢવાની બહુ ટેવ પડી હોય તો તેથી લાંબી મુદતે શિક્ષકના અવાજને પણ નુકસાન લાગે છે.

૩. **શિક્ષકની ચાલ ચલગત તથા સ્વભાવ.** છોકરાંને દાબમાં રાખવા માટે તથા તેમનામાં પોતાના તરફ માનની લાગણી પેદા કરવા માટે શિક્ષકની વર્તણૂક દાબ બેસાડે એવી હોવી જોઈએ. શિક્ષકની

માઠી વર્તણૂકનો તેમને બિલકુલ ભાસ થવો જોઈએ નહિ. છોકરાં આવા સારા શિક્ષકની આમન્યા રાખશે, અને તેની આંખનો એક અણસારો પણ તેમના ઉપર જોઈતી અસર કર્યા વિના રહેશે નહિ વળી તેની સાથે શિક્ષકનો સ્વભાવ માયાળુ અને આનન્દી હોવો જોઈએ; ચીડીઓ હોવો જોઈએ નહિ. આવા શિક્ષકના વર્ગનાં છોકરાં કદી કોઈ પણ જાતના કામથી કંટાળશે નહિ, પણ તેમાં આનન્દથી મચ્યાં રહેશે.

૪. **પાઠની તૈયારી તથા બહોળું જ્ઞાન.** શિક્ષકે પોતાના કામથી તૈયાર થઈને હમેશ સ્કૂલમાં આવવું જોઈએ. જે શિક્ષક વર્ગમાં શિખવવાના પાઠો ઘેરથી તૈયાર કરી આવે છે તે ઘણી સારી રીતે શિખવી શકે છે. પાઠો સારી રીતે શિખવાતા હોય ત્યારે છોકરાં પણ બરાબર ધ્યાન આપે છે. શિક્ષકમાં તેઓ જ્ઞાનનો ભંડાર દેખે છે, અને તેથી તેના તરફ તેમની માનની લાગણી પેદા થાય છે. એથી ઉલટું, જે શિક્ષક પાઠ તૈયાર કર્યા વિના વર્ગમાં શિખવવા જાય છે તેને વારંવાર વિચાર કરવા અટકવું પડે છે. તે દરમ્યાન છોકરાં વાતો કરવા માંડે છે અને ગડબડ કરે છે, તેમને ઠેકાણે લાવતાં કેટલોક વખત જાય છે. આવા શિક્ષક તરફ છોકરાં માનની લાગણીથી જોતાં નથી. વળી શિક્ષક પોતાના પાઠ બરાબર તૈયાર કરી શકે તેટલા માટે તેણે ઘણાં પુસ્તકો વાંચી બહોળું જ્ઞાન મેળવવું જોઈએ આથી નિશાળનો વખત પૂરો થયો એટલે પોતાનું કામ પૂરૂં થયું એમ શિક્ષકે ગણવું જોઈએ નહિ. તેણે પોતાનું કામ સારૂં શી રીતે દીપી આવે તેને માટે પોતાના ખાનગી વખતમાં વિચાર કરવો જોઈએ, તથા તે માટે જોઈતું જ્ઞાન મેળવવું જોઈએ.

---

# ભૂગોળનું શિક્ષણ.

હાલના વખતમાં આંખોનો ઉપયોગ કરાવીને શિખવવાની અગત્ય વિષે એટલું બધું કહેવામાં આવે છે કે નિશાળોમાં આ પદ્ધતિએ શિક્ષણ ચાલે તો તેની વિરૂદ્ધ બોલનાર ઘણા થોડા નીકળશે. છતાં અન્યપણ જેવું એ છે કે જૂની ગોખાવવાની રીત છોડી દઈ આ શ્રેષ્ઠ પદ્ધતિનું અનુકરણ

કરનારા ઘણા થોડા જોવામાં આવે છે. બીજા બધા વિષયો કરતાં ભૂગોળનો વિષય આ પદ્ધતિએ શિખવવાથી ઘણો લાભ થાય છે. ખરેખર ભૂગોળના શિક્ષકે જાણવું જોઈએ કે આ પદ્ધતિએ શિખવવાથી ભૂગોળની બીનાઓ બાળકોના મગજ ઉપર વધારે સારી રીતે ઠસે છે.

ધારો કે શિક્ષકને પોતાના વર્ગનાં છોકરાંને યૂરોપની ભૂગોળ શિખવવાની છે. છોકરાં પાછલા ધોરણમાં એશિયાની ભૂગોળ શીખી ગયાં હશે, તેથી તેમને નકશા, નકશાનું માપ (સ્કેલ), વગેરેનું ભાન થયું હશે. વળી તેમને અક્ષાંશ રેખાંશની પણ સમજ પાડી હશે. છતાં આ બીનાઓનું તેમને સારી રીતે જ્ઞાન થયું છે કે નહિ તે શિક્ષકે પ્રથમ તપાસી જોવું, અને જરૂર જણાય તો તે ફરીથી શિખવવામાં એક કલાક ગાળવો. ત્યાર પછી યૂરોપ ખંડની ભૂગોળ શિખવવાનું શરૂ કરવું. પહેલાં શિક્ષકે કાળા પાટિયા પર યૂરોપના અક્ષાંશ રેખાંશ દોરવા, અને છોકરાંને તે પ્રમાણે સ્લેટ પર દોરવા કહેવું. પછી તેણે યૂરોપ ખંડના નકશાનું ખોખું દોરવા માંડવું. અને કડકે કડકે દોરતા જવું. ધારો કે તે સ્કાન્ડીનેવિયાથી શરૂ કરે છે તો પહેલે દિવસે તે ડોવરની સામુદ્રધુની સુધી જશે તો બસ છે; અથવા તેથી પણ ઓછું કરશે તો હરકત નથી. વચમાં મ્હોટાં બન્દરો, ભૂશિરો, નદીઓનાં મુખ, વગેરે આવતાં જાય તે તેણે માંડતા જવું. જ્યાં જુદા જુદા દેશોની હદ પૂરવાનું બને ત્યાં તેમ કરવું, અને તે વખતે તે દેશમાં આવેલાં મ્હોટાં શહેરો, પર્વતો, સરોવરો, નદીઓના પ્રવાહ, વગેરે માંડવું. પોતે જેમ જેમ દોરતો જાય તેમ તેમ તેણે છોકરાંને તેની નકલ કરવા કહેવું. ભૂગોળના વખત દરમ્યાન છોકરાં સ્લેટ પર દોરેલી આકૃતિ ભૂસી નાખીને પાટિયા પર જોયા વિના બે ત્રણ વખત દોરી શકે એટલો વખત તેમને મળે એટલું શિક્ષકે શિખવવું, અને છોકરાં દોરતાં હોય તે વખતે વર્ગમાં ફરીને તેમની ભૂલો સુધારવી. આ પ્રમાણે શિખવવાથી છોકરાંને બધી બીનાઓ બરાબર યાદ રહેશે, તેની સાથે તેમને બિલકુલ મહેનત પડશે નહિ તથા કંટાળો આવશે નહિ. વળી દર રોજ આગળ શિખવતાં પાછલાનું અનુસન્ધાન કરાવવું પડશે, માટે પહેલાં જેટલું ચાલી ગયું હશે તેટલું ઘેરથી સ્લેટ પર તૈયાર કરી મંગાવવું પડશે. આ પ્રમાણે

માઠી વર્તણૂકનો તેમને બિલકુલ ભાસ થવો જોઈએ નહિ. છોકરાં આવા સારા શિક્ષકની આમન્યા રાખશે, અને તેની આંખનો એક અણસારો પણ તેમના ઉપર જોઈતી અસર કર્યા વિના રહેશે નહિ. વળી તેની સાથે શિક્ષકનો સ્વભાવ માયાળુ અને આનન્દી હોવો જોઈએ; ચીડીઓ હોવો જોઈએ નહિ. આવા શિક્ષકના વર્ગનાં છોકરાં કદી કોઈ પણ જાતના કામથી કંટાળશે નહિ, પણ તેમાં આનન્દથી મચ્યાં રહેશે.

**૪. પાઠની તૈયારી તથા બહોળું જ્ઞાન.** શિક્ષકે પોતાના કામથી તૈયાર થઈને હમેશ સ્કૂલમાં આવવું જોઈએ. જે શિક્ષક વર્ગમાં શિખવવાના પાઠો ઘેરથી તૈયાર કરી આવે છે તે ઘણી સારી રીતે શિખવી શકે છે. પાઠો સારી રીતે શિખવાતા હોય ત્યારે છોકરાં પણ બરાબર ધ્યાન આપે છે. શિક્ષકમાં તેઓ જ્ઞાનનો ભંડાર દેખે છે, અને તેથી તેના તરફ તેમની માનની લાગણી પેદા થાય છે. એથી ઉલટું, જે શિક્ષક પાઠ તૈયાર કર્યા વિના વર્ગમાં શિખવવા જાય છે તેને વારંવાર વિચાર કરવા અટકવું પડે છે. તે દરમ્યાન છોકરાં વાતો કરવા માંડે છે અને ગડબડ કરે છે, તેમને ઠેકાણે લાવતાં કેટલોક વખત જાય છે. આવા શિક્ષક તરફ છોકરાં માનની લાગણીથી જોતાં નથી. વળી શિક્ષક પોતાના પાઠ બરાબર તૈયાર કરી શકે તેટલા માટે તેણે ઘણાં પુસ્તકો વાંચી બહોળું જ્ઞાન મેળવવું જોઈએ અથી નિશાળનો વખત પૂરો થયો એટલે પોતાનું કામ પૂરું થયું એમ શિક્ષકે ગણવું જોઈએ નહિ. તેણે પોતાનું કામ સારું શી રીતે દીપી આવે તેને માટે પોતાના ખાનગી વખતમાં વિચાર કરવો જોઈએ, તથા તે માટે જોઈતું જ્ઞાન મેળવવું જોઈએ.

---

# भूगोळनुं शिक्षण.

હાલના વખતમાં આંખોનો ઉપયોગ કરાવીને શિખવવાની અગત્ય વિષે એટલું બધું કહેવામાં આવે છે કે નિશાળોમાં આ પદ્ધતિએ શિક્ષણ ચાલે તો તેની વિરૂદ્ધ બોલનાર ઘણા થોડા નીકળશે. છતાં એમ પણ જોવું જોઈએ છે કે જૂની ગોખાવવાની રીત છોડી દઈ આ એક પદ્ધતિનું અનુકરણ

# महाराणी विक्टोरियानां राज्यमां हिन्द तथा इंग्लान्डमां केळवणी.

મહારાણી વિકટોરિયા ઇ. સ ૧૮૩૭ માં ગાદીએ બેઠાં તે પહેલાં હિન્દમાં રાજ્ય તરફથી પ્રજાને કેળવણી આપવાનો વહિવટ નહોતો. ઇ. સ. ૧૮૨૬ માં હિન્દમાં કેળવણીની એક કમિટી નિમવામાં આવી હતી. ઇ. સ. ૧૮૩૫ માં લોર્ડ વિલિયમ બેન્ટિકે ઇંગ્રેજી ભાષા મારફત કેળવણી આપવાનો ઠરાવ કર્યો હતો પણ ઇ. સ. ૧૮૩૯ માં એટલે મહારાણી ગાદીએ બેઠાં ત્યાર પછી બે વર્ષે પ્રજાને કેળવણી આપવાના વહિવટનો ખરેખર પાયો નંખાયો. તે સાલમાં લોર્ડ આકલાન્ડે રાજ્ય તરફથી કેળવણી આપવાનો ઠરાવ નીચેની ત્રણ કલમોમાં જણાવ્યા મુજબ કર્યો:—

૧. હિન્દની પ્રાચીન ભાષાઓ શિખવનારી હાલતી શાળાઓ ચાલુ રાખવી.

૨. ઇંગ્રેજી શાળાઓ સ્થાપવી, અને તેમાં ઇંગ્રેજી ભાષા મારફત યૂરોપની શાળાઓમાં ચાલતા વિષયો શિખવવા.

૩. હલકા દરજ્જાની શાળાઓ સ્થાપી તેમાં દેશી તથા ઇંગ્રેજી ભાષા મારફત કેળવણી આપવી.

આ પ્રમાણે લોર્ડ આકલાન્ડે ઠરાવ કર્યો, છતાં દેશી ભાષાઓ અને ઇંગ્રેજી ભાષા માટે દલીલ કરનારાઓ વચ્ચે તકરાર ચાલુ રહી. તેથી થોડા વખત પછી મધ્યસ્થ રસ્તો પકડવાની જરૂર પડી. તે વખતે એવો ઠરાવ કરવામાં આવ્યો કે ઇંગ્લાન્ડમાં ચાલતી કેળવણીની પદ્ધતિએ કેટલાક માણસોને કેળવવા, અને આ માણસોએ કેળવણીનો પસાર કરવો. ત્યાર પછી ઇ સ. ૧૮૫૪ માં કેળવણીના સમ્બન્ધમાં એક જાણવા જોગ ઠરાવ થયો. આ ઠરાવને અનુસરીને હાલ સુધી કેળવણીની વૃદ્ધિ થઈ છે. આ ઠરાવથી દરેક પ્રાન્તમાં કેળવણી ખાતું સ્થપાયું. કેળવણીના ક્રમની એક સીડી બનાવવામાં આવી; અને દેશી ભાષાની શાળાઓને આ સીડીનું છેલ્લું પગથિયું રાખ્યું. આ પગથિયેથી ક્રમમાં છેક કોલેજ અને યુનિવ-

સિટી સુધી જવાય એવી ગોઠવણ રાખી. ઊંચા દરજ્જાની શાળાઓમાં ઇંગ્રેજી ભાષા મારફત અને હલકા દરજ્જાની શાળાઓમાં દેશી ભાષાઓ મારફત કેળવણી આપવાનો ઠરાવ કર્યો. ખાનગી નિશાળોને મદદ આપવાનું ઠરાવ્યું, અને તેમાં કાંઈ ધર્મ ભેદ રાખ્યો નહિ. આ પ્રમાણે રાજ્ય તરફથી વ્યવસ્થિત કેળવણી આપવાનો વહિવટ ચાલ્યો. આ વહિવટનું વલણ હિન્દની જુદી જુદી જાતોમાં ઐક્ય ઉત્પન્ન કરવા તરફ હતું. ઇ. સ. ૧૮૫૭ ના ત્રાસદાયક બળવાથી કેળવણી સમ્બન્ધી સરકારના વિચારોમાં કંઈ ફેરફાર થયો નહિ. ઉલટું, ધન્ય છે નામદાર સરકારને કે તે વર્ષમાં તેમણે કલકત્તા, મુમ્બઈ, અને મદ્રાસમાં યુનિવર્સિટીઓ સ્થાપવાની મંજૂરી આપી. ઇ. સ. ૧૮૫૪ ના ઠરાવથી અને ઇ. સ. ૧૮૫૭ માં યુનિવર્સિટીઓ સ્થપાયાથી કેળવણીની વૃદ્ધિ એટલી બધી ઝડપથી થઈ કે ઇ. સ. ૧૮૫૫ માં નિશાળોમાં વિદ્યાર્થીઓની સંખ્યા ૯,૨૩, ૭૮૦ હતી. તે વધી ઇ. સ. ૧૮૭૦ માં ૧૮,૯૪, ૮૨૩ થઈ. આર્ટસ્ કોલેજોમાં તેમ જ બીજી ઊંચા ધન્ધા શિખવનારી પાઠશાળાઓમાં પણ વિદ્યાર્થીઓની સંખ્યા વધી. પણ આ વહિવટથી લોકો તરફથી થતો પ્રયાસ વધવાને બદલે ઉલટો ઓછો થયો. કેળવણીના વહિવટમાં ખામી માલૂમ પડવાથી ઇ. સ. ૧૮૮૨ માં એક કમિશન નીમવામાં આવ્યું. આ કમિશને ઇ. સ. ૧૮૫૪ ની સાલના ઠરાવના સામાન્ય નિયમો કબૂલ રાખ્યા. પણ તે વખત ચાલતા કેળવણીના વહિવટમાં કયી જાતના સુધારા કરવાના હતા તે ખોળી કાઢવાનો તેમણે પ્રયત્ન કર્યો. વળી ઊંચા પ્રકારની કેળવણીની માફક પ્રાથમિક કેળવણીનો વધારે ઝડપથી ફેલાવો થાય એવા ઇલાજ ખોળી કાઢવા તરફ તેમનું ધ્યાન ખેંચાયું. પણ કેળવણીના ફેલાવાના સમ્બન્ધમાં કમિશનને એવી સૂચના મળી હતી કે સરકાર અમુક હદ બહાર જઈ શકશે નહિ. આથી કમિશનને લોકોની મદદની જરૂર જણાઈ. તે સમ્બન્ધમાં કમિશને પોતાના વિચાર લોકોને જણાવ્યા. લોકોએ તે કામ માથે લીધું. તેનું પરિણામ એ થયું કે પાંચ વર્ષમાં કેળવણીનો ઘણો ફેલાવો થયો. આ પાંચ વર્ષમાં વિદ્યાર્થીઓની સંખ્યા વીસ લાખથી વધીને ૩૫ લાખ થઈ; વળી તે જ મુદતમાં કેળવણીનું ખર્ચ ૧૦૦૦૦૦૦૦ થી

વધીને ૧૭૦૦૦૦૦૦ રૂપિયા થયું, પણ સરકારને તો ૧૦૦૦૭૦ રૂપિયા ઓછું ખર્ચ થયું. આવી રીતે લોકોએ સરકાર પર વધારે આધાર ન રાખતાં કેળવણીનું કામ પોતાના હાથમાં લીધું, અને તેમના પ્રયાસથી પ્રાથમિક કેળવણીનો ફેલાવો થયો. વળી નીચેના કોઠા પરથી જણાશે કે ઊંચી કેળવણીનો પણ તેટલો જ ફેલાવો થયો:—

| સાલ. | વિદ્યાર્થીઓની સંખ્યા. | | |
|---|---|---|---|
| | પ્રાથમિક શાળાઓમાં. | બીજા દરજ્જાની શાળાઓમાં. | પાઠશાળાઓમાં. |
| ૧૮૮૧–૮૨ | ૨૦,૬૧,૫૪૧ | ૨,૧૪,૧૬૪ | ૫,૮૯૭ |
| ૧૮૯૨–૯૩ | ૨૮,૩૭,૬૦૭ | ૪,૭૩,૨૯૪ | ૧૬,૨૭૭ |
| ૧૮૯૬–૯૭ | ૩૨,૦૫,૮૨૫ | ૫,૩૫,૧૫૫ | ૧૮,૭૮૩ |

રાજ્ય તરફથી પ્રજાને કેળવણી આપવાની શરૂઆત જેમ હિન્દુસ્તાનમાં ઇ સ. ૧૮૩૯ મા થઈ તેવી જ રીતે ઇંગ્લાન્ડમાં પણ તે જ વર્ષમાં થઈ. આ પહેલાં ઇંગ્લાન્ડમાં સરકારે કેળવણી માટે કંઈ પગલાં ભર્યાં નહોતાં. ફક્ત ઇ. સ. ૧૮૩૩ માં પાર્લામેંટે માત્ર ૨૦૦૦૦ પાઉન્ડની રકમ ગરીબ લોકોની કેળવણીના સમ્બન્ધમાં લોક પ્રયાસને ઉત્તેજન તરીકે દર વર્ષે આપવાનો ઠરાવ કર્યો હતો. પણ ઇ સ. ૧૮૩૯ માં પાર્લામેન્ટે ૩૦૦૦૦ પાઉન્ડની મ્હોટી રકમ પ્રજાની કેળવણી માટે આપવાનો ઠરાવ કર્યો. વળી સરકારની મદદ લેતી હોય એવી નિશાળો પર દેખરેખ રાખવાનો સરકારે હક કર્યો, અને સરકારની દેખરેખ કબૂલ રાખે તે સર્વને મદદ આપવાનો ઠરાવ કર્યો. આવી રીતે ઇંગ્લાંડમાં કેળવણી ખાતાની શરૂઆત થઈ. ને ત્યારથી ઇંગ્લાન્ડમાં કેળવણીનો ઘણો ફેલાવો

થયો. હાલમાં ગ્રાન્ટની રકમ ૩૦૦૦૦ પાઉન્ડથી વધીને ૧૦૦૦૦૦૦૦ પાઉન્ડ થઈ છે. પ્રાથમિક શાળાઓમાં છોકરાની સંખ્યા થોડા હજારથી વધીને ૫૦ લાખ થઈ છે. હાલમાં પ્રાથમિક કેળવણી ફરજીયાત કરવામાં આવી છે, અને ઘણી ખરી પ્રાથમિક શાળાઓ મફત શિક્ષણ આપે છે. જો કે ઇંગ્લાન્ડની પ્રાથમિક કેળવણીમાં હજી ઘણી ખામીઓ છે, પણ હાલમાં તે દુનિયામાં શ્રેષ્ઠ ગણાય છે. પ્રાથમિક કેળવણીનો ફેલાવો કરવા તરફ જેટલું લક્ષ ઇંગ્લાન્ડમાં આપવામાં આવ્યું છે તેટલું ઊંચી કેળવણીનો ફેલાવો કરવા તરફ આપવામાં આવ્યું નથી; જો કે ઊંચી કેળવણીના વહિવટમાં વખતે વખત સુધારો કરવામાં આવે છે. હિન્દુસ્તાનમાં પ્રાથમિક તેમ જ ઊંચી કેળવણી બન્નેપર સરખું લક્ષ આપવામાં આવ્યું છે.

આ પ્રમાણે આપણે જોઈએ છીએ કે મહારાણીના રાજ્યમાં ઇંગ્લાન્ડમાં તેમ જ હિન્દમાં રાજ્ય તરફથી કેળવણી આપવાનો વહિવટ દાખલ થયો, અને તે વહિવટ તેમના જ રાજ્યમાં સારી રીતે દીપી આવ્યો. જો કે હજી તેમાં કેટલીક ખામીઓ હશે, પણ તે હવે દિવસે દિવસે સુધરતી જશે. આ વહિવટ હવે કોઈ દિવસ નીકળી જવાનો સમ્ભવ નથી.

---

# सामान्य ज्ञानना पाठ.

( ચાલુ પૃષ્ઠ ૧૨૪ થી. )

### પાઠ ૮ મો.

### વખતનું માપ—ઘડિયાળ.

આ પાઠ શિખવતી વખતે ઘડિયાળના કાંટા વારંવાર ફેરવવા પડશે. પણ તેમ કરવાથી સાચુ ઘડિયાળ બગડવાનો ભય રહે છે, તેથી શિક્ષકે બની શકે તો એક જૂનુ બગડેલું ઘડિયાળ પેદા કરવું; અને તેમ ન બને તો બજારમાં જૂનાં ઘડિયાળ મળે છે તેવું એક લાવવું.

શિક્ષકે પ્રથમ પાછલા પાઠોનું પુનરાવર્ત્તન કરાવી આગળ ચાલવું.

" છોકરાઓ, તમે પાછલા બે પાઠમાં કલાક, મિનિટ, અને સેકન્ડ કાંટા વિષે શીખી ગયા તો હવે તે દરેક વિષે તમે શું શીખ્યા તે ફરીથી

કહી જશો ! મગન, પહેલાં તમે કલાક કાંટા વિષે બોલો." ઘડિયાળના ચંદા ઉપરના મ્હોટા વર્તુલમાં બે કાંટા જડેલા છે, તેમાંના ન્હાના કાંટાને કલાક કાંટો કહે છે. મ્હોટા વર્તુલ ઉપર મૂકેલા આંકમાંના એકથી બીજા સુધી જતાં આ કાંટાને એક કલાક લાગે છે.

" છગન, હવે તમે મિનિટ કાંટા વિષે બોલો." મ્હોટા વર્તુલમાંના મ્હોટા કાંટાને મિનિટ કાંટો કહેછે. મ્હોટા વર્તુલના પરિઘ પર મૂકેલા ન્હાના કાપામાંના એકથી બીજા સુધી જતાં તેને એક મિનિટ લાગે છે, અને આખા પરિઘ પર તે એક કલાકમાં ફરી રહે છે.

" છોટાલાલ, હવે તમે સેકન્ડ કાંટા વિષે બોલો." મ્હોટા વર્તુલની અન્દર આવેલા ન્હાના વર્તુલમાં જડેલા કાંટાને સેકન્ડ કાંટો કહે છે. ન્હાના વર્તુલના પરિઘ ઉપર મૂકેલા સાઠ સરખા કાપામાંના એકથી બીજા સુધી તે એક સેકન્ડમાં જાય છે, અને આખા પરિઘ પર તે એક મિનિટમાં ફરી રહે છે.

" હવે સાંભળો. આપણે હાલના વખતમાં દિવસની શરૂઆત મધ્ય રાત્રીથી ગણીએ છીએ. તે વખતે આપણે કલાક કાંટો બરાબર ૧૨ ઉપર મૂકીએ છીએ. ત્યાર પછીના બાર કલાકમાં તે વર્તુલના પરિઘ પર એક આંટો ફરી રહે છે ત્યારે મધ્યાન્હ અથવા બપોર થાય છે. ત્યાર પછી તે બીજો આંટો ફરી રહે છે ત્યારે મધ્ય રાત્રી થાય છે, એટલે તે દિવસ પૂરો થઈ બીજા દિવસની શરૂઆત થાય છે. આ આંટા ફરતી વખતે કલાક કાંટો જે જે આંક ઉપર આવે તેટલા વાગ્યા એમ આપણે કહીએ છીએ. કલાક કાંટો કોઈ આંક પર હોય અને મિનિટ કાંટો બરાબર ૧૨ ઉપર હોય તો જે આંક પર કલાક કાંટો હોય તેટલા પૂરા વાગ્યા એમ આપણે કહીએ છીએ. જો કલાક કાંટો કોઈ બે આંકની વચ્ચે હોય તો મિનિટ કાંટો ૧૨ સિવાયના બીજા કોઈ આંક પર અથવા બે આંકની વચ્ચે હોવો જોઈએ. ન્હાના કાપા ગણવાથી અથવા એક મ્હોટા કાપા બરાબર ૫ મિનિટ પ્રમાણે ગણવાથી ઉપર કેટલી મિનિટ થઈ છે તે

**લક્ષણ**—આ જાતનાં બીજાં પ્રાણીઓની પેઠે બિજ્જુ પણ રાત્રે જ બહાર નીકળે છે. પોતે જાતે ખોદેલી બોડમાં તે આખો દિવસ ભરાઈ રહે છે. પહાડી ભાગોમાં તેની વસ્તી વધારે જોવામાં આવે છે. સપાટ દેશોમાં જ્યાં નદીની ભેખડો ઊંચી હોય છે ત્યાં પણ તે રહે છે. નર માદા એકઠાં રહે છે. ઉંદર, પક્ષીઓ, દેડકાં, અને ન્હાનાં જીવડાં પર તે ગુજારો કરે છે. ખડામાં રહેનારાં શિકારનાં પક્ષીઓનો તે બહુ નાશ કરે છે. મધ અને મધ માખો તેને બહુ ભાવે છે. હિન્દુસ્તાનના ઘણા ભાગોમાં લોકો એવું માને છે કે દાટેલાં મૂડદાંને તે જમીન કે ઘોરોમાંથી ખોદી કહાડી ખાઈ જાય છે. તે ઉપરથી કેટલાક પ્રાન્તોમાં તેને ઘોર ખોદનાર અથવા એ જ અર્થનાં બીજાં નામ આપવામાં આવ્યાં છે. ઇરાનમાં પણ લોકોમાં તેને વિષે એવી જ વાતો ચાલે છે. પણ કેટલાક યુરોપીઅન શિકારીઓ અને પ્રાણીનાં લક્ષણો સમ્બન્ધી શોધ કરનારા માણસો કહે છે, કે આ પ્રાણી જમીન ખોદી મૂડદાં કહાડે છે તે વાત તદન ખોટી છે. આ બાબતનો પાકો નિર્ણય થયો નથી. જ્યાં માંસ મળી શકતું નથી ત્યાં તે ફળ ફળાદી અને કન્દ મૂળ ખાય છે. પકડાયા પછી તે ઝટ હળી જાય છે. પાળેલું બિજ્જુ શાન્ત અને રમતીઆળ થાય છે, અને ઊંધે માથે ગોટીલાં ખાઈને રમત કરતાં શીખે છે.

---

## બાલાસુર.

વર્ગ—ફરોડવાળાં.          જાત—સ્તનવાળાં.          પ્રકાર—માંસાહારી.

આ પ્રાણી ગુજરાતમાં થતું નથી, તેથી તેને માટે ખાસ નામ નથી. ઉત્તર હિન્દુસ્તાનમાં તેને બાલાસુર કે બાલ્લાસુર, અને મણીપુરમાં નુક કહે છે. તેના શરીર કરતાં તેની પૂંછડી ચોથા ભાગની હોય છે.

રંગ—બાલાસુરના શરીરના ઉપલા અને નીચલા બન્ને ભાગો ઝાંખા ભૂરા રંગના છે. તેનું માથું સફેદ રંગનું છે. તેના ઉપલા હોઠથી કાળા રંગનો એક પટો તેની આંખો અને કાન સુધી પહોંચે છે, અને બીજો તેવો જ પટો હડપચી આગળ થઈને આંખ સુધી પહોંચી ઉપલા પટાને

મળી જાય છે. તેનું ગળું, ગરદનની બાજુઓ, અને પૂંછડી સફેદ રંગનાં છે.

કદ—નરના શરીરની કુલ લમ્બાઈ અઢી ફુટ હોય છે, અને પૂંછડી પોણો ફુટ લાંબી હોય છે. તેના પગ ચાર પાંચ ઇન્ચ લાંબા હોય છે. નર કરતાં માદા કદમાં ન્હાની હોય છે.

વસ્તી—પૂર્વ હિમાલયના મૂળ આગળ, નેપાળ, સિકિમ, આસામ, સિલ્હટ, આરાકાન, પેગુ, અને તિનાસરીમમાં આ પ્રાણીની વસ્તી છે. આ સિવાયના હિન્દુસ્તાનના બીજા ભાગોમાં તેની વસ્તી નથી.

લક્ષણ—આ પ્રાણી ખાડા ટેકરાવાળી જમીનો અને જંગલોની ન્હાની ટેકરીઓમાં રહે છે. પત્થરમાં પડેલી ફાટોમાં અને જમીનમાં જાતે ખોદેલી બોડોમાં તે પોતાનું રહેઠાણ કરે છે. ફક્ત રાત્રે જ તે બહાર નીકળે છે. માંસ, માંછલી, પેટે ચાલનારા કીડા, અને ફળ ખાઈને તે પેટ ભરે છે. તેને અળશીઆં બહુ ભાવે છે. પોતાની બોડમાં તે આખો દિવસ ઊંધ્યા કરે છે, અને તે વખતે તેને જગાડવામાં આવે તો તે બહુ ક્રૂર બને છે. ચિડાય છે ત્યારે તે ગળામાંથી એક જાતનો ઘુર ઘુર કરતો અવાજ કરે છે, અને દુશ્મનને સખત બચકાં ભરે છે. તેની નજર કરતાં વાસ પારખવાની શક્તિ બહુ તીવ્ર છે. તે સૂતું હોય ત્યારે જો કાંઈ ખરભડાટ થાય તો જે દિશામાંથી અવાજ આવતો હોય તે દિશા તરફ નજર કરવાને બદલે તે પોતાનું મ્હો ઊંચું કરીને વાસ પારખવા સારૂ નાકનો ઉપયોગ કરે છે. કેળાં જેવા નરમ પદાર્થને પણ તે છુંદીને ખાય છે. રીંછની પેઠે તે પાછલા બે પગ પર ટટાર ઊભું રહી શકે છે.

---

# ખનિજ પદાર્થો.

## અબ્રખ.

અબરખ તો સૌ કોઈએ જોયું હશે, પણ તે શી વસ્તુ છે, ક્યાંથી નીકળે છે, અને તેના ખાસ ઉપયોગ શા છે, તે બાબતનો પૂર્ણ વિચાર ઘણા થોડાએ જ કર્યો હશે. તે ખનિજ પદાર્થ છે, એટલે કે તેને ખાણમાંથી ખોદી કહાડવામાં આવે છે. આ પદાર્થના જાડા ગઠ્ઠા કે ચોસલાં

હોય છે, તેમાં એવો ગુણ રહેલો છે કે તેને સૂંભાળથી ચીરીએ તો ઘણાં પાતળાં પાનાં ઉતરી શકે છે. આ પાનાં કાચ અને ધાતુના જેવાં ચળકતાં છે, એટલું જ નહિ, પણ તે પારદર્શક છે, એટલે કે કાચની પેઠે તેમાંથી આર પાર જોઈ શકાય છે. ધાતુ કે કાચના જેવાં તે સખ્ત કે બરડ નથી પણ નરમ છે. એક ઇન્ચના લાખમા ભાગ જેટલાં પાતળાં પતરાં તેમાંથી પડી શકે છે. અબરખનો રંગ કોઈ કોઈ વખત લીલો, કાળો, રાતો, વધ્‍ ખીરીઓ, તથા પીળો અને ઘણીવાર રૂપા જેવો સફેદ ચળકતો હોય છે. નદીઓની રેતીમાં અને ઘણી જાતના પત્થરોમાં જે ચળકાટ દેખાય છે તે અબરખનાં રજકણો તેમાં હોય છે તેને લીધે જ છે.

પૃથ્વીના બધા દેશોમાં અબરખના પહાડો હોતા નથી. અમેરિકાના પેરુ દેશમાં અને એશિયામાં સૈબીરીઆ તથા હિન્દુસ્તાનમાં તેની મ્હોટી ખાણો છે. હિન્દુસ્તાનમાં મદ્રાસ, મુમ્બઈ, અને બંગાળા ઇલાકામાં કેટલીક જગાએ તે નીકળે છે. મદ્રાસ ઇલાકાના વિજાગાપટ્ટન જિલ્લામાં એક મ્હોટી ખાણ છે, ત્યાંનો અબરખ એક રૂપીએ બાર શેર મળે છે. બંગાળા ઇલાકામાં હઝારી બાગ પ્રાન્તમાં તેની ખાણ છે. આ ખાણમાં ફેલસપાર અને ચકમકના પત્થરોની સાથે મળેલો અબરખ નીકળે છે. આ ખાણનો લાખો મણ અબરખ દર સાલ કલકત્તે જાય છે, અને ત્યાં તે ૭॥ રૂપીએ એક મણ લેખે વેચાય છે. મુમ્બઈ ઇલાકામાં સાવંતવાડી અને તેની આસપાસના ભાગોમાં પુષ્કળ અબરખ નીકળે છે. બહાર પ્રાન્તમાં ગયા જિલ્લામાં પણ પુષ્કળ નીકળે છે. સમ ચોરસ નવ ઇન્ચથી તે ત્રણ ફુટ સુધીનાં તેના કકડા જડે છે.

ઉપયોગ—અબરખ પારદર્શક અને નરમ છે, તેથી કાચને બદલે જડવામાં તે વપરાય છે. તોપખાનાની પાસેનાં મકાનોમાં અને લોઢાંનાં કારખાનાં જ્યાં મોટા હથોડાના ઘાણ વપરાય છે ત્યાં થતા મોટા અવાજના ધક્કા વાતાવરણ ઉપર જબરા ઘાત કરે છે તેથી ત્યાં જડેલા કાચ ટૂટી જાય છે; તેમ જ કારખાનાંમાં ઘડતાં જે ઝીણી કરચો ઊડે છે તેથી પણ કાચ ટૂટી જાય છે. આવી જગાઓમાં કાચને બદલે અબરખની તકતીઓ વાપરવાનું સુગમ પડે છે. કારણ કે તે અવાજના ધક્કાથી તેમ જ

બીજી ક્રસોના લાગવાથી તૂટતી નથી. તેને બહુ ગરમ કરવાથી પણ તે તૂટતી નથી, તેથી અધીઆર ભઠ્ઠીઓમાં બહારથી અન્દર જોવાના પડદા તેના બનાવે છે. અબરખ બહુ જ મંદ ઉષ્ણતા વાહક છે, તેથી તિજોરીઓના પડદામાં તે ભરવામાં આવે છે. કેટલાક લોકો ઘરની દીવાલો અને છતો ઉપર અબરખ છાંટે છે તેથી ચકચકાટી સારી માલૂમ પડે છે. વજનમાં પણ તે બહુ હલકું છે, તેથી બલુનમાં રાખવાનાં અને ટુકલે બાંધવાનાં ફાનસોમાં કાચને બદલે તે વપરાય છે. અબરખને વનસ્પતિયો સાથે મેળવીને તેની દવાઓ બનાવી દેશી વૈદ્યો ઘણા રોગો પર વાપરે છે.

---

# કેળવણી ખાતાની ખબરો.

## પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષાની તારીખ.

### જાહેર ખબર.

(ઠ. નં. ૨૮૮, તા. ૨૫-૪-૧૯૦૧.)

આથી ખબર આપવામાં આવે છે, કે સને ૧૯૦૧ ના સપ્ટેમ્બર માસની તા. ૯ મી (સોમવાર) ને રોજ અને તે પછીના દિવસોએ હલકા દરજ્જાની સરકારી નોકરીમાં દાખલ થવા માટેની પરીક્ષા **ઉત્તર ભાગમાં** નીચે લખેલાં **મધ્ય સ્થળોએ** લેવામાં આવશેઃ—

| | |
|---|---|
| અમદાવાદ. | ભરૂચ. |
| નડીઆદ. | સુરત. |
| ગોધરા. | થાણા. |

૨. તા. ૨૦ મી ડિસેમ્બર સને ૧૯૦૦ ના મુમ્બઈ સરકારી ગેઝેટના ૧ લા ભાગને ૨૫૧૭-૨૫૨૦ મે પાને પ્રસિદ્ધ કરેલા સુધારેલા *નિયમો મુજબ પરીક્ષા લેવામાં આવશે.

૩. સને ૧૯૦૧ ના ઓગસ્ટ માસની તા. ૧ લીએ અથવા તે પહેલાં ઉમેદવારોએ પોતાની અરજીઓ વગેરે પોતાના **મધ્ય સ્થળના** પ્રમુખ સાહેબ તરફ મોકલવી. તે તારીખ પછી કોઈ પણ અરજી લેવામાં આવશે નહિ.

૪. જે ઉમેદવારો થાણા મધ્ય સ્થળે પરીક્ષા આપવાના હોય

---

* જુઓ માર્ચ ૧૯૦૧ ના શાળા પત્રનાં પૃષ્ઠ ૮૫—૯૩.

તેમણે મુમ્બાઈ સરકારી ગઝેટના ૨ જા ભાગમાં, મધ્ય ભાગના મહેરબાન એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબે પ્રગટ કરેલી જાહેર ખબર વાંચવી.

અમદાવાદ,
તા. ૨૫—૪—૧૯૦૧.

A. G. WRIGHT,
આ. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર,
ઉત્તર ભાગ.

---

## નિશાળોનાં ઇનામ પત્રક.

**સુરત જિલ્લો. સુરત મ્યુ. સ્કૂલ. નં. ૧.** શેઠ શિવલાલ શંભુલાલ ખાંડવાળા રૂ. ૧૬-૧૫-૩ **એજન નં. ૬.** શેઠ અભેચંદ કસ્તુરચંદ વગેરે રૂ.૮) **એજન નં. ૧૧.** શેઠ બાલુભાઈ ભાઈશંકર વગેરે રૂ. ૫-૪-૦ **માંડવી કન્યા શાળા.** શા. રૂપચંદ પ્રાગજી રૂ. ૪, મ્હારતર ઘેલાભાઈ માધવભાઈ વગેરે રૂ. ૩), શેઠ પેસ્તનજી નસરવાનજી પાણીની પરબ મંડાવી તથા વાસણ આપ્યાં.

**રેવાકાંઠા-પંચમહાલ વિભાગ. પરતાપ નગર.** રાજપીપળા સ્ટેટના કુમારશ્રી રામસિંહજી રૂ. ૩) **કાલોલ.** રા. ત્રિકમલાલ પ્રાણલાલ રૂ. ૩-૮-૦ **વજીરીઆ.** ઠાકોર સાહેબ કેસરખાનજી કાલુબાવા રૂ.૪) **વહોરા.** વાસણવાના ઠાકોર સાહેબ જોરાવરખાનજી સરદારખાનજી વગેરે રૂ. ૯-૧૮-૦

**કાઠીઆવાડ વિભાગ. જુનાગઢ સ્ટેટ. જુનાગઢ મહોબત મદ્રેસા.** વડોદરાના મે. વિદ્યાધિકારી સાહેબ છગનલાલ ઠાકોરદાસ મોદી રૂ. ૩) **એજન લાડકી બીબી કન્યાશાળા.** એજન રૂ. ૫) **વંથળી કન્યાશાળા.** ખુદાવિંદ નવાબ સાહેબ રૂ. ૨૨-૧-૬ **સુત્રાપાડા કન્યા શાળા.** એજન રૂ. ૪-૮-૦ **ચોરવાડ કન્યાશાળા.** એજન રૂ. ૪-૮-૦ **ઝામકા.** શેઠ હાસમભાઈ મહમદ રૂ. ૩ **અજાબ.** ખુ. નવાબ સાહેબ રૂ. ૩-૧૫-૦ **થાણા પીપળી.** એજન રૂ. ૩-૧૩-૦ **ઊના કન્યા શાળા.** એજન રૂ. ૧૭-૧૪-૩ **કેશોદ.** મે. જમનાદાસ જેઠા રૂ. ૨) **જુનાગઢ કન્યાશાળા.** ખુ. નવાબ સાહેબ રૂ. ૭૫-૧-૧૧ **એજન કન્યા. નં. ૨ જો.** વડોદરા સ્ટેટના વિદ્યાધિકારી સાહેબ છગનલાલ ઠાકોરદાસ મોદી રૂ. ૨-૬-૦

**અમદાવાદ વિભાગ. વિસલપુર.** કવિ જેસિંગભાઈ ત્રીકમદાસ રૂ.૬) **અમદાવાદ મ્યુ. સ્કૂલ નં.૧૨.** ચીનાઈવાળા શેઠ રૂ. ૩) **એજન નં. ૧૩.** શેઠ રણછોડલાલ ગીરધરલાલ મણકીવાળા રૂ. ૮ તથા શેઠ ગોરધનલાલ કેશવલાલ રૂ. ૬) **કાળુપુર ઉરદુ સ્કૂલ.** એક સદગૃહસ્થ રૂ. ૨૦)

શેઠ. જહાંગીરજી હોરમસજી પન્થકી, જી૦ દા૦ સ્કૂલના સેક્રેટરી.
રા. સા. છગનલાલ હરિલાલ પંડયા, બી. એ; જુનાગઢના નાયબ દિવાન.
રા. સા. મણિલાલ નભુભાઈ બી. એ૦ ભાવનગર કોલેજના માજી પ્રોફેસર.
રા. સા. ગોવિન્દ બલવન્ત લધારે, બી. એ.
રા. સા. મોહનલાલ રણછોડદાસ ઝવેરી.

મુમ્બાઈની જોઇન્ટ સ્કૂલ કમિટિના સદ્‌ગૃહસ્થોએ પસન્દ કરેલી અને બીજી, કોપીબુકો સાથે સરખાવ્યાં પછી પોતાના તાબાની સ્કૂલોમાં એજ કોપી વાપરવી.

મે. ડોકટર ટોમસ બ્લેની.
મે. કેખશરૂ નવરોજજી કાબરાજી.
મે. અબદુલા મીરઅલી ધરમશી.
મે. ગણેશરામ નીલકંઠ નાડકરની.
મે. ગ્રેટન જીઆરી.
મે. પ્રોફેસર આર. જી. ઓકસનહામ.
મે. કાશીનાથ ત્ર્યમ્બક તેલંગ.
મે. નવરોજજી નસરવાનજી વાડીઆ. સી. આઈ. ઈ.
મે. દ્હાનાભાઈ નસરવાનજી સેક્રેટરી સ્કૂલ બોર્ડ.

સુરત જોઇન્ટ સ્કૂલ કમિટીના સદ્‌ગૃહસ્થોએ પસન્દ કરેલી અને સૌમાં શ્રેષ્ઠ લેખવેલી અને પોતાના તાબાની સ્કૂલોમાં વાપરવાની ઘણી ખુશી દેખાડેલી.

મે. રેવરન્ડ જે. શિલેડી.
મે. મંછારામ ઘેલાભાઇ.
મે. સૈયદ મોલવી અબદુલ કાદર.
મે. ભાનુશંકર નારણશંકર.
મે. હરિલાલ ઘુઘાભાઇરામ ઘરૂ.
મે. નનુમીઆં બક્ષુમીઆં શેખ.

## પ્રોફેસરો, પ્રિન્સિપલો અને હેડમાસ્તરો.

રા. સા. વામનરાવ આબાજી મોદક, બી. એ, માજી હે. મા. એલ્ફિન્સ્ટનહાઇસ્કૂલ.
ખા. બા. જમશેદજી અરદેશર, દલાલ, એમ. એ. એલ. એલ. બી; ગાયકવાડ કેળવણીખાતાના ડિરેકટર અને ગુજરાતકોલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ. ડોસાભાઇ નસરવાનજી વાડીઆ, એમ. એ; પ્રિન્સિપલ, સર. જ જી. પા. એ. ઇન્સ્ટિટયુશન, મુમ્બાઈ.
ખા. બા. જમશેદજી નવરોજજી ઊનવાળા, એમ. એ, ભાવનગર કોલેજ.
શેઠ. એદલજી ડોરાબજી તળાટી, બી. એ; અમદાવાદ હાઇસ્કૂલ.
શેઠ. ફરદુનજી મનચેરજી દસ્તુર, એમ. એ; પ્રોફેસર, પૂના કોલેજ.
ખા. સા. ઇબ્રાહીમ મહમદ સાયાની, બી. એ; હેડમાસ્તર ભરૂચહાઇસ્કૂલ.
રા. સા. માધવલાલ હરિલાલ દેશાઇ, પ્રિન્સિપલ. ટ્રેનિંગ કોલેજ અમદાવાદ.
મિ. એ. એસ, જર્વિસ, સુરત મિશન સ્કૂલના પ્રિન્સિપલ.
મિ. વિલિયમ બીટી. બી. એ; સુરત મિશન સ્કૂલના મેનેજર.
રા. સા. નવલરામ લક્ષ્મીરામ, રાજકોટ ટ્રેનિંગ કોલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ બહેરામજી ફરામજી પટેલ બી. એ. માજી હેડમાસ્તર સુરત હાઇસ્કુલ.
શેઠ હોરમજજી જહાંગીર પ્રોપ્રાયેટરી સ્કૂલના માલિક.
શેઠ. ફરામજી જમનજી માસ્તર બી. એ. ફોર્ટ હાઇ સ્કૂલના માલિક.
શેઠ. માણેકજી બેજનજી કુપર ફોર્ટ હાઇ સ્કૂલના માજી હેડમાસ્તર.
શેઠ બરજોરજી ખરશેદજી શેજાણા, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. નસરવાનજી ખરશેદજી નાનજી, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. જમશેદજી, ખંડુબાસ, બી. એ. કયુરેટર ગવર્નમેન્ટ સેન્ટ્રલ બુકડીપો.
શેઠ. માણેકશા બહેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર.
રા. રા. લક્ષ્મીદાસ, દી, હેડમાસ્તર આલ્ફ્રેડ હાઈ સ્કૂલ ભૂજ,

રા. રા. એમ. એગ. બલસારી બી.એ.માજી હેડમાસ્તર, ગોધરા એ,વ:સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ,હેડમાસ્તર, ઍંગ્લોવર્નાક્યુલરસ્કૂલ, ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, ખાન ખાનમહમદ હબીબભાઈ સ્કૂલ.
શેઠ. રૂસ્તમજી મહેરવાનજી માસ્તર, હેડમાસ્તર, ફરામજી પટેલ સ્કૂલ.

## મુમ્બઈની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.

મે. ગુલાબદાસ સુન્દરદાસ ચોકશી.
મે. પ્રાણજીવનદાસ કહાનદાસ.
મે. હરકિષનદાસ બ્રિજલાલ.
મે. શિવશંકર કૃષ્ણાજી ભટ્ટ.
શેઠ. મહેરવાનજી સોરાબજી દલાલ.
શેઠ. ફકીરજી સોરાબજી ગદ્રોઇના.
મે. માણેકલાલ ધીરજરામ આધ્યારૂ.
મે. આત્મારામ જેકિપનદાસ.
મે. મોહનલાલ પ્રસાદરાય.
મે. વ્રજલાલ પાનાચન્દ.

**મુમ્બઈ અને ગુજરાતના જાહેર છાપાના મતો:**—રાસ્ત ગોફ્તાર, મુંમ્બઈ સમાચાર, જામે જમશેદ, અખબારે સોદાગર. કૈસરેહિન્દ. ગુજરાતી,વૃજદાં પરસ્ત; રિપન રિપોર્ટર, ઇન્ડીયન સ્પેક્ટેટર, ગુજરાત મિત્ર, પ્રજામિત્ર, સૂર્યપ્રકાશ,સુરત અખબાર, દેશીમિત્ર,ભરૂચ સમાચાર, હિતેચ્છુ.

## દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.

૧. રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વ્યાપારીઓ જેઓ, ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૩૦ ટકા ડિસ્કાઉન્ટ આપવામાં આવશે, પેકિંગ અને રેલ્વેનો સર્વે ખર્ચ આપવામાં આવશે.

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ મળશે, પણ રેલવે પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વે ખર્ચ ખરીદનારને સાથે.

૩ માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઈ રીત ખરાબ થાય તથા તે માલને નુકસાન પૂગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

નમુના
આદરજી કાવસજી માસ્તરની

દસ્કત શિક્ષક કોપી બુકોની
સ્ટીલપેનોના



૪. જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને કયાં મોકલાવવો તેનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું.

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વ માસ્તરોને તથા બુકસેલરોને વિનંતિ પૂર્વક જણાવવાનું કે દરકત શિક્ષક કોપીબુકોના સાથે અમોએ બીજી કોઈ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણો કરી છે. એક વખત કામ પાડી જોયાથી ખાત્રી થશે, પેકિંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું.

નોટપેડ કાગળ લીધામાં આવશે નહિ.

દરકત શિક્ષક કોપીબુકોના જ દરેક ભાગના જુદા જુદા કદના અક્ષરોને જ બન્ધબેસતી સ્ટીલપેનો ખાસ ઇંગ્લંડથી મ્હોટે ખર્ચે બનાવી મંગાવી છે. **એસ્ટીલપેનોગુજરાતી, મરાઠી, ઉર્દુ, અને ફારસીલખવાનેઘણીસગવડભરેલી** છે. દરેક બોકસમાં ડજન-૬ કિમ્મત રૂ.૦॥ ઓછામા ઓછા ૮ બોકસ મગાવનારને ૬। ટકા કમીશન મળશે. ને ૨૫ યા તેથી વધુ બોકસ લેનારને ૧૨॥ ટકા મળશે. વેલ્યુ પેએબલથી ૧ થી ૬ બોકસ મંગાવનારને ખર્ચના ૨ ૦।≈ વધારે લાગશે. **ભૂલી જતા નાહ.** અને પૈસા પહેલા મોકલવાથી ૧ થી ૬ બોકસના ખર્ચના બે આના લાગશે.

**આદરજી કાવસજી માસ્તર.** દરતક શિક્ષક કોપીબુકો તથા સ્ટીલપેનોના પ્રગટ કર્તા. અને કમિશન એજન્ટ. **ધોબીતળાવ મુંબઈ.**

---

## હિન્દની સ્કૂલોને માટે મંજૂર કરેલાં મેકમિલન કંપનીનાં ઉપયોગી પુસ્તકો.

૧. નવા ઓરીએન્ટલ રીડર્સ. રચનાર. ડબલ્યુ. બેલ. એ. ઈ. લાહોર. ઇંગ્રેજી પ્રથમ પોથી. ૦-૪-૦ પ્રથમ રીડર. ૦-૫-૦, ૨ જો રીડર. ૦-૬-૦, ૩ જો રીડર. ૦-૮-૦, ૪ થો રીડર ૦-૧૦-૦, ૫ મો રીડર. ૦-૧૦-૦, ૬ ઠ્ઠો રીડર ૦-૧૨-૦, ૭ મો રીડર ૧-૦-૦, રંગ પૂરેલા ૩૨ નકશાનો આટલાસ કાગળના પુઠાનો ૦-૧૨-૦, છીંટના પુઠાનો ૧-૦-૦, ગણિત. (કર્તા બર્નાર્ડ સ્મિથ તથા હડસન). ૨-૦-૦

૨. જે. સી. નેસ્ફીલ્ડ એમ એ. નું બનાવેલું ઇંગ્રેજી ભાષાનું વ્યાકરણ. બુક ૧ લી ૦-૫-૦, બુક ૨ જી ૦-૮-૦, બુક ૩ જી ૧-૦-૦, બુક ૪ થી ૨-૮-૦, ત્રીજી તથા ચોથી બુકના ખુલાસા દરેકના ૦-૧૨-૦.

૩. નીચેની ચોપડી મે. ડિ. સાહેબે પ્રા. શાળાઓ માટે મંજૂર કરી છે. **હિન્દનો દેશ જન.** (કર્તા-સર ડબલ્યુ લી વારનર કે. સી એસ. આઈ ડિ. ૦-૮-૦. આ બુક કોઈ પણ બુક સેલરને ત્યાંથી મળશે, અને મેકમિલનની બુક ડેપોમાંથી પણ મળશે -ઠેકાણું. નં. ૧૨ બેન્ક સ્ટ્રીટ, મુંબાઈ.

---

પોતાની મેળે ઇંગ્રેજી શીખવા ચ્હાનાર માટે વ્યાકરણના નિયમો વાળુ ઉત્તમ પુસ્તક. **હિ ટીચર,** આવૃ. ૨ જી શાળા માસ્તરો માટે કી. રૂ. ૧) બીજા માટે રૂ. ૧। પોસ્ટેજ ખર્ચ જુદો કર્તા મગનલાલ ઠાકોરદાસ આડતીઆ. ક્લાર્ક મે. એ. ઈ. સા. ઓરીસ. અમદાવાદ.

## સૂચના.

આ પત્ર સમ્બન્ધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નાટપેડ દાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોકખે અક્ષરે કાગળની એક જ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસન્દ પડેલું લખાણ પાછું મોકલવા બન્ધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળા ખાતાના ડેપ્યુટી અને એસિસ્ટન્ટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સમ્બન્ધી હકીકત સ્કૂલ બોર્ડો તથા દેશી રાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમ જ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. હેન્ડબિલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઈએ.

મની ઓર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સમ્ભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિમ્મત અગાઉથી જ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે. પોસ્ટેજ માફ, છુટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના. પદરના ખર્ચે લેનાર દશ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે ૦-૧૨-૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસન્દ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ થી રૂ. ૨ સુધી આપવામાં આવશે. ચર્ચા પત્રનો એમાં સમાસ થશે નહિ.

### જાહેર ખબરો છાપવાના ભાવ.

| રૂ. | લીટી. |
| --- | --- |
| ૧ | ૪ |
| ૨ | ૮ |
| ૩ | ૧૫ |

એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણે જ. બાર માસ સગી લાગલાગટ હશે તો પ્રથમ પુરો ચાર્જ અને તે પછીના અગીઆર મહિના સગી પા ગણો ચાર્જ પડશે. બાર મહિનાથી ઓછી મુદત હશે તો પહેલે મહિને પુરો ચાર્જ અને પછીને દરેક મહિને અર્ધો ચાર્જ લેવાશે.

### હેન્ડબિલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮-૦-૦, અર્ધા તોલા સુધીના રૂ. ૧૦-૦-૦, અને એક તોલા સુધીના રૂ. ૧૨-૦-૦ તે ઉપરનાને માટે ઠરાવ(?) લખવું.

અંક ૬ ઠો. પુસ્તક ૪૦ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળા પત્ર.

જૂન ૧૯૦૧.

## અનુક્રમણિકા.



(કેળવણી ખાતાના હુકમથી.)

અમદાવાદ.

યુનાઈટેડ પ્રિન્ટિંગ પ્રેસ.

રા. સા. હરિલાલ મનઃસુખરામ, બારીઆ સ્ટેટના કારભારી.
રા. બા. જગજીવનદાસ ખુશાલદાસ માજી ડેપ્યુટી કલેક્ટર તથા સેશન જજ અને સુરત મ્યુનિસિપલ સ્કૂલ કમિટિના પ્રમુખ.
રા. સા. મનસુખરામ સૂર્યરામ, ત્રિપાઠી, જૂનાગઢ સ્ટેટના એજન્ટ.
રા સા. રણછોડભાઇ ઉદયરામ, કચ્છના નાયબ દિવાન.
મહૂમ રા. બા. ભોળાનાથ સારાભાઈ.
રા. રા. કવિ દલપતરામ ડાહ્યાભાઈ, સી. આઈ, ઈ.
ખા. સા. બમનજી એદલજી મોદી, એમ, એ; ડેપ્યુટી કલેક્ટર અને સ્કૂલ કમિટિના ચેરમેન, ભરૂચ.
રા. રા. કાળાભાઈ લલ્લુભાઈ વકીલ, સુરત સ્કૂલ બોર્ડના પ્રમુખ.
શેઠ કેખશરૂ એદલજી મોદી, બી. એ, સુરત સ્કૂલ બોર્ડના મેમ્બર.
મહૂમ રા.રા કવિનર્મદાશંકર લાલશંકર,ગો૦તે૦ના ધર્મખાતાના માજી સેક્રેટરી

## કેળવણી ખાતાના હાલના તથા માજી ઇન્સ્પેકટરો.

રા. બા. મોતીરામ રાજારામ, માજી ડે. એ. ઇ. સુરત.
રા. સા. ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી, ડે. એ. ઈ. અમદાવાદ
રા. સા. શિવરામ સદાશિવ નાડકરની, બી, એ; ડે.એ. ઇ. રત્નાગિરિ.
રા. સા. વ્રજરાય સન્તોકરાય દેસાઇ, બી. એ: માજી, ડે. એ. ઇ. મુમ્બઇ
રા. સા. કૃષ્ણલાલ ગોવિન્દલાલ મહેતા,ડે.એ.ઈ;ઝાલાવાડપ્રાન્ત,કાઠિયાવાડ.
રા. સા. હરિવલ્લભ મૂળજી વિજય, માજી,ડે.એ.ઇ;હાલાર પ્રાન્ત કાઠિયાવાડ.
રા. સા. ગણપતરામ અનુપરામ ત્રિવેદી, ડે. એ,ઇ;સોરઠ પ્રાન્ત કાઠિયાવાડ
ખા. સા. કરમઅલી રહીમઅલી નાનજીઆની.બી.એ;ડે.એ.ઇ, ખેડા.
રા. સા. આર. એસ. તાંડી, બી એ; ડે. એ. ઇ, મરાઠી સ્કૂલ, મુમ્બઈ.
રા. સા. મનસુખલાલ મુગટલાલ મુનશી, બી. એ. એલ. એલ. બી. હાઈ કોર્ટના સોલિસિટર, મુમ્બઈ.
પ્રો. ગોકળદાસ કહાનદાસ પારેખ, બી. એ. એલ. એલ. બી.
શેઠ. જહાંગીરજી હોરમજજી પન્થકી, જી૦ દા૦ સ્કૂલના સેક્રેટરી.
રા. સા. છગનલાલ હરિલાલ પંડયા, બી. એ; જૂનાગઢના નાયબ દિવાન.
રા. સા. મણિલાલ નભુભાઈ બી. એ૦ ભાવનગર કોલેજના માજી પ્રોફેસર
રા. સા. ગોવિન્દ બલવન્ત લધાટે, બી. એ.
રા. સા. મોહનલાલ રણછોડદાસ ઝવેરી.

મુમ્બાઇની જોઇન્ટ સ્કૂલ કમિટિના સદ્‌ગૃહસ્થોએ પસંદ કરેલી અને બીજી કોપીબુકો સાથે સરખાવ્યા પછી પોતાના તાબાની સ્કૂલોમાં એજ કોપી વાપરવી.

મે. ડોકટરટોમસ બ્લેની.
મે. કેખશરૂ નવરોજજી કાબરાજી.
મે. અબદુલા મીરઅલી ધરમશી.
મે. ગણેશરામ નીલકંઠ નાડકરની.
મે. મેટન જીઆરી.
મે. પ્રોફેસર આર જી. ઓકમનદામ
મે. કાશીનાથ ત્ર્યંબક તેલંગ.
મે. નવરોજજી નસરવાનજી વાડીઆ. સી. આઈ. ઈ.
મે. ન્હાનાભાઈ નસરવાનજી સેક્રેટરી સ્કૂલ બોર્ડ.

# ગુજરાત શાળા પત્ર.

પુસ્તક ૪૦ મું. જૂન ૧૯૦૧. અંક ૬ ઠો.


## માસ.

ગયાં અંકમાં હમે સુરતમાં મળેલા મુસલમાનોની કેળવણીના કોન્ફરન્સની હકીકત આપી હતી. એ કોમને માટે સાધારણ રીતે એવી ફર્યાદ થાય છે, કે તેઓ ધર્મની કેળવણી ઉપર જેટલું ધ્યાન આપે છે તેટલું વ્યવહારી કેળવણી ઉપર આપતા નથી. હિન્દુ જુવાનીઆઓના સમ્બન્ધમાં તેથી ઉલટી જ ફર્યાદ સાંભળવામાં આવે છે. તેઓ સરકારી શાળાઓની કેળવણી ધ્યાન આપીને લે છે, પરન્તુ તેમની ધર્મની કેળવણી ઉપર ઘણું કરીને બિલકુલ ધ્યાન અપાતું નથી. આ સ્થિતિમાં સુધારો કરવાને કેટલાક હિન્દુ ગૃહસ્થો અને વિદ્વાનોએ વિચાર કરવા માંડયો છે, અને એ વિષય ગઈ તા. ૫ મી એપ્રિલ અને તે પછીના દિવસોએ અમદાવાદમાં મળેલી સનાતન ભારત ધર્મ મહા પરિષદ્‌માં હાથમાં લેવામાં આવ્યો હતો. પરિષદ્‌ને આ વર્ષે અમદાવાદ બોલાવવાને મર્હુમ રા. રા. માધુભાઈ રણછોડભાઈ અને બીજા ગૃહસ્થોએ શ્રમ લીધો હતો, પરન્તુ પરિષદ્ મળવાને આગલે જ દિવસે રા. માધુભાઈનો કૈલાસ વાસ થવાથી સભાને ઘણો ખેદ થયો હતો. પરિષદ્‌માં મુમ્બઈથી અને ગુજરાત તથા દક્ષિણનાં ઘણાં ગામોથી પ્રતિનિધિઓ આવ્યા હતા, અને પ્રમુખ પદ સ્વામી શ્રી માધવતીર્થે લીધું હતું. પરિષદે ધર્મ અને નીતિનું શિક્ષણ આપવાને, વેદ વિદ્યાના વધારા માટે એક મ્હોટી વિદ્યા પીઠ સ્થાપવાને, હિન્દુ પંચાંગ સુધારવાને, આર્ય વૈદકની અભિવૃદ્ધિ કરવાને, દેવસ્થાન ધર્માદાની મિલકતની વધારે સારી વ્યવસ્થા કરવાને, અનાથાશ્રમ સ્થાપવાને, હિન્દુ છોકરાને બીજા ધર્મમાં જતા અટકાવવાને, મદ્ય પાનનો નિષેધ કરવાને,

ગોરક્ષણ કરવાને, અને રાજ્ય કર્તા આદિનો આભાર માનવાને ઠરાવો કર્યા હતા. આ પૈકી પહેલા ચાર જ ઠરાવોને કેળવણી સાથે સમ્બન્ધ હોવાથી માત્ર તેમના વિષે હમે થોડું વિવેચન કરીશું. ધર્મ અને નીતિનું શિક્ષણ આપવાનો ઠરાવ બહુ અગત્યનો છે. હાલ શાળાઓમાં નીતિનું શિક્ષણ નથી અપાતું એમ કહેવું કેવળ ખોટું છે. સરકારી શાળાઓની વાંચન ચોપડીઓમાં નીતિના પુષ્કળ પાઠ છે, અને જો પુસ્તકથી જ નીતિ શીખાતી હોય તો તે શિખવવામાં કાંઈ જ કસર રહેતી નથી એમ કહેવું જોઈએ. પરન્તુ નીતિના શિક્ષણમાં પુસ્તકો અને મ્હોનો બોધ બહુ જ થોડું કામ કરે છે. * તે માટે મુખ્યત્વે કરીને મા બાપ અને ગુરૂઓનું વર્તન શ્રેષ્ઠ પ્રકારનું હોવું જોઈએ કે છોકરાં તેમનું અનુકરણ કરે. વળી ન્હાનપણથી તેમને સારી રીતે ચાલવાની ટેવ પાડવી જોઈએ. ટેવથી સઘળું કામ સરળ

* બ્રહ્મ દેશના ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબ પોતાના ગઈ સાલના રિપોર્ટમાં લખે છે તે ખરું છે કે—"ચોપડીઓની મારફત જેટલું નીતિનું શિક્ષણ આપી શકાય તેટલું ઉત્તમ પ્રકારે અપાય છે. નીતિ, સંસાર, અને રાજ્ય એ ત્રણ તરફની દૃષ્ટિએ જોતાં આપણી ચોપડીઓ ઘણી સારી છે. પણ મુખ્ય આધાર શિક્ષકોની વર્ત્તણૂક ઉપર છે. સારા ટ્રેન થયેલા શિક્ષકો નીમો, તેમને યોગ્ય પગાર અને ભવિષ્યની ચઢતીની આશા આપી સન્તોષી બનાવો, પેનશનની આશાથી ઘડપણની ચિન્તામાંથી તેમને મુક્ત કરો, એટલે સામાન્ય દેખરેખથી ઊગતી પ્રજાની નીતિને માટે શિક્ષકો જેટલું કરી શકશે તેટલું આજ સુધી પ્રસિદ્ધ થયેલી અને હવે પછી પ્રસિદ્ધ થવાની સઘળી નીતિની ચોપડીઓ એકઠી મળીને પણ કરી શકવાની નથી." બંગાળાના ડિરેક્ટર સાહેબ પણ તેવું જ લખે છે. તે કહે છે કે—"ઘણો આધાર શિક્ષકો ઉપર છે. જોઈએ તેવો શિક્ષક મળ્યો એટલે આખી નિશાળની નીતિ ઊંચી થયા વિના રહેતી નથી. માબાપની અસર પણ થોડી અગત્યની નથી. ઘર એ સંસારનું મધ્ય બિન્દુ છે, અને જ્યાં મા બાપો પોતાની ફરજમાં ચૂકે છે ત્યાં છોકરાં માટે કાંઈ થઈ શકતું નથી."

થાય છે, અને ન્હાનપણુથી સારી ટેવો પડી હશે તો અજાણે પણ બાળકો સારૂં કામ કરશે અને અનીતિ અટકશે. છતાં ધર્મના શિક્ષણ વિના નીતિનું શિક્ષણ પાંગળું રહે છે, અને કોઈ મ્હોટી લાલચ આગળ ધર્મની બ્હીક વિના એકલી નીતિ ટકી શકતી નથી, એમ કેટલાક લોકો કહે છે તે છેક વજન વિનાનું નથી. પરન્તુ આ દેશમાં એટલા ધર્મો અને પન્થો છે કે તેમનું શિક્ષણ સરકારી શાળાઓમાં શી રીતે આપી શકાય તે હમે સમજી શકતા નથી. હમને લાગે છે કે ધર્મનું શિક્ષણ આપવાને દરેક ધર્મના લોકોએ જુદી શાળાઓ સ્થાપવી જોઈએ, અને ત્યાં તે બાબતનું શિક્ષણ અપાવું જોઈએ. અથવા ધર્મનું અને વ્યવહારી શિક્ષણ સાથે અપાય એવી પન્થ વાર જુદી શાળાઓ સ્થપાશે તો આ કામ બનશે. ખ્રિસ્તી આદિ લોકો એ રીતની તજવીજ કરે છે, અને હિન્દુ ધર્મના આચાર્યો અને મા બાપો જો આ વાત બરાબર ધ્યાન ઉપર લેશે તો તેમાં બહુ મુશ્કેલી આવશે નહિ. ઘણું કરીને હિન્દુ ધર્મના શિક્ષણના સમ્બન્ધમાં હાલમાં મા બાપો અને આચાર્યોનું ઔદાસિન્ય ઘણું જોવામાં આવે છે. કેટલીક વખત લોકોને આપણે એમ કહેતાં સાંભળીએ છીએ કે આ જમાનાની પાશ્ચિમાત્ય કેળવણીથી છોકરા અધર્મી અને નાસ્તિક બને છે. હાલના લોકો ધર્મ વિષે છૂટથી વિચાર કરે છે એ વાત ખરી છે, પરન્તુ તેથી તેઓ નાસ્તિક થયા છે એ અભિપ્રાય સાથે હમે એક મત થઈ શકતા નથી. જમાનો આગળ વધ્યો જાય છે, આ દેશ બીજા દેશોની સાથે સમ્બન્ધમાં આવ્યો છે, વ્યાપાર વૃદ્ધિ વગેરે કરવાની જરૂર છે, એટલે આ જમાનાને અનુકુળ ન આવે એવા કેટલાક જૂના રિવાજ બદલવાના પ્રયત્નને અધર્મ કહેવો એ વાજબી નથી. હમને લાગે છે કે આપણા આચાર્યો જમાનાને ઓળખશે તો જ તેઓ લોકોને પોતાના ધર્મમાં રાખી શકશે અને દેશને પણ લાભ કરી શકશે. આગળ અઢાર સ્મૃતિઓ થઈ છે, અને વીસમી સદીને માટે ઓગણીસમી સ્મૃતિ લખાય તો તેમાં કાંઈ હરકત જેવું નથી.

---

બીજો દરાવ વેદ વિદ્યા આદિ પુરાતન વિદ્યાઓ શિખવવા માટે

એક મ્હોટી વિદ્યા પીઠ એટલે યુનિવ્હર્સિટી સ્થાપવી એવો હતો. એ ઠરાવના સમ્બન્ધમાં એક વિદ્વાન પંડિતે જણાવ્યું હતું કે ચાર વેદ, વેદાંગો, સ્મૃતિઓ, પુરાણો, આયુર્વેદ, ધનુર્વેદ, શિલ્પ વિદ્યા, આદિ ઘણી પ્રાચીન વિદ્યાઓ આ વિદ્યા પીઠમાં શિખવી શકાય તેમ છે. પ્રાચીન વિદ્યાઓનો લોપ ન થતાં તેમનું શિક્ષણ કાયમ રહે એમ હમે ઇચ્છીએ છીએ, છતાં તે સંસ્કૃત ભાષામાં હોવાથી ઘણા લોકોના ઉપયોગમાં આવી શકે તેમ નથી. કેટલીક વિદ્યાઓ હાલના શાસ્ત્રીય જમાનાને અનુકુળ પડે તેવી પણ નથી. દાખલા તરીકે બાણ મારવાની વિદ્યા હસની યન્ત્ર મુકત તોપો અને બંદુકો આગળ એક મુહૂર્ત પણ ટકી શકે તેમ નથી. પ્રાચીન વિદ્યાઓ પૈકી જેટલી હજી પણ ઉપયોગમાં આવે તેમ હોય તેમનાં હાલની ભાષાઓમાં ભાષાન્તર થશે તો થોડી મહેનતે લોકો તેમનો લાભ લઈ શકશે. છતાં જૂની વિદ્યાઓનો લોપ ન થવા માટે એક વિદ્યા પીઠ સ્થાપી તેમાં કેટલાક બ્રાહ્મણો મૂળ સંસ્કૃતમાં તે શીખશે, અને તે રીતે તેમનું જ્ઞાન કાયમ રાખશે તો તેમાં કાંઈ જ ખોટું નથી, અને તે કામ માટે હિન્દુ ગૃહસ્થો પૂરતા પૈસા આપશે તો હમે ખુશી થઈશું. પરન્તુ દેશની મ્હોટા ભાગની વસ્તીને તો આ જમાનાને અનુકુળ આવે એવું જ શિક્ષણ આપવું જોઈએ. જ્યારે હિન્દ દેશ બીજા દેશો કરતાં વધારે સુધરેલો હતો, જ્યારે તેને બીજા દેશો ઉપર આધાર રાખવાની જરૂર પડતી નહોતી, ત્યારે જે પ્રકારનું શિક્ષણ આપતા તે નભતું હતું. હવે જમાનો બદલાયો છે, યૂરોપ અને અમેરિકાની સાથે વ્યાપારની હરીફાઈમાં આપણે આવ્યા છીએ, પશ્ચિમના દેશોએ શાસ્ત્રીય જ્ઞાનમાં આપણા કરતાં ઘણો વધારો કર્યો છે, તેવે વખતે આપણા પૂર્વજોનાં કૃત્ય સંભારીને બેશી રહેવાથી કાંઈ ફળ થવાનું નથી. જે રીતે જપાને પોતાનું કળા કૌશલ્ય વધાર્યું છે તે રીતે આપણે કરવાની જરૂર છે. પશ્ચિમના લોકોની સાથે હરીફાઈ કરવાને તેમની જ વિદ્યાનો ઉપયોગ કરવો જોઈએ. દેશના ઉદ્ધારનો રસ્તો એટલો એ જ છે. વસ્તીના ઘણા ભાગને માટે આ વાત ધ્યાનમાં રાખીને થોડા બ્રાહ્મણો દ્વારા પ્રાચીન વિદ્યાઓને જીવતી રાખવાનો પ્રયત્ન કરવો એ લાભકારી છે.

---

હિન્દુ પંચાંગના સુધારા માટે પરિષદે જે ઠરાવ કર્યો છે તે બહુ અગત્યનો છે. ભાસ્કરાચાર્ય પછી આ દેશમાં નવો શોધ કરનાર કે ગણિતને શુદ્ધિ આપનાર કોઈ મ્હોટા જોતિષી થયો નથી. ત્યાર પછી યૂરોપ આદિ ખંડોમાં ખગોળના ઘણા નવા શોધો થયા છે, ત્યારે આપણા જોશીઓ પોપટની પેઠે જૂનાં પુસ્તકોમાં લખેલી વાતો કહ્યા કરે છે. કેટલાક તો પુસ્તકોમાં લખેલુંજ બોલી જાણે છે, આકાશ તરફ જોઈને ગ્રહ કે નક્ષત્રો ઓળખી શકતા નથી. આ બધી હકીકતનો સુધારો કરવો એ બહુ જરૂરનું છે. જોતિષના જેટલા ઉપયોગી ગ્રન્થો હોય તેમનું ગુજરાતી ભાષાન્તરે થશે તો હવે પછીના લોકોને શીખવાનું સહેલું થશે, અને વધારો કરવાનું પણ અનુકુળ પડશે.

---

જે વાત હમે ઉપર હિન્દુ જોતિષને માટે કહી તે હિન્દુ વૈદકને પણ લાગુ પડે છે. આ વિદ્યાને લગતા જૂના વખતના હિન્દુઓએ ઘણા શોધ કર્યા છે, પરન્તુ તેમાં કેટલાક સૈકા થયાં કાંઇ જ વધારો થયો નથી. હમને લાગે છે કે શારીર વિદ્યા, ઇન્દ્રિય વિજ્ઞાન, વગેરેને લગતા હાલના જમાનામાં પશ્ચિમના લોકોએ જેટલા શોધ કર્યા છે તેટલા બધા આપણા જૂના લોકો જાણતા નહોતા. છતાં કેટલીક વખત ઇંગ્રેજી કરતાં દેશી દવાઓ વધારે સારી અસર કરે છે એમ હમે અનુભવથી જાણીએ છીએ. જો પ્રાચીન વૈદક ગ્રન્થોનું હાલની ભાષાઓમાં ભાષાન્તર થશે તો તે હવે પછીના વિદ્યાર્થીઓને બહુ ઉપયોગી થઈ પડશે. હાલ ચાલતી અર્વાચીન ભાષાઓ દ્વારા શિક્ષણ આપવાથી જેટલો લાભ થશે તેટલો સંસ્કૃત દ્વારા આપવાથી થવાનો નથી. પ્રાચીન વૈદકમાં જેટલું ઉપયોગી હોય તેટલું કાયમ્ રહે, અને તેની સાથે નવા જમાનાની શોધોથી જે વધારો થયો છે તેનું પણ શિક્ષણ અપાય એ બહુ અગત્યનું છે. હમે ધારીએ છીએ કે પૂર્વ ને પશ્ચિમની વિદ્યાઓનું સંમેલન થવાથી જે ફાયદો થશે તે બીજી રીતે થવાનો નથી. મુમ્બઈનું આયુર્વેદ વિદ્યાલય આવી જાતનો પ્રયત્ન કરે છે તે જાણી હમને ઘણો સન્તોષ થાય છે. આ પ્રસંગે હમારે કહેવું જોઈએ કે હાલના જમાનાના વૈદો સ્થૂળ થઈ ગયા છે,

અને કાંઈ જ વધારો કરતા નથી. ઇંગ્રેજી વૈદક શાળાઓમાં શીખેલા દાક્તરો પણ ઘણે ભાગે વધારો કરતા જણાતા નથી; માત્ર ઇંગ્રેજી પુસ્તકોમાં લખેલી વિલાયતથી આવેલી દવાઓ એકઠી કરીને દરદીઓને આપવામાં સન્તોષ માને છે. આ સ્થિતિ સન્તોષકારક નથી; આપણા દેશી વૈદ્યોએ તેમ જ દાક્તરોએ અવલોકન કરતા રહેવું જોઈએ, અવલોકેલી હકીકતની નોંધ કરવી જોઈએ, અને વનસ્પતિ શાસ્ત્ર, શારીર વિદ્યા, ઇન્દ્રિય વિજ્ઞાન, ચિકિત્સા, આદિ વૈદકના વિષયોમાં વધારો કરવો જોઈએ. આ દેશમાં આટલી બધી વનસ્પતિની અને બીજી સમૃદ્ધિ હોવા છતાં નવા જમાનાની સઘળી દવાઓ પશ્ચિમ તરફથી આવે એ ખેદકારક છે. આ સમ્બન્ધનું શિક્ષણ અપાવાની પણ જરૂર છે. આ વિષય બન્ધ કરતાં પરિષદે હાથમાં લીધેલા વિષયો પૈકી સઘળા ઉપયોગી વિષયો સારી રીતે અમલમાં આવે એમ હમે ઇચ્છીએ છીએ.

---

મદ્રાસનું એજ્યુકેશન જર્નલ જણાવે છે કે પારિસની માનસ શાસ્ત્ર શાળાના પ્રોફેસર ડુસાન્ડ આંધળા અને બહેરા માણસોની કેળવણીના સમ્બન્ધમાં પાછલાં ચાર વરસથી પ્રયોગો કરે છે, અને તેમના પ્રયોગોનો જે સન્તોષકારક પરિણામ આવ્યો છે તેથી આશા રાખવામાં આવે છે કે તેમના શોધથી ભવિષ્યમાં માણસ જાતને ઘણો લાભ થશે. પ્રોફેસર સાહેબે પોતે બનાવેલા એક યંત્રની મદદથી આંધળા લોકો કેટલીક ઉપસેલી ફોટોગ્રાફ તથા સીનોમેટોગ્રાફ દ્વારા પાણીનાં મોજાંનું ઉછળવું, ઝાડની ડાળીનું હાલવું, પક્ષીનું ઊડવું, એ બધાનું જ્ઞાન મેળવી શકે છે. આ જ્ઞાન સ્પર્શેન્દ્રિયથી થાય છે. બહેરાના સમ્બન્ધમાં વિજળીનો ઉપયોગ કરવાથી ચમત્કારિક પરિણામ જોવામાં આવે છે, એટલે કદી સાજા ન થાય એવા દૃઢ બહેરા ગાયનના કેટલાક નિયમિત સૂર સાંભળી શકે છે, અને થોડા બહેરાની સાંભળવાની શક્તિ વધે છે. ગઈ તા. ૧૬ ફેબ્રુઆરીને રોજ પ્રોફેસર ડુસાન્ડે પારિસમાં બધા લોકો દેખતાં પોતાની પદ્ધતિનું પ્રદર્શન કર્યું હતું, અને તેણે આજ સુધીમાં ત્રણસેં કરતાં વધારે આંધળા અને બહેરા લોકો ઉપર એ પદ્ધતિની ફતેહમંદીથી અજમાયશ કરી છે.

---

# યૂરોપની શાળાઓ.

( ચાલુ પૃષ્ઠ ૧૩૯ થી. )

## ૩૨. બર્લિનની સ્ત્રીઓની ટ્રેનિંગ સ્કૂલ.

સિનસિનેટાઇની ટ્રેનિંગ સ્કૂલ સાથે મ્હારે પહેલાં સમ્બન્ધ હતો તે કારણથી એ પ્રકારની સ્કૂલો જોવાનો મ્હને ખાસ શોખ છે. મ્હેં કોલોન નગરમાં આવી એક શાળા જોઈ હતી, અને બર્લિનમાં સ્ત્રીઓની ટ્રેનિંગ સ્કૂલ પૂરી જોવા તપાસવાનો મ્હને પ્રસંગ મળ્યો તેનો લાભ લીધા વિના હું રહ્યો નહિ. મ્હેં જે શાળા જોઈ તે મ્યુનિસિપાલિટીની નહોતી પણ તેનો બધો ખર્ચ પ્રશિયાના રાજ્ય તરફથી ચાલતો હતો. આવી રાજ્ય તરફથી ચાલતી ટ્રેનિંગ સ્કૂલોની સંખ્યા ત્યાં બહુ થોડી છે. બર્લિનની સ્ત્રીઓની ટ્રેનિંગ સ્કૂલનું મકાન ઘણું વિશાળ અને સુન્દર છે, અને તે બાંધવામાં સાડા પાંચ લાખ માર્ક ( ચાર લાખ સાડા બાર હજાર રૂપિયા) ખર્ચ્યા છે. ટ્રેનિંગ સ્કૂલમાં ત્રણ વરસનો અભ્યાસ ચાલે છે. પ્રાક્ટિસિંગ સ્કૂલમાં નવ ધોરણો (નવ વર્ષનો અભ્યાસ) ચાલે છે, અને કેટલાંક ધોરણોના બે બે વર્ગ હોવાથી એ સ્કૂલમાં એકન્દરે ચૌદ વર્ગ છે. પ્રાક્ટિસિંગ સ્કૂલના કોઈ વર્ગમાં વીસ કરતાં વધારે બાળકો નથી. એ સ્કૂલ પહેલે અને બીજે માળે બેસે છે. બીજે માળે વળી વિદ્યાર્થીઓ સારૂ અર્ધગોળ આકારમાં ગોઠવેલી બેઠકોવાળો પદાર્થ વિજ્ઞાન અને રસાયન શિક્ષણનો ઓરડો, નિશાળનું સંગ્રહસ્થાન, લાઇબ્રેરી, મુખ્ય શિક્ષકની ઓફીસ, અને બધા શિક્ષકોને એકઠા થવાનો ઓરડો છે. ત્રીજે માળે ડ્રોઇંગ શિક્ષણનો તથા આખી શાળા એકઠી કરવાના ઓરડા છે. છેલ્લો ઓરડો ઘણો જ સુન્દર છે. આ શાળામાં એટલી સ્વચ્છતા રાખેલી છે કે જાણે આપણે પરીઓના મુલકમાં ફરતા હોઈએ. કોઈ ઠેકાણે જરા ધૂળનો ડાઘો સરખો જોવામાં આવતો નથી. હવા આવવા જવાની ગોઠવણ એવી સરસ છે કે મકાનની અન્દર ! ઘણા કલાક ગાળ્યા પછી પણ કોઈ ઠેકાણે બગડેલી હવાનો જરા વાસ આવતો નથી. આવી નિશાળમાં જે વિદ્યાર્થીઓ પોતાની બાલ્યાવસ્થા ગાળે છે તેમને કેવાં સુખો સમજવાં ! મ્હેં પ્રાક્ટિસિંગ સ્કૂલ જોવા માગી, અને ત્યાં

ચિત્રમાં નીચે જમણી તરફ બટનનો આકાર આપ્યો છે, અને ત્રીજી આડી ઓળમાં પાંચ, ચોથીમાં ત્રણ, પાંચમીમાં એક, છઠ્ઠીમાં ચાર, એમ મ્હોટાં મીડાં દેખાય છે તે ઠેકાણે તે તે કાણાંમાં બટનો ખોસેલાં છે.

રૂશિયાના કહેવાતા અંક શિક્ષણ યન્ત્રમાં સુધારો કરીને તે પણ રાખેલું મ્હેં આ નિશાળમાં જોયું. ચોકઠાની બે તરફ કાળા પાટીઆની ચીપો હોય છે. તેની પાછળ હિસાબમાં ખપમાં ન આવતા લખોટા છુપાઈ રહે છે.

પહેલા વર્ષ (ધોરણ)ના પાછળના અડધા ભાગથી અંકગણિત માટે એક પછી એક કોરી ચોપડીઓ વાપરવામાં આવે છે. ચોપડીઓનાં પાનાંમાં કાટખૂણે ઊભી આડી લીટીઓ દોરી તેથી થયેલાં ખાનાંમાં અંકો લખવાથી કામ ઘણું સ્વચ્છ અને નિયમિત જણાતું હતું.

ટ્રેનીંગ સ્કૂલની વિદ્યાર્થી સ્ત્રીઓને શિક્ષણના કામનું ઘણું સારું ટ્રેનીંગ મળેલું જણાતું હતું. મ્હેં પૂછ્યું કે એવું ટ્રેનીંગ શી રીતે અપાય છે, ત્યારે મ્હને જવાબ મળ્યો કે, " ભાષણો વગેરે દ્વારા મૂળતત્ત્વોની સમજ પાડી આપીએ છીએ, અને પ્રાક્ટિસિંગ સ્કૂલમાં કેટલાંક અઠવાડીઆં સુધી દરેક શિક્ષક ( સ્કોલર )ના હવાલામાં વર્ગ સોંપીને તેને શિક્ષણની રીતોના પ્રયોગો કરવાની ઘણી છૂટ આપીએ છીએ. સ્કોલરોને થોડા દિવસ નવું નવું લાગે છે, અને પછી તે રસ્તે પડે છે. ત્યાર પછી બીજા સ્કોલરો અને પ્રાક્ટિસિંગ સ્કૂલના માસ્તર વર્ગમાં તેમનું કામ જોવા જાય છે, અને છેવટે તેમના કામ વિષે બધા ટીકા કરે છે."

મ્હેં પૂછ્યું કે, ટ્રેનીંગ સ્કૂલમાં દાખલ થવાને કેટલી આવડની જરૂર છે ? મ્હને જવાબ મળ્યો કે, " પ્રાક્ટિસિંગ સ્કૂલનો કે બીજી છોકરીઓની ઉપલી નિશાળનો **નવ વરસનો** અભ્યાસ પૂરો કરીને પ્રવેશક પરીક્ષામાં પાસ થાય છે તેમને ટ્રેનીંગ સ્કૂલમાં દાખલ કરીએ છીએ. પ્રવેશક પરીક્ષા પાસ કર્યા વિના કોઈને દાખલ કરતા નથી.

તે પછી મ્હેં ટ્રેનીંગ સ્કૂલના વર્ગો જોવા માંડ્યા. સૌથી ઉપલા વર્ગમાં એક શિક્ષક વાંચન શિખવવાની રીતોના ઇતિહાસ વિષે પાઠ આપતો હતો. પાઠ અતિશય બોધદાયક અને મનોરંજક હતો, અને હું બહુ ઇચ્છું છું કે અમેરિકાના શિક્ષકો તેનો પાઠ સાંભળે. વાંચન શિખવવાની જુદી જુદી રીતોથી વિદ્યાર્થી બાઈઓ સારી રીતે વાકેફ થયેલી જણાતી હતી.

ત્યાર પછી હું બીજા ઓરડામાં ગયો. દરેક ઓરડામાં કયો વર્ગ શું કામ કરે છે તે ઓરડાની બહાર પાટીઆ પર જણાવેલું હોય છે, તેથી શું કામ ચાલે છે તે અન્દર જઈને પૂછવું પડતું નથી. આ વર્ગમાં ડ્રોઇંગનું કામ ચાલતું હતું. ઓરડો ઘણો મઝેનો, સાઠ ફુટ લાંબો અને ત્રીસ ફુટ પહોળો હતો. બારીઓ ઊંચી હતી અને ઉત્તર તરફથી અજવાળું આવતું હતું, તેથી ડ્રોઇંગના કામને માટે ઓરડો બહુ યોગ્ય હતો. આમાં ટ્રેનિંગ સ્કૂલના પહેલા વર્ષની ચાળીસ બાઈઓ કામ કરતી હતી. થોડોક વખત નક્કર મોડેલો ઉપરથી આખા વર્ગે ડ્રોઇંગ કાઢ્યું. એ પૂરું થયા પછી જુદી જુદી બાઈઓએ જુદાં જુદાં ચિત્રો દોરવા માંડ્યાં. કોઈએ પ્લાસ્ટરના નમૂના ઉપરથી, કોઈએ શૃંગારો પરથી, કોઈએ સાદી લાકડાની ભૂમિતિ આકૃતિઓ પરથી, એમ જુદાં જુદાં ચિત્રો કાઢવા માંડ્યાં. એમ કરવાનું મ્હેં કારણ પૂછ્યું, ત્યારે શિક્ષકે જવાબ આપ્યો તે ઘણો ધ્યાનમાં રાખવા જેવો છેઃ "જુદાં જુદાં માણસોની શક્તિ વધારે ઓછી હોય છે. ઓછી શક્તિ વાળી બાઈઓ આગળ ચાલે ત્યારે જ બીજીને આગળ વધવા દઈએ તો વધારે અક્કલવાળીને ઘણું નુકસાન થાય. આ કારણથી હું પાઠના બે ભાગ પાડું છું. પહેલા ભાગમાં બધી બાઈઓ ફરજીઆત કામ સાથે કરે છે અને સાથે આગળ ચાલે છે. એટલે હવે પછી તેમને પ્રાથમિક શાળામાં જેટલું ડ્રોઇંગ શિખવવું પડશે તેટલું બધી જ બાઈઓ શીખે છે. પાઠનો આ ફરજીઆત ભાગ પૂરો થયો એટલે હું દરેક બાઈને પોતાને પસન્દ પડે તે કામ કરવાની રજા આપું છું. આથી ઘણું જ સારું પરિણામ આવે છે, અને જેમને ડ્રોઇંગની ખાસ શક્તિ હોય તેમને આગળ વધવાનો પ્રસંગ મળે છે."

આ રીત ઘણી વખાણવા જેવી છે. શિક્ષણ પદ્ધતિનો સામાન્ય નિયમ છે કે દરેક માણસની શક્તિ જોઈ તે મુજબ તેને આગળ વધારવું. આ નિયમ અત્રે બરાબર પળાય છે. ત્યાર પછી ઇન્દ્રિય વિજ્ઞાનનો પાઠ ચાલ્યો. પાઠ વખત હૃદય અને ધોરી નસોનું ચિત્ર કાળા પાટીઆ પર દોરવામાં આવ્યું. હૃદયનો કાગળનો બનાવેલો નમૂનો પણ ત્યાં હાજર હતો.

છેલ્લો પાઠ મ્હેં જોયો તે કસરતના ઇતિહાસ વિષે ભાષણ હતું.જુ-

વાન સ્ત્રીઓના વર્ગમાં ભાષણ નિરુપયોગી નીવડે છે, અને તે કારણથી આ પાઠ અસંરકારક જણાયો નહિ. શિક્ષક ઘણો વિદ્વાન હતો, પણ તેનામાં શિક્ષણ શક્તિ જોઈએ તેવી જણાતી નહોતી. ભાષણથી વિદ્યાર્થી બાઈઓને કાંઈ રસ પડ્યો નહિ, તેથી હમેશ બન્યું બને છે તેમ તેમણે અંદર અંદર વાતો કરવા તથા હસવા માંડ્યું, અને જેમ ઘોંઘાટ વધતો ગયો તેમ બિચારા શિક્ષકે વધારે બૂમો પાડીને ભાષણ ચલાવવા માંડ્યું. એકન્દરે દેખાવ એવો નઠારો લાગ્યો કે તરત મ્હેં ત્યાંથી રસ્તો કાપ્યો. આ એક પાઠ સિવાય એ શાળામાં જેટલા પાઠ જોયા તે બધા ઘણા બોધદાયક હતા, અને તેમાંથી મ્હને ઘણું શીખવાનું મળ્યું. એ શાળાએ મ્હારા મન ઉપર જે અસર કરી છે તે હજી ભૂસાઈ નથી.

---

# परचूरण सूचनाओ.

( ચાલુ પૃષ્ઠ ૧૪૩ થી. )

**કુદરતી બનાવોની નોંધ**—થોડાં વરસ ઉપર હમે આ પત્રમાં મહેતાજીઓને ભલામણ કરી હતી, કે તેમણે પોતાના ઉપલા વર્ગના છોકરાઓ પાસે એક એક નોટ બુક રખાવી જે કુદરતી બનાવોનું તેઓ અવલોકન કરે તેની વ્યવસ્થિતપણે નોંધ કરાવવી. જુદી જુદી ઋતુઓમાં થતાં ફળ, ફૂલ, અનાજ વગેરે, ચન્દ્રની ક્ષય વૃદ્ધિ, વરસાદના દિવસ, ગ્રહો અને નક્ષત્રોનું જુદે જુદે દિવસે જુદી જુદી વખતે ઊગવું આથમવું, આદિ ઘણી હકીકત આવી ચોપડીમાં નોંધાય. આમ કરવાથી છોકરાંની અવલોકન કરવાની ટેવ વધે છે, અને તેઓ પછી જીવતા સુધી શોધ કરતા રહે છે. આવાં શોધક માણસો તૈયાર કરવાની આપણા દેશમાં અતિશય જરૂર છે. હાલમાં ઈંગ્લાન્ડના એક ઇન્સ્પેક્ટરના લખાણથી જણાય છે કે ત્યાં કેટલાક શિક્ષકો છોકરા પાસે આવી નોંધો રખાવે છે. એક ગામડાના શિક્ષકે તેમના ઉપર એક છોકરાની નોંધવહી જોવા મોકલી હતી તેમાંથી તે કેટલાક ઉતારા આપે છે. ચોપડી ૬॥ ઇન્ચ લાંબી ને ૪ ઇન્ચ પહોળી છે, અને તેમાં ૭૫ પાનાં છે. પહેલા પાના ઉપર છોકરાએ પોતાનું નામ અને નોંધ શરૂ કર્યાની તારીખ લખી છે. તેજ પાના ઉપર વળી તેણે પોતાની

જન્મ તારીખ નોંધી છે. ત્યાર પછીના પાના ઉપર તેણે પોતાની જાતની હકીકત એકઠી કરી છે, જેમકે—

"મ્હારી ઊંચાઈ અને વજન

| વરસ | ઊંચાઈ | વજન |
|---|---|---|
| સને ૧૮૫૭ | ૪ ફુટ ૯॥ ઇન્ચ | ૭૮ રતલ |
| સને ૧૮૫૮ | ૪ ફુટ ૧૧ ઇન્ચ | ૮૨ રતલ |

એપ્રિલથી જુલાઈ સુધીમાં હું ૧॥ ઇન્ચ ઊંચો વધ્યો;
વરસના બાકીના મહિનામાં ૦॥ ઇન્ચ વધ્યો.
જુલાઈથી નવેમ્બર સુધીમાં મ્હારું વજન ૬ રતલ વધ્યું;
વરસના બાકીના મહિનામાં વજન ૪ રતલ વધ્યું."

આ અને આવી બીજી લખનારના શરીરની નોંધો છે. થોડાંક પાનાં દર રોજની હવાને માટે રાખ્યાં છે. દરેક માસનું એક એક પાનું રાખીને તેમાં દર રોજની તે માસની હવાની હકીકત લખી છે તે નીચે મુજબ—

માહે જાનેવારી.

| તારીખ | સવારમાં | નવ વાગે | બપોરે બાર વાગે | પાછલે પહોરે ત્રણ વાગે |
|---|---|---|---|---|
| સોમવાર તા. ૧૭ | ગરમી ૩૦ ડીગ્રી વાદળાં | ૩૦ ડીગ્રી વાદળાં | ૩૫ ડીગ્રી ધુમસ | ૩૪ ડીગ્રી ધુમસ |
| મંગળ તા. ૧૮ | ,, ૩૧ ડીગ્રી ધુમસ પવન નૈઋત્યનો | ૩૯ ડીગ્રી ધુમસ નૈઋત્યનો | ૪૭ ડીગ્રી તડકો નૈઋત્યનો | ૪૪ ડીગ્રી વાદળાં. |

આ પ્રમાણે થોડાં પાનાંમાં માસ વાર હવાની નોંધ કરી છે. બીજાં થોડાં પાનાંમાં જુદે જુદે દિવસે જે પક્ષી અને ફૂલ જોવામાં આવ્યાં તેની નોંધ છે—

તા. ૧૭ થ્રશ પક્ષી ગાય છે. ડેન્ડીલીઅન ફૂલ જોયું.
તા. ૧૮ રૉકાયલાર્ક પક્ષી ગાય છે. બાગમાં ચેરીગોલ્ડ ફૂલ છે.
તા. ૧૯ ગ્રાઉન્ડ આઇવી ફૂલ; રેડ નેટલ ફૂલ.
તા. ૨૦ પાણીના પીપમાં જીવડાં ઊડે છે. પીપમાં પાણી નથી.
તા. ૨૧ કાળાં પતંગીયાં રસ્તે ઊડતાં જોયાં.

વળી બીજી નોંધ નીચે મુજબ છેઃ-

તા. ૧૮ એપ્રિલ—ઇ. સ. ૧૮૫૭ ના વરસ કરતાં ત્રણ આઠ દિવસ

વહેલાં ચાફિન્ચ પક્ષીએ ઇંડાં મૂકયાં.

તા. ૨૨ એપ્રિલ—તા. ૧૦ મી માર્ચે હુંગળીનાં બી વાવ્યાં હતાં તે આજ બહાર દેખાવા માંડી.

તા. ૨૮ એપ્રિલ—ઈ. સ. ૧૮૯૭ ના વરસ કરતાં હોણ પાંચ દિવસ મોડી કોયલ બોલતી સંભળાઈ.

તા. ૨૮ મે——વટાણાને તા. ૧૧ મી મે ને રોજ ફૂલ આવ્યાં હતાં; હવે દાણા બન્ધાવા માંડયો.

તા. ૧૪ જૂન——તા. ૧૪ મી એપ્રિલને રોજ રોબિન પક્ષીએ ઇંડાં મૂકયાં હતાં તે સેવાઈને બચ્ચાં જરા મ્હોટાં થયાં, અને તેણે આજ ફરી ઇંડાં મૂકયાં.

તા. ૨૫ ઓક્ટોબર—એલ્મના ઝાડની ટોચ ઉપરથી બધાં પાંદડાં ખરી ગયાં છે, પણ હજી નીચેનાં પાંદડાં રહ્યાં છે.

તા. ૧ નવેમ્બર—તા. ૨૫ મી એપ્રિલ પછી આજ પહેલી વાર ઉષ્ણતા માપક યન્ત્રમાં પારો ૩૨ ડીગ્રી ઉપર આવ્યો છે.

એક પાના ઉપર નીચે મુજબ મથાળું કર્યું છે—

"જાનેવારી મહિનામાં મ્હેં જે છોડ ઉપર ફૂલ જોયાં તેમની યાદી."

આવું મથાળું કરીને તેની નીચે ચૌદ છોડનાં નામ લખ્યાં છે. ત્યાર પછીને પાને નીચેનું મથાળું કર્યું છે—

"જાનેવારી માસમાં મ્હેં જે પક્ષીઓ જોયાં તે."

આ મથાળા નીચે કેટલાંક પક્ષીનાં નામ ગણાવ્યાં છે. ચોપડીને છેડે માસ વાર વરસાદ અને તડકાના દિવસની સંખ્યાનાં પત્રક બનાવ્યાં છે, જેવાં કે—

| માસ | બહુ વરસાદના દિવસોની સંખ્યા. | થોડા વરસાદના દિવસોની સંખ્યા. | પાછલા વરસના તે જ માસની હકીકત મુકાબલા માટે. | |
|---|---|---|---|---|
| | | | બહુ વરસાદના દિવસોની સંખ્યા. | થોડા વરસાદના દિવસોની સંખ્યા. |
| જાનેવારી ૧૮૯૮ | ૧ | ૬ | ૩ | ૫ |

તે જ પ્રમાણે પત્રક બનાવીને જેટલા દિવસ સૂર્ય દેખાઈ તડકો પ-ડયો તે દિવસોની સંખ્યા ગણાવી છે.—

| માસ. | બહુ તડકાના દિવસોની સંખ્યા. | થોડા તડકાના દિવસોની સંખ્યા. | મુકાબલા માટે ગઈ સાલના તે જ માસની હકીકત: | |
|---|---|---|---|---|
| | | | બહુ તડકાના દિવસોની સંખ્યા. | થોડા તડકાના દિવસોની સંખ્યા. |
| જાનેવારી ૧૮૯૮ | ૬ | ૫ | ૪ | ૫ |

આ અને એવી બીજી ઘણી હકીકત છોકરાની નોટ બુકમાં લખેલી છે. આવી રીતે અવલોકન કરીને નોંધ રાખનાર છોકરો આગળ જતાં કેવો નીકળે તે સમજવું મુશ્કેલ નથી. ઉપરની નોટ બુક ઇન્સ્પેકટર તરફ મોકલનાર શિક્ષક **ગામડાની** નિશાળનો સાધારણ મહેતાજી છે, અને તે ઇન્સ્પેકટરને લખે છે કે—

"આ નિશાળના ધોરણ ૪, ૫, ૬, અને ૭ ના મળી સુમારે ૪૦ છોકરા પાંચ છ વરસથી આવી નોટ બુકો રાખે છે. તેઓ મ્હારી મદદ વિના પોત પોતાની ચોપડીઓમાં નોંધ કરે છે. દર રોજ પાંચ મિનિટ, અને દર શુક્રવારે થોડા વધારે મિનિટ, હું છોકરાઓ સાથે આ સમ્બન્ધી વાત ચીત કરૂં છું. તે વખત તેઓ જે વસ્તુઓ લઈ આવે છે તેની તેમને સમજૂત આપું છું, જે વસ્તુનાં નામ તેઓ ન જાણતા હોય તે તેમને કહું છું, અને બીજા નવા વિષયો તરફ તેમનું ધ્યાન ખેંચું છું. પણ બનતા સુધી છોકરાઓને વસ્તુઓનાં નામ પોતાની મેળે ખોળવાનું અને તેમના વર્ગ પાડવાનું હું ઉત્તેજન આપું છું. હમારી પાસે ફૂલો અને પક્ષીઓ વિષે સુમારે બે ડઝન પુસ્તકો છે તે જોવાની છોકરાને છૂટ છે."

આપણા શિક્ષકો આ ઉપરથી કાંઈ સૂચના લેશે તો ઘણો ફાયદો થશે. છોકરાંને ચોપડી ગોખાવી પરીક્ષામાં પાસ કરાવવાં તે કરતાં તેમની શક્તિ વધારવી એ વધારે જરૂરનું છે.

**પદાર્થ પાઠો**—એક ઇન્સ્પેકટર સૂચવે છે કે ચિત્રો અથવા મસા-

મો ભરેલા નમૂના કરતાં બની શકે ત્યાં જીવતાં પ્રાણી હાજર રાખી તેમને વિષે પાઠ આપવો તે વધારે ઉપયોગી છે. જીવતાં પ્રાણીથી તેમની હાલ ચાલ, તેમનું કદ, તેમનું જીવન, એ વગેરેનો જેવો ખ્યાલ આવે છે તેવો નમૂનાથી આવતો નથી. વસ્તુઓના સમ્બન્ધમાં પણ ચિત્રો કે નમૂના કરતાં પ્રત્યક્ષ વસ્તુ રાખવી વધારે ઉપયોગી છે. પદાર્થોના ગુણો જેવા કે કઠણ અને નરમ, કરકરું અને લીસું, મીઠું અને ખાટું, વગેરે વિષે પાઠો આપીને ઇન્દ્રિયોની ખિલવણી કરવી એ પણ બહુ અગત્યનું છે.

**સ્મરણ ઉપરથી ચિત્રો**—વસ્તુ સામે રાખીને તેનું ચિત્ર દોરવાનો ઘણો ખરો વહિવટ છે. આટલું કરવું બસ નથી. બાળકોને બારીકાઇથી અવલોકન કરવાની ટેવ પડે તે માટે સ્મરણ ઉપરથી ચિત્રો દોરાવવાનો વહિવટ પણ રાખવો જોઈએ. પ્રથમ વસ્તુને છોકરાંની સન્મુખ રાખીને તેનું બરાબર અવલોકન કરવાનું કહેવું, અને થોડી વાર પછી વસ્તુ લઈ લઈને તેની ગેરહાજરીમાં તેનુ ચિત્ર દોરવા ફરમાવવું. ચિત્ર દોરાઈ રહે એટલે મૂળ વસ્તુ પાછી છોકરાં સામે મૂકીને તેમની પાસે તેનો ચિત્ર સાથે મુકાબલો કરાવવો. આથી ચિત્ર કેટલે દરજ્જે ખોટું છે તે તેમના સમજવામાં આવશે, અને બીજી વખત તેઓ વધારે બારીકાઇથી અવલોકન કરશે.

---

# મહારાણીની વાર્તાઓ.

( ચાલુ પૃષ્ઠ ૧૪૧ થી. )

## ૬. માફી પામેલો સોલજર.

મહારાણી વિક્ટોરીઆ ગાદીએ આવ્યા પછી થોડા જ દિવસમાં ડયુક ઓફ વેલિંગ્ટન એક મોતની સજાના વારંટ ઉપર તેમની સહી લેવા આવ્યા. એક સોલજર ફરી ફરીને વગર રજાએ લશ્કરમાંથી નાશી ગયો હતો, અને લશ્કરી કોરટે તેની તપાસ કરીને તેને મોતની સજા ફરમાવી હતી. જુવાન રાણી તે વખત માત્ર ઓગણીસ વરસની ઉમ્મરનાં હતાં, અને મોતની સજાના વારંટ ઉપર સહી કરવાનું તેમને ઘણું અસરું લાગ્યું.

તેમણે ડયુકને પૂછયું, "આ માણસના લાભમાં કાંઈ કહેવાનું નથી ?" ડયુકે જવાબ આપ્યો, "તેના લાભમાં કાંઈ જ, કહેવાનું નથી; તે ત્રણ વખત વગર રજાએ નાશી ગયો છે." મહારાણીએ ચિન્તાતુર ચહેરે કહ્યું, "આપ ફરી સંભારી જુઓ." રાણીની આટલી બધી ચિન્તા જોઈને આખરે ડયુકે કહ્યું, "તે સોલજર તરીકે ઘણો ખરાબ છે, પણ મ્હને કોઈ એમ કહેતું હતું કે બીજી રીતે તેની ચાલ સારી છે, અને કદાચ તે ભલો માણસ પણ હોય." મહારાણીએ જવાબ દીધો, "બહુ સારું, હું આપનો હજાર વાર ઉપકાર માનું છું" એમ કહી તેમણે ઘણી ઉતાવળથી ધ્રુજતે હાથે વૉરંટ ઉપર મ્હોટે અક્ષરે લખ્યું "માફી આપી."

## ૭. ઉપકાર વૃત્તિ.

મહારાણી ગાદીએ આવ્યા પછી થોડા વખતમાં એક બારે અકસ્માતથી સહેજમાં બચી ગયાં. એક દિવસ તેઓ ઘોડા ગાડીમાં બેશીને જતાં હતાં, તેટલામાં ઘોડા ભડકયા અને ઉતરતે ઢોળાવે ગાડી લઈને નાઠા; તેટલામાં એક પીઠાવાળાએ ધીમે રહીને હુશીઆરીથી ઘોડાને પકડી લીધા. થોડા દિવસ પછી પીઠાવાળાને કેન્સિંગટન મહેલમાં બોલાવવામાં આવ્યો. તે ત્યાં આવ્યો એટલે રાણીએ તેનો ઘણો ઉપકાર માન્યો, અને એક બારે વાટવો બક્ષીસ આપ્યો. તેના મિત્રોએ તેને કેટલા પૈસા મળ્યા તે જાણવા માગ્યું, પણ તેણે તે કહેવાની ના કહી, અને એટલું જ બોલ્યો કે, "વાટવો ઘણો બારે હતો."

## ૮. રાણી ગાદીએ બેઠાં તેનું જાહેરનામું.

મહારાજા ચોથા વુલ્યમ ગુજરવાને બીજે દિવસે વિક્ટોરીઆ ગાદી પતિ થયાનું જાહેરનામું થયું. તેમની ગાડી બાગમાં થઈને ગઈ ત્યાં આખે રસ્તે લોકોએ આવકારના પોકારથી તેમને વધાવી લીધાં. તે સેંટ જેમ્સ નામને મહેલે પહોંચ્યાં, અને બારીએ ઊભાં રહ્યાં કે પાછા લોકોએ હુરેના પોકાર કર્યા. રાણી ગાદી પતિ થયાનું જાહેરનામું ત્યાં વંચાયું, રાજ ગીત ગવાયું, બાગમાં તોપો ફૂટી, અને "રાણી ઘણું જીવો" એવા હજારો મ્હોંથી પોકારો નીકળ્યા. પોતાની જવાબદારી કેટલી બધી વધી છે તે જાણીને અને લોકોનો માયા ભરેલો આવકાર જોઈને જુવાન રાણીનું

હૈયું ભરાઈ આવ્યું, અને તેમનાથી પોતાની માની કોટે વળગીને રડ્યા વિના રહેવાયું નહિ.

## ૯. રાણી અને કવેકર પંથના લોકો.

ઈંગ્લાન્ડમાં કવેકર નામનો ખ્રિસ્તિ ધર્મનો એક પન્થ છે. તે લોકો ઈશ્વરને જ નમે છે, કોઈ માણસને નમતા નથી, તેમ માનાર્થે બહુ વચન વાપરી બોલાવતા નથી. ઇંગ્રેજ લોકોમાં ટોપી ઉતારી નમવાનો વહિવટ છે તેમ પણ તે કરતા નથી. વિક્ટોરીઆ રાણી ગાદીએ આવ્યાં ત્યારે તેમને કવેકર પન્થ તરફથી મુબારકબાદી આપવાને તે પન્થનાં પચાસ માણસને રાણી પાસે મોકલવાનો ઠરાવ થયો. દરબારનાં વહિવટ પ્રમાણે રાણી પાસે જતાં તેમણે ટોપી ઉતારવી જોઈએ, પણ તેમ કરવું તેમના પન્થના વહિવટથી ઉલટું હતું. એક યુક્તિ વડે આ મુશ્કેલી દૂર કરવામાં આવી. રાણીની હજુર જવાને મહેલને જે દાદરેથી માળે ચઢવાનું હતું તેના પગથીઆ પર બે સોલજરોને ઊભા રાખવામાં આવ્યા, અને બબ્બેની હાર બનીને સોલજરોની વચમાં થઈને કવેકરો ઉપર ગયા. દાદરે ચઢતાં સોલજરોએ ધીમે રહીને દરેકને માથેથી ટોપી લઈ લીધી, એટલે કવેકરો પોતાને હાથે ટોપી ઉતાર્યા વિના ઉઘાડે માથે રાણીની હજુર જઈ શકયા. ત્યાં તેમણે રાણીને મુબારકબાદી આપી, પોતાની વફાદારી જાહેર કરી, અને તેમના રાજ્યમાં સલાહ શાન્તિ રહી આબાદી વધે એમ ઇચ્છયું. એ ક્રિયા થઈ રહ્યા પછી દાદરે પાછા ઉતરતાં સોલજરોએ દરેકની ટોપી તેને માથે મૂકી દીધી.

## ૧૦. ખરા બોલો.

રાણી એક વખત પોતાના પુરોહિત સાથે કાંઈ ખાનગી વાત કરતાં હતાં. વાત થઈ રહેથી તે જેવાં ઓરડામાંથી બહાર નીકળતાં હતાં, તેવો ત્યાં ટાંગેલા પાંજરામાંનો પોપટ કાંઈ બોલ્યો તે તેમનાથી સમજાયું નહિ. પોપટ શું બોલ્યો તે તેમણે પુરોહિતને પૂછ્યું, પણ તેણે જવાબ દેવાની નામરજી બતાવી. આથી રાણીની ઉત્કંઠા વધી, અને પુરોહિતને તે કહેવાનો આગ્રહ કર્યો. બહુ માફી માગીને આખરે પુરોહિતે પોપટના શબ્દ કહી બતાવ્યા તે આ હતાઃ "ચાલી જા, તું કદરૂપી ઘરડી ઠચ્ચર બાઇડી, ચાલી જા." આ સાંભળી રાણીને બહુ હસવું આવ્યું, અને તેમણે કહ્યું,

"મ્હારા વિષે પોતાનો અભિપ્રાય ડર વિના કહી શકે તેવો એક જણ પણ છે એમ જાણી મ્હને બહુ ખુશી થાય છે." (અપૂર્ણ.)

---

# चक्रवर्ती मंहाराजा ७ मा एडवर्ड.

આપણા ચક્રવર્તી મહારાજા ૭ મા એડવર્ડ ગાદી નશીન થયાનો ઢંઢેરો તથા તે નામદારે કરેલો એકરાર હમે ગયા એપ્રિલના અંકમાં સરકારી ઠરાવ સાથે આપી ગયા છીએ. આ અંકમાં હમે તે નામદારની કેટલીક હકીકત આપીએ છીએ. મહારાજાનો જન્મ સને ૧૮૪૧ ના નવેમ્બર માસમાં થયેલો હોવાથી હાલમાં તેમની ઉમ્મરનું સાઠમું વર્ષ ચાલે છે. ઇંગ્લાન્ડમાં આ વયે માણસ પુખ્ત ઉમ્મરનો ગણાય છે. રાજ કારભારમાં પડવાની ઉમેદ રાખનાર કોઈ પણ માણસ પચ્ચાસ સાઠ વરસની ઉમ્મરનો થયા વિના તે કામને માટે લાયક ગણાતો નથી. ઇંગ્લાન્ડમાં થઈ ગયેલા મ્હોટા મ્હોટા મુત્સદ્દીઓએ મહત્વનાં કામ આ વયે કર્યાં છે. આપણા મહારાજાના પિતાજી પ્રિન્સ આલ્બર્ટ મ્હોટા વિદ્વાન, રાજ કાજમાં કુશળ, શાન્ત, અને ગંભીર સ્વભાવના હતા. તેમના સઘળા ગુણ મહારાજામાં ઘણે અંશે આવેલા છે. મહારાજાનો વિદ્યાભ્યાસ પ્રિન્સ આલ્બર્ટની દેખરેખ નીચે ઉત્તમ રીતે થયેલો છે. તેમણે પૃથ્વીના મ્હોટા ભાગ પર પ્રવાસ કરી પોતાના રાજ્યના મુખ્ય મુખ્ય પ્રદેશો જોયા છે, અને સઘળી જગાના જુદા જુદા લોકોની સારી માહિતી મેળવી છે. વિદ્યાભ્યાસ અને પ્રવાસ કર્યા પછી તેમણે ત્રીસ વર્ષ દુનિયાનો અનુભવ લેવામાં ગાળ્યાં છે. આ અનુભવ તેમને ઘણો ઉપયોગી થઈ પડયો છે. પોતાના વડીલો અને માતુશ્રીનું મ્હોટમ શામાં રહેલું હતું તે જોવા તરફ પ્રથમથી તેમનું લક્ષ હશે એ ઉઘાડું છે, અને પુખ્ત ઉમ્મરે પહોચ્યા પછી પોતાનાં માતુશ્રીના કારભારમાં તેમણે એક ચિત્તે લક્ષ આપ્યું હશે તેમાં કંઈ શંકા નથી. વળી થોડાંક વરસ થયાં રાણી સાહેબની પ્રકૃતિ અશક્ત ચાલતી હોવાથી તે રાજ્યનાં ઘણાં પરચૂરણ કામો તેમને જ સોંપતાં. આથી "હું મ્હારાં માતુશ્રીને પગલે પગલે ચાલીશ", એમ તેમણે પોતાના એકરારમાં કહ્યું છે તે સર્વ પ્રકારે ખરું પડશે, કારણ કે મહારાણી વિકટોરિયાનાં ઉજળાં કામોથી દેશનું અ-

સન્ત ભર્યું થયું છે તે જોઈને કોઈ પણ વિચારી મનુષ્ય તેમને પગલે ન ચાલે એ અસંભવિત છે. રાજા સાહેબે જે કહ્યું છે તેનો ઘણી ટૂંકી મુદતમાં લોકોને અનુભવ થયો છે. રાણી સાહેબ પર લોક વાસી થયા પછી રાજ કારભાર પોતાના હાથમાં લેવા સારૂ સોગન લેવાને પહેલો દરબાર ભરવામાં આવ્યો તે વેળા જ "આ યુવરાજ સાતમા એડવર્ડ રાજા તરીકે ખરાબર શોભે છે" એમ લોકોએ કહ્યું; કારણ કે આ પહેલા જ દરબારમાં તેમનામાં રાજ તેજનો ચળકાટ માલૂમ પડયો. આ એકાએક જણાયેલા ફરકથી સર્વ દરબારીઓને ઘણું આશ્ચર્ય લાગ્યું. મહારાણીના વખતના અનુભવી રાજ કારભારીઓને પણ તે આવી રીતે સ્તુતિ પાત્ર લાગ્યા તે ઉપરથી જણાય છે કે તેમનું વર્તન ઘણું પ્રશંસનીય હોવું જોઈએ. વળી આ દરબારમાં રાજા સાહેબે જણાવ્યું કે "મ્હેં આટલાં વરસ અલગ રહીને જે કામ કર્યું છે તે બિલકુલ વ્યર્થ ગયું નથી; હવે અલગ રહેવાનું છોડી દઈને મ્હેં રાજ કારભાર હાથમાં લીધો છે." મહારાજાના આ બોલવા ઉપરથી જણાય છે કે રાજ્યનું કામ હાથમાં લેવાને પોતાનામાં ઘણી હોંશિયારી અને દીર્ઘ દૃષ્ટી જોઈશે, તથા પોતાના હાથમાં આટલો બોજો એટલે ક આવવાનો છે તે ફલાણી ફલાણી રીતે ચલાવવો પડશે એવા વિ-
ચાર જઈ શકવના દિવસથી આવતા હોવા જોઈએ.
હારી જાહેર કરી, અનજાના હાથમાં કંઈ અધિકાર નથી, અને સઘળો કારભાર
એમ પુચ્છ્યું. એ ક્રિયા ા મત પ્રમાણે ચલાવે છે એમ ઘણા લોકો સમ-
દરેકની ટોપી તેને માથે : મ્હોટી ભૂલ છે. ઇંગ્લાન્ડના રાજાને શિર બારે
પાર પ્રધાન મંડળી ચલાવે છે ખરી, પણ જ્યાં
રાણી એક વખત ની સારી મદદ હોય ત્યાં સુધી તેઓ પોતાનું
હતાં. વાત થઈ રહેથી તે છે. પાર્લામેન્ટની મદદ ન હોય તો પ્રધાન મંડ-
ત્યાં ટાંગેલા પાંજરામાંનો ે દઈ અળગી થાય છે. રાજાથી આવી રીતે
પોપટ શું બોલ્યો તે તેમણે ગમે તે રીતે રાજ કારભાર ચલવવો જ પડે
નામરજી બતાવી. આથી શાન મંડળી શોધી કાઢીને રાજાને દેશના કાર-
વાનો આગ્રહ કર્યો. બહુ ભાવં પડે છે. પ્રધાન મંડળીનો દોષ થયો હોય
કહી બતાવ્યા તે આ હતાઃ "થઈ શકે છે, પણ રાજાને શિર નિરન્તરનું
આલી જા." આ સાંભળી રાણીને ૫. સમ્બન્ધમાં પ્રજાનો મુખત્યાર અને

જવાબદાર છે. તેને નિરન્તર જાગૃત અને સાવધ રહીને પ્રજાનું હિત જોવું પડે છે. જ્યાં ઇંગ્લાન્ડ જેવી રાજ્ય વ્યવસ્થા નથી, ત્યાં રાજાનું કર્તવ્ય એક રીતે ઘણું સહેલું છે; કારણ કે તે પોતાના મત પ્રમાણે પ્રજાના હિત માટે વર્ત્યો એટલે થયું. ઇંગ્લાન્ડના રાજાને દેશના કાયદા અને ચાલુ વહિવટ પ્રમાણે વર્તવું પડે છે. આ પ્રકારનું કર્તવ્ય બજાવવું એમાં ઘણું જોખમ છે તે ઉઘાડું છે. તેથી ઇંગ્લાન્ડના રાજાને નેકીથી ચાલવું પડે છે. મહારાણી વિક્ટોરિયાની પહેલાંના રાજાઓ તથા યુવરાજો દેશના ગમે તે એક પક્ષ તરફ વિશેષ વલણ બતાવતા, પણ મહારાણીએ જુદા જુદા પક્ષોથી તટસ્થ રહી કામ કર્યું છે. આ પ્રમાણે વર્તવાનું તેમના સુજ્ઞ ભર્તારે તેમને શિખવ્યું હતું. આપણા રાજા સાહેબ પણ તે જ રીતે વર્તવાનું ન્હાનપણથી શીખ્યા છે. એમણે આજ સુધીમાં કોઈ પણ પક્ષ તરફ ખાસ વલણ બતાવ્યું નથી. જુદા જુદા પક્ષની મ્હોટી મ્હોટી મંડળીઓ સાથે તેમને સારો સમ્બન્ધ છે. ઇંગ્લાન્ડ જેવા દેશના રાજ કારભારમાં હમેશ આવું જ હોવું જોઈએ. ઇંગ્લાન્ડના રાજાએ કોઈ પણ પક્ષ જોડે વિશેષ સમ્બન્ધ ન રાખતાં જુદા જુદા પક્ષોને પોત પોતામાં ગમે તે રીતે વાદ વિવાદ કરવા દઈને સર્વ પક્ષના વાદ વિવાદમાંથી તત્ત્વ ખેંચી લેવું જોઈએ, અને પોતે કેવળ પ્રજા હિત પર નજર રાખી વર્તવું જોઈએ. આવી રીતે વર્તવાથી જ રાજાનું સારું વજન પડે છે, અને પ્રત્યેક પક્ષના લોકો તેને યોગ્ય માન આપે છે. વળી જુદા જુદા પક્ષના લોકો એક બીજાના ભિન્ન મતોની સમજૂત માટે તેની પાસે આવે છે. રાજાને કોઈ પણ પક્ષ તરફ વલણ નહિ હોવાથી તેણે આપેલો ન્યાય બધા પક્ષને માન્ય થાય છે. આવા પ્રકારના ઘણા પ્રસંગો મહારાણીના વખતમાં આવ્યા હતા, અને તે વખતે મહારાણીએ તથા તેમના સુજ્ઞ ભર્તારે સારી સમજૂત આપી હતી. બીજા દેશોમાં આ પ્રમાણે નહિ આલવાથી વારંવાર વાદ વિવાદ, ટંટા બખેડા, તથા કોઈ કોઈ વખત રાજની ઉથલ પાથલ થવાના દાખલા જોયા છે. પણ ઇંગ્લાન્ડમાં પાછલાં ૭૫ વરસમાં રાજ કારભાર ટંટા બખેડા ન થતાં સરળ રીતે ચાલ્યો છે, અને તેથી ત્યાંના લોકોએ બીજા દેશના લોકો કરતાં વધારે રાજ સ્વાતંત્ર્ય મેળવ્યું છે. જેવી રીતે એક યંત્ર પોતાનાં ન્હાનાં મ્હોટાં અવયવો નહિ બગડવા દઈ રાત દિવસ કામ કરે છે, તે પ્રમાણે

ઈંગ્લાન્ડની રાજ વ્યવસ્થા આજ કેટલાક વખતથી ચાલે છે. વળી જેમ હોંશિયાર કારીગર યન્ત્રમાં ઉત્તરોત્તર સુધારા કરી તેને અધિક અધિક ઉપયોગી બનાવે છે તેમ ઈંગ્લાન્ડની રાજ પદ્ધતિમાં પાછલાં પોણો સો વરસમાં અનેક ડાહ્યા મુત્સદીઓના ઉદ્યોગથી અનેક પ્રકારના સુધારા થયા છે. ઈંગ્લાન્ડ દેશના જેવો સરળ રાજ કારભાર આજ કાલ બીજા કોઈ દેશમાં જોવો મુશ્કેલ છે. ઈશ્વર કૃપાથી આપણો હિન્દુસ્તાન દેશ આવી ઉત્તમ રાજ્ય પદ્ધતિ સાથે જોડાયો છે તેથી તેને પણ લાભ થયો છે અને થશે.

સાતમા એડવર્ડ મહારાજા ઘણા સભ્ય છે. તેમને વિદ્યાનો ઘણો શોખ છે. ગાયન કળા, ખેતી, અને બાગ વિદ્યા તેમને બહુ પ્રિય છે. તેમને કોઈ પણ જાતનું દુર્વ્યસન નથી. બીજા દેશના રાજાઓ તથા મ્હોટા મ્હોટા મુત્સદીઓ જોડે તેમને સારૂં પીછાન છે. કેટલાક સાથે તેમને સારો સમ્બન્ધ છે. જર્મનીના શહેનશાહ તેમના ભાણેજ છે, અને તે બેની એક બીજા તરફ ઘણી પ્રીતિ છે. તેમનાં સુશીલ પત્ની ડેન્માર્કનાં રાજ પુત્રી છે અને ઘણાં લોક પ્રિય છે.

આપણા આ મહારાજા સાતમા એડવર્ડ તેમનાં માતુશ્રીને પગલે ચાલીને આપણા ઉપર રાજ્ય કરવાને લાંબુ આયુષ્ય ભોગવો, તથા તેમના રાજ્યમાં સલાહ શાન્તિ રહો એવું હમે ઈશ્વર પાસે માગીએ છીએ.

---

# प्राणी वर्णन.

( સાંધણ પૃષ્ઠ ૧૫૭ થી. )

## જળ બિલાડી.

વર્ગ—કરોડવાળાં. જાત—સ્તનવાળાં. પ્રકાર—માંસાહારી.

હિન્દુસ્તાનની જુદી જુદી ભાષાઓમાં આ પ્રાણીનાં નામ જુદાં જુદાં છે. હિન્દીમાં તેને જળ બિલ્લા અથવા પાન કુત્તા કહે છે. મરાઠીમાં પાન મન્જાર, જળ મન્જાર, અથવા જળ મનુષ્ય કહે છે. તામિલમાં નીરનાઈ અને તેલગુમાં નીરકુક્કા કહે છે. ગુજરાતમાં આ પ્રાણી જોવું જ્યાહીં

નથી; કોઈક ઠેકાણે જ જોવામાં આવે છે. મહી નદીનાં કોતરોમાં અને દરિયા કાંઠે કોઈ કોઈ વખત તે જોવામાં આવે છે. ત્યાં તે જળ બિલાડીના નામથી ઓળખાય છે; કારણ કે તેનો આકાર પાળેલાં પ્રાણીઓ પૈકી બિલાડીને વધારે મળતો આવે છે, અને તે પાણીમાં રહે છે. જળચર પ્રાણીઓની પેઠે તેના પગનાં આંગળાં ચામડીથી જોડાયેલાં હોય છે તેથી તે પાણીમાં તરી શકે છે.

રંગ—તેના શરીરના ઉપલા ભાગોનો રંગ તપખીરીઓ છે, અને તેમાં ઓછી વત્તી રાતી ઝાંટ પડેલી હોય છે. તેના શરીર ઉપરના વાળ મૂળ આગળ સફેદ અને વચલે ભાગે તપખીરીઆ છે. શરીરના નીચલા ભાગો એટલે કે પૂંછડીનું મૂળ, પેટ, છાતી, ગળું, હડપચી, કાન આગળના ભાગ, અને ગરદનનો થોડો ભાગ સફેદ રંગનાં છે. ઘરડી જળ બિલાડીના શરીરના વાળના છેડા સફેદ થઈ જાય છે.

કદ—માથું અને શરીર મળીને તે બેથી અઢી ફુટ લાંબી હોય છે. તેની પૂંછડી પન્દર સોળ ઇન્ચ લાંબી વધે છે. પુખ્ત પ્રાણીનું વજન અધમણ સુધી હોય છે.

વસ્તી—હિન્દુસ્તાનના ઘણા ભાગોમાં તેમાં મુખ્યત્વે કરીને હિમાલયના વાયવ્ય ભાગમાં, સિલોનમાં, અને બંગાળાના પૂર્વ તરફના ભાગોમાં તેની વસ્તી છે.

લક્ષણ—જળ બિલાડાં ઘણે ભાગે મ્હોટી નદીઓ અને ખાડીઓમાં રહે છે. કોઈ કોઈ ઠેકાણે મ્હોટાં તળાવ, સરોવરો, અને દરિયા કાંઠે પણ દીઠામાં આવે છે. હિન્દુસ્તાનના પશ્ચિમ કિનારા પર અને ઓરીસા પ્રાન્તમાં ચિલકા સરોવરમાં તેમની વસ્તી ઘણી છે. તેઓ પાંચ કે ૭ નાં ટોળાં બન્ધ રહે છે. દરેક ટોળામાં નર, માદા, અને બચ્ચાં હોય છે. નદીઓને કાંઠે કોતરો કે બેખડોમાં અને ઝાડવાળાં ઝાડીઓમાં તેઓ બોડ કરીને રહે છે. દરેક બોડમાં એક ટોળું રહે છે. તેમની બોડને એક ઉપલી ગમ જમીન તરફ અને બીજું પાણીની અન્દર એમ બબ્બે મ્હો હોય છે. તેઓ પાણીમાં ઝડપથી તરી શકે છે, તેમ જ જમીન ઉપર પણ ઝડપથી દોડી શકે છે. તેમના પંજાની રેતમાં પડેલી નિશાનીઓથી તેમનાં રહેઠાણ

જડી આવે છે. તેઓ રાત્રે જ બહાર નીકળે છે. ઉજડ ભાગોમાં કોઈ કોઈ વખત દિવસે પણ દીઠામાં આવે છે. માછલાં, દેડકાં, કરચલા, નાના કાચબા, અને પક્ષીઓનાં ઇંડાં તેમનો હમેશનો ખોરાક છે.

માછલાં પકડવાની તેમની રીત બહુ રમુજી છે. એક ટોળાનાં બધાં જાનવરો એક બીજાથી એંશી કે સો ફુટને છેટે અર્ધ વર્તુળાકારમાં ઊભાં રહી વચ્ચે માછલાંનાં ટોળાંને ઘેરે છે. પછી તેમાંનું દરેક બિલાડું વારા ફરતી ડુબકી ખાઈ માછલું પકડીને પાછું પોતાની અસલ જગાએ આવી ખડું થાય છે. ઘણા ભાગોમાં માછી લોકો તેમને પાળે છે, અને જાળ નાંખવા જાય ત્યારે સાથે લઈ જાય છે. એક તરફથી માછી જાળ નાખે છે અને બીજી તરફથી તે પ્રાણી માછલાંને જાળ તરફ નસાડે છે. આવી રીતે માછીઓને માછલાં પકડવામાં પાળેલાં જળ બિલાડાં ઉપયોગી થઈ પડે છે. શિયાળની પેઠે આ પ્રાણી પણ ચંચળ અને ખન્ધાં છે. માદા શિયાળામાં વિયાય છે. તેને દર વેતરે બેથી પાંચ બચ્ચાં આવે છે. તેનો ગર્ભ વાસ કાળ નવ અઠવાડીઆં છે. બચ્ચાં અવતરે છે ત્યારે આંધળાં હોય છે અને પાળવાથી ઝટ હળી જાય છે. ધણીની પાછળ કુતરાંની પેઠે તે દોડતાં ફરે છે. જેસોર, સુન્દર વન, અને સિન્ધુ કાંઠે માછી લોકો તેમને બહુ પાળે છે.

---

# खनिज पदार्थो.

( ચાલુ પૃષ્ઠ ૧૫૭ થી. )

## સ્લેટ.

નિશાળમાં છોકરાં જે પત્થર પાટી હાલમાં વાપરે છે, તે [illegible] છીએ. પૃથ્વી [illegible] બધા પહાડોના પત્થરો રંગમાં, [illegible] [illegible] [illegible]દુસ્તાનના [illegible] નથી. કોઈ કઠણ તો કોઈ પોચા, [illegible] છે. હિન્દીમાં તેને જબ્બરીવાળા તો કોઈ લીસા, એમ [illegible] મન્જાર, જળ મન્જાર, રણ, વેળુ પાષાણ, અને સ્લેટ આ [illegible] અને તેલગુમાં નીરકુક્ક કહાણે જુદા જુદા ઉપયોગમાં [illegible]

પૃથ્વીના બધા દેશોમાં સ્લેટના પત્થર મળી આવતા નથી. હિન્દુસ્તાનમાં તેની પુષ્કળ ખાણો છે, તેમાં મુખ્ય ખાણો મ્હૈસૂર, ચિતલદુર્ગ, મદ્રાસ, કડાપા, કર્નુળ, બંગાળા ઇલાકામાં ખરકપુર અને મોંગીર, મધ્ય હિન્દુસ્તાનમાં ચાંદા અને ચિન્દવડ, રજપૂતસ્તાનમાં અલવર, મુમ્બાઈ ઇલાકામાં કલાદગી, બેલગામ, અને કોલ્હાપુર, પંજાબમાં સમલા અને ગુરદાસપુર અને વાયવ્ય પ્રાન્તોમાં કુમાન પ્રાન્તમાં છે. સ્લેટનાં પાતળાં પડો એક એક ઉપર સમાન્તર ગોઠવાઈને આ પત્થર બનેલો છે. કેટલાક પત્થરોનાં પડ સહેલાઈથી જુદાં પાડી શકાય છે, અને કેટલાકનાં પડ ઉખેડવામાં બહુ મુશીબત પડે છે, કારણ કે તે એક બીજા સાથે મળીને સજ્જડ જોડાઈ ગયેલાં હોય છે. આમાંની પહેલી જાતના પત્થરોને ફોડી કે ચીરીને અને બીજી જાતનાને કરવત વતી વહેરીને ખાણમાંથી કહાડવામાં આવે છે. પહેલી જાત નરમ અને બીજી જાત સખત છે. પહેલી જાતનાં પડો પર ચકમકની રેતી ઘસવાથી તે સફાઈદાર અને લીસાં થાય છે, પણ બીજી જાતનાંને તેવાં બનાવવા સારૂ ચરખા પર ચઢાવવાં પડે છે.

બધી જાતના સ્લેટ પત્થરો રંગમાં એક સરખા હોતા નથી. કેટલાક આસમાની, કેટલાક લીલા, અને કેટલાક રાતા, કાળા, ભૂરાશ પડતા, કે સફેદ રંગના પણ હોય છે. ઊંચી જાતના સ્લેટ પત્થરનો રંગ ફીકો વાદળી હોય છે. તેનાં પડ સખત, અપારદર્શક, તેમ જ કુમાશ કે પોતમાં એક સરખાં હોય છે, તેથી પાણીને તે શોષી શકતાં નથી. બીજા પત્થરો કરતાં આનાં પડો કુદરતી જ બનેલાં છે તેથી સહેલાઈથી ઉખડે છે, અને તેથી જ તે વધારે ઉપયોગમાં આવે છે. છાપરાં ઉપર જડવામાં ધાતુનાં પત્રાંને બદલે સ્લેટનાં પડો યૂરોપ ખંડમાં વધારે વપરાય છે. જો કે હિન્દુસ્તાનમાં આટલી બધી તેની ખાણો છે, છતાં લોકો હજી તેનો તેવો ઉપયોગ કરતા નથી. જે પ્રમાણે ધાતુનાં પત્રાંને છાપરાં ઉપર મોભીઆં સાથે ખીલા મારીને જડી લે છે, તે જ પ્રમાણે આ પડોને સારીને ત્રાંબા કે જસતનાં ખીલા વડે લાકડાં સાથે જડી લે છે. લોઢાના ખીલા વધારે કટાય છે તેથી વપરાતા નથી.

ઘરોમાં ઊંચી જાતના પત્થરોની સ્લેટો બનાવે છે, અને તેને રેતીના

ઝીણા કણો વડે ઘસીને સાફ અને લીસી કરે છે. સ્લેટ ઉપર લખવાને સારૂ તેજ પત્થરની પાતળી સળીઓ (પત્થર પેન) બનાવે છે. કેટલાક લોકો ચાક કે ચૂનાની પેન વતી પણ લખે છે. લોઢાનાં હથિયારોને ધાર આણવા સ્લેટના સખત પત્થર પર ઘસે છે. પાણી ભરવાનાં પત્થર કુંડાં અને હોજ તેનાં બનાવે છે. તેમ જ તેની આડણીઓ, વેલણ, અને આંકણીઓ પણ બનાવે છે.

---

# केळवणी खातानी खबरो.

## યૂરોપીઅન સ્કૂલોમાં આપવાની સરકારી સ્કોલરશિપો.

### ઉત્તર ભાગ (મુમ્બઈ મધ્ય સ્થળ).

ઈ. નં. ૭૮૪, તા. ૧૬–૫–૧૯૦૧.

૧. આથી ખબર આપવામાં આવે છે કે યૂરોપીઅન સ્કૂલોમાં ત્રણ ઉપલા વર્ગમાં અને ત્રણ નીચલા વર્ગમાં એમ છ સ્કોલરશિપો આપવા માટે મુમ્બઈની એલ્ફિન્સ્ટન હાઈ સ્કૂલમાં બુધવાર તા. ૪ થી સપ્ટેમ્બર સને ૧૯૦૧ ને રોજ (સવારના ૧૧ વાગે, મદ્રાસ ટાઇમ) અને તે પછીના દિવસોએ સ્પર્ધોત્પાદક પરીક્ષા લેવામાં આવશે.

૨. ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના પ્રમુખપણા નીચે તેમણે નીમેલી કમિટી પરીક્ષા લેશે.

૩. સ્પર્ધા કરવાની (પરીક્ષા આપવાની) પરવાનગી મળવા સારૂ ઠરાવેલા છાપેલા ફોર્મ પર અરજી કરવી. તે ફોર્મની નકલો નીચે સહી કરનાર પાસેથી મફત મળશે. સઘળી અરજીઓ નીચે સહી કરનારને અમદાવાદ મુકામે તા. ૮ મી ઓગસ્ટ સુધીમાં પહોંચે તેવી રીતે મોકલવી.

૪. ઉમેદવારની જાત અને ઉમ્મર, પરીક્ષાના વિષયો, સ્કોલરશિપની રકમ અને મુદત, કેટલી ફી આપવાની છે તે, વગેરે બાબતની સઘળી વિશેષ હકીકત તા. ૧૩ મી માર્ચ સને ૧૮૯૦ ના મુમ્બઈ સરકારી ગ-ેનાં બેગ ૧લાને ૨૧૦ મે પૃષ્ઠે પ્રસિદ્ધ થયેલા કામ ચલાઉ નિયમોમાંથી

તથા તા. ૨૮ મી જુલાઈના મુમ્બાઈ સરકારી ગેઝેટ ભાગ ૨જાને ૧૧૦૮ મે પાને પ્રસિદ્ધ થયેલા સુધરેલા નિયમોમાંથી મળી આવશે. નીચે સહી કરનારને અરજ કરવાથી આ નિયમોની નકલો મફત મળશે. વળી ઉત્તર ભાગની સઘળી યૂરોપીઅન સ્કૂલોનાં તથા ઇંગ્રેજી સ્કૂલોનાં જાહેર ખબર ચોઢવાનાં પાટીઆં પર આ નિયમોની નકલો ચોઢવામાં આવી છે.

અમદાવાદ,
તા. ૨૬-૪-૧૯૦૧

A. G. wright,
એન્જ્યુકેશનલ ઇન્સ્પેકટર,
ઉત્તર ભાગ.

---

## હાઈ અને સ્પેશ્યલ સ્કૂલોમાં આપવાની સરકારી સ્કોલરશિપો.

### ઉત્તર ભાગ.

### જાહેર ખબર.

ઈ. નં. ૭૮૪, તા. ૧૬-૫-૧૯૦૧.

૧. આથી ખબર આપવામાં આવે છે કે તા. ૫મી એપ્રિલ સને ૧૮૮૮ ના મુમ્બાઈ સરકારી ગેઝેટને ૩૨૪ મે પૃષ્ઠે પ્રસિદ્ધ થયેલા નિયમો મુજબ ઉત્તર ભાગના દરેક જિલ્લામાં ત્રણ ત્રણ સરકારી સ્કોલરશિપો આપવા સારૂ સોમવાર તા. ૨ જી સપ્ટેમ્બર સને ૧૯૦૧ ને રોજ તથા તે પછીના દિવસોએ નીચે લખેલાં મધ્ય સ્થળોએ સ્પર્ધોત્પાદક પરીક્ષા લેવામાં આવશેઃ—

| | |
|---|---|
| **અમદાવાદ.** | **સુરત.** |
| **નડીઆદ ( ખેડા જિલ્લો ).** | **ગોધરા ( પંચમહાલ ).** |
| **ભરૂચ.** | **થાણા.** |

૨. ત્રણમાંની એક સ્કોલરશિપ માટે બધા ઉમેદવારો સામાન્ય રીતે સ્પર્ધા કરી શકશે; જે લોકો ઇંગ્રેજી કેળવણીમાં પાછળ છે, જેવા કે, બેની-ઇંઝરાયલ, કણબી, અને કણબી કરતાં જે લોકો વધારે પાછળ છે તેવા લોકોની સ્પર્ધા માટે એક સ્કોલરશિપ રાખવામાં આવશે; અને એક સ્કોલરશિપ મુસલમાનો માટે રાખવામાં આવશે.

૩. દરેક મધ્ય સ્થળે કમિટી મારફત પરીક્ષા લેવામાં આવશે. પરીક્ષામાં દાખલ થવાની અરજીઓ ઠરાવેલા છાપેલા ફોર્મ (નિયમોનું પરિશિષ્ટ અ) ઉપર કરવી, અને ઉમેદવાર જે જિલ્લાનો હોય તે જિલ્લાની પરીક્ષક કમિટીના પ્રમુખને તે મોકલવી. તા. ૧ લી ઓગસ્ટ સુધી અરજીઓ અને દાખલ થવાની ફી કમિટી લેશે; તે તારીખ પછી કોઈ પણ અરજી લેવામાં આવશે નહિ. અરજીના ઠરાવેલા ફોર્મની નકલ પરીક્ષક કમિટીના પ્રમુખ પાસેથી અથવા નીચે સહી કરનાર પાસેથી મળશે.

૪. ઉમેદવારની ઉમ્મર, પરીક્ષાના વિષયો, સ્કોલરશિપની રકમ અને મુદ્દત, કેટલી ફી આપવાની છે તે, વગેરે બાબતની સઘળી વિશેષ હકીકત નિયમોમાંથી મળી આવશે. નિયમોની નકલો નીચે સહી કરનારને અથવા પરીક્ષક કમિટીઓના પ્રમુખોને અરજ કરવાથી મફત મળશે. ઉત્તર ભાગની તમામ સરકારી અને મદદ લેનારી ઍંગ્લો વર્નાક્યુલર સ્કૂલોનાં જાહેર ખબરો ચોઢવાનાં પાટીઆં ઉપર પણ એ નિયમોની નકલો ચોઢવામાં આવી છે.

અમદાવાદ,
તા. ૨૬-૪-૧૯૦૧

A. G. Wright,
આ. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ.

---

## મિડલ સ્કૂલ સ્કોલરશિપો.

### ઉત્તર ભાગ.

### જાહેર ખબર.

દ્ર. નં. ૭૮૪, તા. ૧૬-૫-૧૯૦૧.

૧. આથી ખબર આપવામાં આવે છે કે ઉત્તર ભાગમાં નીચે લખેલાં મધ્ય સ્થળોએ બુધવાર તા. ૪ થી સપ્ટેમ્બર સને ૧૯૦૧ ને રોજ અને તે પછીના દિવસોએ દરેક મધ્ય સ્થળે છ છ મિડલ સ્કૂલ સ્કોલરશિપો આપવા સારૂ સ્પર્ધોત્પાદક પરીક્ષા લેવામાં આવશેઃ—

| | |
|---|---|
| અમદાવાદ. | સુરત. |
| નડીઆદ (ખેડા જિલ્લો). | ગોધરા (પંચમહાલ). |
| ભરૂચ. | થાણા. |

૨. છમાંની બે સ્કોલરશિપો માટે બધા ઉમેદવારો સામાન્ય રીતે સ્પર્ધા કરી શકશે; જે લોકો ઇંગ્રેજી કેળવણીમાં પાછળ છે, જેવા કે, બેની-ઇઝરાયલ, કણબી, અને કણબી કરતાં જે લોકો વધારે પાછળ છે તેવા લોકોની સ્પર્ધા માટે બે સ્કોલરશિપો રાખવામાં આવશે, અને બે સ્કોલરશિપો મુસલમાનો માટે રાખવામાં આવશે.

૩. દરેક મધ્ય સ્થળે કમિટી મારફત પરીક્ષા લેવામાં આવશે. હાઈ સ્કૂલના હેડ માસ્તર કમિટીના પ્રમુખ થશે.

૪. સ્પર્ધા કરવાની ( પરીક્ષા આપવાની ) પરવાનગી મળવા સારૂ ઠરાવેલા છાપેલા ફેર્મ પર અરજી કરવી. તે ફેર્મની નકલો નીચે સહી કરનાર પાસેથી અથવા પરીક્ષક કમિટીના પ્રમુખ પાસેથી મફત મળશે. ઉમેદવાર જે જિલ્લાનો હોય તે જિલ્લાની કમિટીના પ્રમુખ તરફ અરજી મોકલવી. તા. ૧ લી ઓગસ્ટ સુધી અરજીઓ તથા ફી કમિટી લેશે; તે તારીખ પછી કોઈ પણ અરજી લેવામાં આવશે નહિ.

૫. ઉમેદવારની ઉમ્મર, પરીક્ષાના વિષયો, સ્કોલરશિપની રકમ અને મુદત, કેટલી ફી આપવાની છે તે, વગેરે બાબતની સઘળી વિશેષ હકીકત તા. ૧૭ મી મે સને ૧૮૮૮ ના મુમ્બઈ સરકારી ગેઝેટના ભાગ ૧ લાને ૪૩૧ મે પૃષ્ઠે પ્રસિદ્ધ થયેલા "કામ ચલાઉ નિયમો" માંથી મળી આવશે. નીચે સહી કરનારને અથવા પરીક્ષક કમિટીના પ્રમુખને અરજ કરવાથી આ ધારાની નકલો મફત મળશે. ઉત્તર ભાગની તમામ મુખ્ય સરકારી અને મદદ લેનારી ગુજરાતી નિશાળોમાં જાહેર ખબરો ચોઢવાનાં પાટીઆં ઉપર પણ તેની નકલો ચોઢવામાં આવી છે.

અમદાવાદ, તા. ૨૬-૪-૧૯૦૧

A. G. WRIGHT,
આ. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ.

---

## અમદાવાદ ઇન્ડેન્ટીસાઇડ ફન્ડમાંથી સ્કોલરશિપો આપવા માટે પરીક્ષા.

ઈ. નં. ૭૮૪, તા. ૧૬-૫-૧૯૦૧.

૧. આથી ખબર આપવામાં આવે છે કે અમદાવાદ ઇન્ડ્રન્ટીસાઇડ ફન્ડમાંથી અમદાવાદ જિલ્લાના લેઉઆ તથા કડવા કણબીની ન્યાતના વિદ્યાર્થીઓને હાઈ અને સ્પેશ્યલ સ્કૂલોમાં પાંચ પાંચ રૂપિયાની ચાર સ્કોલરશિપો આપવા સારૂ તથા મિડલ અને સ્પેશ્યલ સ્કૂલોમાં ત્રણ ત્રણ રૂપિયાની ત્રણ સ્કોલરશિપો આપવા સારૂ અનુક્રમે તા. ૨ ૭ તથા ૪ થી સપ્ટેમ્બર સને ૧૯૦૧ ને રોજ અમદાવાદ હાઈ સ્કૂલના મકાનમાં સ્પર્ધોત્પાદક પરીક્ષા લેવામાં આવશે. તા. ૧૧ મી મે સને ૧૮૯૯ ના મુમ્બઈ સરકારી ગઝેટ ભા. ૧ લા ને ૬૬૨ મે પૃષ્ઠે પ્રસિદ્ધ થયેલા નિયમોની ૬ તથા ૭ કલમોમાં જણાવેલી શરતો× મુજબ આ પરીક્ષા લેવાશે.

૨. પરીક્ષામાં દાખલ થવાની અરજીઓ તથા શ્રી અમદાવાદ મધ્ય સ્થળની પરીક્ષક કમિટીના પ્રમુખ તા. ૧ લી ઓગસ્ટ સુધીમાં લેશે.

અમદાવાદ, તા. ૨૬–૪–૧૯૦૧

A. G. WRIGHT,
આ. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ.

## હાઈ અને સ્પેશ્યલ સ્કૂલોમાં આપવાની કાઝી શહાબુદ્દીન સ્કોલરશિપો.

ઈ. નં. ૭૮૪, તા. ૧૬–૫–૧૯૦૧.

આથી ખબર આપવામાં આવે છે કે કાઝી શહાબુદ્દીન એન્ડાવ્મેન્ટ ફન્ડમાંથી અમદાવાદ અને ખેડા જિલ્લાની કોઈ પણ સરકારી સ્કૂલના મુસલમાન ઉમેદવારોને હાઈ અને સ્પેશ્યલ સ્કૂલોમાં પાંચ પાંચ રૂપિયાની બે સ્કોલરશિપો આપવા સારૂ તા. ૨ ૭ સપ્ટેમ્બર સને ૧૯૦૧ ને રોજ સ્પર્ધોત્પાદક પરીક્ષા લેવામાં આવશે અમદાવાદ જિલ્લાના ઉમેદવારોની અમદાવાદ હાઈ સ્કૂલના મકાનમાં અને ખેડા જિલ્લાના ઉમેદવારોની નડિયાદ હાઈ સ્કૂલના મકાનમાં પરીક્ષા લેવાશે. તા. ૧૬ મી ઑક્ટોબર સને ૧૯૦૦ ના મુમ્બઈ સરકારી ગઝેટ ભા. ૧ લાને ૨૧૫૫–૨૧૫૭ મે પૃષ્ઠે પ્રસિદ્ધ થયેલા કામ ચલાઉ નિયમોમાં જણાવેલી શરતો મુજબ આ પરીક્ષા લેવાશે.

× જુઓ શાળા પત્ર પુસ્તક ૩૮, પૃ૪ ૧૯૦.

૨. પરીક્ષામાં દાખલ થવાની અરજીઓ તથા ફી અમદાવાદ અને નડિયાદ મધ્ય સ્થળોની પરીક્ષક કમિટીના પ્રમુખ તા. ૧ લી ઑગસ્ટ સુધીમાં સેરી.

A. G Wright,
આ. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર,
ઉત્તર ભાગ.

---

## જાહેર ખબર.

હોપ કૃત ગુજરાતી વાંચન માળા તથા બીજી સરકાર તરફથી છપાતી શાળાઓને માટે મંજૂર થયેલી ચોપડીઓમાં જોડણીના અનિયમિતપણાની અને વાકય રચનાની ખામીઓ અથવા બીજી કંઈ ભૂલો મેહેતાજીઓ અથવા કેળવણી ખાતાના અધિકારીઓ લખી જણાવશે તો તે ઉપકાર સાથે સ્વીકારવામાં આવશે. અને નવી આવૃત્તિ છપાતી વખતે તે ઉપર પૂરતું લક્ષ આપવામાં આવશે.

સુરત જિલ્લાના એક મહેતાજી મિ. ભગવાનદાસ ભૂખણદાસે એ પ્રમાણે કેટલાક અગત્યના સુધારા સૂચવ્યા છે તે માટે હમે તેમનો ઉપકાર માનીએ છીએ.

અમદાવાદ,
તા. ૯-૫-૧૯૦૧

Gulabbhai G. N.
વાઇસ પ્રિન્સિપાલ, ગુ. ટ્રે. કૉલેજ,
અમદાવાદ.

---

## જાહેર ખબર.

ઠે. નં. ૨૧૧, તા. ૬—૫—૧૯૦૧.

આવતા સપ્ટેમ્બર માસમાં રાજકોટ મુકામે થવાની પબ્લિક સર્વિસ સર્ટિફિકેટ પરીક્ષાઓમાં દાખલ થવાની ઉમેદ રાખનારને આથી ખબર આપવામાં આવે છે કે તે પરીક્ષાઓ માટે નીચે મુજબ પુસ્તકો મંજૂર કરવામાં આવ્યાં છેઃ—

ખર સમજવા સારૂં લખાણની સામેજ ચિત્ર આપેલાંછે. કીમત રૂ૦-૮-૦ પોસ્ટેજ ૦-૦-૬ વી. પી. ખર્ચ લેનારને શિર. કમિશન સામટી લેનારને સેંકડે ૨૦ ટકા.

લલ્લુભાઈ છોટાલાલ પરવા. હેડ માસ્તર નં. ૧૨ અમદાવાદ મ્યુ. સ્કુલ. ઠે. અમદાવાદ તળીયાની પોળમાં મહાદેવ આગળ.

---

## સારાં અને સસ્તાં પુસ્તકો.

**આર્યાચરિત્રાવલી**—કાન્તા, કૃષ્ણા, ચંદા, પદ્મા, મીરાં, તારા, સુંદરબા, સરદારબાઈ, વગેરે. ૪૫ શુરી-સતીઓનાં અદ્ભુત ચરિત્રો રૂ. ૦ાા **ચોરાશી આસન**—યોગનાં ૫૭ સુંદર ચિત્રોનો સમજસહિત ગ્રંથ. રૂ. ૧ા

**છોટમકાવ્ય**—વડોદરા સુરત, મુંબઇ, ઇત્યાદિ સ્થળે ગવાતા રસીક ગરબા, છંદ, પદ, ઇ. રૂ. ૦ાા **કહાનકાવ્ય**—ભક્તિ, નીતિ, જ્ઞાન, વ્યવહાર, કજોડું, કુસંપ, ઇ. વિષયપર. ઘણી કવિતાઓ. રૂ ૧ા

**અધ્યાત્મભજનમાળા**—કબીર નઝીર, ગોરખ, તુલસી, ઈ. ૧૧૬ ભક્તોએ રચેલાં છસો ભજનો. રૂ. ૧ાા **સાહિત્યસંગ્રહ**—કવિ, ગંગ, ગિરધર, ગ્વાલ,—ઇ. ૧૪૪ કવિશ્વરોકૃત નવરસયુક્ત હિંદી કાવ્યોનો મોટો સંગ્રહ. રૂ. ૨ા

**શ્રીરામગીતાભાષાનુવાદ**—કર્તા શ્રીહરિકુંવરબાઈના ચિત્રચરિત્ર તથા પદ-પદાર્થ-ભાવાર્થ સાથે પાકું રેશમી પુંઠું છે. રૂ. ૧

**અનુભવપ્રકાશ**—અસાર સંસારનું વિવેચન; ગદ્ય-પદ્યમાં. રૂ. ૦ા

**પરાશરસંહિતા**—સ્ત્રીપુરુષનાં મતાચરણ, ગમ્યાગમ્યગમન અને ભક્ષ્યાભક્ષ્યાદિ સર્વે પાપોની શુદ્ધિ, સુતક, ઘાતક, પ્રેતક વિધવાવિવાહ, ઈ. ના વિવેચન સાથે. રૂ. ૧ાા **અધ્યાત્મપ્રકાશ**—તત્વમસિનું વર્ણન; ન્યાય, સાંખ્ય, મિમાંસા-ઈ. ના રહસ્યસાથે. રૂ. ૦ાા= **પરમપદબોધની**—યોગશાસ્ત્રની પ્રક્રિયા તથા કર્ત્તા મહાત્માના ચિત્ર-ચરિત્ર ઈ. સાથે. રૂ. ૧ા

**સંતોષશતક**—વિવેચન તથા ચિત્ર ચરિત્ર ઈ. સાથે. રૂ. ૦ા

**વશીકરણ વિદ્યા**—ખાસ સ્ત્રીઓને માટે. રૂ. )=

**વાસવદત્તા**—પ્રેમની વાર્તા. રૂ. ૦)= **મારૂઢોલા નાટક.** રૂ. ૦ા=

ઇત્યાદિ ગ્રંથો વગેરે નીચે લખેલે સ્થળેથી મળશે.

**કહાનજી ધર્મસિંહ.** કાન્ડેલ, કાળબાદેવી પોસ્ટ—મુંબઈ.

---

**બ્લુ બ્લેક શાહી**—લાલ કે કાળીશાહી. દશ શેર. દરેક રૂ. ૧)નાં ૮ પડીકાંથી. ડાપરી ભેટ. ખર્ચ વધુ. નમુનો બે પૈસે. એજન્ટ જોઈએ છે. સ્ટેમ્પને દેશી અગરબતીના કર્તા. **માણેકચંદ અમરશી.** વઢવાણ.

---

**સરળ દશીનામાની પદ્ધતિ,** આવૃત્તિ તેરતી કિમ્મત ૪ આના સુરતઈ ઈલાકાના કેળવણીખાતાના મે. ડિરેકટર સાહેબ બહાદુરના ઠ. નં. ૪૪૫૦ તા. ૯-૧૧-૯૪ના ઠરાવ મુજબ શાળામાં વાપરવાને હરકત નથી. સરકારે મંજૂર કરેલ '**ગુજરાતી બાળવ્યાકરણ**' આવૃત્તિ પાંચમી કિમ્મત ૪ આના પોસ્ટેજ બેનેનું માફ. કમિશન ૫-૧૦-૧૫-૨૦ નંગથી ૧૦-૧૫-૨૦-૨૫ ટકા. વેલ્યુપેએબલ ખર્ચ મંગાવનારને શિર છે. **પ્રેમચંદ કરમચંદ, શાહ.** ગોંડલ સ્ટેટના ઠે. એ.ઈ.સ્કુ. ગોંડલ.યઈસ્વારી.

# સૂચના.

આ પત્ર સમ્બન્ધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નોટપેપ કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોકખે અક્ષરે કાગળની એક જ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસન્દ પડેલું લખાણ પાછું મોકલવા બન્ધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળા ખાતાના ડેપ્યુટી અને એસિસ્ટન્ટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સમ્બન્ધી હકીકત સ્કૂલ બોર્ડો તથા દેશી રાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમ જ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. હેન્ડબિલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઈએ.

મની ઓર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સમ્ભવ છે. પોસ્ટની ટિકેટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાય બીજી ટિકેટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિમ્મત આગાઉથી જ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે. પોસ્ટેજ માફ, છુટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના. પદરના ખર્ચે લેનાર દશ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે ૦-૧૨-૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું. વિષય પસન્દ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને રૂ. ૧ થી રૂ. ૨ સુધી આપવામાં આવશે. ચર્ચા પત્રનો એમાં સમાસ થશે નહિ.

## જાહેર ખબરો છાપવાના ભાવ.

| | |
|---|---|
| રૂ. | લીટી. |
| ૧ | ૨ |
| ૨ | ૮ |
| ૩ | ૧૫ |

એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણે જ. બાર માસ લગી લાગલાગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહિના લગી પા ગણો ચાર્જ પડશે. બાર મહિનાથી ઓછી મુદત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછીને દરેક મહિને અર્ધો ચાર્જ લેવાશે.

## હેન્ડબિલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮-૦-૦, અર્ધા તોલા સુધીના રૂ. ૧૦-૦-૦, અને એક તોલા સુધીના રૂ. ૧૨-૦-૦ તે ઉપરનાને માટે ઠરાવીને લખવું.

રા. ખા. ગોપાળજી સુરભાઇ દેસાઇ, ક.વિ.ના કેળવણી ખાતાના માજી આ. ઈ.
રા. બા. હરગોવનદાસ દ્વારકાદાસ કાંટાવાળા, વડોદરા કે.ખાતાના માજી ડિ.
રા. સા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખર, કચ્છના માજી એ. ઇન્સ્પેકટર.

## દેશની કેળવણીમાં જાણીતા આગેવાન ગૃહસ્થો.

ઓનરેબલ. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક.
ઓનરેબલ કાશીનાથ ત્ર્યંબક તેલંગ એમ. એ., એલ. એલ. બી. સી. આઈ. ઇ; મુમ્બઈની હાઈ કોર્ટના માજી જજ.
રા. બા. શંકર પાંડુરંગ પંડિત, એમ. એ; માજી ઓરિએન્ટલ ટ્રાન્સલેટર,
રા. રા. નગીનદાસ તુળસીદાસ મારફતીઆ બી. એ. એલ. એલ. બી. મુમ્બઇની હાઇ કોર્ટના વકીલ તથા યુનિવર્સિટીના ગુજરાતીના પરીક્ષક.
દિ. બા. મણિભાઈ જશભાઈ, દિવાન બહાદુર, વડોદરા.
રા. બા. લાલશંકર ઉમિયાશંકર ત્રવાડિ, સ્મો. કો. કોર્ટના જજ, અમદાવાદ
રા. સા. હરિલાલ મનસુખરામ, ભારીઆ સ્ટેટના કારભારી.
રા. બા. જગજીવનદાસ ખુશાલદાસ માજી ડેપ્યુટી કલેકટર તથા સેશન્સ જજ અને સુરત મ્યુનિસિપલ સ્કૂલ કમિટિના પ્રમુખ.
રા. સા. મનસુખરામ સૂર્યરામ, ત્રિપાઠી, જૂનાગઢ સ્ટેટના એજન્ટ.
રા. સા. રણછોડભાઇ ઉદયરામ, કચ્છના નાયબ દિવાન.
મર્હૂમ રા. બા. ભોળાનાથ સારાભાઈ.
રા. રા. કવિ દલપતરામ ડાહ્યાભાઈ, સી. આઈ. ઈ.
ખા. સા. બમનજી એદલજી મોદી, એમ, એ; ડેપ્યુટી કલેકટર અને સ્કૂલ કમિટિના ચેરમેન, ભરૂચ.
રા. રા. કાળાભાઈ લલ્લુભાઈ વકીલ, સુરત સ્કૂલ બોર્ડના પ્રમુખ.
શેઠ ડેખાશા એદલજી મોદી, બી. એ, સુરત સ્કૂલ બોર્ડના મેમ્બર.
મર્હૂમ રા.રા કવિ નર્મદાશંકર લાલશંકર, ગોંડલના ધર્મખાતાના માજી સેક્રેટરી.

## કેળવણી ખાતાના હાલના તથા માજી ઇન્સ્પેકટરો.

રા. બા. મોતીરામ રાજારામ, માજી ડે. એ, ઇ, સુરત.
રા. સા. ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી, ડે. એ, ઈ. અમદાવાદ
રા. સા. શિવરામ સદાશિવ નાડકરની, બી, એ; ડે.એ. ઇ. રત્નાગિરિ.
રા. સા. વ્રજરાય સન્તોકરાય દેસાઇ, બી. એ; માજી, ડે. એ. ઈ. મુમ્બઈ
રા. સા. કૃષ્ણલાલ ગોવિન્દલાલ મહેતા, ડે.એ.ઈ; ઝાલાવાડ પ્રાન્ત, કાઠિયાવાડ.
રા. સા. હરિવલ્લભ મૂળજી વિજય, માજી, ડે.એ.ઇ; હાલાર પ્રાન્ત કાઠિયાવાડ.

## છેલાં ભાગ ૯ મો. કર્તા દેશાઈ આશીધર રણછોડજી (પ્રખ્યાત ગણિતશિક્ષક.)

આ પુસ્તકો વિષે આગળ વિવેચન શાળાપત્રમાં કરવામાં આવેલું હતું. અને ગણિત શિક્ષણની પદ્ધતિ સુધારવાનો ઉદ્દેશ એ પુસ્તકો ગયા વર્ષમાં સરકારે ટેકસ્ટબુકો કરવાથી પૂરો પડ્યો છે. એક વર્ષના અનુભવ ઉપરથી માલુમ પડે છે કે શિક્ષકોમાં નવીન અને બાળકોની બુદ્ધિ ખીલે એવી પદ્ધતિ દાખલ કરવાનો ઉત્સાહ છે. પુસ્તકો સરળ ને શિક્ષણી-પણે, અને તેનું ફળ અતિશય સંતોષકારક નીકળ્યું છે. તોપણ કેટલાક શિક્ષકો સ્વભાવિક રીતે કે કંઈ કારણસર દરેક બાબતમાં પછાત હોય છે જ, તેઓ આ વર્ષમાં પોતાના ઉત્સાહી મિત્રોનું અનુકરણ કરશે તો બસ છે. શિક્ષણ પદ્ધતિનો આધાર શિક્ષક અને પરીક્ષક બન્ને ઉપર છે. ગઈ સાલ ભરેલા કોન્ફરન્સમાં આ પુસ્તકોનું નિર્વિવાદ ઉપયોગીપણું સિદ્ધ થયું છે, અને નવાં ધોરણમાં તો તે વિના નભેજ નહિ તેવી સર્વાનુમતે થએલી દરખાસ્તોથી એવી ગોઠવણ થવાનો સમ્ભવ છે. આ વિભાગમાં સર્વનો પ્રબલ પ્રયત્ન છે, લાયબ્રેરી અને શિક્ષકો સારૂ જવાબો સાથે આખાં પુસ્તક પાકા તથા કાચા પુઠાનાં, તથા છુટા ભાગ પણ મળે છે.

---

## संख्या प्रवेश. તેજ કર્તા. કિંમત રૂ. ૦—૨—૦

આ પુસ્તકમાં એકડેએકથી બાળકોને ગણિત શી રીતે શરૂ કરવું—તે અને ત્યાર પછી બે વર્ષ સુધી કેટલું અને કેમ શીખવવું તે વિષે પદ્ધતિસર પાઠો આપ્યા છે. મહેરબાન ડિરેક્ટર સાહેબે તે પુસ્તકને પ્રાથમિક નિશાળોના શિક્ષણ સારૂ મંજુર કરીને તે ઉપરાંત તે પ્રમાણે શીખવાય તે માટે સર્વ ડેપ્યુટી ઇન્સ્પેક્ટર સાહેબો તથા મહેતાજીઓનું ધ્યાન ખેંચ્યું છે. આ જાતનું આ પહેલુંજ પુસ્તક છે; ચાલતાં અથવા નવીન ધોરણોમાં તે પુસ્તક વિના ચાલે તેમ નથી. દરેક શિક્ષકે તે પુસ્તક વાંચવું અને તેનો ઉપયોગ કરવો તે જરૂરનું છે.

જોઈએ તેવાં પુસ્તકો હાલમાં નથી એ વાત ખરી છે, પરન્તુ ખપ જાગશે તો છત થતાં વાર લાગવાની નથી. ઇંગ્લાંન્ડ આદિ દેશોની યુનિવર્સિટીઓમાં લ્યાટિન અને ગ્રીક ભાષાઓ શીખવી પડે છે, છતાં ઇતિહાસ, વિદ્યા, આદિ વિષયો સ્વભાષા મારફત શિખવવામાં આવે છે. આપણે ત્યાંની મેટ્રિક્યુલેશનમાં ગુજરાતી આદિ ભાષાઓ લેવાની છૂટ છે, ત્યાં પણ તેમને **બીજી ભાષાઓ** તરીકે ગણી છે. બધા દેશોમાં સ્વભાષા મુખ્ય હોય છે, અને પર દેશી ભાષાઓ **બીજી ભાષા તરીકે** ગણાય છે. વળી એવી પર દેશી બીજી ભાષાઓના સવાલ પત્રોના જવાબ સ્વભાષામાં લખવાના હોય છે. આપણી કેળવણીની વ્યવસ્થા એવી વિચિત્ર બનાવવામાં આવી છે કે આપણી સ્વભાષા **બીજી** ભાષા તરીકે ગણાય છે, તેની પરીક્ષા ઇંગ્રેજી મારફત આપવી પડે છે, અને તે કારણથી ઇંગ્રેજી શાળાઓમાં તેનું શિક્ષણ પણ ઇંગ્રેજી દ્વારા અપાય છે. થોડા દિવસ ઉપર હમે એક વર્તમાન પત્રમાં નીચેની જાહેર ખબર વાંચી હતીઃ "Marathi grammar explained in English for students and candidates preparing for the Matriculation, School Final, and other examinations." (મરાઠી વ્યાકરણ ઇંગ્રેજીમાં સમજાવેલું; મેટ્રિક્યુલેશન, સ્કૂલ ફાઇનલ, ને બીજી પરીક્ષા માટે તૈયાર થતા વિદ્યાર્થીઓ અને ઉમેદવારો માટે.) મેટ્રિક્યુલેશન અને સ્કૂલ ફાઇનલની પરીક્ષાના ઉમેદવારોને ગુજરાતી વ્યાકરણ પણ ઇંગ્રેજી દ્વારા શિખવવાને ચોપડીઓ તૈયાર થઈ છે. સ્વભાષાનું વ્યાકરણ પણ પારકી ભાષાની મારફત શિખવવાની જરૂર પડે એ કેળવણીની પદ્ધતિ બિલકુલ સન્તોષકારક કહેવાય નહિ. વળી મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં સ્વભાષા લેનાર ઉમેદવારને તે ભાષા બરાબર આવડે છે કે નહિ તે જોવાને સવાલ પત્રમાં એ ભાષાની થોડી લીટીઓ મૂકવામાં આવે છે, અને તેમની સમજૂતી ભાષાન્તર દ્વારા ઇંગ્રેજીમાં માગવામાં આવે છે. ટૂંકામાં ઇંગ્રેજી જાણે સ્વભાષા હોય, અને ગુજરાતી આદિ ભાષાઓ જાણે પર દેશી વધારાની ભાષાઓ હોય એમ મેટ્રિક્યુલેશન વગેરેમાં ગણવામાં આવે છે, અને તે પછી કોલેજોમાં તો અર્વાચીન દેશી ભાષાઓનું નામ

પણ લેવામાં આવતું નથી. આ સ્થિતિ બિલકુલ સન્તોષકારક નથી, અને તે જુવાન માણસોની કેળવણી તેમ જ તબીઅત બૈન્નેને નુકસાન કરે છે. અર્વાચીન દેશી ભાષાઓને તેમની ઘટતી જગા આપવી જોઈએ, અને ઊંચા શિક્ષણમાં પણ તેમને દાખલ કરવી જોઈએ. આ સમ્બન્ધી મર્હુમ ન્યાય મૂર્તિ રાનડે અને બીજા કેટલાક ગૃહસ્થો યુનિવ્હર્સિટીમાં લાંબી મુદતથી લડત ચલાવતા હતા, પરન્તુ તેમનાં પ્રયત્નો નિષ્ફળ જતાં હતાં. હાલ થોડા માસથી મુમ્બાઈની યુનિવ્હર્સિટીએ એમ. એ. ની પરીક્ષામાં ગુજરાતી, મરાઠી, અને કાનડી એ ત્રણ અર્વાચીન દેશી ભાષાઓને જગા આપી છે તે જાણી હમારા વાંચનાર ખુશી થશે. જ્યાં સુધી દેશી ભાષાઓ કેળવણીની આખી પરંપરામાં દાખલ થાય નહિ, અને જ્યાં સુધી પ્રતિહાસ, ગણિત, વિદ્યા. આદિ વિષયો તેમની મારફત શિખવાય નહિ, ત્યાં સુધી કેળવણીની વ્યવસ્થા કુદરતની વિરૂદ્ધ હોવાથી સન્તોષકારક ગણાય નહિ. છતાં હાલ તરત યુનિવ્હર્સિટીએ એમ. એ. ની પરીક્ષામાં દેશી ભાષાઓને જરા પગ મૂકવાની જગા આપી છે તેટલો સન્તોષ થાય છે, અને હમે આશા રાખીશું કે જરા આંગળું આપ્યું છે એટલે હવે એ ભાષાઓ આખો "પહોંચો" ખેંચી શકશે અને ધીમે ધીમે સઘળી પરીક્ષાઓમાં દાખલ થશે.



મદ્રાસના ડિરેક્ટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રકશન સાહેબ પોતાના છેલ્લા રિપોર્ટમાં ત્યાંના પ્રાથમિક શિક્ષકો સમ્બન્ધી નીચે મુજબ લખે છે:

"પ્રાથમિક શિક્ષકોના સમ્બન્ધમાં હજી ઘણું કરવાનું બાકી છે. હું ધારું છું કે તેમની સામાન્ય કેળવણી હાલ કરતાં ઘણી વધારે ઊંચી હોવી જોઈએ. ગમે તેવો થોડી આવડનો શિક્ષક પ્રાથમિક શાળાનું કામ કરી શકે એમ માનવું ભૂલ ભરેલું છે. પ્રાથમિક શિક્ષકનું કામ ઘણું જવાબદારી ભરેલું છે, કારણ કે વિચાર અને વૃત્તિનાં જે વલણોથી માણસના લક્ષણનું બન્ધારણ થાય છે તે બચપણમાં શરૂ થાય છે, અને જો તે વિચાર અને વૃત્તિઓ ન્હાનપણથી ખોટે માર્ગે દોરવાય છે તો ઘણું વિનાશકારી પરિણામ નીપજે છે. બધા શિક્ષકોએ બાળકોનું માનસ શાસ્ત્ર જાણવું જોઈએ એવી માગણી કરવી હાલ તરત કદાચ શક્ય નથી, પણ

તેમની સામાન્ય કેળવણી હાલ કરતાં ઘણી વધારે હોવી જોઈએ એવી માગણી કરવાનો વખત આવી ચૂક્યો છે. જે શિક્ષકની કેળવણી હાલ કરતાં વધારે સારી અને ઊંચી નહિ હોય તે કિન્ડરગાર્ટન શાળામાં ફતેહમંદીથી કામ કરી શકશે નહિ, અથવા પદાર્થ પાઠો સારી રીતે આપી શકશે નહિ. આ ઇલાકાનાં કેળવણીને લગતાં પત્રોમાં અને સભાઓમાં વારંવાર એવી ફર્યાદ કરવામાં આવી છે કે પ્રાથમિક શિક્ષકોને ઘણા જ ટૂંકા પગારો આપવામાં આવે છે, અને તેમાં જલદી વધારો થવો જોઈએ. એ વાત ખરી છે કે પ્રાથમિક શિક્ષકો પાસે હાલ જેટલી આવડની માગણી કરવામાં આવે છે તેને માટે પણ રૂ. ૫) થી રૂ. ૮) સુધીનો પગાર ઘણો હલકો છે. એ ખરું છે કે શિક્ષકે જાતે વધારે સારા કેળવાવું જોઈએ, અને તેમ થવાની સાથે તેના પગારમાં વધારો થવો જોઈએ એ વાત પણ નિર્વિવાદ છે. પરન્તુ જો એવી રીતે કરવું હોય, તો વ્યવસ્થાપકોએ પ્રાથમિક શાળાઓ પાછળ વધારે પૈસા ખરચવા જોઈએ. કેળવણી ખાતાએ પણ પ્રાથમિક શાળાઓને ઘણી વધારે મદદ આપવી જોઈએ, અને તે સારૂ સરકારે કેળવણી ખાતાને હવાલે વધારે પૈસા મૂકવા જોઈએ. એ મુજબ જ્યાં સુધી નહિ થાય ત્યાં સુધી પ્રાથમિક કેળવણીની સ્થિતિ સુધારવાની આશા રાખવી ફોકટ છે."

ઉપર મદ્રાસ ઇલાકાને માટે જે લખવામાં આવ્યું છે તે કેટલેક દરજ્જે મુમ્બઈ ઇલાકાને પણ લાગુ પડે છે. થોડાં વરસ ઉપર આસિસ્ટંટ માસ્તરોનો પગાર રૂ. ૭) થી ઓછો હોવો ન જોઈએ એવો ઠરાવ કરવામાં આવ્યો છે. પરન્તુ એ પગાર પણ ઘણો ઓછો છે. વગર ભણેલા સિપાઈઓ અને હમાલોને પણ તેથી વધારે પગાર મળે છે. હમે ધારીએ છીએ કે કોઈ આસિસ્ટંટને રૂ. ૧૦) થી ઓછો પગાર આપવો ન જોઈએ, અને કોઈ હેડ માસ્તરનો પગાર રૂ.૧૫) થી ઓછો હોવો ન જોઈએ. વળી જેમ બને તેમ આસિસ્ટંટ તરીકે પણ ટ્રેન્ડ શિક્ષક રાખવા જોઈએ. નવાં ધોરણોમાં કિન્ડરગાર્ટન શિક્ષણ, પદાર્થ પાઠો, ખેતી, ડ્રોઇંગ, વગેરે દાખલ થશે, તે માટે સારી રીતે કેળવાયલા શિક્ષકો રાખવાની ઘણી જરૂર છે.

---

"સુધારાથી થતું આંખને નુકસાન" એ વિષય ઉપર મદ્રાસના એક દાક્તર કેપ્ટન ઇલીયટે થોડા વખત ઉપર મદ્રાસની પ્રેસિડન્સી કોલેજમાં એક ભાષણ આપ્યું હતું. તેમણે કહ્યું કે, "ફ્રાન્સ, જર્મની, ઓસ્ટ્રિયા, અને અમેરિકામાં વિદ્યાર્થીઓની આંખો તપાસવાથી જણાયું છે કે જેમ અભ્યાસ આગળ વધતો જાય છે તેમ વિદ્યાર્થીઓની નજર ટૂંકી થતી જાય છે, અને તેવા ટૂંકી નજરવાળા વિદ્યાર્થીઓની સંખ્યા પણ વધતી જાય છે. છેક ન્હાનાં બાળકોમાં ટૂંકી નજર ક્વચિત જ જોવામાં આવે છે, પરન્તુ કોલેજોમાં જ્યાં છેવટની ઊંચી કેળવણી અપાય છે ત્યાં સેંકડે ૨૫ થી ૩૦ વિદ્યાર્થી એ ખોડવાળા જોવામાં આવ્યા છે. મ્હેં મદ્રાસમાં ટૂંકી નજરવાળા ઘણા વિદ્યાર્થી જોયા છે, અને મ્હારી ખાતરી છે કે બધી શાળાઓમાં રીત સર તજવીજ કરીને હકીકત એકઠી કરવામાં આવશે તો આ દેશમાં પણ ટૂંકી નજરના દાખલા પશ્ચિમના દેશો કરતાં ઓછા જોવામાં નહિ આવે."

દાક્તર ઇલીયટે જે કહ્યું છે તે ઉપર આપણા શિક્ષકો અને વ્યવસ્થાપકોએ બહુ વિચાર કરવો જોઈએ છે. ઘણે ઠેકાણે નિશાળોનાં મકાનો જોઈએ તેટલા અજવાળાવાળાં ન હોવાથી બાળકોને આંખો ખેંચવી પડે છે, અને તેથી તે બગડે છે. કોઈ કોઈ ઠેકાણે પૂરતું અજવાળું છતાં તેની દિશા એવી ખોટી હોય છે કે તે નુકસાન કરે છે. જે બારી બારણેથી અજવાળું આવતું હોય તેની સામે બાળકોને કદી બેસાડવાં નહિ. તેમ કરવાથી બાળકની આંખો ઉપર બહુ પ્રકાશ આવે છે, વાંચવાની ચોપડીમાં અંધારું પડે છે, અને કાળા પાટીઆ કે લટકાવેલા નકશા પર પૂરું અજવાળું પડતું નથી. આ પણ આંખો બગડવાનું એક કારણ છે. બનતા સુધી બાળકની ડાબી તરફથી અજવાળું આવે એવી વર્ગની ગોઠવણ રાખવી. વખતે વખત શિક્ષકે વર્ગમાંથી ટૂંકી નજરવાળા છોકરા ખોળી કાઢવાનો પ્રયત્ન કરવો, અને જે છોકરા તેવા માલૂમ પડે તેમને વર્ગને એક ખૂણે અન્ધારામાં ન બેસવા દેતાં હમેશ પૂરતું અજવાળું આવે તેવે ઠેકાણે બેસાડવા. શિક્ષકો જરા ધ્યાન આપે તો ટૂંકી નજરવાળા છોકરા ખોળી કાઢવા મુશ્કેલ નથી. સાધારણ રીતે વાંચવાની ચો-

લોકો સૌન્દર્યના શોખવાળા છે, તેથી તેઓ પોતાની નિશાળો શણગાર્યા વિના રહેતા નથી. ગરીબ લોકોનાં છોકરાંને પોતાને ઘેર એક પણ શણગારેલો ઓરડો જોવા મળતો નથી, એટલે જો તેમને સૌન્દર્યની કેળવણી આપવી હોય તો નિશાળો શણગારવી જોઈએ. ' સૌન્દર્યની સમજ આંખે જોવાથી ખીલે છે, મ્હોએ વાતો કે ભાષણો કરવાથી ખીલતી નથી. બર્લિનના લોકો આ વાત સારી પેઠે સમજે છે, અને પોતાની નિશાળોમાં તેવી રીતની ગોઠવણ રાખે છે.

આ પ્રસંગે જે બસેં ત્રણસેં શિક્ષકો ત્યાં મળ્યા હતા ( તેઓમાં એક પણ સ્ત્રી નહોતી ) તે ઘણા કેળવાયલા અને હુંશિયાર જણાતા હતા. ત્યાર પછી થોડા દિવસમાં જર્મનીની પાર્લ્યામેન્ટ જોવાનો મ્હને પ્રસંગ મળ્યો હતો, પરન્તુ તે સભા જોઈને હું નાસીપાસ થયો હતો. પાર્લ્યામેન્ટમાં ઘણા વૃદ્ધ અને સભ્ય મેમ્બરો હતા, પણ બુદ્ધિ, ચપળતા, હાજર જવાબી, વક્તૃત્વ શક્તિ, વગેરેમાં પાર્લ્યામેન્ટના મેમ્બરો કરતાં આ સભામાં મળેલા શિક્ષકો ચઢતા હતા. ત્રીજા જિલ્લાના ઇન્સ્પેક્ટરે સભા પતિની ખુરશી લીધી અને કામ આગળ ચલાવવા માંડયું. એક જુવાન શિક્ષકે " પ્રાણી અને વનસ્પતિ વિદ્યાના શિક્ષણમા સુધારો કરવાનાં પ્રયત્નો " એ વિષે નિબન્ધ વાંચ્યો. વેસ્ટફેલિયા અને રહીનીશ પ્રશિયાની પેઠે અહિં પણ આ વિષયની ચર્ચામાં પેસ્ટેલોઝી અને હરબાર્ટ એ બેના મતના અનુયાયીઓના બે પક્ષ પડતા જણાતા હતા. હરબાર્ટ કે પેસ્ટેલોઝીનાં નામ લેવામાં આવ્યાં નહોતાં, પણ ચર્ચામાં તેમના મત પ્રમાણે ભાગ પડતા સ્પષ્ટ દેખાતા હતા. નિબન્ધ વાંચનારનો આખો નિબન્ધ અત્રે આપી શકાય તેમ નથી, પણ તેના મુદ્દા નીચે મુજબ હતા:—

(૧) *પ્રાણી અને વનસ્પતિ વિદ્યાનું શિક્ષણ આપતાં આપણો હેતુ* એવો હોવો જોઈએ કે વિદ્યાર્થીઓ તેમનો તેમની કુદરતી સ્થિતિમાં અભ્યાસ કરે.

(૨) એ વિદ્યાઓની હાલની સ્થિતિ અને વર્ગ વ્યવસ્થા ધ્યાનમાં રાખવી, છતાં બાળકોની શક્તિ પ્રમાણે શિક્ષણ આપવાનો પ્રયત્ન કરવો. બાળકોની સમજ શક્તિથી. વધારે આગળ જવું નહિ.

(૩) પ્રાણી અને વનસ્પતિ બન્નેનું બાળકો પાસે તેમની કુદરતી સ્થિતિમાં અવલોકન કરાવવું જોઈએ! પ્રાણી કે વનસ્પતિની ગેરહાજરીમાં મ્હોએ તેનું વર્ણન કરવાથી કાંઈજ લાભ નથી. આ કારણથી કુદરતના અવલોકન માટે વર્ગને ગામ બહાર ખેતરો અને વગડામાં તેડી જવો જોઈએ, તેમ જ નિશાળના બાગમાં પણ અવલોકન કરાવવું જોઈએ. આ રીતે અવલોકન કરેલી વસ્તુઓનું વચમાં વચમાં ચિત્ર કે નમૂના સાથે વર્ગમાં વિવેચન કરવું જોઈએ.

(૪) પ્રાણી કે વનસ્પતિનાં જુદાં જુદાં અંગોનાં નામ દેખડાવવાં એ બસ નથી. એ અંગો જે કામ બજાવે છે તથા આખા સાથે જે સમ્બન્ધ ધરાવે છે તેનો અભ્યાસ વધારે અગત્યનો છે.

(૫) પ્રાણી અને વનસ્પતિના જીવન તથા વૃદ્ધિની સારી સમજ પડવા માટે તેમની લાક્ષણિક હિલચાલોનું અવલોકન તથા વિવેચન કરાવવું જોઈએ. મુએલા નમૂનાથી તેમના આકાર વગેરેનો અભ્યાસ થઈ શકે છે, પણ તેથી જુદાં જુદાં અંગો કામ કરતાં જોવામાં આવતાં નથી.

(૬) હવા, પાણી, મુલક, આદિની પ્રાણી તથા વનસ્પતિના જીવન અને વૃદ્ધિ ઉપર શી અસર થાય છે તેનું બાળકો સમજી શકે તેટલે દરજ્જે અવલોકન અને વિવેચન થવું જોઈએ. વર્ગને ગામ બહાર લઈ જઈને આ હકીકતનો અભ્યાસ કરાવી શકાશે.

(૭) અભ્યાસ માટે પ્રાણી અને વનસ્પતિ પસન્દ કરવામાં કાળજી રાખવી કે તેમનો વ્યાપાર, ઉદ્યોગ, ખોરાક, શણગાર, આદિ માટે માણસ કેવી રીતે ઉપયોગ કરી શકે છે તે પણ સમજાવી શકાય.

(૮) નીચલા વર્ગોમાં આ રીતે પ્રાણી તથા વનસ્પતિના આકાર, અંગો, કાર્યો, આદિનું અવલોકન અને અભ્યાસ કરાવીને તે ઉપરથી ઉપલા વર્ગોનું શિક્ષણ એવી રીતે ચલાવવું કે બાળકો તેમના વર્ગો સમજે અને જીવન વિધાના કાયદા ઉપર જઈ શકે.

ભાષણ પૂરું થયું એટલે તે ઉપર ચર્ચા ચાલવા માંડી. દરેક ચર્ચા કરનારને પાંચ મિનિટ઼ સુધી બોલવાની છૂટ હતી, અને ભાષણ કર્તાની તરફના અને વિરૂદ્ધના એમ બન્ને પક્ષના મત બહાર આવી શકે તેવી રીતે બોલનારની પસન્દગી કરવામાં આવતી હતી. ત્રણ કલાક સુધી ચર્ચા ચાલી, અને તે કોઈ વખત ગરમા ગરમ પણ થતી હતી, છતાં કોઈ પણ માણુસ ઉપર અંગત ટીકાનો એક પણ શબ્દ બોલાતો નહોતો. જે ચર્ચા થતી હતી તે સઘળી માત્ર વિષયને અનુલક્ષીને થતી હતી. ભાષણ કર્તાના મતની તરફ કે વિરૂદ્ધમાં જે કહેવામાં આવતું હતું તે સઘળાનું બોલનારાઓ પોતાના શિક્ષક તરીકેના અનુભવ ઉપરથી દૃષ્ટાન્તો આપીને સમર્થન કરતા હતા. ચર્ચાનો ખાસ વિષય "ગામડાનું તળાવ" એ નામની તેજ વેળા જર્મનીમાં પ્રસિદ્ધ થયેલી એક ચોપડી ઉપરથી નીકળ્યો હતો. હમ્બોલ્ટ નામનો પ્રસિદ્ધ કુદરત શાસ્ત્રી લખી ગયો છે કે, "કુદરતનું પ્રતિબિમ્બ દરેક ખૂણામાં પડે છે," અને આ પુસ્તકના લખનારની ધારણા એવી છે કે ગામડાના તળાવમાંથી કુદરતનો અભ્યાસ મઝેની રીતે કરી શકાય છે. તળાવની અન્દરના અને આસપાસના કુદરતી બનાવોનું અવલોકન કરતાં વનસ્પતિ વિદ્યા, પ્રાણી વિદ્યા, અને ખનિજ વિદ્યાનો અભ્યાસ થઈ શકે છે. આ ચોપડી ઘણી વિચિત્ર છે, અને તે હરબાર્ટનાં શિક્ષણ સિદ્ધાન્તોને અનુસરે છે. પેસ્ટેલોઝીએ જ્યારે પોતાનાં નવાં સિદ્ધાન્તો પ્રસિદ્ધ કર્યાં ત્યારે શિક્ષકોમાં જેટલી ચર્ચા ઊઠી હતી તેટલી જ ચર્ચા આ પુસ્તક પ્રસિદ્ધ થવાથી જર્મનીના શિક્ષકોમાં ઊઠી છે. એ પુસ્તક ઇંગ્રેજી ભાષાન્તરના રૂપમાં અમેરિકાના શિક્ષકોએ જોવા લાયક છે. ચોપડી ઘણી અક્કલવાળી છે, અને વિદ્યાના શિક્ષણની રીતમાં મ્હોટા ફેરફાર કરે તેવી છે.

વાદ વિવાદ પૂરો થયો એટલે ઉપરની ચોપડીનાં મૂળતત્ત્વો બર્લિનની નિશાળોમાં કેવી રીતે લાગુ કરવાં તેની યોજના ઘડી કાઢવાને એક કમિટી નીમવામાં આવી. ગરમા ગરમ વાદ વિવાદ છતાં દિવસને અન્તે કોઈના મનમાં કાંઈ ડંખ રહ્યો નહોતો. સભા પતિની ચતુરાઈથી પણ દિવસનું કામ પાર ઉતરવામાં ઘણી મદદ થઈ હતી. તે ખરેખરી આપખુદી કરતો હતો, કોઈ પર જુલમ કરતો નહોતો.

કોન્ફરન્સનું કામ પૂરું થયું એટલે હમે બધા એક મ્હોટી હોટેલમાં ગયા, ત્યાં ખાવા પીવાનું તથા ગમત કરવાનું ચાલ્યું. એક મ્હોટા ઓરડામાં ખાનું ગોઠવેલું હતું તેને ઇનસાફ આપ્યા પછી તનદુરસ્તી ચાહવાનું કામ ચાલ્યું, અને પછી ગાયન શરૂ થયું. કેટલાંક ગીતો તે મેળાવડાને માટે ખાસ બનાવવામાં આવ્યાં હતાં. સઘળાના મ્હેરા પર આનન્દ આનન્દ થઈ રહ્યો હતો. એક શનિવારને પાછલે પહોરે કેટલાક કલાક સુધી ગરમાગરમ વાદ વિવાદ કર્યા પછી સઘળાં શિક્ષકો એકઠા મળી બાઈઓની પેઠે મઝા ઉડાવે એ દેખાવ ઘણો રમણીય હતો.

આ અને બીજા તેવા મેળાવડા જોવાથી એક મ્હારી ભૂલ ભાગી. ત્યાં સુધી હું એમ ધારતો હતો કે અમેરિકા જેવા જે દેશોમાં ઘણા સૈકાથી પાર્લ્યામેન્ટ મારફત રાજ્ય ચલાવવાની લોકોને ટેવ પડી હોય છે ત્યાં જ સભાઓના નિયમો બરાબર સચવાઈ શકાય છે અને કામ રીતસર ચાલી શકે છે. પરન્તુ મ્હારો એ વિચાર ભૂલ ભરેલો જણાયો. જે જે સભાઓમાં હું હાજર થયો ત્યાં બધે હું જોઈને તાજુબ થયો કે કામ નિયમસર ચાલતું હતું, અને પ્રમુખો ગુંચવણીઆ સવાલોનો સફાઇથી તોડ લાવીને તે સભા આગળ રજુ કરી મત લેતા હતા. ગમે એવી કાયદા ઘડનારી પાર્લ્યામેન્ટને શોભા આપે એવી રીતે કામ ચાલતું હતું. પહેલાં જર્મનીમાં પાર્લ્યામેન્ટ દ્વારા રાજ્ય ચલાવવાનો વહિવટ ક્વચિત જ જોવામાં આવતો, પણ હું ધારું છું કે સઘળા લોકોને પાર્લ્યામેન્ટના મેમ્બર નીમવાનો અધિકાર આપી તેમની મારફત રાજ્ય કાજ ચલાવવાનો વહિવટ દાખલ થયો ત્યારથી સભાઓનું કામ નિયમ સર ચલાવવાની બુદ્ધિ સતેજ થઈ છે.

---

# મહારાણીની વાર્તાઓ.

( ચાલુ પૃષ્ઠ ૧૭૯ થી. )

## ૧૧. તોફાની શાહજાદીઓ.

એક વખતે મહારાણીની બે ન્હાની દીકરીઓ એક ઓરડામાં બેઠી ત્યાં એક ચાકરડી ચૂલો સાફ કરતી હતી. ચાકરડીને મદદ કરવાનો શાહ-

બાદીઓએ આગ્રહ કર્યો, અને કામ પૂરું થયા પછી મસ્તીના આવેશમાં તેમણે તે બાઇનું મ્હોં બ્કાળું કર્યું. આ બનાવ પછી ચાકરડી જેવી ઓરડામાંથી નીકળતી હતી તેવી તેને મહારાણીના સ્વામી પ્રિન્સ આલ્બર્ટે દીઠી, અને તેમણે છોકરાંની મસ્તીની વાત રાણીને કહી. મહારાણીએ તરત બન્ને દીકરીઓને પોતાની પાસે બોલાવી મંગાવી, અને તેમને લઈને તે ચાકરડીની ઓરડીએ ગયાં. ત્યાં તેમણે તે બાઈની માફી માગવાની પોતાની દીકરીઓને ફરજ પાડી, અને તેમના ખિસ્સા ખરચના પૈસામાંથી તેનાં બગડેલાં લુગડાંના બદલામાં નવાં લુગડાં મંગાવી અપાવ્યાં. શાહજાદીઓ પાછળથી કહેતી હતી કે તે બાઈને નવાં લુગડાં આપવાને હમે રાજી હતાં, પણ તેની માફી માગવાનું હમને ઘણું અઘરું લાગ્યું.

## ૧૨. વખતસર કામ કરવાનો ધડો.

એક *ડચેસને મહારાણીના પોષાક ખાનાના ઉપરીની જગા આપવામાં આવી હતી. આ જગા ઘણી અગત્યની ગણાય છે. જાહેર દરબારની ક્રિયા વખત ડચેસને રાણીની છેક પાસે રહેવું પડતું હતું, તેવે એક પ્રસંગે દરબારનાં સઘળાં માણસ હાજર હતાં, પણ ડચેસ આવી નહોતી. રાણીએ થોડી વાર તેની વાટ જોઈ અને પછી ઘણાં અધીરાં થઈને તેના વિના ગાડીમાં બેસવા જતાં હતાં, તેટલામાં તે ઉતાવળી ઉતાવળી આવી પહોંચી, અને વખત સર નહિ અવાયા બદલ માફી માગી. રાણીએ તેને ઠપકો ન દેતાં કહ્યું કે, "મ્હારી વ્હાલી ડચેસ, મ્હને ખાતરી છે કે તમ્હારું ઘડીઆળ ખોટું હશે." એમ કહીને પોતાના સુન્દર ઘડીઆળની સાંકળી ગળામાંથી કાઢીને ડચેસના ગળામાં પહેરાવી તેને સાંકળી અને ઘડીઆળ ભેટ આપ્યાં. આ માયાથી ડચેસને એવી ચાનક લાગી કે તે પછી કોઈ દિવસ મોડી થઈ નથી.

## ૧૩. રાણી અને એક ગાનાર.

જેની લાઇન્ડ નામની એક ઘણી સુન્દર ગાનારી હતી, તેનો અવાજ એવો મધુર હતો કે તે સ્વીડનના બુલબુલના નામથી ઓળખાતી હતી.

---

* ઇંગ્લાન્ડમાં ઉમરાવોમાં ડચેસની પદવી ઘણી મ્હોટી ગણાય છે.

ઘણી વખત તે ખાનગીમાં રાણીની હજુર ગાતી હતી. તેને પહેલી વખત ગાવા બોલાવી ત્યારે રાણીએ પોતાના પિયાનો વાજું વગાડનારને ગીતની સાથે તે વગાડવાનો હુકમ કર્યો. એમ કહેવાય છે કે તે પિયાનો વગાડનાર જેની લાઇન્ડની અદેખાઈ કરતો હતો, તેથી તેણે તેને પજવવા માટે વાજું કાંઈક બેસરૂં વગાડયું. રાણી ગાયન બહુ સારૂં સમજતાં હતાં તેમણે શું ચાલે છે તે તરત પારખ્યું. જેની લાઇન્ડે પહેલું ગીત પૂરું કરી બીજું ગાવાની શરૂઆત કરી તે વખત રાણીએ ધીમે રહીને વાજું વગાડનારને વાજા આગળથી ખસેડી પોતે ત્યાં બેઠાં અને કહ્યું, "આ વખત હું વાજું વગાડીશ."

## ૧૪. એક ન્હાની છોકરીનો રાણીને કાગળ.

દર વર્ષે લોકો રાણીને હજારો કાગળ લખી મોકલતા હતા, પરન્તુ તેમાંના બધા રાણીના હાથમાં જતા નહોતા. તે બધા કાગળો રાણીનો ખાનગી સેક્રેટરી વાંચતો, અને જે કાગળ અગત્યના ન હોય તે સમ્બન્ધી રાણીને તસ્દી આપવામાં આવતી નહિ. એક વખત એક ન્હાની છોકરીએ લખેલો કાગળ રાણીના હાથમાં ગયો, અને તેનો તેમણે ઘણી મહેરબાનીની ભરેલો જવાબ આપ્યો. તે છોકરીએ આ મુજબ લખ્યું હતું: "વ્હાલી મહારાણી, ડુંગરમાં એક ઊંડા બાકામાં મ્હારી ઢીંગલી પડી ગઈ છે. તે બાકું એટલું ઊંડું છે કે તે પૃથ્વીની આરપાર ગયું હશે, અને તેથી હું ધારું છું કે મ્હારી ઢીંગલી પૃથ્વીની આરપાર બીજે પાસે જઈ પડી હશે. એક વખત એક જણને મ્હેં એમ કહેતાં સાંભળ્યું છે કે ધરતીને પેલે પાસે પણ રાણીનું રાજ્ય છે, માટે તમે હુકમ આપો કે ત્યાંથી મ્હારી ઢીંગલી ખોળી કાઢી મ્હને પાછી પહોંચાડવામાં આવે" આ ન્હાના કાગળથી રાણીને એટલી ખુશી ઉપજી કે તરત તેમણે તે છોકરીને એક નવી ઢીંગલી મોકલાવી આપી.

---

# परचूरण सूचनाओ.

( સાંધણ પૃષ્ઠ ૧૭૬ થી. )

બાળકોનું ગણિત—શરૂઆતના વર્ગોમાં વસ્તુઓ સહિત ગણિત

ઉપર વધારે ધ્યાન આપવું જોઈએ, અને સંખ્યાઓ જેમ બને તેમ ન્હાની રાખવી. સરવાળા, બાદબાકી, ગુણાકાર, અને ભાગાકાર, એ બધું વસ્તુ સહિત ન્હાની રકમોથી કરાવવાનો ખૂબ મહાવરો રાખવો. ઘણી વખત છોકરાં મ્હોટી રકમોવાળા લાંબા લાંબા હિસાબ કરે છે, પણ પચીસ કેળાં ચાર માણસને આપીએ તો દરેકને કેટલાં આવે ને કેટલાં વધે એ કહી શકતાં નથી. આ વહિવટ સન્તોષકારક નથી.

**બાળકોના મ્હોના હિસાબ**—એક ઇન્સ્પેક્ટર સૂચવે છે કે ૭+૪ પૂછવામાં આવે ત્યારે બાળક એક દમ અગીઆર કહેવાનો પ્રયત્ન કરે તેના કરતાં તેને ૪ ના ભાગ કરીને ૭+૩=૧૦, અને ૧૦+૧=૧૧ એમ એ પગથીએ ૧૧ પર આવવાનો મહાવરો કરાવવાથી વધારે ઠીક પડશે.

***નમૂનાનું વાંચન***—એક બીજો ઇન્સ્પેક્ટર સૂચવે છે કે પાઠની શરૂઆતમાં જ નમૂના દાખલ શિક્ષકે વાંચવા માંડવું ઠીક નથી. પ્રથમ થોડાં છોકરાં પાસે વંચાવવું, અને તેમને સારું વાંચતાં ન આવડે તો પછી શિક્ષકે વાંચી બતાવી તે પ્રમાણે વાંચતાં શિખવવું. શિક્ષક વાંચે અને બાળક તેની પાછળ બોલે તેથી તેને શબ્દો ઓળખવાની મહેનત પડતી નથી, અને ઘણી વખત તે પોપટની પેઠે મ્હોએ બોલી જાય છે.

**લેખન**—લખવાના ઘણા મહાવરાથી જ અક્ષર સુધરે છે, માટે લેખનના વખતમાં નકામું ટાહેલું ન કરતાં બાળકોનો ઘણો વખત લખવામાં જ કઢાવવો. પછી દરેક બાળકની કોપીમાં શિક્ષકે ભૂલો સુધારવી. અક્ષર લખવામાં જે ખોડો જણાય તે કદી પાટીઆ પર લખી બતાવવી નહિ. બને ત્યાં સુધી ખોટું લખાણ બિલકુલ બાળકોની નજરે પડવું ન જોઈએ.

**પ્રશ્નો**—કેટલાક શિક્ષકો વર્ગમાં નમ્બર પ્રમાણે એક પછી એક સવાલો પૂછયા જાય છે, અને કેટલાક પોતાની નજરમાં આવે તેને પૂછે છે. બન્ને રીતો ખોટી છે. પહેલી રીતથી છોકરાનું ધ્યાન શિથિલ થાય છે, અને જેનો વારો પત્યો તે ક્વચિત જ ધ્યાન આપે છે. બીજી રીતે શિક્ષક થોડા હુંશિયાર છોકરાને પૂછીને આગળ ચાલ્યા કરે છે, અને કયા છોકરાને ન આવડયું તેની તેને સમજ પડતી નથી. આખા વર્ગને ધ્યાન આપવું

પડે તથા વિચારવું પડે એવી રીતે પ્રશ્નો નાંખવા જોઈએ. કોઈ કોઈ વાર જવાબ ટૂંકો હોય તો બધા પાસે લખાવવાથી પણ ઠીક પડશે. કોઈ કોઈ વખતે છોકરાને જેની સમજ ન પડતી હોય તે શિક્ષકને પૂછે એવી ગોઠવણ રાખવી. છોકરાના પ્રશ્નનો શિક્ષકથી જવાબ ન દેવાય તો તેણે ઢોંગ કરવો નહિ, પણ પ્રમાણિકપણે તે વાત કબૂલ કરવી અને ઘટતે ઠેકાણે જોઈ લાવીને કહેવું. આથી છોકરા શિક્ષકને પ્રમાણિક જાણશે અને તેનું માન ઘટવાના બદલામાં વધશે.

**નિબન્ધ**—બાળકો બોલતાં શીખે ત્યારથી જ તેમનું નિબન્ધ શિક્ષણ શરૂ થવું જોઈએ. શરૂઆતના વર્ગોમાં તેમને આખા વાક્યમાં જવાબ દેવાની અને બોલવાની ટેવ પાડવી. લખતાં આવડ્યા પછી એ જવાબ કોઈ કોઈ વાર લખાવવા. તેથી ઉપલા વર્ગોમાં પાઠ વાંચ્યા પછી તેનો સાર બાળકો પોતાના શબ્દોમાં લખી લાવે તેમ કરવું. આ પ્રમાણે ધીમે ધીમે નિબન્ધ શિક્ષણ ક્રમ સર ચાલશે.

**સ્વચ્છતા**—બને ત્યાં લગી નિશાળના દરેક ઓરડામાં એક ટોપલી કે કોથળી રાખવી, અને ફાડેલા કાગળ વગેરે કચરો તેમાં જ નાંખવાનું છોકરાંને કહેવું. ઘણી વખત ફાડેલા કાગળો, પેનોના કડકા, વગેરે વેરાયલું જોવામાં આવે છે તે ઠીક નથી. બાળકને મૂળથી જ સ્વચ્છતા અને વ્યવસ્થાની ટેવ પાડવી જોઈએ.

**નિશાળનો શૃંગાર**—બનતા સુધી નિશાળની દિવાલો ચિત્રોથી શણગારવી, અને બાગની જોગવાઈ ન થાય તો થોડાં ફૂલ છોડનાં કૂંડાં પણ રાખવાં આ કામમાં બાળકોને મદદ કરવા કહેવું. તેઓ છોડ વાવે, તેને પાણી પાય, સુકાયલાં પાંદડાં નીંદી કાઢે, વગેરે કામ તેમની પાસેથી લેવું. કોઈ ન્યુસ પેપર વગેરેમાં ચિત્રો છોકરાંના જોવામાં આવે તે તેમને મળી શકે તો તેમની પાસે મંગાવી તેમને વિષે સમજૂત આપવી, અને બને તો તે નિશાળમાં રાખવાં. મ્હોટાં શહેરોમાં વિલાયતનાં ચિત્રોવાળાં ન્યુસ પેપરો આવે છે. ત્યાંના મહેતાજીઓ જરા તસદી લે તો જૂનાં ન્યુસ પેપરો તેમને મફત મળે. તેમાંથી ચિત્રો કાપી લઈ રાખી મૂકવાથી ભૂગોળ, ઇતિહાસ, અને બીજા વિષયોના શિક્ષણમાં ઘણી મદદ થશે.

# ईश्वर स्तुतिनां गीत.

( મે. જમનાદાસ હરજીવન; આભવા. )

## સવારનું ગીત.

રામ રટણમાં સાર છે, સીતા રામ રટણમાં સાર છે—રાગ.

ઉપકારી ઉપકારી, પ્રભુજી ઉપકારી ઉપકારી—ટેક.

રાત વિતી વ્હાલું વ્હાણું વાયું, સવાર શોભે સારી—પ્રભુજી૦ ૧
મંદ મંદ શીત વાયુ તડકી, ઝાકળ ગયું પરવારી—પ્રભુજી૦ ૨
વાડી ઝાડી બાગ બગીચા, બ્હેકે ખીલે ભારી—પ્રભુજી૦ ૩
ચોગરદમ લોકો પંખીઓ, પડઘા કરે સુખકારી—પ્રભુજી૦ ૪
નવીન તાજું તેજ પ્રકાશે, પશુ પંખી નર નારી—પ્રભુજી૦ ૫
વ્હાલે ધન્ધે વળગ્યાં પ્રાણી, ઉમંગ દીસે ભારી—પ્રભુજી૦ ૬
પળ પળ પ્રભુજી રક્ષણ કર્તા, આલમ બધી આભારી—પ્રભુજી૦ ૭
સ્તુતિ હમારી પ્રભુ સ્વીકારી, સુખ કર દુઃખો નિવારી—પ્રભુજી૦ ૮

---

## સાંજનું ગીત.

સુખકારી સુખકારી, પ્રભુજી સુખકારી સુખકારી—ટેક.

સૂરજ આથમ્યો સાંજ પડી છે, શાન્ત હવા સુખકારી—પ્રભુજી૦ ૧
ન્હાનાં પંખી માળામાં પેઠાં, આરામ લેવા ધારી—પ્રભુજી૦ ૨
અન્ધારાનો અમલ થયો છે, ઠંડી સુરખી સારી—પ્રભુજી૦ ૩
સુગન્ધી ફૂલો થઈ કળીઓ, ન્હાતી ઝાકળ વારિ—પ્રભુજી૦ ૪
ચન્દ્ર ચાંદરણી દીવા બત્તી, ઘર દીસે ઘરબારી—પ્રભુજી૦ ૫
સાચો સ્વામી સરજે પાળે, જગ જગ ઘટ ઘટ ધારી—પ્રભુજી૦ ૬
ભર નિદ્રામાં ઊંઘું નિરાન્તે, પ્રભુની ચોકી ભારી—પ્રભુજી૦ ૭
અરૂણ ઊગે નિત નિત પહેલી, સ્તુતિ કરું પ્રભુ તારી—પ્રભુજી૦ ૮

# બાલ્યાવસ્થામાં ટેવોનું બન્ધારણ.

માણસના વર્તનનો ઘણો ખરો આધાર તેની ટેવો ઉપર છે. સારી ટેવોવાળા માણસની વર્તણૂક સારી હોય છે અને ખોટી ટેવોવાળાની ખોટી હોય છે. આ કારણથી ટેવોના બન્ધારણ ઉપર વિશેષ લક્ષ આપવાની જરૂર છે. ટેવો ઘણે ભાગે બાલ્યાવસ્થામાં બન્ધાય છે. હાલના કેળવણીકારોનો એવો મત છે કે બાળક સાત વરસનું થાય ત્યાં સુધીમાં તેનામાં ઘણી ખરી સારી નરતી ટેવો બન્ધાય છે, અને તે ઉમ્મર સુધીમાં જ નરતી ટેવો સહેલાઈથી દૂર કરી શકાય છે. બાળપણમાં પડેલી સારી ટેવો ઉપર મ્હોટપણે ખોટી અસર થતાં વાર લાગે છે, તેમ જ ન્હાનપણમાં પડેલી ખોટી ટેવો મ્હોટપણે દૂર કરવી મુશ્કેલ પડે છે. ઇંગ્લાન્ડ, અમેરિકા, જર્મની, વગેરે દેશોમાં બાળકોને આ ઉમ્મર સુધી કિન્ડરગાર્ટન સ્કૂલોમાં રાખવામાં આવે છે, ત્યાં તેમની ટેવોના બન્ધારણ ઉપર વિશેષ લક્ષ અપાય છે. કિન્ડરગાર્ટનનો શિક્ષક પોતાને સોંપેલા દરેક બાળકની ટેવોથી માહિત થાય છે, અને દરેકની ખોટી ટેવો દૂર કરવાના ઘટિત ઉપાય યોજે છે. બાળકો સ્વાભાવિક રીતે પોતાના શિક્ષકમાં જે જુએ છે તેની નકલ કરે છે, તેથી કિન્ડરગાર્ટનના શિક્ષકો સારા કેળવાયલા અને નીતિવાન રાખવામાં આવે છે. આ શિક્ષકો પોતાના સારા વર્તનથી, અસર કરે તેવી વાર્તાઓ અને દાખલાઓથી, અને ખોટી ટેવો દૂર કરાવવાના ઘટિત ઉપાયોથી છોકરાંને બાળપણથી સારી ટેવો પાડે છે. આથી તે છોકરાં મ્હોટપણે સારાં નીવડે છે. આ સમ્બન્ધમાં એક અમેરિકન બાઈ લખે છે કે, "મ્હેં કિન્ડરગાર્ટન સ્કૂલમાં શીખેલાં ૭૦૦૦ છોકરાંની મ્હોટપણની વર્તણૂકની તપાસ કરી છે, અને તેમાંનો એક પણ ગુન્હા માટે કોર્ટમાં ઊભો કરવામાં આવેલો જણાયો નથી." તેમ જ સાન ફ્રાન્સીસ્કોના પોલીસ કમિશનર સાહેબ લખે છે, કે ગુન્હામાં પકડાયેલાં ૮૦૦૦ માણસો વિષે તપાસ કરતાં તેમાંનો ફક્ત એક કિન્ડરગાર્ટન સ્કૂલમાં શીખેલો માલૂમ પડ્યો હતો. વળી એક વિદ્વાન લખે છે, કે જો કોઈ દેશનાં બધાં બાળકોને ૩ થી ૭ વરસની ઉમ્મર સુધીમાં કિન્ડરગાર્ટન સ્કૂલોમાં રાખવામાં આવે તો તે દેશની સગાઢ શાન્તિમાં ઘણો જ સુધારો થાય;

ત્યાં પોલીસ, કોરટો, અને બન્ધીખાનાં રાખવાની જરૂર રહે જ નહિ.

આ પ્રમાણે બાલ્યાવસ્થામાં સારી ટેવોના બન્ધારણથી ઘણો ફાયદો થાય છે, અને આ બાબતનો અનુભવ ઇગ્લાન્ડ, જર્મની, વગેરે દેશોને થયો છે, તો આપણા દેશમાં તે બાબત પર લક્ષ આપવાની જરૂર છે. આપણા દેશમાં થોડો વખત થયાં પ્રાથમિક શાળાઓમાં કિન્ડરગાર્ટન પદ્ધતિએ શિક્ષણ આપવાની શરૂઆત થઈ છે, પણ ઇંગ્લાન્ડના જેવી ઇલાયદી કિન્ડરગાર્ટન સ્કૂલો નીકળતાં હજી ઘણો વખત લાગશે. તેથી ત્યાં સુધી બાળકોની બાલ્યાવસ્થાની ટેવો ઉપર નજર રાખવાની ફરજ તેમનાં મા બાપ તથા પ્રાથમિક શિક્ષકોને શિર રહે છે. માટે બાળકોને સ્કૂલમાં મૂકવામાં આવે ત્યાં સુધી તેમનાં મા બાપોએ તેમને સારી સોબતમાં રાખવાં જોઈએ, અને સારી સારી શિખામણની વાતોથી તેમના મન ઉપર સારી અસર કરવી જોઈએ. તેમને નિશાળે મૂકવામાં આવે ત્યારથી તેમના શિક્ષકોએ તેમનામાં સારી ટેવો બન્ધાય એ વાત લક્ષમાં રાખવી જોઈએ. આ કામ કરવાને બાળકોનો શિક્ષક સારો કેળવાયેલો અને અનુભવી હોવાની જરૂર છે. બિનઅનુભવી અને અનટ્રેન્ડ શિક્ષક આ કામ કરી શકશે નહિ.

હવે બાળકોને ન્હાનપણથી કયી ટેવો પાડવી જોઈએ તે સમ્બન્ધમાં એક વિદ્વાન લખે છે, કે નીચેની ત્રણ ટેવો પર શિક્ષકોએ વિશેષ લક્ષ રાખવાનું છે.

૧. સાચું બોલવાની ટેવ,

૨. આજ્ઞા પાળવાની ટેવ,

૩. કામ કરવાની ટેવ.

આ ઉપરાન્ત ચોખવટ, સહનશીલતા, આત્મસંયમ, ધ્યાન, વગેરે ટેવો ઉપર પણ ધ્યાન આપવાની જરૂર છે. આમાંની ઘણી ખરી ટેવો બાળકોને પાડવામાં શિક્ષકનો બોધ જેટલી અસર કરે છે તે કરતાં તેની પોતાની વર્તણૂક વધારે અસર કરે છે. આ કારણથી પણ શિક્ષક સારો કેળવાયેલો અને નીતિમાન હોવાની જરૂર છે.

# શિક્ષકોને બોધ.

૧. શિક્ષકોએ ઉપલક ટાપટીપ અને ખુશામતથી ઉપરીઓને રાજી રાખવાનો પ્રયત્ન નહિ કરતાં સંગીન કામ કરવું. ઉપલક ટાપટીપવાળો અને ખુશામતીઓ માણસ ફતેહને માટે હમેશ ચિન્તામાં રહે છે; સંગીન કામ કરનારને ફતેહની બિલકુલ ચિન્તા રહેતી નથી.

૨. તેમણે પોતાના ધન્ધાના માણસો ઉપર દ્વેષ નહિ રાખતાં તેમની સાથે હળી મળીને ચાલવું. બીજામાં કંઈ સારું જોવામાં આવે તે તેમણે ગ્રહણ કરવું, અને કંઈ ખોડ જોવામાં આવે તે સુધારવી. પોતાને જ બધું આવડે છે અને બીજા બધા ઉતરતા છે એમ તેમણે કદી રાખવું નહિ.

૩. નવી જગાએ નિમણૂક થાય ત્યારે તેમણે પોતાની પહેલાંના શિક્ષકે દાખલ કરેલા બધા રિવાજોમાં એક દમ ફેરફાર કરવો નહિ. જે રિવાજો નિશાળને હાનિકર્તા હોય તે એક દમ બન્ધ કરવામાં કોઈ જાતની હરકત નથી. પણ બીજા રિવાજો બદલતાં તેમણે પૂરતો વિચાર કરવો. તે શા હેતુથી દાખલ કરેલા છે, દાખલ કર્યા પછી ધારેલો હેતુ પાર પડ્યો છે કે કેમ, અને તેમાં ફેરફાર કરવાથી નિશાળને કંઈ હાનિ પહોંચશે કે કેમ તેનો વિચાર કરવો. માત્ર તે બીજાના દાખલ કરેલા છે માટે બન્ધ કરવા એવો વિચાર લાવવો નહિ. વળી તેમણે પોતાની પહેલાં થઈ ગયેલા શિક્ષકો વિષે ભૂંડું બોલી અને તેમનાં છિદ્ર ખુલ્લાં કરી પોતે માન મેળવવાને ઇચ્છવું નહિ, પણ પોતાની સારી રીત ભાત અને સારા કામથી લોકોની પ્રીતિ મેળવવાનો પ્રયત્ન કરવો.

૪. તેમણે ગામના લોકોથી અતડા નહિ રહેતાં તેમની સાથે મળીને ચાલવું. પોતે વિદ્વાન અને બીજા બધા મૂર્ખા છે એવું ફૂંપદ કદી રાખવું નહિ. પોતાની સારી અક્કલનો બીજાને લાભ આપીને મ્હોટાઈ મેળવવી, પણ અતડા રહી હું મ્હોટો છું એમ બતાવી માન મેળવવાની ઇચ્છા રાખવી નહિ માગ્યું માન કદી મળતું નથી; ઉલટું તેથી લોકોનો ખોટો અભિપ્રાય બન્ધાય છે, તે તેમને પોતાને નુકસાન કરે છે.

૫. તેમણે રાજ ખટપટ અથવા બીજી કોઈ જાતની ખટપટમાં પડવું નહિ. આ કામ તેમના ધન્ધાની બહાર છે, અને તેથી તેમને કોઈ જાતનો લાભ નથી. ઉલટું તેમાં જે વખત જાય છે તે પોતાના ધન્ધામાં ગાળવાથી જે લાભ મળત તે મળતો નથી એટલું નુકસાન થાય છે.

---

# વિદ્યાર્થીઓને સૂચના.

હાલમાં ટૂંકી નજરવાળા વિદ્યાર્થીઓની સંખ્યામાં દિન પર દિન વધારો થતો જાય છે. નિશાળોનાં મકાનોમાં અથવા વર્ગોની ગોઠવણમાં ખામી હોવાથી આ પરિણામ આવે છે એમ કેટલાક વિદ્વાનોનું ધારવું છે. વળી કેટલાકનું એમ માનવું છે કે અભ્યાસનો બોજો દિન પર દિન વધતો જાય છે તેથી આમ થાય છે. બીજાં કારણોની સાથે વિદ્યાર્થીઓની પોતાની બેદરકારીથી આ પરિણામ આવે છે એમ માનવું પણ કેવળ ખોટું નથી. કેટલાક વિદ્યાર્થીઓ અભ્યાસની ધૂનમાં આંખોની જાળવણ માટે બિલકુલ દરકાર કરતા નથી. ગમે તેવે અજવાળે, ગમે તેવી અંગની સ્થિતિમાં, અને ગમે તેવી ચોપડીઓનો ઉપયોગ કરી તે વાંચ્યાં જ કરે છે, પણ તેથી શું નુકસાન થશે તેનો વિચાર રાખતા નથી. આ સમ્બન્ધમાં નીચેની સૂચનાઓ તેમને ઘણી ઉપયોગી થઈ પડશેઃ—

૧. રેલ્વે ટ્રેનમાં કે ચાલતી ગાડીમાં વાંચવું નહિ.
૨. સૂતે સૂતે અથવા આડા પડીને વાંચવું નહિ.
૩. દેવતાના, ચન્દ્રમાના, કે સંધ્યા કાળના અજવાળે વાંચવું નહિ.
૪. ગ્યાસલેટ કે મિણબત્તીને હાલતે દીવે વાંચવું નહિ.
૫. પાતળા કાગળવાળી ચોપડીઓ વાંચવી નહિ.
૬. લીટીઓ વચ્ચે જગા રાખવામાં ન આવી હોય એવી અથવા ઝીણાં ટાઈપવાળી ચોપડીઓ વાંચવી નહિ.
૭. ૫૦ મિનિટથી વધારે વખત અટક્યા સિવાય વાંચવું નહિ.
૮. વાંચતી વખતે ચોપડી આંખોની નજીક રાખવી નહિ.
૯. રાત્રે લાંબો વખત વાંચવું નહિ.

---

# પ્રાણી વર્ણન.

( સાંધણ પૃષ્ઠ ૧૮૪ થી. )

## રકુન.

વર્ગ—કરોડવાળાં. જાત—સ્તનવાળાં. પ્રકાર—માંસાહારી.

શરીર રચનામાં રકુન ન્હાનાં રીંછને મળતું આવે છે. ફેર એટલો કે રીંછના પગનું આખું પાવલું જમીનને અડકે છે અને રકુનના પગની એડી ઉંચકાય છે; વળી રીંછના કરતાં તેની પૂંછડી વધારે લાંબી હોય છે. હિન્દુસ્તાનમાં હિમાલય સિવાય બીજે કોઈ ઠેકાણે તેની વસ્તી નથી, તેથી તેનાં જાણીતાં નામ પણ નથી. નેપાળમાં તેને વાહ અને ભૂતાનમાં વાકડોંક કહે છે. તેના માથા અને શરીરના બે તૃતીયાંશ જેટલી તેની પૂંછડી લાંબી હોય છે. તેનાં રૂવાં લાંબાં અને જાડાં છે. મ્હોટાં રૂવાંની અન્દર ન્હાનાં રૂવાં હોય છે તે ઊન જેવાં સુંવાળાં રહે છે. તેના પગ અને આંગળાં હમેશાં વાળથી ઢંકાયેલાં રહે છે.

રંગ—તેના માથાનો ઉપલો ભાગ કાળો અને પૂંછડી ઝાંખી રાતી છે. કપાળ આગળનો ભાગ આછા કાળા રંગનો અને પીઠનો ભાગ ફીકા રંગનો છે. તેની પૂંછડી પર સફેદ ચટાપટા પડેલા હોય છે. તેના શરીરના ઉપલા ભાગો કરતાં નીચલા ભાગો વધારે કાળા રંગના હોય છે. તેના મૂંછ અને ભમરો સફેદ રંગનાં છે.

કદ—રકુન આસરે બે ફુટ લાંબું અને તેની પૂંછડી લગભગ દોઢ ફુટની હોય છે. ભર જુવાન પ્રાણીનું વજન સાતથી દશ શેર થાય છે.

વસ્તી—હિમાલયના અગ્નિ ખૂણા તરફના પહાડોમાં સાતથી બાર હજાર ફુટની ઊંચાઈ સુધીમાં તે વસે છે. નેપાળથી પશ્ચિમ તરફ તેની વસ્તી નથી, પણ પૂર્વ તરફ આસામની ઉત્તરે વધારે છે.

લક્ષણ—જંગલોમાં ઝાડની બખોલો અને ખડકોની ફાટોમાં તે રહે છે. નર માદા અને બચ્ચાં ભેગાં રહે છે. જો કે શરીર રચના ઉપરથી તે માંસાહારી જાતમાં ગણાય છે, છતાં તે માંસ ખાનારૂં પ્રાણી નથી. તે

માંસ બિલકુલ ખાતું નથી, પણ વાંસના કુમળા પીલા, ફળો, ઘાસ, અને મૂળીઆં ખાય છે. દુધ તેને બહુ ભાવે છે. પાળેલા રકુનના પાંજરામાં કોઈ જીવતું પક્ષી મૂકવામાં આવે છે તો તે કવચિત તેને મારી નાંખે છે ખરું, તથાપિ તે કદી પણ તેનો ભક્ષ કરતું નથી. તેના પંજાના ન્હોર તેને ઝાડ પર ચઢવામાં બહુ ઉપયોગી છે. તેની સુંઘવાની, સાંભળવાની, અને જોવાની ઇન્દ્રીઓ તેજ નથી. તેની ચાલ ધીમી અને બેડોળ છે, તેથી તે ઝટ પકડાઈ જાય છે. પકડાયા પછી તે તરત હળી જાય છે, અને મદારી લોકો તેને સહેલાઈથી રમતો શિખવી શકે છે. જંગલમાં આખો દિવસ તે ઉંઘે છે અને સવાર સાંજ ખોરાક શોધવા નીકળે છે. તે બહુ નાજુક છે તેથી તેનાથી તાપ અગર બહુ ટાઢ ખમાતી નથી. વસન્ત ઋતુમાં માદા વિયાય છે. દર વેતરે તેને બે બચ્ચાં આવે છે. જ્યારે ચીડાય છે ત્યારે નરના પૂંછડામાંથી કસ્તુરીના જેવી સુગન્ધ નીકળે છે. આ પ્રાણીનાં સુંવાળાં રૂવાં યૂરોપીઅન લોકોની ટોપીઓ બનાવવામાં ખપ આવે છે.

---

# खनिज पदार्थों.

( ચાલુ પૃષ્ઠ ૧૮૬ થી. )

## ચિરોડી.

એક જાતનો સફેદ ચળકતો પત્થર થાય છે તેને ચિરોડી કહે છે. તે નરમ છે અને તેના ઉપર નખ વતી લીસોટા પડે છે. હિન્દુસ્તાનમાં કોલ્હાપુર, કચ્છ, અને બીજે કેટલેક ઠેકાણે તેના પહાડ છે. ચૂર્ણ પાષાણને બાળીને જેવી રીતે ચૂનો પકવવામાં આવે છે, તેવી જ રીતે ચિરોડીના પત્થર બાળીને તેનો ચૂનો કરવામાં આવે છે. ભઠ્ઠીમાં બાળવાથી તેનો જે ભૂકો થાય છે તે રંગે સફેદ, હલકો, અને ઝળકાટ આપે એવો થાય છે. દેશી ચૂનાના સાગોળ કરતાં આ ભૂકો સાગોળ તરીકે ઘણું સારું કામ કરે છે. પારિસ શહેરની નજીકમાં આ પત્થરની ખાંણો છે, અને તેનો સાગોળ તરીકે પ્રથમ ઉપયોગ પારિસ શહેરમાં જ થયો તેથી તેને પ્લાસ્ટર ઓફ

પારિસ એટલે પારિસનો સાગોળ નામ આપવામાં આવ્યું છે. ઇંગ્રેજીમાં તેને જીપ્સમ પણ કહે છે. ચિરોડીના પત્થર થોડે અંશે પારદર્શક છે. તેની મુખ્ય ત્રણ જાતો છે. જે પત્થરો વધારે પારદર્શક અને પાસાદાર હોય છે તેને સેલેનાઇટ કહે છે. તેથી ઉતરતા દરજ્જાનાને એલાબાસ્ટર કહે છે. સેલેનાઇટ અને એલાબાસ્ટરના પત્થર સારા અને સુન્દર છે, તેથી તેના ઉપર કોતરણીનું કામ સારું થઈ શકે છે. નકશીદાર પૂતળાં અને બીજાં ઝીણાં કોતર કામના પદાર્થો આ પત્થરના બનાવવામાં આવે છે.

ત્રીજી જાતના પત્થર ઉપલી બે જાતો કરતાં ઉતરતા છે, તેથી તેને બાળી (પકવીને) તેનો સાગોળ (જીપ્સમ) બનાવે છે. કાચા પત્થરના ભૂકા કરતાં પકવેલી ચિરોડી (જીપ્સમ) માં ચિકાશનો ગુણ વધારે આવે છે. રસાયની રીતે જોતાં જીપ્સમ તે ચૂનો અને ગન્ધકનો તેજાબ મળીને થયેલું રસાયની મિશ્રણ છે, તેથી તેનું રસાયની નામ કેલ્શીઅમ સલ્ફેટ છે. પાણીમાં કાલવીને થોડો વખત રાખવાથી પાણી સોસાઈ જઈને જીપ્સમનો કઠણ ગોળો થઈ જાય છે. પાણી જવાની ખાળો, ચોક, પાણીઆરાં, અને દેવળો વગેરેના છોવાણમાં સફાઈ આણવા સારૂ દેશી સાગોળના ભેગો આ સાગોળ ભેળવવાથી સફાઈ અને ચળકાટી સારી આવે છે. ચૂનાની નકશીનું કામ એટલે છાજલીની કિનારીની કાંગરી, છત ઉપરની વેલો, અને દેવાલયો ઉપરનાં નકશી અને કોતરણીનાં કામો દેશી સાગોળ કરતાં આ સાગોળ ઉપર સારાં થાય છે. માટીનાં બીબાં કરી તેમાં પીગાળેલી ધાતુઓના રસ ભરવામાં આવે છે તેના ઘાટ જેવા ઉપડે છે તેના કરતાં જીપ્સમનાં બીબાંમાં ભરવામાં આવે છે તે વધારે સારા ઉપડે છે, અને બીબાં પ્રમાણે આબેહુબ ઘાટ ઊઠે છે. રસાયન શાસ્ત્રના પ્રયોગોમાં વાયુ (ગ્યાસ) ઉત્પન્ન કરવાની શીશીઓના મ્હો પરના ડાટામાં થઈને વાયુ ઊડી ન જાય તેટલા સારૂ તેના ઉપર તે ચોપડવામાં આવે છે. કોલ્હાપુરના પત્થરોનો ઉપયોગ હાલમાં ચિરોડીના જેવો જ થવા લાગ્યો છે, પણ કચ્છની ચિરોડીનો વધારે ઉપયોગ થતો નથી.

# વિદ્યાના પાઠ.

## ( રતનજી દુર્લભભાઈ લાડ. )

### વીજળીના પ્રયોગ.

આકાશ વિદ્યુત (Lightning) અને સાધારણ વીજળી (Electricity) એક જ છે એવો શોધ કરવાથી ફ્રાન્કલીન પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રી તરીકે સુપ્રસિદ્ધ છે. આકાશ વિદ્યુત અને હરેક વસ્તુમાં રહેલી સાધારણ વીજળી તેમની અસરો ઉપરથી એક જ હોવાનું ધારવામાં આવ્યું હતું, પણ ફ્રાન્કલીને રેશમનો પતંગ આકાશમાં ઉડાવી સિદ્ધ કર્યું ત્યાં સુધી તે પૂર વાર થયું નહોતું.

ઇ. સ. ૧૭૫૨ માં એક દિવસે આકાશમાં ગર્જનાવાળાં વાદળાં ચઢી આવ્યાં હતાં ત્યારે ફ્રાન્કલીન પોતે કરવા ધારેલા શોધની નિષ્ફળતાથી થનારી લોક હસારતના ભયથી પોતાના છોકરાને તેડી છૂપી રીતે એક ખેતરમાં ગયો, અને ત્યાં તેણે રેશમી રૂમાલનો બનાવેલો પતંગ ઉડાવ્યો. તે પતંગની ઊભી કાંપ ( સળી ) નો બહાર નીકળી આવેલો છેડો લોઢાના તીક્ષ્ણ સળીઆનો બનાવેલો હતો, અને પતંગ સાથે બાંધેલી દોરી વીજળીનો પ્રવાહ આગળ લઈ જાય એવા વનસ્પતિના તન્તુ ( Hemp ) ની બનાવેલી હતી, તથા તે દોરીના હાથમાં ઝાલવાના છેડા આગળનો ભાગ રેશમની દોરીનો હતો. ( રેશમ વીજળીનો પ્રવાહ આગળ ચલાવી શકતું નથી, પણ તેનો સંગ્રહ કરે છે. ) વળી રેસાની દોરીને છેડે લોઢાની એક સાધારણ કુંચી લટકાવી હતી. તે પતંગ ઊંચો આકાશમાં ઊડયો ત્યારે તેમાંના લોઢાના સળીઆએ ગર્જનાવાળાં વાદળાંમાંથી ધીમે ધીમે વીજળી ખેંચી, અને તેનો પ્રવાહ પેલી રેસાની દોરીમાંથી ચાલીને કુંચીમાં દાખલ થયો. પછી ફ્રાન્કલીને પોતાની આંગળી તે કુંચીને અડાડી જોતાં જેમ વીજળીના સંચામાંથી વીજળીના તણખા નીકળતા જણાય છે તેમ તેમાંથી વીજળીના તણખા નીકળતા માલૂમ પડ્યા. તે ઉપરથી માલૂમ પડ્યું કે આકાશ વિદ્યુત અને સાધારણ વીજળી એક જ જાતની છે.

પછી ફ્રાન્કલીને પોતાની એ શોધને ઘણાં ઉપયોગી કામોમાં લાગુ પાડી. તેણે જણાવ્યું કે મોટી ઇમારતો પર વીજળી પડ્યાથી નુકસાન થવાનો ભય રહે છે, પણ જો ધાતુનો બનાવેલો ગજ–સળીઓ એવાં દરેક ઘરમાં રાખવામાં આવ્યો હોય તો એવું નુકસાન થવાનો ભય રહેતો નથી. એવા ધાતુના ગજનો એક છેડો ઘરના મથાળાથી થોડો ઊંચો રાખવામાં આવે છે, અને તેને કાચ વડે ઘર સાથે લગાડી બીજો છેડો જમીન સુધી પહોંચાડેલો હોય છે. કાચમાં વીજળી પસરી શકતી નથી તેથી વાદળાંમાંથી વિખૂટી પડેલી વીજળી પેલા ધાતુના ગજમાં દાખલ થઈ સોંસરી જમીનમાં ઉતરી જાય છે. એ રીતે ફ્રાન્કલીનની એ શોધથી ઘણી ઇમારતો અને જીવનો બચાવ થાય છે.

---

## અવાજના પ્રયોગ.

૭મી ચોપડીમાં કહેવામાં આવ્યું છે કે પાણી તથા નક્કર પદાર્થોમાંથી પણ અવાજ ચાલે છે. હવાના કરતાં પાણીમાં અવાજ ચોગણી ઝડપથી જાય છે, અને નક્કર પદાર્થોમાં દસ બાર ગણી ઝડપથી જાય છે.

તળાવની એક બાજુએ પાણીમાં કંઈ અફાળશો કે ફટકો મારશો તો તેનો અવાજ તળાવના સામા કિનારા પર બેઠેલા છોકરા કરતાં તે તળાવમાંની માછલી ઘણી વહેલી સાંભળી શકશે, અને સામે કાંઠે બેઠેલો છોકરો બે અવાજ સાંભળશે; પહેલો પાણી મારફતે ગયેલો અને બીજો હવા મારફતે ગયેલો.

એક છેડે બન્ધ હોય એવાં વાંસનાં બે ભૂંગળાંના બન્ધ છેડાની વચ્ચો વચ્ચ અક્કેકું ન્હાનું કાણું પાડી દરેકમાં શીવવાના લાંબા દોરાનો અક્કેકો છેડો પરોવી ગાંઠ વાળીને બે જણ અક્કેકું ભૂંગળું લઈ વેગળા ઊભા રહી એક જણ એક ભૂંગળું કાને અડાડી સાંભળશે ને બીજો ભૂંગળું મ્હોં આગળ રાખી ધીમે ધીમે કંઈ બોલશે તો તે પેલા સાંભળનારને સંભળાશે અને તેની પાસે ઊભેલો બીજો કોઈ સાંભળી શકશે નહિ. એ ઉપરથી જણાય છે કે હવાના કરતાં દોરો જલદી અવાજ લઈ જાય છે.

તેમ જ જો તમે ભીંતના એક છેડા પર હથોડાનો ફટકો મારો, અને ભીંતને સામે છેડે કોઈને સાંભળવા બેસાડો તો તેને ઘણી સફાઈથી બે ફટકાનો અવાજ સંભળાશે; એક દિવાલ મારફતે ગયેલો ( ઝડપથી ), અને બીજો જરા થોડી વાર પછી હવા મારફતે ગયેલો. તેમ જ નક્કર અને વગર ગાંઠનું સીધું લાંબુ લાકડું પડયું હોય તેને એક છેડે કોઈને સાંભળવા બેસાડી તમે બીજે છેડે ફટકો મારશો તો ઉપર જણાવ્યા પ્રમાણે બે અવાજ સંભળાશે.

જંગલી માણસો જ્યારે શત્રુને પાસે આવેલો ધારે છે ત્યારે જમીન ઉપર સૂઈ જાય છે. તેથી તેઓ હવાના કરતાં જમીન મારફતે શત્રુના પગનો સંચાર જલદી સાંભળીને અન્તરની અટકળ બાંધે છે.

## પડઘો ( પ્રતિઘોષ ) શું છે?

તમે હાથની તાળી પાડો ત્યારે તેનો અવાજ હવાના મોજામાં આગળ ચાલ્યો જાય છે. તે મોજું માર્ગમાં કોઈ ભીંત, ખડક, કે ઝાડીમાં ખળાય છે-અથડાય છે ત્યારે ત્યાંથી પાછું ફેંકાય છે અને પોતાની સાથે પેલા અવાજને પાછો લાવે છે તે બીજી વાર પડઘા તરીકે સંભળાય છે. ત્યાંથી વળી પાછું ફેંકાઈ તે મોજું જો પાછું કાનમાં આવે તો વળી પાછો તે અવાજ સંભળાય છે. એ રીતે જ્યાં સુધી તે મોજું ભાગી જાય ત્યાં સુધી તે અવાજ ફરીથી સંભળાય તે પડઘો કહેવાય છે.

---

મુદત થયાં આ વિષય આપના ચોપાનીઆમાં ચર્ચાવવાની મ્હારી ઇચ્છા હતી, પરન્તુ અવકાશ ન મળ્યો. હાલમાં મ્હારી ઊર્મીઓ ફરીથી તાજી થવાથી જણાવવા વિનતિ કરૂં છું.

શાળા પત્રના છેલ્લા અંકમાં બાળ ધોરણને જ્ઞાન આપવાના સમ્બન્ધમાં **નિશાળોના કમ્પાઉન્ડમાં બગીચા બનાવવાની આપ સાહેબે સૂચના કરી છે તે સૂચના ઘણી કિમતી છે.** નિશાળોના કમ્પાઉન્ડમાં બગીચા બનાવવા અને પાઠોમાં આવતાં ફૂલો, ફળો, ઝાડો, વગેરે પ્રત્યક્ષ બતાવવાં તેથી બાળકોની ઊર્મીઓ ઘણી સન્તુષ્ટ થાય છે. વળી બગીચો બનાવવાનું કામ પણ બાળકો પાસે કરાવવાથી ખેતીના કામ પર તેમની પ્રીતિ વધે છે, અને કસરત થાય છે તેથી તેમનાં તન અને મન બન્ને પ્રફુલ્લિત થાય છે. બગીચામાં થતાં ફળ ફૂલનો લાભ બગીચો રોપનાર બાળકોને આપવાથી પોતાની મહેનતનું ઇનામ કે બદલો મળે છે એમ સમજી હોંસે હોંસે તેઓ કામે લાગે છે. આ બધા લાભ તેઓ મેળવે છે. તેજ પ્રમાણે પ્રદર્શન સારૂ નિશાળોમાં નીચેનાં સાહિત્યો આપવાથી પણ વિદ્યાર્થીઓને ઘણો લાભ થાય તેમ છે.

૧. વિલાયતી સોના રૂપાનું નાણું—પૌંડ, શિલિંગ, પેન્સ, વગેરે; જુદા જુદા સિક્કાઓ; દેશી અપ્રસિદ્ધ નાણું જેવું કે મહોર; તેમ જ પર દેશી નાણું—ઘોડા ગીની, પુતળીઉં, ક્રાઉન, અસ્તરીઉં, વગેરે. આ પ્રત્યક્ષ જોયા સિવાય તે કેવાં ને કેવડાં છે તેનો ખરેખરો ખ્યાલ બાળકોના મનમાં ઉતરતો નથી.

૨. વિલાયતી સાધારણ તોલનાં કાટલાં જેવાં કે, ડ્રામ, ઔંસ, પૌંડ, ક્વાર્ટર, હંડ્રવેટ; સોનું, રૂપું, તથા ઔષધી તોલવાનાં કાટલાં–ગ્રેન, પેનીવેટ, ઔંસ, પૌંડ, વગેરે; દેશી સાધારણ તોલનાં કાટલાં–અધોળ, નવટાંક, પાશેર, અચ્છેર, શેર, પાંચ શેર, વગેરે; અને સોનું રૂપું તોલવાને વાસ્તે રતી, વાલ, ગદિયાણો, તોલો, વગેરે. તેમ જ એ કાટલાં વડે વસ્તુઓ જોખી શકાય એવા કાંટા.

૩. લુગડાં અને જમીન માપવાના ફૂટ, ગજ, વાર, તથા જમીન ભરવાની લમ્બાઈની સાંકળ, ગૂંઠો, વગેરે.

૪. ચોરસ ઇન્ચ, ચોરસ ફુટ, ચોરસ ગજ, ચોરસ વાર, વગેરે માપના લાકડાના કે લુગડાંના કડકા નિશાળોની દિવાલો પર પાસે પાસે લટકાવેલા જોઈએ. વળી ૧૪૪ ચોરસ ઇન્ચનો ચોરસ ફુટ થાય છે ને નવ ચોરસ ફુટનો ચોરસ વાર થાય છે તે સમજાવવાને લાકડાની કોરાવેલી આકૃતિઓ શાળાઓની ભીંતોએ લટકતી જોઈએ.

૫. ઘન ઇન્ચ, ઘન ફુટ, ઘન વાર, વગેરે માપના લાકડાના કે પત્થરના કડકા નિશાળમાં બાળકોની દૃષ્ટિએ પડે એવી રીતે ખુલ્લા મૂકવા જોઈએ કે હમેશાં આવતાં જતાં જોવામાં આવે. વળી ૧૭૨૮ ઘન ઇન્ચનો ઘન ફુટ થાય છે ને ૯ ઘન ફુટનો ઘનવાર થાય છે તે સમજાવવાને પાષાણના કે લાકડાના આકારો પણ પ્રત્યક્ષ જોવામાં આવે એવી રીતે નિશાળોમાં રાખવા જોઈએ.

૬. ચોખંડાં પાટીઆં માપવાનો ગજ, ચોખંડાં લાકડાં માપવાનો પાકો ગજ, અને ગોળ લાકડાં માપવાનો ગજ, વગેરેનો ચિતાર આવવાને સારૂ નિશાળના પ્રસિદ્ધ ભાગમાં તેના નમૂના રાખવા જોઈએ.

ઉપર પ્રમાણે સાહિત્યો બની શકે તો દરેક નિશાળમાં અગર શહેર કે કસ્બાની મુખ્ય મુખ્ય શાળાઓમાં આપવાથી ભણાવવાનું કામ ઘણું સરળ થઈ જશે. હાલમાં કેટલાક વિદ્યાર્થીઓ પોપટ જેવા થાય છે તે નહિ થાય. હાલમાં કેટલીક નિશાળોમાં પ્રદર્શન રખાવવામાં આવ્યાં છે, પરન્તુ તે બહુ જુજ વસ્તુઓનાં છે. ઉપરની વસ્તુઓનો તેમાં ઉમેરો થવાથી દરેક નિશાળને અંગે એક મ્હોટું કિમતી પ્રદર્શન થશે.

હાલમાં શિક્ષકોની પાસે વસ્તુઓ પ્રત્યક્ષ બતાવવાનાં સાધનો નહિ હોવાથી તેઓ બતાવી શકતા નથી. તેનું પરિણામ એ થાય છે કે વિદ્યાર્થીઓ ચોપડીમાંનું બોલી જાય છે, પરન્તુ ખરો ચિતાર કે વિચાર તેમનાં લક્ષમાં આવતો નથી અને કોઈ કોઈ વખત ગુંચવણમાં પડે છે. વિલાયતી નાણામાં પૌંડ આવે છે અને તોલમાં પણ પૌંડ આવે છે તેથી પૌંડનો ખરો ચિતાર બાળકોના મનમાં ઉતરતો નથી અને ગુંચવણમાં રહે છે. તેજ પ્રમાણે પાટિયાના ને ગોળ લાકડાના ગજમાં પણ ગુંચાય છે. આ ગુંચવણ વસ્તુઓ પ્રત્યક્ષ જોવાથી દૂર થશે.

હોંસિલા શિક્ષકો ચોરસ વાર, ચોરસ ઇન્ચ, વગેરે માપના નમૂના નિ-

શાળાઓમાં પાટિયા પર ચીતરીને બતાવી શકે તો ખરા. પરન્તુ બધા શિક્ષકો તેમ કરશે એવી ખાતરી નથી; વળી જે વસ્તુઓ પ્રત્યક્ષ બતાવી શકાય તેનું ચિત્ર પાડવું એ બીજું પગથીઉં છે, માટે નિશાળોની દિવાલો પર એવા નમૂના લટકતા જ રહે તો જ્યારે ને ત્યારે એ ચિતાર બાળકોના મનમાં તાજો ને તાજો જ રહે.

આ પ્રમાણે ઉપર વિનવેલી વસ્તુઓ શાળાઓના પ્રદર્શનમાં પૂરી પાડવાથી બાળકો અને શિક્ષકોને મ્હોટો લાભ થાય તેમ છે તો વ્યવસ્થાપકો આ બાબત ધ્યાનમાં લેશે એવી મ્હારી નમ્ર વિનતિ છે.

તા. ૧૮ મી મે ૧૯૦૧.
બાર્ટનફીમેલ ટ્રેનીંગ કોલેજ,
રાજકોટ.

લી. સે.
માણેકલાલ નાગરદાસ,
હેડ માસ્તર.

# केळवणी खातानी खबरो.

## જાહેર ખબર.

### મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનિંગ કોલેજની પ્રવેશક પરીક્ષા.

ઉત્તર ભાગની તમામ નિશાળોના માસ્તરો, એસિસ્ટંટો, અને સ્ત્રી શિક્ષકોને ખબર આપવામાં આવે છે કે આ કોલેજમાં દાખલ થનાર સ્ત્રીઓની પ્રવેશક પરીક્ષા તા. ૧ લી માહે નવેમ્બર સને ૧૯૦૧ ને રોજ સદરહુ કોલેજના મકાનમાં સવારના ૧૧ વાગે લેવામાં આવશે. માટે જે સ્ત્રીઓને એ પરીક્ષામાં દાખલ થવું હોય તેમને ખબર આપી મોકલવા બન્દોબસ્ત કરશો.

પરીક્ષા પાંચમા ધોરણ પૂરાની લેવામાં આવશે. દાખલ થનારની ઉમ્મર ૧૫ વર્ષથી ઓછી અને ૨૫ વર્ષથી વધારે હોવી ન જોઈએ. દાખલ થનાર ઉમેદવારે આ સાથેના નમૂના પ્રમાણે એક પત્રક ભરીને સપ્ટેમ્બર માસ સુધીમાં જિલ્લાના મહેરબાન ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના અભિપ્રાય સાથે હમારી તરફ મોકલવું. અરજદારની સારી ચાલ ચલગતનાં બે આબરૂદાર ગૃહસ્થોનાં સર્ટિફિકેટ પણ મોકલવાં.

પાસ થનાર પૈકી મહેતાજીની, આસિસ્ટંટની, અને મેલ ટ્રેનિંગ કોલેજના સ્કોલરોની સ્ત્રીઓ પ્રથમ પસન્દ કરવામાં આવશે.

મહાલક્ષ્મી ફીમેલ ટ્રેનિંગ કોલેજ,
અમદાવાદ.

R. M'c Afee,
લેડી સુપરિન્ટેન્ડેન્ટ.

## નમૂનો.

મોજે. તાલુકે. જિલ્લે.

| નંબર. | નામ. | જાત. | ઉમ્મર. | પરણેલી, કુંવારી, કે વિધવા. | પરણેલી હોય તો તેના ધણીનો ધન્ધો તથા નામ, અને કુંવારી હોય તો તેના બાપનો ધન્ધો તથા નામ. | કન્યા શાળાના કયા ધોરણ સુધીનો પાકો અભ્યાસ. | ડે. એ. ઇ. સાહેબની કયા ધોરણમાં કયા વર્ષની પરીક્ષામાં પાસ? | શરીરમાં કંઈ ખોડ ખાંપણ છે કે નહિ? | દાખલ થાય તો કોલેજના ધારા પાળશે કે નહિ? | ધણીના બન્દોબસ્ત માટે માગણી. | વિશેષ હકીકત. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| | | | | | | | | | | | |

મોકલનારની સહી.

## જાહેર ખબર.

ઈ. નં. ૪૧૯, તા. ૩૦-૪-૧૯૦૧.

આથી ખબર આપવામાં આવે છે, કે મહેરબાન ડિરેક્ટર સાહેબે 'સંખ્યા પ્રવેશ' નામની ચોપડી પ્રાથમિક શાળાઓની લાઇબ્રેરી માટે તથા પ્રાથમિક શિક્ષકોના ઉપયોગ માટે મંજૂર કરી છે. આ ચોપડી પ્રાથમિક શાળાઓમાં પૂરી પાડવામાં આવે એવી ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરોએ તજવીજ કરવી અને પ્રાથમિક શિક્ષકોનું તે તરફ ધ્યાન ખેંચવું.

અમદાવાદ,
એપ્રિલ ૧૯૦૧.

A. G. wright,
આ. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર,
ઉત્તર ભાગ.

---

## જાહેર ખબર.

### રાજકોટ ટ્રેનિંગ કોલેજની પ્રવેશક પરીક્ષા.

આથી ખબર આપવામાં આવે છે, કે રાજકોટ ટ્રેનિંગ કોલેજની ચાલુ સાલની પ્રવેશક પરીક્ષા તા. ૩૦ મી માહે ઓગસ્ટ સને ૧૯૦૧ ને શુક્રવારને રોજ સવારના દસ વાગે અને તે પછીના દિવસોએ રાજકોટ ટ્રેનિંગ કોલેજના મકાનમાં લેવામાં આવશે. આ પરીક્ષા છઠ્ઠા ધોરણમાં થશે, માટે જેમણે છઠ્ઠા ધોરણનો અભ્યાસ કર્યો હોય તેવા વિદ્યાર્થીઓએ હાજર થવું.

સને ૧૮૮૦ ના સપ્ટેમ્બર માસના શાળા પત્રમાં નમૂનો છપાયો છે તે મુજબ મહેતાજીઓએ સર્ટિફિકેટ આપતાં જણાવવું કે ઉમેદવારની ઉમ્મર ૧૭ વર્ષથી વધારે અને ૨૨ વર્ષથી ઓછી છે, તેમ જ કાંઈ ખોડ ખાંપણ નથી ને ચાલ ચલગત સારી છે. ચાલ ચલગતની બાબતમાં ખાસ તપાસ કરી પોતાની ખાતરી કરીને જ મહેતાજીઓએ સર્ટિફિકેટ આપવું.

સર્ટિફિકેટમાં ઉમ્મરનાં વર્ષ, માસ, અને દિવસ લખવાની સાથે ઇંગ્રેજી અને ગુજરાતી જન્મ તિથિ લખવા ચૂકવું નહિ.

બાવીસ વર્ષથી વધારે વયના ઉમેદવારોને કા. એ. ના મે. ચીફ ડે. એ. ઇ. સા. બા. ની ખાસ પરવાનગી હશે તો જ દાખલ કરવામાં આવશે.

જે ઉમેદવારે પરીક્ષા પહેલાંના બાર માસમાં એક કરતાં વધારે મહેતાજી પાસે અભ્યાસ કર્યો હોય તેમણે ને સઘળાનાં સર્ટિફિકેટ લાવવાં.

ચાલ ચલગતની બાબતમાં તો પરીક્ષા પેહેલાં એક માસ અગાઉનું સર્ટિફિકેટ ખાતરી લાયક ગણાશે.

પરીક્ષા થઈ રહ્યા બાદ લાયક જણાયેલા ઉમેદવારોને શરીર સમ્બન્ધી તપાસ માટે મહેરબાન દાક્તર સાહેબ પાસે મોકલવામાં આવશે, માટે તેમને વધારે વખત રોકાવું પડશે.

દર વર્ષે પ્રવેશક પરીક્ષાની જાહેર ખબર બનતા સુધી શાળા પત્રમાં પ્રગટ કરવામાં આવશે. પણ પરીક્ષાની તારીખ ઉતાવળે જાણવાની જેની આતુરતા હશે તેને રાજકોટમાં રહેતા તેના લાગતા વળગતા તરફથી અગર સ્કોલરો તરફથી તે મળી શકશે, કારણ કે તે તારીખ મુકરર થયેથી તરત કોલેજના નોટીસ બોર્ડ ઉપર જાહેર કરવાનો રિવાજ છે.

રાજકોટ, તા. ૧૯–૬–૧૯૦૧ P. N. DOCTOR, પ્રિન્સિપાલ, કાઠિયાવાડ ટ્રેનિંગ કોલેજ, રાજકોટ.

## જાહેર ખબર.

અમદાવાદ મ્યુનિસિપાલિટીના તાબાની નં. ૭ની પ્રાઇમરી નિશાળમાં મુનશીની જગો ખાલી થવાની છે, માટે ટ્રેનિંગ કોલેજના ત્રીજા વર્ષમાં પાસ થયેલા જે મુનશીઓની તે જગા માટે અરજ કરવાની ખુશી હોય તેમણે તા. ૩૧ મી જુલાઈ સને ૧૯૦૧ પહેલાં મ્યુનિસિપલ સ્કૂલ બોર્ડના ચેરમેન સાહેબના નામથી પોતાના ઉપરી મારફતે સર્ટિફિકેટ સાથે અરજી મોકલવી. તેમાં તે કેટલે પગારે આવવાને ખુશી છે તે જણાવવું, તથા પોતે ક્યાં ક્યાં નોકરી કરી છે અને કેવું કામ કર્યું છે તે પણ પરીક્ષાના પરિણામના આંકડા સાથે જણાવવું.

અમદાવાદ મ્યુનિસિપાલિટી, તા. ૨૨—૬—૧૯૦૧ PRANJIVANDAS, સેક્રેટરી.

## શુદ્ધિ.

ગયા ડિસેમ્બર માસના શાળા પત્રને ૩૪૯ મે પૃષ્ઠે ક્યુરેટરની તથા એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર ઉ. ભા. ની સહીમાં છાપનારે ભૂલ કરેલી છે, માટે જ્યાં E. Giles ની સહી છે ત્યાં J. C. Dubashની, અને J. C. Dubash ની સહી છે ત્યાં E. D. Talatiની સહી સમજવી.

—એડિટર.

રા. સા. ગણપતરામ અનુપરામ ત્રિવેદી, ડે. એ,ઇ;સોરઠ પ્રાન્ત કાઠિયાવાડ
ખા. સા. કરમઅલી રહીમઅલી નાનજીઆની.બી.એ;ડે.એ.ઇ, ખેડા.
રા. સા. આર. એસ. તાંકી, બી એ; ડે. એ. ઇ, મરાઠી સ્કૂલ, મુમ્બઈ.
રા. સા. મનસુખલાલ મુગટલાલ મુનશી, બી. એ. એલ. એલ. બી.
હાઈ કોર્ટના સોલિસિટર, મુમ્બઈ.
પ્રૉ. ગોકળદાસ કહાનદાસ પારેખ, બી. એ. એલ. એલ. બી.
શેઠ. જહાંગીરજી હોરમજજી પન્થકી, જી૦ દા૦ સ્કૂલના સેક્રિટરી.
રા. સા. છગનલાલ હરિલાલ પંડયા, બી. એ; જૂનાગઢના નાયબ દિવાન.
રા. સા. મણિલાલ નભુભાઈ બી. એ૦ ભાવનગર કોલેજના માજી પ્રોફેસર
રા. સા. ગોવિન્દ બલવન્ત લધાટે, બી. એ.
રા. સા. મોહનલાલ રણછોડદાસ ઝવેરી.

મુમ્બઈની જોઇન્ટ સ્કૂલ કમિટિના સદ્ગૃહસ્થોએ પસન્દ કરેલી અને બીજી કોપીબુકો સાથે સરખાવ્યા પછી પોતાના તાબાની સ્કૂલોમાં એજ કોપી વાપરવી.

મે. ડોકટરટોમસ બ્લેની.
મે. કેખશરૂ નવરોજજી કાબરાજી.
મે. અબદુલા મીરઅલી ધરમશી.
મે. આબાસાહેબ નીલકંઠ નાડકરની.
મે. ગ્રેટન જીઅરી.
મે. પ્રોફેસર આર.જી. ઓકસનહામ
મે. કાશીનાથ ત્ર્યમ્બક તેલંગ.
મે. નવરોજજી નસરવાનજી વાડીઆ. સી. આઈ. ઈ.
મે. ન્હાનાભાઈ નસરવાનજી સેક્રિટરી સ્કૂલ બોર્ડ.

સુરત જોઇન્ટ સ્કૂલ કમિટીના સદ્ગૃહસ્થોએ પસન્દ કરેલી અને સોમાં એક લેખેલી અને પોતાના તાબાની સ્કૂલોમાં વાપરવાની ઘણી ખુશી દેખડાવેલી.

મે. રેવરન્ડ જે. શિલેડી.
મે. ભાનુશંકર નારણશંકર.
મે. અંબારામ મૈલાભાઇ.
મે. હરિલાલ તુળજારામ દર.
મે. સૈયદ મોલવી અબદુલ કાદર.
મે. નનુમીઆં બક્ષુમીઆં શેખ.

## પ્રોફેસરો, પ્રિન્સિપલો અને હેડમાસ્તરો.

રા. સા. વામનરાવ ભીખાજી મોદક, બી. એ, માજી હે. મા. એલ્ફિન્સ્ટનહાઇસ્કૂલ.
ખા. બા. જમશેદજી અરદેશર, દલાલ, એમ. એ. એલ. એલ. બી; ગાયકવાડ કેળવણીખાતાના ડિરેકટર અને ગુજરાતકોલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ ડોસાભાઇ નસરવાનજી વાડીઆ, એમ. એ; પ્રિન્સિપલ, સર. જ
જી. પા. એ. ઇન્સ્ટિટયુશન, મુમ્બઈ.

ખા.બા. જમશેદજી નવરોજજી ઊનવાળા, એમ. એ, ભાવનગર કૉલેજ.
શેઠ. એદલજી ડોરાબજી તળાટી, બી. એ; અમદાવાદ હાઇસ્કૂલ.
શેઠ. ફરદુનજી મનચેરજી દસ્તુર, એમ. એ; પ્રોફેસર, પૂના કૉલેજ.
ખા. સા. ઇબ્રાહીમ મહમદ સાપાની, બી. એ; હેડમાસ્તર બારૂચ હાઇસ્કૂલ.
રા. સા. માધવલાલ હરિલાલ દેશાઈ, પ્રિન્સિપલ. ટ્રેનિંગ કૉલેજ અમદાવાદ.
મિ. એ. એસ, જર્વિસ, સુરત મિશન સ્કૂલના પ્રિન્સિપલ.
મિ. વિલિયમ બીટી. બી. એ; સુરત મિશન સ્કૂલના મેનેજર.
રા. સા. નવલરામ લક્ષ્મીરામ, રાજકોટ ટ્રેનિંગ કૉલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ બહેરામજી ફરામજી પટેલ બી. એ. માજી હેડમાસ્તર સુરત હાઇસ્કૂલ.
શેઠ હોરમજજી જહાંગીર પ્રોપ્રાગેટરી સ્કૂલના માલિક.
શેઠ. ફરામજી બમનજી માસ્તર બી. એ. ફોર્ટ, હાઇ સ્કૂલના માલિક.
શેઠ. માણેકજી બેજનજી કુપર ફોર્ટ હાઇ સ્કૂલના માજી હેડમાસ્તર.
શેઠ બરજોરજી ખરશેદજી સંજાણા, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. નશરવાનજી ખરશેદજી નાનજી, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. જમશેદજી, ખંડુબાસ, બી. એ. કયુરેટર ગવર્નમેન્ટ સેન્ટ્રલ બુકડીપો.
શેઠ માણેકશા, બહેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર.
રા. રા. લક્ષ્મીદાસ, દી, હેડમાસ્તર આલ્ફ્રેડ હાઇસ્કૂલ ભૂજ.



ા. રા. એમ. એમ. ભલસારી બી.એ.માજી હેડમાસ્તર, ગોધરા એ.વ.સ્કૂલ.
ા. રા. મોનીલાલ મોહનલાલ, હેડમાસ્તર, એંગ્લોવર્નાક્યુલરસ્કૂલ, ભાવનગર.

ા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, ખોજા ખાનમહમદ હણીભાઈ સ્કૂલ.
શેઠ. રૂસ્તમજી મહેરવાનજી માસ્તર, હેડમાસ્તર, ફરામજી પટેલ સ્કૂલ.

## મુમ્બાઈની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.

| | |
|---|---|
| મે. ગુલાબદાસ સુન્દરદાસ ચોકશી. | શેઠ. ફકીરજી સોરાબજી મદ્રેશના. |
| મે. પ્રાણજીવનદાસ કહાનદાસ. | મે. માણેકલાલ ધીરજરામ અધ્યારૂ. |
| મે. હરકિશનદાસ બ્રિજલાલ. | મે. આત્મારામ જેકિશનદાસ. |
| મે. શિવશંકર કૃષ્ણાજી ભટ્ટ. | મ. મોહનલાલ પ્રસાદરાય. |
| શેઠ. મહેરવાનજી સોરાબજી દલાલ. | મે. વ્રજલાલ પાનાચન્દ. |

મુમ્બાઈ અને ગુજરાતના જાહેર છાપાના મતો:—રાસ્ત ગોફતાર, મુંબઈ સમાચાર, જામે જમશેદ, અખબારે સોદાગર, કૈસરેહિન્દ ગુજરાતી, પંજાબી પરસ્ત; રિપન રિપોર્ટર, ઇન્ડીઅન સ્પેક્ટેટર, ગુજરાત મિત્ર, પ્રજામિત્ર, સૂર્યપ્રકાશ, સુરત અખબાર, દેશીમિત્ર, ભરૂચ સમાચાર, હિતેચ્છુ.

## દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.

૧. સેકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વ્યાપારીઓ જેઓ, ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૩૦ ટકા ડિસ્કાઉન્ટ આપવામાં આવશે, પેકિંગ અને રેલ્વેનો સર્વે ખર્ચ આપવામાં આવશે

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ મળશે, પણ રેલવ પેકિંગ, પોસ્ટેજ વગેરેના સર્વે ખર્ચ ખરીદનારને માથે.

૩ માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પુગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખર્ચ માલ મંગાવનારને સિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું.

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કત શિક્ષક કોપીબુકોની સાથે અમોએ બીજી કોઈ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના કમીશનથી મોકલી આપવાની ગોઠવણો કરી છે. એક વખત કામ પાડી જોવાથી ખાત્રી થશે, પેકિંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું.

નોટપેડ કાગળ લીધામાં આવશે નહિ.

દસ્કત શિક્ષક કોપીબુકોના જ દરેક ભાગના જુદા જુદા કદના અક્ષ-

---



---



---

# સૂચના.

આ પત્ર સંબંધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નોટપેપ કાગળ લેવામાં નહિ આવે, સહી વગરનાં લખાણ ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોકખે અક્ષરે કાગળની એક જ બાજુએ લખવું. તે અમુક માસમાં છાપવા અગર નાપસન્દ પડેલું લખાણ પાછું મોકલવા બન્ધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળા ખાતાના ડેપ્યુટી અને એસિસ્ટન્ટ ડેપ્યુટી સાહેબોને તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ સમ્બન્ધી હકીકત સ્કૂલ બોર્ડો તથા દેશી રાજ્યોના અધિકારીઓ લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમ જ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવી હોય તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. હેન્ડબિલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઈએ.

મની ઓર્ડર મોકલનારે કુપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સંભવ છે. પોસ્ટની ટિકેટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે મોકલવો; પોસ્ટ સિવાય બીજી ટિકેટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિમ્મત અગાઉથી જ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે. પોસ્ટેજ માફ, છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના. મફતના ખર્ચે લેનાર દસ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ ખર્ચ સાથે ૦-૧૨-૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું.

વિષય પસન્દ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલ પાને રૂ. ૧ થી રૂ. ૨ સુધી આપવામાં આવશે. ચર્ચા પત્રનો એમાં સમાસ થશે નહિ.

## જાહેર ખબરો છાપવાના ભાવ.

| રૂ. | લીટી. |
|---|---|
| ૧ | ૩ |
| ૨ | ૮ |
| ૩ | ૧૫ |

એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણે જ. બાર માસ લગી લાગલાગટ હશે તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પછીના અગીઆર મહિના લગી પા ગણો ચાર્જ પડશે. બાર મહિનાથી ઓછી મુદત હશે તો પહેલે મહિને પૂરો ચાર્જ અને પછીને દરેક મહિને અર્ધો ચાર્જ લેવાશે.

## હેન્ડબિલો વહેંચવાનો દર.

પા તોલા સુધીના રૂ. ૮-૦-૦, અર્ધા તોલા સુધીના રૂ. ૧૦-૦-૦, અને એક તોલા સુધીના રૂ. ૧૨-૦-૦ તે ઉપરનાને માટે હમને લખવું.

અંક ૮ મો.                                    પુસ્તક ૪૦ મું.

# The Gujarat School-Paper.

# ગુજરાત શાળા પત્ર.

ઓગસ્ટ. ૧૯૦૧.

## અનુક્રમણિકા.



(કેળવણી ખાતાના હુકમથી.)

અમદાવાદ.

યુનાઇટેડ પ્રિંટિંગ પ્રેસ.

રા. સા. માધવલાલ હરિલાલ દેશાઈ, પ્રિન્સિપલ. ટ્રેનિંગ કોલેજ અમદાવાદ.
મિ. એ. એસ, જર્વિસ, સુરત મિશન સ્કૂલના માજી પ્રિન્સિપલ.
મિ. વિલિયમ બીટી. બી. એ; સુરત મિશન સ્કૂલના મેનેજર.
રા. સા. નવલરામ લક્ષ્મીરામ, રાજકોટ ટ્રેનિંગ કોલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ બહેરામજી ફરામજી પટેલ બી. એ. માજી હેડમાસ્તર સુરત હાઈસ્કુલ.
શેઠ હોરમજજી જહાંગીર પ્રોપ્રાયેટરી સ્કૂલના માલિક.
શેઠ. ફરામજી બમનજી માસ્તર બી. એ. ફોર્ટ હાઇ સ્કૂલના માલિક.
શેઠ. માણેકજી બેજનજી કુપર ફોર્ટ હાઇ સ્કૂલના માજી હેડમાસ્તર.
શેઠ બરજોરજી ખરશેદજી સંજાણા, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. નશરવાનજી ખરશેદજી નાનજી, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. જમશેદજી, ખંડુબાસ, બી. એ. ક્યુરેટર ગવર્નમેન્ટ સેન્ટ્રલ બુકડીપો.
શેઠ. માણેકશા, બહેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર.
રા. રા. લક્ષ્મીદાસ, દી, હેડમાસ્તર આલ્ફ્રેડ હાઈસ્કૂલ ભુજ.
રા. રા. એમ. એમ. બલસારી બી.એ. માજી હેડમાસ્તર, ગોધરા એ.વ.સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ, હેડમાસ્તર, ઍંગ્લોવર્નાક્યુલરસ્કૂલ, ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, ખોજા ખાનમહમદ હબીબભાઇ સ્કૂલ.
શેઠ. રૂસ્તમજી મહેરવાનજી માસ્તર, હેડમાસ્તર, ફરામજી પટેલ સ્કૂલ.

# ગુજરાત શાળા પત્ર.

પુસ્તક ૪૦ મું. ઓગસ્ટ ૧૯૦૧. અંક ૮ મો.


## માસ.

પહેલાં હમે શાળા પત્રની સાથે ગુજરાતી શિક્ષકોની ડિરેક્ટરી પ્રસિદ્ધ કરવાનો વિચાર કર્યો હતો, પણ તેનાં પૂરતાં ગ્રાહકો ન થવાથી તે જુદી છાપવાનો વિચાર માંડી વાળવાની જરૂર પડી હતી. છતાં શિક્ષકોના લાભની ખાતર ડિરેક્ટરી ગુજરાતીમાં પ્રસિદ્ધ થવાની એટલી જરૂર છે, કે તે હમે શાળા પત્રમાં જ કડકે કડકે આપવાનો વિચાર કર્યો છે. ઘણું કરીને દર માસે એક એક જિલ્લાની ડિરેક્ટરી આપવામાં આવશે. આથી શિક્ષકોની સવડ વધશે એવી આશા રાખીએ છીએ.

---

મિ. મેકનેમેરા, જે પ્રથમ ઇંગ્લાન્ડની એક પ્રાથમિક શાળાના માસ્તર અને ત્યાર પછી સ્કૂલ માસ્તર પત્રના અધિપતિ હતા, અને જે હવે પાર્લામેંટના મેમ્બર છે, તે હાલની ઇંગ્લાન્ડની પ્રાથમિક કેળવણીની સ્થિતિ વિષે લખે છે કે, એ દેશમાં હાલ મજૂર વર્ગનાં ૬૨ાા લાખ છોકરાં છે, તે પૈકી સાડા સાત લાખ છોકરાં ત્રીસ વરસ થયાં ફરજીઆત કેળવણીના કાયદા થયા છતાં હજી બિલકુલ કેળવણી લેતાં નથી. આ છોકરાંની કોઈ સંભાળ લેતું નથી. તેમનાં મા બાપ એદી, બેદરકાર, ઉડાઉ, અને બીજા દુર્ગુણોથી ભરેલાં છે, અને છોકરાં પણ કાળે કરી ગુન્હેગારની જીન્દગી ભોગવતાં થશે. મજૂર વર્ગનાં જે પંચાવન લાખ છોકરાંનાં નામ નિશાળોના રજીસ્ટર પર છે, તે પૈકી દસ લાખ છોકરાં નિયમિત રીતે નિશાળે આવ-

તાં નથી, અને તેમને કેળવણીનો બહુ લાભ મળવાનો સમ્ભવ નથી. જે ૪૫ લાખ છોકરાં નિશાળે નિયમ સર આવે છે તેમાંનાં ઘણાંને કુમળી ઉમ્મરમાં નિશાળ બહાર સવાર સાંજ ઘણા કલાક મજૂરી કરવી પડે છે, અને તેમનાં શરીર તૂટી જાય છે. નિશાળે આવતાં અડધાં છોકરાં ખાનગી નિશાળોમાં જાય છે. તે નિશાળો ધર્માદા ઉઘરાણાથી ચાલતી હોવાથી તેમાં પૂરતા શિક્ષકો કે સાહિત્યો હોતાં નથી. પરિણામે વર્ગો ઘણા જ મ્હોટા હોય છે, અને ચોથા ભાગના શિક્ષકો પ્યુપિલ ટીચરો એટલે માત્ર છોકરાં જ હોય છે. કેળવણીની આ ખામીને લીધે ઇંગ્લાન્ડનો ઉદ્યોગ વ્યાપાર તૂટી પર દેશો તેમાં ફાવતા જાય છે.

આ સ્થિતિ સુધારવાને માટે મિ. મેકનેમેરા ભલામણ કરે છે કે-

(૧) લોકોની કેળવણી તરફ હાલ કરતાં વધારે ધ્યાન આપવું જોઈએ, અને તે ઉપર પૈસા પણ વધારે ખરચવા જોઈએ.

(૨) છોકરાં હાલ કરતાં વધારે લાંબો વખત નિશાળે રહેવાં જોઈએ, અને તેમને નિયમ સર નિશાળે લાવવાનો પ્રયત્ન થવો જોઈએ. દરેક વર્ગમાં છોકરાંની સંખ્યા હાલ કરતાં ન્હાની રાખવી જોઈએ, અને શિક્ષણનું કામ વધારે કેળવાયલા શિક્ષકોને સોંપવું જોઈએ. ખાનગી ધર્માદા ઉઘરાણાથી નિશાળો ચલાવવાનો વહિવટ બન્ધ કરી કેળવણીનો સઘળો ખર્ચ રાજ્યે ઉપાડી લેવો જોઈએ. દરેક પરગણામાં પ્રાથમિક, બીજા દરજ્જાની, ઉંચી, ઔદ્યોગિક, એમ સઘળા પ્રકારની કેળવણીની વ્યવસ્થા કરવાને એક મજબૂત કેળવણીની કમિટી નીમવી જોઈએ, અને બધા પ્રકારની શાળાઓનું અનુસન્ધાન એવી રીતે કરવું જોઈએ, કે બુદ્ધિવાળું બાળક હલકામાં હલકી શાળામાંથી ઊંચામાં ઉંચી પાઠશાળા સુધી વગર હરકતે પહોંચી શકે. એમ થશે તો જ લોકો સારા થશે અને ઇંગ્લાન્ડે મેળવેલા હકો ભવિષ્યમાં જાળવી શકશે.

---

ગયા અંકમાં હમે ઉત્તર ભાગના મહેરબાન એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની સહીની મિ. અમીધર રણછોડજી કૃત " સંખ્યા પ્રવેશ " નામની

ચોપડી સમ્બન્ધી જાહેર ખબર પ્રસિદ્ધ કરી છે. સાહેબ લખે છે કે "આ ચોપડી પ્રાથમિક શાળાઓમાં પૂરી પાડવામાં આવે એવી ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરોએ તજવીજ કરવી અને પ્રાથમિક શિક્ષકોનું તે તરફ ધ્યાન ખેંચવું." સાહેબ આ પ્રમાણે લખે છે એટલે એ ચોપડી સઘળી નિશાળોમાં અપાઈ બધે ઠેકાણે અંકોનું શરૂઆતનું શિક્ષણ એમાં બતાવ્યા પ્રમાણે અપાશે એવી હમે ઉમેદ રાખીએ છીએ. અંકોના શિક્ષણમાં બે વાત ધ્યાનમાં રાખવાની છે.

(૧) વસ્તુ દ્વારા અંકોની સમજ આપવી જોઈએ;

(૨) એ સમજ સારી રીતે પડ્યા પછી જ લેખી ચિન્હો દાખલ કરવાં જોઈએ.

આપણી જૂની પદ્ધતિ એવી હતી, કે બાળક નિશાળે બેસે ત્યારથી જ તેને વગર સમજે એકડા મ્હોએ ગોખાવવા અને ધરડાને રૂપે તેમનાં લેખી નિશાન ઘુંટાવવાં. બાળકની ખરી કેળવણી માટે આ પદ્ધતિ બરાબર નથી, અને તે વીસમી સદીમાં નાબૂદ થવી જોઈએ. વગર સમજના શબ્દો ગોખવાથી કાંઈ જ ફળ નથી, અને તેથી બુદ્ધિ વધવાના બદલામાં ક્ષીણ થાય છે. તે જ કારણથી આપણે તેવું ગોખણ કરનારને "વેદીઆં ઢોર" કહીએ છીએ. વસ્તુની સમજ પહેલી, ત્યાર પછી તેનું નામ એટલે તેને માટે ઠરાવેલો શબ્દ, અને છેવટે તે શબ્દનું લેખી નિશાન, એ શિક્ષણનો ખરો ક્રમ છે, અને બીજી બાબતોની પેઠે અંકોની બાબતમાં પણ તે જ ક્રમ રાખવો જોઈએ. મિ. અમીધરની ચોપડીમાં આ રીતનો ક્રમ રાખ્યો છે તેથી તે બાળ શિક્ષણ માટે ઘણી ઉપયોગી થઈ પડશે એવી હમારી ખાતરી છે. હમે આશા રાખીએ છીએ કે દરેક બાળ શિક્ષક એ ચોપડીનો પાકો અભ્યાસ કરશે અને તે પ્રમાણે શિક્ષણ આપવાનું ધ્યાનમાં લેશે. હવે થોડા વખતમાં બહાર પડવાનાં નવાં પ્રાથમિક ધોરણોમાં સુધરેલી પદ્ધતિએ શિક્ષણ આપવાનું ઠરાવ્યું છે, એટલે શિક્ષકો આ પદ્ધતિએ શિખવશે તો જ કદ્રોહ મેળવી શકશે. વસ્તુઓ હાજર રાખીને વારંવાર ગણાવ્યા વિના અંક, સરવાળા બાદબાકી, કે આંક શિખવવા નહિ.

---

# યૂરોપની શાળાઓ.

( ચાલુ પૃષ્ઠ ૩૪૦ થી. )

## ૩૪. એક શિક્ષકની અસાધારણ હુંશિયારી.

બર્લિનની એક નિશાળના મુખ્ય શિક્ષક સાથે વાત કરતાં મ્હારી એક શંકાનો ખુલાસો થયો. હું જે જે નિશાળમાં જતો ત્યાં મ્હારે શિક્ષકોને કહેવું પડતું કે હું છોકરાઓને કેટલું આવડે છે તે જોવા આવ્યો નથી, પણ **શિક્ષકો કેવી રીતે શિખવે છે તે જોવા** આવ્યો છું. આ સમ્બન્ધમાં તે શિક્ષકે મ્હને કહ્યું કે અહિંની નિશાળોમાં મુલાકાતને માટે તો કોઈક જ આવે છે; ઇન્સ્પેક્ટરો તથા સ્કૂલ કમિટીના મેમ્બરો આવે છે તે તો પરીક્ષા લેવાના હેતુથી જ આવે છે. પછી તેણે પોતાની નિશાળનું કામ જોવાની મ્હને રજા આપી, અને એક શિક્ષક તે વખતે ઓફીસમાં આવ્યો તેની સાથે ઓળખાણ કરાવ્યું. આ માણસ તેના ચહેરા ઉપરથી જ મ્હને ઘણો હુંશિયાર લાગ્યો. મુખ્ય શિક્ષકે તેને કહ્યું, "—માસ્તરના વર્ગમાં હમણાં જઇને તમે ભૂગોળ શિખવશો?" તેણે કહ્યું, "હા, ઘણી ખુશીથી. તે વર્ગના છોકરા હાલ ભૂગોળમાં શું શીખે છે?" મુખ્ય શિક્ષકે કહ્યું, "તેમને એશિયાની ભૂગોળ ચાલે છે." તેણે કહ્યું, "ઠીક." પછી મુખ્ય શિક્ષકે કહ્યું, "ના ના તેમ ન કરતાં તમે મ્હારા વર્ગમાં પદાર્થ વિજ્ઞાન શિખવશો? હું બીજો કોઈ વર્ગ લઇશ." તેણે કહ્યું, "ઘણી ખુશીથી."

આ શિક્ષકે બિલકુલ તૈયારી સિવાય જુદા જુદા વર્ગમાં જુદાં જુદાં વિષયો શિખવ્યા, પણ કોઈ વિષયમાં બિલકુલ ખામી કાઢવા જેવું મ્હને લાગ્યું નહિ. મ્હને તો તે જ્ઞાનનો ભંડાર લાગ્યો. તેની શિક્ષણ પદ્ધતિ પણ ઘણી પ્રશંસનીય હતી. તેના કામમાંથી હું ઘણી નોંધ લઈ શકયો. હું આટલી બધી નિશાળોમાં ફર્યો પણ આવા શિક્ષકો મ્હારા જોવામાં ભાગ્યે જ આવ્યા છે. મુખ્ય શિક્ષકે તેનાં વખાણ કરતાં મ્હને

જણાવ્યું કે દરેક વિષયનું તેને સારું જ્ઞાન છે, એટલું જ નહિ, પણ તે જે જે વિષય શિખવે છે તે છોકરાઓના મગજમાં સારી રીતે ઠસાવી શકે છે. નિશાળનો દરેક છોકરો તેને ચાહે છે અને બધાં શિક્ષકો તેની શ્રેષ્ઠતા કબુલ રાખે છે. સ્કૂલના કમ્પાઉન્ડમાં તે છોકરાઓ સાથે રમે છે, દોડે છે, હસે છે, છતાં તેના વર્ગમાં કોઈ પ્રકારની વ્યવસ્થાની ખામી જોવામાં આવતી નથી. મ્હારી ત્રીસ વર્ષની નોકરીમાં મ્હને આવો શિક્ષક મળ્યો નથી.

---

## ૩૫. અપૂર્ણાંક શિખવવાની યુક્તિ.

જર્મનીની સરહદ પર આવેલા હોલાન્ડના એક ન્હાના કસ્બામાં મ્હારે કામ પ્રસંગે જવું પડ્યું. ત્યાં થોડા કલાક નવરા બેસી રહેવાનું હોવાથી હું ત્યાંની પ્રાથમિક શાળામાં ગયો. આહિં મ્હેં એક જુવાન ચાલાક શિક્ષકને ૯ થી ૧૦ વરસ સુધીની ઉમ્મરનાં અસરે ૫૦ છોકરાંને શિખવતો જોયો. હું તેના વર્ગમાં ગયો ત્યારે અમેરિકાની નિશાળોમાં સાધારણ રીતે પૂછવામાં આવે છે તેમ "તમારે કયો વિષય સાંભળવાની ઇચ્છા છે" એવો સવાલ ન પૂછતાં તેણે મ્હને ખુરશી આપી, અને જાણે વર્ગમાં કોઈ પરાયો માણસ આવ્યો નથી તેમ પોતાનું કામ ચલાવ્યું. આ વાત મ્હને બહુ ગમી. વળી હું તેની શિક્ષણ પદ્ધતિ તથા છોકરાં તરફની માયાળુ વર્તણૂક જોઈને વધારે ખુશ થયો.

આ વર્ગમાં છોકરાંની સરેરાશ ઉમ્મર ૮ વર્ષની હતી. તેઓ અપૂર્ણાંક શીખતાં હતાં. અપૂર્ણાંકની શરૂઆત હતી, એટલે તેઓ $\frac{૩૧૩૭}{૬૪૬૯}$ એવાં ભારે નહિ, પણ $\frac{૧}{૨}$, $\frac{૧}{૩}$, $\frac{૧}{૪}$, એવાં સહેલાં અપૂર્ણાંક શીખતાં હતાં. આ શિખવવાને શિક્ષકે એક યુક્તિ ખોળી કાઢી હતી. નીચે ચિત્રમાં જણાવ્યા મુજબ એક છછરી પેટી બનાવરાવી તેમાં છાજલીઓ કરાવી હતી, અને ખાનાંમાં સમાઈ રહે તેવી પાટલીઓ બનાવરાવી તેમના ૨, ૪, ૮, ૧૬, ૩, ૬, ૧૨, ૫, ૧૦, એવા સરખા કકડા કરી ખાનાંમાં અનુક્રમે ગોઠવ્યા હતા, અને દરેક કકડા પર તે આખાનો કેટલામો ભાગ છે તે અને તેના ખાનામાં તેનો અનુક્રમ નમ્બર કયો છે તે બતાવવાને ચીઠીઓ ચોઢી હતી.

# यूरोपनी शाळाओ.

( ચાલુ પૃષ્ઠ ૩૪૦ થી. )

## ૩૪. એક શિક્ષકની અસાધારણ હુંશિયારી.

બર્લિનની એક નિશાળના મુખ્ય શિક્ષક સાથે વાત કરતાં મ્હારી એક શંકાનો ખુલાસો થયો. હું જે જે નિશાળમાં જતો ત્યાં મ્હારે શિક્ષકોને કહેવું પડતું કે હું **છોકરાઓને કેટલું આવડે છે** તે જોવા આવ્યો નથી, પણ **શિક્ષકો કેવી રીતે શિખવે છે** તે જોવા આવ્યો છું. આ સમ્બન્ધમાં તે શિક્ષકે મ્હને કહ્યું કે અહિંની નિશાળોમાં મુલાકાતને માટે તો કોઈક જ આવે છે; ઇન્સ્પેકટરો તથા સ્કૂલ કમિટીના મેમ્બરો આવે છે તે તો પરીક્ષા લેવાના હેતુથી જ આવે છે. પછી તેણે પોતાની નિશાળનું કામ જોવાની મ્હને રજા આપી, અને એક શિક્ષક તે વખતે ઓફીસમાં આવ્યો તેની સાથે ઓળખાણ કરાવ્યું. આ માણસ તેના ચહેરા ઉપરથી જ મ્હને ઘણો હુંશિયાર લાગ્યો. મુખ્ય શિક્ષકે તેને કહ્યું, "—માસ્તરના વર્ગમાં હમણાં જઈને તમે ભૂગોળ શિખવશો?" તેણે કહ્યું, "હા, ઘણી ખુશીથી. તે વર્ગના છોકરા હાલ ભૂગોળમાં શું શીખે છે?" મુખ્ય શિક્ષકે કહ્યું, "તેમને એશિયાની ભૂગોળ ચાલે છે." તેણે કહ્યું, "ઠીક." પછી મુખ્ય શિક્ષકે કહ્યું, "ના ના તેમ ન કરતાં તમે મ્હારા વર્ગમાં પદાર્થ વિજ્ઞાન શિખવશો? હું બીજો કોઈ વર્ગ લઈશ." તેણે કહ્યું, "ઘણી ખુશીથી."

આ શિક્ષકે બિલકુલ તૈયારી સિવાય જુદા જુદા વર્ગમાં જુદા જુદાં વિષયો શિખવ્યા, પણ કોઈ વિષયમાં બિલકુલ ખામી કાઢવા જેવું મ્હને લાગ્યું નહિ. મ્હને તો તે જ્ઞાનનો ભંડાર લાગ્યો. તેની શિક્ષણ પદ્ધતિ પણ ઘણી પ્રશંસનીય હતી. તેના કામમાંથી હું ઘણી નોધ લઈ શક્યો. હું આટલી બધી નિશાળોમાં ફર્યો પણ આવા શિક્ષકો મ્હારા જોવામાં ભાગ્યે જ આવ્યા છે. મુખ્ય શિક્ષકે તેનાં વખાણ કરતાં મ્હને

જણાવ્યું કે દરેક વિષયનું તેને સારું જ્ઞાન છે, એટલું જ નહિ, પણ તે જે જે વિષય શિખવે છે તે છોકરાઓના મગજમાં સારી રીતે ઠસાવી શકે છે. નિશાળનો દરેક છોકરો તેને ચાહે છે અને બધા શિક્ષકો તેની શ્રેષ્ઠતા કબુલ રાખે છે. સ્કૂલના કમ્પાઉન્ડમાં તે છોકરાઓ સાથે રમે છે, દોડે છે, હસે છે, છતાં તેના વર્ગમાં કોઈ પ્રકારની વ્યવસ્થાની ખામી જોવામાં આવતી નથી. મ્હારી ત્રીસ વર્ષની નોકરીમાં મ્હને આવો શિક્ષક મળ્યો નથી.

---

## ૩૫. અપૂર્ણાંક શિખવવાની યુક્તિ.

જર્મનીની સરહદ પર આવેલા હોલાન્ડના એક ન્હાના કસ્બામાં મ્હારે કામ પ્રસંગે જવું પડ્યું. ત્યાં થોડા કલાક નવરા બેસી રહેવાનું હોવાથી હું ત્યાંની પ્રાથમિક શાળામાં ગયો. આહિં મ્હેં એક જુવાન ચાલાક શિક્ષકને ૬ થી ૧૦ વરસ સુધીની ઉમ્મરનાં આસરે ૫૦ છોકરાંની શિખવતો જોયો. હું તેના વર્ગમાં ગયો ત્યારે અમેરિકાની શિખ-
સાધારણ રીતે પૂછવામાં આવે છે તેમ "તમારે કયો ...ક્ત બૂરી થઈ
ઇચ્છા છે" એવો સવાલ ન પૂછતાં તેણે મ્હને.ગ કરીને જવાબ દે
જાણે વર્ગમાં કોઈ પરાયો માણસ આવ્યો નથી મ્હારા વર્ગનાં છોકરાં
બ્યું. આ વાત મ્હને બહુ ગમી. વળી હું તે તેઓ યંત્ર પાસે રાખીને
છોકરાં તરફની માયાળુ વર્તણૂક જોઈને વધામો યંત્રની મદદથી સહેલા
ણાંકનું આટલું જ્ઞાન થશે
આ વર્ગમાં છોકરાંની સરેરાશ ઉમ્મર ૯ નો ઉપયોગ કરવામાં મ્હારી
શીખતાં હતાં. અપૂર્ણાંકની શરૂઆત હતી, બરાબર ખ્યાલ આવે અને
ભારે નહિ, પણ ૧/૨, ૧/૩, ૧/૪, એવાં, સહેલાં
શિખવવાને શિક્ષકે એક યુક્તિ ખોળી કાઢ તમે શોધી કાઢી છે." તેણે
મુજબ એક છત્રી પેટી બનાવરાવી તેમાં કાઢી છે. હમારા ન્યુ ઓર્લી-
ખાનાંમાં સમાઈ રહે તેવી પાટલીઓ બન સંગ્રહસ્થાનમાં તે જોઈ, અને
૩, ૬, ૧૨, ૫, ૧૦, એવા સરખા કે
હતા, અને દરેક કકડા પર તે આ યો છે."
ખાનામાં તેનો અનુક્રમ નમ્બર ?"

બે ગણી, $\frac{૧}{૪}$ થી ૪ ગણી, $\frac{૧}{૮}$ થી ૮ ગણી ને $\frac{૧}{૧૬}$ થી ૧૬ ગણી, તેમજ $\frac{૧}{૪}$ તે આખીનો ચોથો ભાગ, $\frac{૧}{૮}$ તે આખીનો આઠમો ભાગ, $\frac{૧}{૧૬}$ તે આખીનો સોળમો ભાગ, વગેરે પણ સમજ્યાં. એવી જ રીતે ૩. ૬, ને ૧૨ સરખા ભાગવાળી પાટલીઓ વડે $\frac{૧}{૩}$, $\frac{૧}{૬}$, અને $\frac{૧}{૧૨}$ એ અપૂર્ણાંકોની સમજ પાડી. પછી ૫ અને ૧૦ સરખા ભાગવાળી પાટલીઓ લઈને $\frac{૧}{૫}$. $\frac{૧}{૧૦}$ એ અપૂર્ણાંકની ઉપર મુજબ સમજ પાડી. છોકરાંને આમાં ઘણી રમુજ પડી, અને હું ત્યાં ઘણો વખત બેઠો, છતાં જેમ શિક્ષક મ્હારા તરફ નજર ન કરતાં પોતાના કામમાં મંડી રહ્યો હતો તેમ તેમણે પણ મ્હારા સામું બિલકુલ જોયું નહિ.

કામ પૂરું થયું ત્યારે એક ન્હાનું ગીત ગવરાવી છોકરાંને રજા આપવામાં આવી. મ્હેં શિક્ષકને પૂછ્યું કે, "તમે આ પેટી કેટલી વખત બતાવશો." શિક્ષકે કહ્યું કે, "વસ્તુઓ પ્રત્યક્ષ રાખીને શિખવવાનો હેતુ એ છે કે છોકરાંને પાઠમાં આવેલી બીનાનો બરાબર ખ્યાલ આવે. આ હેતુ પાર પડ્યો એટલે પછી તે પાઠ ફરીથી લેતી વખતે વસ્તુઓ પ્રત્યક્ષ રાખવાની જરૂર નથી. ફરીથી પાઠ લેતી વખતે દર વખત વસ્તુઓ પાસે રાખવામાં આવે તો છોકરાંની સમજ શક્તિ અને વિચાર શક્તિ બૂઠી થઈ જાય છે; કારણ કે તેઓ દર વખત આંખનો ઉપયોગ કરીને જવાબ દે છે, અને તેમને વિચાર કરવો પડતો નથી. આજે મ્હારા વર્ગનાં છોકરાં પ્રત્યક્ષ અવલોકનથી $\frac{૧}{૪}=\frac{૨}{૮}=\frac{૩}{૧૨}$ વગેરે શીખ્યાં. કાલે તેઓ યંત્ર પાસે રાખીને આ અપૂર્ણાંક લખતાં શીખશે. ત્રીજે દિવસે તેઓ યંત્રની મદદથી સહેલા સરવાળા બાદબાકી કરતાં શીખશે. સહેલાં અપૂર્ણાંકનું આટલું જ્ઞાન થશે એટલે હું યંત્રનો ઉપયોગ કરીશ નહિ. આ યંત્રનો ઉપયોગ કરવામાં મ્હારી મતલબ માત્ર એ છે કે છોકરાંને અપૂર્ણાંકનો બરાબર ખ્યાલ આવે અને તેમનો પાયો મજબૂત થાય."

મ્હેં તે શિક્ષકને પૂછ્યું કે "આ યુક્તિ તમે શોધી કાઢી છે." તેણે કહ્યું; "ના, તે એક જાપાનના શિક્ષકે શોધી કાઢી છે. હમારા ન્યુ ઓર્લીન્સના કમિશનરે જાપાનની એક નિશાળના સંગ્રહસ્થાનમાં તે જોઈ, અને તેમણે તેનો નમૂનો અહિંયાં દાખલ કરાવ્યો છે."

# परचूरण सूचनाओ.

( ચાલુ પૃષ્ઠ ૨૦૭ થી. )

**ભૂગોળ**—ઇન્સ્પેક્ટરની મુલાકાત વખતે એક શિક્ષક પાંચમા ધોરણમાં ભૂગોળની ચોપડી હાથમાં લઈ તેમાંથી ઇંગ્લાન્ડના પર્વતો, નદીઓ, વગેરે બોલી જતો હતો, અને તે નકશામાં બતાવતો હતો. ઇન્સ્પેક્ટરે સૂચના કરી કે કોઈ પણ દેશની આવી હકીકત શિક્ષકે છોકરાં પાસે નકશામાંથી કઢાવવી જોઈએ. આથી છોકરાંને પર્વતો, નદીઓ, ભૂશિરો, વગેરેના સ્થળનું ભાન થશે, અને હાલમાં કેટલાક મ્હોટા છોકરાઓ અખાત અને ભૂશિર વચ્ચે, ભૂશિર અને સંયોગી ભૂમિ વચ્ચે, તથા સંયોગી ભૂમિ અને સામદ્રધુનિ વચ્ચે તફાવત સમજતા નથી તેમ થશે નહિ.

**ડિકટેશન**—એક નિશાળનો બીજા ધોરણનો વર્ગ ડિકટેશનમાં નબળો માલૂમ પડવાથી ઇન્સ્પેક્ટરે સૂચના કરી કે શિક્ષકે એક પેરેગ્રાફ લઈ તેમાંથી થોડા થોડા શબ્દો પાટિયા પર લખતા જવું. પ્રથમ થોડા શબ્દો લખ્યા પછી તે ધ્યાન આપીને વાંચી જવા છોકરાંને કહેવું. પછી તે શબ્દો પાટિયામાં જોયા સિવાય સ્લેટમાં લખવા છોકરાંને કહેવું. આ પ્રમાણે આખો પેરેગ્રાફ શિક્ષકે પાટિયા પર લખવો અને છોકરાં પાસે સ્લેટમાં લખાવવો. છોકરાં લખી રહે એટલે શિક્ષકે ભૂલો સુધારવી.

**મ્હોઢું ગણિત**—મ્હોઢા દાખલામાં છોકરાં પૂછેલા દાખલાનો ખરો જવાબ આપે તેથી સન્તોષ નહિ પામતાં શિક્ષકે તે જવાબ ખરો છે તેની ખાતરી તેમની પાસે કરાવવી જોઈએ. દાખલા તરીકે ૩ જમરૂખમાં કેટલાં ઉમેરીએ તો ૯ થાય એવો દાખલો પૂછ્યો હોય તેના જવાબમાં છોકરાં ૬ કહે ત્યારે શિક્ષકે પૂછવું કે ૫, ૭, ૮, વગેરે કેમ નહિ ? છોકરાં જવાબમાં કહેશે કે ૩ માં ૫, ૭, ૮, વગેરે ઉમેરીશું તો ૮, ૧૦, ૧૧, વગેરે આવશે અને ૯ નહિ આવે, પણ ૬ ઉમેરીશું તો ૯ થશે. આ પ્રમાણે કરવાથી જવાબ આપતા પહેલાં વિચાર કરવાની ટેવ છોકરાંને પડશે.

**નિબન્ધ**—હાલમાં આપણી નિશાળોમાં નિબન્ધ શિક્ષણ ઉપલાં ધોરણોમાં ચાલે છે. નવાં ધોરણોમાં તે પાંચમા ધોરણથી દાખલ થવાની

વધી છે. ઇંગ્લાન્ડની નિશાળોમાં તે નીચલાં ધોરણથી એટલે પહેલા બીજા ધોરણથી ચાલે છે. ત્યાં પહેલા બીજા ધોરણનાં છોકરાંને વાંચન ચોપડીમાં આવેલા કેટલાક શબ્દો આપી તે ઉપરથી ન્હાનાં વાક્યો લખી લાવવાનું કહેવામાં આવે છે. આ વાક્યો શિક્ષક સુધારે છે અને ભૂલો સમજાવે છે. આ રીત ઘણી પસન્દ કરવા જેવી છે. આપણા શિક્ષકો પણ બીજા ધોરણથી આ પ્રમાણે કરશે તો છોકરાંને વિચાર કરવાની અને ભાષા શુદ્ધ લખવાની ટેવ પડશે, અને હાલમાં છઠ્ઠા ધોરણનાં છોકરાં પણ શુદ્ધ વાક્યો લખી શકતાં નથી તે ખામી રહેશે નહિ.

**ગણિત**—હાલનાં ગણિતનાં પુસ્તકોમાં લઘુતમ સાધારણ ભાજ્ય કાઢવાની નીચે મુજબ રીત આપી છેઃ—

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | ૧૪ | ૨૦ | ૨૮ | ૩૫ | ૪૨ | ૬૦ |
| ૭ | ૨ | ૨૦ | ૪ | ૫ | ૬ | ૬૦ |
| ૨ | ૧ | ૧૦ | ૨ | ૫ | ૩ | ૩૦ |
| ૫ | ૧ | ૨ | ૨ | ૧ | ૩ | ૬ |
| ૨ | ૧ | ૧ | ૧ | ૧ | ૩ | ૩ |
| ૩ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ |

જ. ૪૨૦

આ કરતાં નીચેની રીત ઘણી ટૂંકી છે, અને શિક્ષકો તે બરાબર સમજાવશે તો છોકરાંને લઘુતમ સાધારણ ભાજ્ય કાઢવો સહેલો પડશેઃ—

| | |
|---|---|
| ૭ | ૧૪–૨૦–૨૮–૩૫–૪૨–૬૦ |
| ૬૦ | ૪– ૫– ૬–૬૦ |

જ. ૪૨૦

આમાં જે રકમો બીજી રકમોમાં અવયવ અથવા નિઃશેષ ભાજક રૂપે રહેલી છે તે છેકી નાખવામાં આવી છે. ૧૪ ને ૨૦ એ ૪૨ ને ૬૦ માં અવયવ રૂપે સમાયેલી છે તેથી તે છેકી નાખી છે; પછી આગળ ચાલતાં ૪, ૫, ને ૬ એ ૬૦ માં અવયવ રૂપે રહેલી છે તે છેકી નાખી છે. તેથી પહેલી રીતમાં પાંચ વખત ભાગ લેવા પડ્યા છે તે ન લેતાં ફક્ત

એક જ ભાગથી જવાબ આવે છે. એક બીજા દાખલાથી આ રીત બરાબર સમજાશેઃ—

**પહેલી રીત.**

| | |
|---|---|
| | ૧૫—૨૫—૪૫—૯૦—૨૦૦ |
| ૫ | ૩— ૫— ૯—૧૮— ૪૦ |
| ૩ | ૧— ૫— ૩— ૬— ૪૦ |
| ૫ | ૧— ૧— ૩— ૬— ૮ |
| ૩ | ૧— ૧— ૧— ૨— ૮ |
| ૨ | ૧— ૧— ૧— ૧— ૪ |
| ૪ | |

જ.૧૮૦૦

**બીજી રીત.**

| | |
|---|---|
| | ૪૫-૨૫-૪૫-૯૦-૨૦૦ |
| ૧૦ | ૯—૨૦ |
| ૯ | |
| ૨૦ | |

જ-૧૮૦૦

**પદાર્થ પાઠો**—આ પાઠો પદાર્થો પ્રત્યક્ષ બતાવીને શિખવવા એવી ઇન્સ્પેક્ટર તરફથી સૂચના મળવાથી એક સ્ત્રી શિક્ષક હમેશાં તે પ્રમાણે શિખવતી હતી. એક વખત તેને બિલાડી વિષે પાઠ શિખવવાનો આવ્યો. તેથી તેણે વર્ગની દરેક છોકરીને ઘેરથી એક એક બિલાડી લાવવાનું કહ્યું. બધી છોકરીઓએ તે પ્રમાણે કર્યું, અને શિક્ષક પોતે પણ એક મ્હોટી બિલાડી લાવી. પાઠ શિખવતી વખતે બિલાડીના શરીરના ભાગ ગણાવતાં તથા તેમના ગુણનો પ્રત્યક્ષ ખ્યાલ આપતાં બિલાડીઓએ ઘણું તોફાન કર્યું. જ્યારે બિલાડીને દૂધ બહુ ભાવે છે તે બતાવવાને એક વાડકીમાં દૂધ રેડવામાં આવ્યું ત્યારે તે દેખીને બિલાડીઓએ છોકરીઓના હાથમાંથી છૂટવાને એટલું બધું તોફાન કર્યું કે ઘણી છોકરીઓને બિલાડીઓના નહોરથી ઇજા થઈ. વળી બિલાડાં ઉંદરને દેખે ત્યાંથી મારે છે અને તેમનો આહાર કરે છે તે બતાવવાને એક પાંજરામાં બે ત્રણ ઉંદર ઘાલી આણ્યા હતા તે બહાર કાઢ્યા કે તરત જ એક પણ બિલાડી કોઈ પણ છોકરીના હાથમાં રહી નહિ, અને તેમણે એટલું બધું તોફાન કર્યું કે કેટલીક છોકરીઓને બહુ ઇજા થઈ. આ ઉપરથી સમજવાનું એ છે કે જે વસ્તુઓ લાવવાથી છોકરાંને ઇજા થવાનો સમ્ભવ હોય તેવી વસ્તુઓ વિષે પાઠ આપતાં ઘણી સમ્ભાળ રાખવી.

---

# મહારાણીની વાર્તાઓ.

( ચાલુ પૃષ્ઠ ૨૦૫ થી. )

### ૧૬. નૌકા ક્રીડા વખતે અકસ્માત.

એક વખત મહારાણી ક્રીડા નૌકામાં બેસી વાઇટના ટાપુથી ગોસ્પર્ટ સુધી ફરવા જતાં હતાં. રસ્તામાં એક બીજી નૌકા સામી આવી, અને મહારાણીની નૌકા સાથે અથડાતાં ઊંધી વળી ને ડુબી ગઈ. જે ગૃહસ્થની તે નૌકા હતી તેની સ્ત્રી ડુબી ગઈ. ખલાસીઓ મહા મહેનતે બચ્યા, તોપણ નાખુદા કંઈ વાગવાથી મરણ પામ્યો. મહારાણી તે વખત વહાણના તુતક પર હતાં તે આ અકસ્માતથી ઘણાં દિલગીર થયાં, અને એમ કહેવાય છે કે ડુબેલા વહાણનાં માણસોને બચાવવાને બનતો પ્રયત્ન કરવાનો તેમણે પોતાનાં માણસોને હુકમ આપ્યો હતો તથા પોતે જાતે પણ સારી મદદ કરી હતી.

### ૧૭. એક માંદી છોકરીની ઇચ્છા.

લન્ડન અને બીજી જગાઓની ઇસ્પિતાલોમાં મહારાણી વારંવાર આજારી માણસોને જોવા જતાં. એક વખત લન્ડનની એક ઇસ્પિતાલમાં મહારાણી આવવાનાં છે એવી અગાઉથી ખબર પડી. આ ઇસ્પિતાલમાં ન્હાનાં છોકરાંના વોર્ડમાં એક છોકરી ઘણી માંદી હતી. તેને કોઈએ આવીને કહ્યું કે, "આજે મહારાણી સાહેબ અહિં આવવાનાં છે.." આ ઉપરથી તે છોડીએ પોતાની આયાને કહ્યું, "ઓ મ્હારી વ્હાલી આયા, જો મહારાણી મ્હને મળે તો હું એકદમ સાજી થઈ જાઉં." આયાએ તેની ઇચ્છા મહારાણીના ખાનગી સેક્રેટરીને જણાવી અને તેમણે મહારાણીને કહ્યું. તે ઉપરથી મહારાણી તે છોકરીના ખાટલા આગળ ગયાં અને જે માયાળુ શબ્દ તે બોલ્યાં તેથી તે છોકરીની તનદુરસ્તી પર દવા કરતાં વધારે સારી અસર થઈ.

### ૧૮. મહારાણીને પૈસાની તંગી.

જ્યારે મહારાણી બાલ્યાવસ્થામાં હતાં ત્યારે તેમને ત્રણ ત્રણ મહિને

અમુક રકમ ગજવા ખર્ચ માટે મળતી. આ રકમથી વધારે ખર્ચ ન થાય માટે તેમનાં માતુશ્રી તથા શિક્ષકે તેમને કરકસરથી રહેવાનું શિખવ્યું હતું. એક વખત શાહજાદી બજારમાં ગયાં ત્યાં તેમણે પોતાની સઘળા પૈસા પોતાનાં સગાં વહાલાં માટે ભેટની વસ્તુઓ ખરીદવામાં ખરચી નાખ્યા. પછી એક બીજું સગું યાદ આવ્યું તેને માટે કંઈ ખરીદવાનો વિચાર થયો, અને એક અડધા ક્રાઉનની કિમ્મતની વસ્તુ-દુકાન પર જોઈને તે ખરીદવાનું તેમણે મન કર્યું. પણ શિલિકમાં પૈસા નહોતા તેથી તેમના શિક્ષકે તે લેવાની ના કહી. આ ઉપરથી બીજા પૈસા આવે ત્યાં સુધી તે વસ્તુ લેવાનું મુલતવી રાખવું પડ્યું. ત્રણ મહિના પૂરા થયે પૈસા મળ્યા કે બીજે જ દિવસે શાહજાદી સવારમાં વહેલાં ઊઠીને બજારમાં ગયાં, અને તે વસ્તુ લઈ આવી તેમણે પોતાના સગાને આપી.

---

# परचूरण ज्ञान.

એક પેપર જણાવે છે કે હાલના વખતમાં રાજ કુટુમ્બીઓમાં હુન્નર કળા શીખવાનો શોખ વધતો જાય છે. આપણા મહારાજાના ભાઈ ડયુક ઑફ્ કોર્નવેલને સુતારી કામ ઘણું સારું આવડે છે. તેમનાં બ્હેન પ્રિન્સેસ વિક્ટોરિયાને ચોપડીઓ બાંધવાનું કામ સારું આવડે છે. રૂશિયાના ઝાર ગાયનમાં ઘણા હુંશિયાર છે. સ્વીડનના રાજા ઓસ્કારે ઘણી જાતના હુન્નરમાં પ્રવીણતા મેળવી છે. રૂમાનિયાનાં રાણી કારમન સિલવા લેખન કળામાં હુંશિયાર છે. પોર્ટુગાલની રાણીએ એમ. ડી. ની ડિગ્રી મેળવી છે, અને હોલાન્ડની રાણી વિલ્હેલ્મીના મોડલ કામ ઘણું સારું જાણે છે તથા ફોટોગ્રાફી પણ શીખ્યાં છે.

---

આપણા નવા શહેનશાહને જાનવરો પાળવાનો ઘણો શોખ છે. હાલમાં તેમની પાસે ઘણાં પાળેલાં પ્રાણીઓ છે. આમાં એક લીલો પોપટ

છે તે સારી રીતે વાત કરી શકે છે. હાલમાં જે જગાએ તેને રાખવામાં આવ્યો છે ત્યાં તેની પાસે કોઈ માણસ જાય છે ત્યારે તે "ધન્ય છે, ધન્ય છે મહારાણીને" એવા શબ્દો મ્હોટેથી બોલે છે. મહારાણી વિક્ટોરિયાને કૂતરા પાળવાનો ઘણો શોખ હતો. એવું કહેવાય છે કે તેમના મરણ વખતે તેમની પાસે સાઠ સિત્તેર કૂતરા હતા.

---

ઇંગ્લાન્ડનું એક પેપર જણાવે છે, કે ત્યાંના લોકો ચોપડીઓ પાછળ દર વર્ષે ૨૦૦૦૦૦૦ થી ૩૦૦૦૦૦૦ પાઉન્ડ સુધીની રકમ ખર્ચે છે. વસ્તીના પ્રમાણમાં ગણતાં આ ખર્ચ માથા દીઠ બે શિલિંગ આવે છે. આ ઉપરાન્ત ન્યુસ પેપરો અને માસિક ચોપાનિયાં પાછળ તેઓ ખર્ચે છે તે જુદું. આ ખર્ચ ઘણું ગણાય, છતાં તેઓ દારૂ પાછળ ૧૬૦૦૦૦૦૦૦ પાઉન્ડ એટલે માથા દીઠ ૪ પાઉન્ડ ખરચે છે તેના પ્રમાણમાં તે ઘણું થોડું છે.

---

જાપાનમાં એક ઝાડ છે તેમાંથી દર રોજ ધૂમાડો નીકળે છે. ધૂમાડો થડની ટોચેથી નીકળે છે, અને ફક્ત સાંજે સૂર્ય આથમ્યા પછી તરત નીકળે છે. આ ઝાડ સાઠ ફુટ ઊંચું છે.

---

સ્વીડનનો માઇલ બીજા કોઈ દેશના માઇલ કરતાં મ્હોટો છે. તે ૧૧૭૦૦ યાર્ડ બરાબર છે, એટલે આપણા માઇલ કરતાં લગભગ સાત ગણો છે.

---

ચીનમાં ઘણુ કરીને દરેક માણસ ભણેલો હોય છે, પણ સેંકડે ૯૦ ટકા જેટલી સ્ત્રીઓ અભણ રહે છે.

# પ્રાથમિક શિક્ષકોની ડિરેક્ટરી.

## ૧. અમદાવાદ જિલ્લો.

### અ. લોકલ બોર્ડની નિશાળો.

| નં. | નામ. | ઉમર | લાયકાત. | પગાર | હાલની જગા. | પગાર | નોકરીની મુદત. |
|---|---|---|---|---|---|---|---|
| | | | | રૂ. | | રૂ. | વ. મા. |
| ૧ | જેરામ રતનજી | ૫૭ | વર્નાક્યુલર માસ્તર કોડની કલમ ૭ મુજબ | ૨૫ | મહેતાજી, ચલોડા | ૫૫ | ૩૮—૧— |
| ૨ | હરિવલ્લવ મોરલીધર | ૪૬ | ટ્રેન્ડ, ૧૮૭૬ | ૨૫ | હેડ માસ્તર, અમદાવાદ પી. ટ્રે. પ્રાક્ટિસિંગ સ્કૂલ | ૫૦ | ૨૩—૯—૦ |
| ૩ | ગંગાશંકર નરોતમ | ૪૩ | એજન, ૧૮૭૭ | ૨૦ | મહેતાજી, બાવળા | ૫૦ | ૨૨–૧૦–૦ |
| ૪ | બાપુભાઈ દ્વારકાદાસ | ૫૭ | વર્નાક્યુલર માસ્તર કોડની કલમ ૭ મુજબ | ૨૦ | એજન, બારવાળા | ૫૦ | ૪૦—૮–૦ |
| ૫ | માણેકલાલ આશારામ | ૫૦ | ટ્રેન્ડ, ૧૮૭૧ | ૨૫ | હેડ માસ્તર, અ. મે. ટ્રે. પ્રા. સ્કૂલ. | ૪૫ | ૨૮–૮–૨૬ |
| ૬ | દામોદર રણછોડલાલ | ૪૪ | એજન, ૧૮૭૮ | ૨૦ | મહેતાજી, સરખેજ | ૪૫ | ૨૧–૧૦–૦ |
| ૭ | જેશંકર મહાશંકર | ૫૬ | વર્નાક્યુલર માસ્તર કોડની કલમ ૭ મુજબ | ૨૦ | એજન, ગોધાવી | ૪૦ | ૩૭-૧૦-૧૬ |
| ૮ | મેરી અજુભાઈ | ૨૫ | ટ્રેન્ડ, ૧૮૯૩ | ૨૫ | મેટ્રન, અમદાવાદ પી. ટ્રે. કોલેજ | ૪૦ | ૬—૧૦–૨ |
| ૯ | મોતીલાલ મહાશંકર | ૪૭ | એજન, ૧૮૮૯ | ૨૦ | મહેતાજી, પાટડી | ૪૦ | ૨૮–૯–૧૧ |
| ૧૦ | લક્ષ્મીરામ ઈશ્વર | ૫૩ | એજન, ૧૮૬૪ | ૧૫ | એજન, ઉવારસદ | ૩૮ | ૩૪–૮–૨૩ |
| ૧૧ | જેઠાલાલ માહેશ્વર | ૪૩ | એજન, ૧૮૭૫ | ૧૫ | એજન, અશલાલી | ૩૨ | ૨૪-૧૦-૧૧ |
| ૧૨ | રૂક્ષ્મણી પરશોતમ | ૩૬ | એજન, ૧૮૮૨ | ૨૫ | મહેતીજી, કુહા કન્યાશાળા | ૨૨ | ૧૭–૧૦–૦ |
| ૩ | મનસુખરામ ખુશાલ | ૫૪ | એજન, ૧૮૬૫ | ૧૨ | મહેતાજી, બારેજા | ૩૦ | ૩૫—૦–૦ |
| | નહાલચંદ મલુકચંદ | ૫૪ | એજન, ૧૮૬૫ | ૧૫ | એજન, હરસોલ | ૩૦ | ૩૪–૮–૨૪ |
| | મગનલાલ કાળીદાસ | ૪૫ | એજન, ૧૮૭૫ | ૧૫ | એજન, નરોડા | ૩૦ | ૨૪–૧૦–૯ |

માસ્તરો " એવો જવાબ નીકળ્યો. આ ઠેકાણે જેહું વગર ખ્યાલતું શબ્દ ગોખણુ હતું, તેવું જ શબ્દ ગોખણુ ".ઓક્સિજન," "નૈટ્રોજન," વગેરે શબ્દો આપવાથી થવાનું છે. હમારી ભલામણ છે કે આ શબ્દો આપતા પહેલાં તે તે વાયુ પેદા કરીને છોકરાંને તેમના ગુણ પ્રત્યક્ષ બતાવવા. તેમ કર્યા વિના માત્ર શબ્દો ગોખાવવા એ નિરર્થક છે. એથી કેળવણી અપાતી નથી, પણ માત્ર કેળવણીનો ઢોંગ થાય છે. કોઈ પણ વિષય શિખવતાં મગજમાં બરાબર ખ્યાલ ઉતાર્યા વિના તેનો શબ્દ આપી ગોખાવવો એ બરાબર નથી. આ વિષય બન્ધ કરતાં હમે આશા રાખીએ છીએ કે શિક્ષકો હમેશ સંગીન શિક્ષણ આપશે, અને તેમના ભલાને માટે જે નોંધો પ્રસિદ્ધ કરવામાં આવે તે પણ તેવી જ થશે.

---

ગઈ તા. ૨૭ મે ને રોજ મદ્રાસ ઇલાકાના ગોદાવરી જિલ્લાની શિક્ષક સમાજનો વાર્ષિક મેળાવડો થયો હતો. તે પ્રસંગે પન્દર ઠરાવ કરવામાં આવ્યા હતા. પણ તેમાંના ઘણા ખરા મદ્રાસ ઇલાકાની શાળાઓને જ લાગુ પડતા હોવાથી બહારના શિક્ષકોને તેમાં રસ લાગે તેવું નથી. માત્ર એક ઠરાવ સામાન્ય હિતનો જણાય છે, તે નીચે મુજબ છે:—

" આ સમાજ કેળવણી ખાતાના અધિકારીઓને વિનતિ કરે છે કે કોઈ શિક્ષકને રૂ. ૯ ) થી ઓછો પગાર ન આપવાનો ઠરાવ કરી શિક્ષકોની સ્થિતિ સુધારવી."

આ ઠરાવ બહુ અગત્યનો છે. શિક્ષકોને સિપાઈઓ અને હમાલો કરતાં કમી પગાર આપવા એ કેળવણીને માટે સારો રસ્તો નથી. હમારો અભિપ્રાય છે કે કોઈ શિક્ષકને દસ કે અગિઆર રૂપિયાથી ઓછો પગાર મળવો ન જોઈએ, અને ગામડાના કોઈ હેડ માસ્તરનો પગાર રૂ. ૧૫ ) થી કમી હોવો ન જોઈએ. શિક્ષકોના પગાર વધાર્યા વિના કેળવણીના સુધારાની આશા રાખવી ફોકટ છે, તેથી હમે આશા રાખીએ છીએ કે સઘળી શિક્ષક સમાજો, અને કેળવણીના સઘળા હિત ચિન્તકો શિક્ષકોના પગાર વધે તે માટે મથન કર્યા વિના રહેશે નહિ.

મુમ્બઈ ઇલાકાની વૈદક તથા ઇજનેરી કૉલેજોના વિદ્યાર્થીઓને આરોગ્ય સંરક્ષણ શાસ્ત્ર શિખવી સેનિટરી સર્વેયરો તૈયાર કરવાની યોજના ઘડવા માટે એક કમિટી નીમવામાં આવી છે. મહેરબાન ડિરેક્ટર સાહેબ એ કમિટીના પ્રમુખ છે, અને સેનિટરી કમિશનર, સેનિટરી ઇજનેર, વગેરે બીજા મેમ્બરો કમિટી પર નીમવામાં આવ્યા છે. કમિટીએ નીચેની બાબતોનો વિચાર કરી સરકારને રિપોર્ટ કરવાનો છેઃ—

(૧) અભ્યાસ ક્રમ કેટલો રાખવો, કેટલી મુદતનો રાખવો, અને શિક્ષણ ક્યાં આપવું.
(૨) શિક્ષણની પદ્ધતિ.
(૩) વિદ્યાર્થીઓના ઉત્તેજન માટે સ્કોલરશિપો તથા ઇનામોની યોજના.
(૪) શીખીને તૈયાર થયેલા વિદ્યાર્થીઓને કોણે કેવા પ્રકારનું સર્ટિફિકેટ આપવું.
(૫) સર્ટિફિકેટ મેળવેલા માણસોને લોકલ બોર્ડ અને મ્યુનિસિપાલટીઓના તાબામાં નોકરીઓ અપાવવાને લેવાના ઉપાય.
(૬) યોજનાનો ખરચ.

આ બાબતો ઉપર કમિટીનો રિપોર્ટ ગયેથી સરકાર તે સમ્બન્ધી વિચાર કરી છેવટના ઠરાવ ઉપર આવશે.

---

યુનાઇટેડ સ્ટેટસના ઇલીનોઇસ સંસ્થાનમાં એવો કાયદો થવાનો છે કે પાંચ હજારથી વધારે માણસોની વસ્તીવાળા દરેક ગામમાં પૂરતી કિન્ડર ગાર્ટન શાળાઓ સ્થાપવી, અને વીસ હજારથી વધારે વસ્તીવાળા દરેક ગામમાં પ્રાયમિકથી હાઈસ્કૂલ સુધીની બધી શાળાઓમાં હસ્ત શિક્ષણના વર્ગો સ્થાપવા, અને તે બધામાં મફત શિક્ષણ આપવું.

---

# યૂરોપની શાળાઓ.

(ચાલુ પૃષ્ઠ ૨૩૧ થી.)

### ૩૬. હેલ નગરમાં ફ્રેન્ક વિદ્યાલય.

પ્રુશિયામાં આવેલા હેલ નગરમાં ફ્રેન્ક નામના ગૃહસ્થે આશરે બસેં વરસ પર નિરાધાર બાળકોને માટે ખાનગી ઉધરાણાથી એક વિદ્યાલય સ્થાપ્યું હતું. આ વિદ્યાલયમાં તથા તેના [illegible]માં ફ્રેન્કે જાત મહેનતથી ઘણો વધારો કર્યો હતો, અને તેની વ્યવસ્થા એવી રાખી હતી કે તેના

મરણ પછી પણ તેમાં વધારો થયાં જાય. આથી તે વિદ્યાલયમાં આજ સુધીમાં ઘણો વધારો થયો છે. હાલમાં તેની ૧૩ શાખાઓ છે અને તેમાં શરૂઆતથી ઉંચા પ્રકાર સુધીની કેળવણી મફત આપાય છે, અને તેમ કરવામાં રાજ્યની બિલકુલ મદદ લેવામાં આવતી નથી.

મ્હેં આ વિદ્યાલયની જુદી જુદી શાખાઓમાં કેટલાક દિવસ ગાળ્યા, અને દરેક શાખામાં અપાતા શિક્ષણથી હું ઘણો તાજુબ થયો. કોઈ પણ શાખામાં છોકરાઓ ઉપર કોઈ જાતની સખ્તાઈ ગુજરતી મ્હારા જોવામાં આવી નહિ. છોકરાઓ પોતાના શિક્ષક સાથે મિત્રની માફક વાત કરતા હતા. તેઓ હાથે કામ કરતા, અને પોતે જોયું સાંભળ્યું અને અનુભવ્યું હોય તેનો હેવાલ આપતા. શિક્ષક તેમનું કામ તપાસતો તથા તેઓ કહેતા તે સાંભળતો, અને કોઈ પણ જાતના કઠોરપણા સિવાય તેમની ભૂલો સુધારતો. છોકરા રમતમાં ને રમતમાં શીખતા. વળી આ વિદ્યાલયની શિક્ષણ પદ્ધતિમાં વધારે ખૂબી ભરેલું મ્હેં એ જોયું કે જુદા જુદા વિષયોનું બને ત્યાં સુધી અનુસન્ધાન કરવામાં આવતું હતું, એટલે વાંચનના પાઠમાં આવેલી હકીકત ઉપરથી ભૂગોળ, ઇતિહાસ, નિબન્ધ, હાથ કામ, ગણિત, વગેરે બને તેટલા વિષયો શિખવાતા હતા.

મ્હેં આ વિદ્યાલયની છોકરાની પ્રાથમિક શાળાના એક વર્ગમાં જર્મનીના મરમોટ પ્રાણી વિષે પાઠ અપાતો જોયો. છોકરા ૮ થી ૧૦ વરસ સુધીની ઉમ્મરના હતા. તેમને આગલે દિવસે જંગલમાં લઈ જવામાં આવ્યા હતા, અને મરમોટ પ્રાણી, તેની બોડ, તેના ખોરાકનો સંગ્રહ, વગેરે બતાવવામાં આવ્યું હતું. તેથી તેઓ જોયેલી અને અનુભવેલી બાબત ઉપરથી વિચાર કરીને જવાબ દેતા; કોઈ છોકરાનો જવાબ મૂર્ખાઈ ભરેલો નહોતો. પાઠ ચાલતો હોય તે વખતે છોકરાને સવાલ પૂછવાની છૂટ હતી, પણ કોઈ છોકરો નકામો પ્રશ્ન પૂછતો નહિ. પાઠની દરમ્યાન સઘળા છોકરા એક ચિત્તે અને રસથી સાંભળતા હતા. પાઠ પૂરો થયા પછી છોકરાઓને શીખેલી બીના કડકે કડકે કહી જવાનો શિક્ષકે હુકમ આપ્યો: તેમના મગજમાં બધી બીનો એવી સારી રીતે ઠસી હતી કે તેઓ એક પછી એક હકીકત ક્રમમાં કહી ગયા.

આ વિદ્યાલયની કન્યાશાળાના ઉપલા વર્ગમાં મ્હેં ભૂગોળ શિખવાતી

જોઈ. અમેરિકાની આબો હવા, તેનાં કારણ, તથા અસર વિગે વિવેચન ચાલતું હતું. શિક્ષક માત્ર અમેરિકા ખંડનું સ્થળ વર્ણન કરી ગયો, તે ઉપરથી છોકરીઓએ પહેલાં શીખેલી હકીકતના મુકાબલા ઉપરથી જે અનુમાન કાઢ્યાં તે સાંભળીને હું તાજુબ થયો. તેઓએ અમેરિકામાં પડતી સખત ટાઢ અને તાપનાં કારણ સારી રીતે આપ્યાં. મુકાબલા ઉપરથી અનુમાન કરીને જવાબ આપવામાં કોઈ જગાએ કંઈ અપવાદ જેવું લાગે તે શિક્ષક કહેતો અને છોકરીઓ તે નોંધ બુકમાં લખી લેતી. શિક્ષકે અમેરિકા ખંડ વિગે એવી સંપૂર્ણ માહિતી બતાવી કે તેવી માહિતી અમેરિકામાં મુસાફરી કરી હોય તેને પણ ન હોય. પાઠની દરમ્યાન છોકરીઓનું ચિત્ત તેમાં ચોટેલું હતું, અને તેઓ ઘણો વિચાર કરીને જવાબ આપતી.

આ વિદ્યાલયમાં સામાન્ય રીતે દરેક વર્ગમાં મ્હારા જોવામાં એ આવ્યું કે પાઠ શિખવતાં શિક્ષક થોડી થોડી મુદતે કંઈ અનુમાન પર આવતો સારે અટકતો, અને તે અનુમાન શી રીતે કાઢવામાં આવ્યું હતું તે પુછી જતો. આથી શીખેલી હકીકત છોકરાંના મગજમાં બરાબર ઠસી છે કે નહિ તે તેને માલૂમ પડતું અને તેને આગળ ચાલવાની સૂઝ પડતી. આવી રીતે કડકે કડકે પુનરાવર્તન કરવાથી કામ વધારે સંગીન થતું, અને આખા પાઠનું પુનરાવર્તન કરવાની જરૂર પડતી નહિ. વળી પાઠ પૂરો થયા પછી આખા પાઠનો ટુંકામાં સાર લખી લાવવનું છોકરાંને કહેવામાં આવતું. છોકરાં લખી લાવે એટલે શિક્ષક ભૂલો સુધારતો. આથી આખા પાઠનું પુનરાવર્તન થતું, તેમ જ નિબન્ધની ગરજ સરતી.

---

# कथित पाठनी परीक्षा.

૮ કથિત પાઠ બરાબર અપાયો છે કે કેમ તેની પરીક્ષાને માટે નીચેના પ્રશ્નો પરીક્ષકોને ઘણા ઉપયોગી થઈ પડશે, તેમ જ પાઠ આપનારને પોતાની ખાતરીને માટે ઘણે ભાગે ઉપયોગી થઈ પડશેઃ—

૧. પાઠની બીનાના સમ્બન્ધમાં—

(અ) પાઠની બીના આપેલા વખતના પ્રમાણમાં હતી કે કેમ? એટલે આપેલા વખતમાં પૂરી શિખવી શકાય તેટલી હતી કે કેમ?

(ब) પાઠની બીના બરાબર ક્રમમાં ગોઠવેલી હતી કે કેમ ?
(क) આ ગોઠવણ ઉપરથી જણાઈ આવે તેવી હતી કે કેમ ?

૨. શિક્ષણ પદ્ધતિના સમ્બન્ધમાં—

(अ) શિખવવાની રીત બરાબર હતી કે કેમ ? એટલે

અ. શીખેલી બીનાનું શિખવવાની બીના સાથે અનુસન્ધાન કરવામાં આવ્યું હતું કે કેમ ?

બ. શીખેલી બીનામાંથી શિખવવાની બીના કઢાવવામાં આવી હતી કે કેમ ?

ક. શિખવવાની બીના અનુસન્ધાન, એકીકરણ, અને સાબીતિઓથી સ્પષ્ટ કરવામાં આવી હતી કે કેમ ?

ડ. શિખવવાની બીના મગજ પર બરાબર ઠસાવવામાં આવી હતી કે કેમ ?

(ब) પાઠની બીના બરાબર ક્રમમાં શિખવવામાં આવી હતી કે કેમ ?
(क) શિક્ષકની પ્રશ્નો પૂછવાની રીત બરાબર હતી કે કેમ ? બીજા વિષયોના જ્ઞાનનું પ્રશ્નો વડે તે અનુસન્ધાન કરતો હતો કે કેમ ? આખા વર્ગમાં તે એક સરખી રીતે પ્રશ્ન પૂછતો હતો કે કેમ?

૩. શિક્ષકના સમ્બન્ધમાં—

(अ) શિક્ષક જુસ્સાવાળો, હોંસિલો, અને ચંચળ જણાતો હતો કે કેમ ?
(ब) તે પોતાની આંખથી વર્ગને અંકુશમાં રાખતો કે કેમ ?
(क) તેની ભાષા શુદ્ધ અને સમજી શકાય તેવી હતી કે કેમ ? તેના ઉચ્ચાર સ્પષ્ટ હતા કે કેમ ?

૪. વર્ગની વ્યવસ્થાના સમ્બન્ધમાં—

(अ) પાઠ ચાલતી વખતે આખા વર્ગનું ચિત્ત તેમાં લાગેલું હતું કે કેમ ?
(ब) શિક્ષક માત્ર સારા છોકરાને સવાલ પૂછતો કે પોતાનો ઘણો વખત નબળાં છોકરાં પાછળ ગાળતો ?
(क) છોકરાઓને ઊભા કરવા, સાથે વંચાવવું, ડ્રિલ કરાવવી, વગેરે ઉપાયો શિક્ષક યોજતો હતો કે કેમ ?
(ड) શિક્ષક છોકરાની ભૂલો સુધારતો હતો કે કેમ ?

૫. પાઠ ઉપર સામાન્ય ટીકા માટે—

(ञ) પાઠથી છોકરાં કંઈ નવું શીખ્યાં કે કેમ? એટલે પાઠથી તેમના જ્ઞાનમાં કંઈ વધારો થયો કે કેમ?

(ट) શિક્ષકના શિક્ષણ પદ્ધતિમાં અને વર્ગ વ્યવસ્થામાં આગળ કરતાં કંઈ સુધારો જણાયો કે કેમ?

(ठ) પાઠ આગળથી તૈયાર કરેલો હતો કે કંઈ તૈયારી સિવાય આપવામાં આવ્યો હતો?

---

# परचूरण सूचनाओं.

( ચાલુ પૃષ્ઠ ૨૩૪ થી. )

**પદાર્થ પાઠો**—ઇન્સ્પેક્ટરની મુલાકાત વખતે એક નિશાળના બાળ વર્ગમાં પદાર્થ પાઠ ચાલતો હતો. છોકરાં બરાબર ધ્યાન આપતાં નહોતાં એ સબબથી શિક્ષકે તેમને વીસ મિનિટ થયાં ઊભાં રાખ્યાં હતાં. ઇન્સ્પેક્ટરે સૂચના કરી કે કોઈ પણ પાઠ અને વિશેષે કરીને પદાર્થ પાઠ ચાલતો હોય ત્યારે છોકરાંને નિરાંતે બેસવા દેવાં જોઈએ. નિરાંતે બેસવાથી તેઓ ચાલતા પાઠ પર બરાબર ધ્યાન આપી શકે છે અને વિચાર કરીને જવાબ દે છે. એક સ્થિતિમાં લાંબો વખત ઊભાં રહેવાથી તેઓ કંટાળે છે, અને હાથ, પગ, માથું, વગેરે હલાવે છે, તેમનું ચિત્ત પાઠમાં બરાબર રહેતું નથી, અને તેમની સાંભળવાની અને અવલોકન કરવાની શક્તિ ઓછી થાય છે. આથી તેઓ નિરાંતે બેઠેલાં હોય ત્યારે જેવા જવાબ આપી શકે છે તેવા આપી શકતાં નથી. છોકરાં નિરાંતે બેઠેલાં હોય અને પાઠની રસિકતાથી તેમની રસ વૃત્તિ ઉશ્કેરાઈ હોય તો તેમનું પાઠમાં ધ્યાન ન રહે એમ બનવું અશક્ય છે; છતાં શિક્ષકને જ્યારે જ્યારે એમ લાગે ત્યારે તેણે તેમને ઊભાં કરી ડ્રિલ કરાવી તરત જ બેસાડી દેવાં, પણ લાંબો વખત ઊભાં રાખવાં નહિ.

ગણિત—દાખલા શિખવતી વખતે કેટલાક શિક્ષકો દાખલો મંડાવે છે અને છોકરાં સ્લેટ પર કરવા માંડે તે વખતે પેન્સે પાટિયા પર કરવા માંડે છે, અને છોકરાંને ગૂંચ આવે એવું લાગે તે આગળથી બતાવી દે છે. છોકરાંને આ ઠીક પડે છે. તેઓ શિક્ષક લખે તેમ ઉતારી લે છે, તે-

અને વિચાર કરવાની તસ્દી લેવી પડતી નથી. શિક્ષક પણ દાખલો કરી જવાથી સન્તોષ માને છે; શિખવવાની તસ્દી લેતો નથી. આથી ફળ શું થાય છે? શિક્ષક શિખવવાની દરકાર કરતો નથી અને છોકરાં શીખવાની દરકાર કરતાં નથી. પરીક્ષા વખતે છોકરાઓ નોટમાં ઉતારેલા દાખલા ગોખી મારે છે. કંઈ સંજોગે તેમાંથી દાખલા આવે તો તેમને ઠીક પડે છે, પણ બીજા દાખલા અથવા ફેરફાર સાથે તેના તે દાખલા આવે તો તેમના ભોગ મળે છે. ઘણી નિશાળોમાં છોકરાઓ હિસાબમાં કાચા માલૂમ પડે છે તેનું કારણ શિક્ષકની આ જાતની કસૂર છે. શિક્ષકે ગણિતનો દરેક નિયમ બરાબર સમજાવી છોકરાંના મગજમાં ઠસાવવો જોઈએ, અને ત્યારપછી તે નિયમ તેમને બરાબર લગાડતાં આવડે છે કે કેમ તે જોવું જોઈએ.

આપણી નિશાળોમાં બીજા ત્રીજા ધોરણમાં વસ્તુઓના સમ્બન્ધ સિવાય લૂખા અંકના સરવાળા બાદબાકી વગેરે શિખવવામાં આવે છે. ગણિતમાં પણ તે પ્રમાણે દાખલા આપેલા છે. છોકરાઓ યંત્રની માફક બતાવેલે રસ્તે તે દાખલા કરે છે, પણ તેમના મગજમાં તેમનો બરાબર ખ્યાલ આવતો નથી. ખરું જોતાં બધા દાખલામાં અંકોનો વસ્તુ સાથે સમ્બન્ધ જોડવો જોઈએ. દાખલા તરીકે "૫૩૫ માંથી ૪૫ બાદ કરો" એમ ન કહેતાં "છોટાલાલ પાસે ૫૩૫ જામરૂખ હતાં તેમાંથી તેમણે ૪૫ વેચ્યાં તો તેમની પાસે કેટલાં બાકી રહ્યાં હશે?" એવી રીતે દાખલો મંડાવવો જોઈએ. એક બીજું ઉદાહરણ બસ થશે. "રૂ. ૨૫-૬-૯ ને એકવીસે ગુણો" એમ ન કહેતાં "એક મણ ઘીની કિમ્મત રૂ. ૨૫-૬-૯ બેસે તો ૨૧ મણની કેટલી બેસશે?" એમ પૂછવાથી છોકરાંને વિચાર કરવાની જરૂર પડશે.

નિબન્ધ—એક ઇન્સ્પેક્ટર લખે છે કે ૩ જા ધોરણમાં પદાર્થ પાઠ શિખવ્યા પછી તે પદાર્થ વિષે છોકરાંને સ્લેટ પર પ્રશ્નો લખવાનું અને પોતાના પ્રશ્નોના જવાબ લખવાનું કહેવું. આથી પદાર્થ પાઠની મતલબ બરાબર યાદ રાખવાની તેમને જરૂર પડશે, તેમ જ નિબન્ધની ગરજ સર-

શે. છોકરાંને પ્રશ્નો અને તેમના જવાબ વાક્યમાં લખવા પડશે. વાક્યોમાં તેઓ ભૂલો કરશે તે શિક્ષક સુધારશે. આથી તેઓ ભાષા લખતાં અને તે વળી શુદ્ધ લખતાં શીખશે. આવી રીતે ચોથા ધોરણમાં પણ કરવું. તે ઉપરાન્ત આ ધોરણમાં આખા પદાર્થ પાઠમાં શીખેલી હકીકત ટૂંકામાં લખી લાવવા કહેવું, તથા ન્હાની વાર્તા કહી જઈ તેનો સાર લખી લાવવા કહેવું. પાંચમા ધોરણમાં હમેશાં વાર્તાઓ આપવી નહિ, પણ જે જે બનાવો છોકરાંએ ઘેર અથવા નિશાળમાં જોયા હોય અથવા જે કામ ઘેર અથવા નિશાળમાં કર્યું હોય તેનો હેવાલ આપવાનું કોઈ કોઈ વખત કહેવું. જર્મનીની નિશાળોમાં આ પ્રમાણે નિબન્ધનું શિક્ષણ ચાલે છે.

---

# इंग्लान्डमां फरजीआत केळवणी.

## રખડાઉ છોકરાની એક શાળાનો હેવાલ.

( એક ઇંગ્રેજી માસિક ઉપરથી. )

( લખનાર આ. વી. )

ગુજરાતીમાં આ તો એક જાણીતી કહેવત છે કે "કોઈના મોંમાં આંગળી નાખીને બોલાવી શકાતું નથી." ગામડી નિશાળોના શિક્ષકો અથવા બાળકોને શરુઆતની કેળવણી આપનારા મેહેતાજીઓને આ કહેવતનો ખરો અનુભવ થાય છે. મા બાપો પોતાના છોકરાને ભણવા માટે નિશાળે મોકલે છે; પણ બેદરકારીથી અથવા નિશાળના અભાવથી જ્યારે તેઓ બિલકુલ શીખતા નથી, બલકે હાજર પણ રહેતા નથી, ત્યારે મહેતાજીઓ તેવા છોકરાથી કાયર થઈ જાય છે, અને તેમની પાછળ પોતાનો વખત ગુમાવતા નથી.

ઈંગ્લાન્ડમાં સને ૧૮૭૦માં પાર્લ્યામેન્ટે એક કાયદો પસાર કર્યો, જેથી શરૂઆતની કેળવણી તમામ છોકરા છોકરીઓ માટે ફરજીઆત કરી. ત્યાર પછીના એક કાયદાથી આવી શરૂઆતની કેળવણી તદ્દન મફત–કાંઈ પણ ફી લીધા વિના–આપવી, એમ ઠરાવ્યું. આ કાયદાઓની ગ્રેટ બ્રિટનમાં વસતાં બાળકોના મ્હોટા ભાગ ઉપર તો ધારેલી અસર થઈ, અને તેઓ નિશાળે જતાં થયાં. પણ જે છોકરાઓ ઘણો વખત ગેરહાજર રહેતા અથવા નિશાળેથી મહેતાજીને છેતરી નાસી જતા તેવા નઠારા છોકરાઓને ક્રમ ઠેકાણે લાવવા તે કાયદાની કલમોમાં લખેલું નહોતું. કેટલીક વખત આ હાજરીનું અનિયમિતપણું તથા બાળકોનું રખડાઉપણું મા બાપોની બેદરકારી કે હુંડીલાઈને લીધે હતું; પણ વિશેષ અંશે તો છોકરાઓની બેહુદી આદતને લીધે હતું. મા બાપોની કસૂરને લીધે જ્યારે બાળકો ગેરહાજર રહેતાં અથવા નાશી જતાં ત્યારે તેઓને માજીસ્ટ્રેટની કોરટમાં પકડી દંડવાં અથવા કેદમાં મોકલવાં એ તો કાયદાપૂર્વક હતું; પણ જ્યારે ખુલી રીતે કેવળ છોકરાઓની કસૂરથી તેમ બનતું ત્યારે તેઓનાં મા બાપોને વારંવાર કાયદાથી શિક્ષા કરાવવી એ કેવળ ગેરમુનાસબ હતું. આવા રખડાઉ છોકરાઓને ક્રમ ઠેકાણે લાવવા એ સવાલ નિશાળોની કારોબારી બોર્ડોને ઉત્પન્ન થયો. આનું પરિણામ એ આવ્યું કે રખડાઉ છોકરાઓની શાળાઓ ઘણી જગ્યાએ સ્થપાઈ.

લીચફીલ્ડની "મિડલેન્ડ ટ્રુઅંટ સ્કૂલ" એ આવી શાળાઓમાં બીજે નમ્બર ધરાવે છે. તે શાળા લીચફીલ્ડની આજુ બાજુના શહેરોની ત્રણ સ્કૂલ બોર્ડોએ મળીને સ્થાપી છે અને તેઓ તેનો કારોબાર કરે છે. સરખે હિસ્સે ત્રણે બોર્ડોએ શાળાનાં મકાનોનો ખર્ચ આપ્યો છે, તથા નભાવવાનો ખર્ચ પણ તેઓ તેજ પ્રમાણમાં આપે છે. દરેક બોર્ડ તરફથી ચાર ચાર મેમ્બરો ચૂંટવામાં આવે છે, તે બાર મેમ્બરોની કમિટી આ શાળાનો કુલ અખત્યાર ધરાવે છે. શાળાનાં મકાનો આ કામને માટે ખાસ ગોઠવણીથી નવાં બાંધવામાં આવ્યાં છે, અને શહેરની બહાર ખુશનુમા તથા સુખાકારી વાળી જગ્યા ઉપર બાંધવામાં આવ્યાં છે. તે ઉપરાન્ત શાળાને અંગે ઘણા

એ લાંબા વિસ્તારવાળી ખુલ્લી જગા તથા બગીચા છે. મકાનોમાં શાળાના ઉપરી (ગવ્હર્નર) તથા શિક્ષકો અને નોકરોને માટે રહેવાનાં ઘરો, છોકરાઓને માટે જમવાનું વિશાળ દિવાનખાનું, શિક્ષણના ઓરડાઓ, સુવાનાં દિવાનખાનાં, માંદા છોકરાઓને રહેવાનું અલગ મકાન, અને ચેપી રોગ વાળા છોકરાઓને રાખવાની અલગ ઇસ્પિતાલ છે. તે સિવાય દાતણ પાણી કરવાની જગા, ન્હાવાનો હોજ, દરજીનું કામ શિખવવાની દુકાન, ધોબીઓનો ઘાટ, ડ્રીલ કરવાનું ચોગાન, ફુટ બોલ ખેલવાનું મેદાન, રસોડાં, ડિસઇન્ફેક્ટ કરવાની ભઠ્ઠીઓ, સ્કૂલ કમિટીને મળવાનું દિવાનખાનું, વગેરે અનેક મકાનો છે. તમામ મકાનોનો કુલ ખર્ચ રૂ. ૬,૧૦,૦૦૦ થયો છે, અને તેમાં સો છોકરાઓને રહેવાની સગવડ છે. આ છોકરાઓને કાબુમાં લાવીને કેળવવાના કામ માટે એક ઉપરી (ગવ્હર્નર), માની પેઠે સંભાળ રાખવા માટે એક સ્ત્રી (મેટ્રન), બે મહેતાજીઓ, એક કસરત માસ્તર, એક હુંશિયાર દરજી, એક ધોબી, અને બીજા કેટલાક સાધારણ નોકરોને રાખવામાં આવ્યા છે. આજથી આશરે સાત વરસ ઉપર જ્યારે શાળા પ્રથમ ખુલી મૂકવામાં આવી ત્યારે બે ત્રણ અઠવાડિયાં સુધી એક જ છોકરો દાખલ થયો હતો, પણ ધીમે ધીમે સંખ્યા વધતી ગઈ અને હવે તો સંખ્યાની હદ સો સુધી બાંધેલી છે. તે ઉપરાન્ત છોકરાઓને વધવા ન દેવા માટે કાળજી રાખવી પડે છે. ઉપર જણાવેલી ત્રણ બોર્ડો તરફથી જે રખડાઉ છોકરાઓ મોકલવામાં આવે છે તે ઉપરાન્ત ઇંગ્લાન્ડની દરેક બોર્ડ તરફથી આવા છોકરાઓને મોકલવામાં આવે છે; તેમાં સૌથી મ્હોટી સંખ્યા લંડન શહેરની બોર્ડ મોકલે છે. બહારની બોર્ડોએ મોકલેલા દરેક છોકરા દીઠ દર અઠવાડિયાના કેળવણી તથા ખાવા પીવાના અને રહેવાના કુલ ખર્ચના સાડા ૭ શિલિંગ (લગભગ પાંચ રૂપિયા) લેવામાં આવે છે. આ રીતી આવકમાંથી, સરકાર તરફથી મળતી મદદમાંથી, અને ઉપર જણાવેલી ત્રણ બોર્ડો તરફથી આપવામાં આવતી રકમમાંથી આ શાળાનો ખર્ચ નીકળે છે.

(સંપૂર્ણ.)

# પ્રાથમિક શિક્ષકોની ડિરેક્ટરી.

( ચાલુ પૃષ્ઠ ૨૫૨ થી. )

( ચાલુ પૃષ્ઠ ૨૫૨ થી. )

## ૨. ખેડા જિલ્લો.

### અ. લોકલ બોર્ડની નિશાળો.

| નામ. | ઉમર. | લાયકાત. | નંબર. | હાલની જગા. | પગાર. | નોકરીની મુદત. |
|---|---|---|---|---|---|---|
| ૧ છોટાલાલ હરગોવિંદ | ૫૮ | ટ્રેન્ડ, ૧૮૬૨ | ૨૫ | મહેતાજી, ઉતરસંડા | ૫૫ | ૩૭—૧૧—૦ |
| ૨ જેસીંગભાઈ તલકચંદ | ૪૬ | એજન, ૧૮૭૬ | ૨૫ | એજન, કરમસદ | ૫૫ | ૩૨—૩—૦ |
| ૩ કેદાનદાસ ડુંગરદાસ | ૪૫ | એજન, ૧૮૭૭ | ૨૦ | એજન, ચકલાસી | ૫૫ | ૩૧—૨—૮ |
| ૪ નાથાભાઈ કાળીદાસ | ૫૮ | એજન, ૧૮૬૨ | ૨૦ | એજન, સુણાવ | ૪૫ | ૩૭—૪—૧૬ |
| ૫ ચુનીલાલ મોતીભાઈ | ૩૯ | એજન, ૧૮૮૨ | ૨૫ | એજન, સારસા | ૪૫ | ૧૮—૧૦—૯ |
| ૬ ફકીરચંદ કરમચંદ | ૪૮ | એજન, ૧૮૬૯ | ૨૦ | એજન, કઠલાલ | ૪૦ | ૩૦—૫—૧૬ |
| ૭ ગોવરધન છગનલાલ | ૪૧ | એજન, ૧૮૮૭ | ૨૦ | એજન, દાસરા | ૪૦ | ૨૧—૫—૭ |
| ૮ મુળજીભાઈ નાથાભાઈ | ૫૨ | એજન, ૧૯૦૦ | ૨૦ | એજન, દાવોલ | ૩૫ | ૩૩—૧૦—૧૩ |
| ૯ લખાજી ગણેશજી | ૪૫ | એજન, ૧૮૭૨ | ૧૨ | એજન, નાપા | ૩૫ | ૨૭—૧૦—૭ |
| ૧૦ ખુશાલદાસ મંગળદાસ | ૩૭ | એજન, ૧૮૮૪ | ૨૦ | એજન, ચીખોદરા | ૩૫ | ૧૫—૯—૦ |
| ૧૧ દેસાઈભાઈ ઝવેરભાઈ | ૩૬ | એજન, ૧૮૮૫ | ૨૫ | એજન, નાપાડ | ૩૫ | ૧૪—૯—૧૭ |
| ૧૨ છગનલાલ મોતીરામ | ૩૨ | એજન, ૧૮૯૧ | ૨૫ | એજન, વીરસદ | ૩૫ | ૭—૯—૨૮ |
| ૧૩ ગણેશલાલ દુર્લભરામ | ૩૯ | એજન, ૧૮૮૮ | ૨૦ | એજન, માતર | ૩૨ | ૧૯—૫—૮ |
| ૧૪ કૃપારામ પ્રેમાનંદ | ૫૬ | માસ્તર કોડની ૭મી કલમ મુજબ | ૧૫ | એજન, પંડોલી | ૩૦ | ૩૬—૦—૦ |
| ૧૫ હિરાલાલ અરજનલાલ | ૫૫ | ટ્રેન્ડ, ૧૮૬૬ | ૧૫ | સબ પ્રોટેમ મહેતાજી, સિહુંજ | ૩૦ | ૩૫—૮—૦ |
| ૧૬ અંબાલાલ લલ્લુભાઈ | ૫૩ | એજન, ૧૮૬૫ | ૧૫ | મહેતાજી આંકલાવ | ૩૦ | ૩૫—૦—૨૫ |
| ૧૭ કાળીદાસ રૂગનાથ | ૫૦ | એજન, ૧૮૬૫ | ૧૫ | એજન, પીપલાવ | ૩૦ | ૩૪—૪—૦ |
| ૧૮ મુળજી હરગોવિન્દ | ૫૩ | એજન, ૧૯૦૦ | ૨૦ | એજન, નાવલી | ૩૦ | ૩૪—૩—૦ |
| ૧૯ હીરાલાલ લાલચંદ | ૪૨ | એજન, ૧૮૮૨ | ૨૦ | એજન, સિહુંજ | ૩૦ | ૨૦—૯—૫ |
| ૨૦ ડુંગરભાઈ ગડબડભાઈ | ૪૦ | એજન, ૧૮૮૨ | ૨૦ | એજન, વાંઠવાળી | ૩૦ | ૧૭—૫—૨૦ |
| ૨૧ સોમેશ્વર રામેશ્વર | ૫૩ | એજન, ૧૮૬૬ | ૧૫ | એજન, નરસંડા | ૨૮ | ૩૪—૩—૪ |
| ૨૨ રણછોડલાલ સીતારામ | ૫૨ | એજન, ૧૮૬૮ | ૧૫ | એજન, ડભાણ | ૨૮ | ૩૧—૧૦—૧૮ |
| ૨૩ રામચંદ્ર જીવાજી | ૫૮ | એજન, ૧૮૭૨ | ૧૨ | " વડોદરાકેમ્પ | ૨૭ | ૩૮—૩—૦ |
| ૨૪ ગમસ દયારામ | ૫૪ | એજન, ૧૮૯૯ | ૨૦ | એજન, રાસ | ૨૭ | ૩૫—૦—૨૪ |
| ૨૫ મૂળજી વેણીરામ | ૫૨ | એજન, ૧૮૬૮ | ૧૫ | એજન, ચાગણા | ૨૭ | ૪૨—૨—૦ |

| નં. | નામ. | ઉમર | લાયકાત. | નંબર | હાલની જગા. | પગાર | નોકરીની મુદત. |
|---|---|---|---|---|---|---|---|
| ૨૬ | મુળજી કરૂણાશંકર | ૪૯ | ટ્રેન્ડ, ૧૮૭૦ | ૧૨ | એસ્જન, ભાલજ | ૨૭ | ૨૯-૧૦-૦ |
| ૨૭ | બાપાલાલ માણેકજી | ૪૯ | એસ્જન, ૧૮૭૨ | ૧૨ | એસ્જન, સલુણ | ૨૭ | ૨૭-૯-૩૦ |
| ૨૮ | ભલાશંકર શીવરામ | ૪૭ | એસ્જન, ૧૮૮૬ | ૨૦ | એસ્જન, સુણેલ | ૨૭ | ૨૭-૯-૨૧ |
| ૨૯ | હરગોવિંદ બાપશંકર | ૫૫ | એસ્જન, ૧૮૭૨ | ૧૨ | મહેતાજી, માલજ | ૨૫ | ૩૫-૦-૨૯ |
| ૩૦ | દલસુખ બેચરદાસ | ૫૫ | એસ્જન, ૧૮૬૫ | ૧૫ | એસ્જન, આંત્રોલી | ૨૫ | ૩૫-૦-૨૭ |
| ૩૧ | લલ્લુભાઈ વલ્લવદાસ | ૫૧ | એસ્જન, ૧૮૬૮ | ૧૫ | એસ્જન, અલીન્દ્રા | ૨૫ | ૩૧-૫-૦ |
| ૩૨ | દાજીભાઈ હરિવલ્લભ | ૫૦ | એસ્જન, ૧૮૬૯ | ૧૫ | એસ્જન ખંભોળજ | ૨૫ | ૩૦-૧૧-૦ |
| ૩૩ | સામળભાઈ જીવાભાઈ | ૩૯ | એસ્જન, ૧૮૮૭ | ૨૦ | એસ્જન, અડાસ | ૨૫ | ૧૭-૯-૧૫ |
| ૩૪ | હરિશંકર અગથારામ | ૩૮ | એસ્જન, ૧૮૮૯ | ૨૦ | એસ્જન, ખાંધલી | ૨૫ | ૧૬-૮-૨૬ |
| ૩૫ | વાઘજીભાઈ કિશોરભાઈ | ૩૭ | એસ્જન, ૧૮૮૬ | ૨૦ | " ખોરીઆવી | ૨૫ | ૧૬-૮-૨૪ |
| ૩૬ | ચુનીલાલ વનમાળી | ૩૬ | એસ્જન, ૧૮૮૭ | ૨૦ | એસ્જન, સામરખા | ૨૫ | ૧૬-૮-૫ |
| ૩૭ | પરભુદાસ દલાભાઈ | ૩૫ | એસ્જન, ૧૮૮૬ | ૨૦ | એસ્જન, મોસેલ | ૨૫ | ૧૩-૮-૧૧ |
| ૩૮ | જતન વ્રજલાલ | ૩૭ | એસ્જન. ૧૮૮૮ | ૨૫ | મહેતીજી, ડાકલાલ કન્યાશાળા | ૨૫ | ૧૨-૭-૧૩ |
| ૩૯ | કેશવલાલ ગીરધરલાલ | ૩૦ | એસ્જન, ૧૮૯૩ | ૨૦ | સબપ્રોટેમ મહેતાજી, વડોદ | ૨૫ | ૯-૮-૨૯ |
| ૪૦ | સોમાભાઈ કિશોરભાઈ | ૩૧ | એસ્જન, ૧૮૯૧ | ૨૫ | મહેતાજી કણજરી | ૨૫ | ૮-૯-૨૪ |
| ૪૧ | કાશી છગનલાલ | ૨૯ | એસ્જન. ૧૮૯૭ | ૨૫ | મહેતાજી, દાસરા | ૨૫ | ૭-૮-૧૨ |
| ૪૨ | મગનલાલ ગોવરધન | ૫૨ | એસ્જન, ૧૮૬૫ | ૧૫ | મહેતાજી, ગોગર | ૨૩ | ૩૭-૩-૧૨ |
| ૪૩ | અલીમિયાં કાઉમિયાં | ૪૨ | એસ્જન, ૧૮૭૮ | ૧૭ | મુનશી, અલીણા ઉરદુસ્કૂલ | ૨૩ | ૨૧-૭-૯ |
| ૪૪ | હાથીભાઈ જોરાભાઈ | ૫૪ | માસ્તર કોડનીજી કલમ મુજબ | ૧૫ | મહેતાજી, ઉમેટા | ૨૨ | ૩૫-૧૧-૨૭ |
| ૪૫ | બાપુજી નરોતમ | ૫૨ | ટ્રેન્ડ, ૧૮૬૭ | ૧૫ | એસ્જન, બોટારી | ૨૨ | ૩૨-૮-૧૯ |
| ૪૬ | મનસુખ કરમચંદ | ૪૯ | એસ્જન, ૧૮૬૯ | ૧૫ | એસ્જન, નિસરાયા | ૨૨ | ૩૦-૨-૧૨ |
| ૪૭ | નાથાભાઈ દાઉભાઈ | ૪૯ | એસ્જન, ૧૭૭૧ | ૧૦ | એસ્જન, મોકવા | ૨૨ | ૨૮-૯-૧૨ |
| ૪૮ | વિષ્ણુદત્ત ગોવિંદરામ | ૪૯ | એસ્જન, ૧૮૭૦ | ૧૨ | એસ્જન, વણસોલ | ૨૨ | ૨૮-૯-૯ |
| ૪૯ | મોતીરામ નરભેરામ | ૫૦ | એસ્જન, ૧૮૭૩ | ૧૨ | ,, અલારસા | ૨૨ | ૨૭-૯-૬ |
| ૫૦ | છગનલાલ હરગોવિંદ | ૪૫ | એસ્જન, ૧૮૭૭ | ૧૨ | ,, પીપલગ | ૨૨ | ૨૬-૧૦-૪ |
| ૫૧ | બાપુજી રૂગનાથદાસ | ૪૫ | એસ્જન, ૧૮૭૫ | [illegible] | ,, બોરીઆવી | ૨[illegible] | ૧૪-૧૦-૨૮ |
| ૫૨ | છોટાલાલ ત્રીભોવન | ૩૬ | એસ્જન, ૧૮૮૫ | ૨૦ | એસ્જન, ડીપડી | ૨૨ | ૧૨-૯-૧૩ |
| ૫૩ | ઇચ્છા વ્રજલાલ | ૩૭ | એસ્જન, ૧૮૯[illegible] | ૨૦ | મહેતીજી, કરમસદ કન્યાશાળા | ૨૨ | ૧૪-૩-૯૬ |

| નં. | નામ. | ઉંમર. | લાયકાત. | | હાલની જગા. | | નોકરીની મુદત. |
|---|---|---|---|---|---|---|---|
| ૫૪ | હરિલાલ નરસિંહરામ | ૨૭ | ટ્રેન્ડ, ૧૮૮૬ | ૨૦ | મહેતાજી, સમુંદ્રા | ૨૨ | ૧૩-૮-૨૫ |
| ૫૫ | મગનલાલ નરભેરામ | ૩૧ | એજન, ૧૮૮૬ | ૨૦ | એજન, પામોલ | ૨૨ | ૧૩-૮-૨૪ |
| ૫૬ | રેવચંદ ભવાનીશંકર | ૩૪ | એજન, ૧૮૮૬ | ૨૦ | એજન, તોરણા | ૨૨ | ૧૩-૭-૧૨ |
| ૫૭ | સલ્લુભાઈ ગંગારામ | ૪૦ | એજન, ૧૮૮૧ | ૧૫ | એજન, કાસ· | ૨૧ | ૧૮-૮-૨૮ |
| ૫૮ | રણછોડ નરસિંહરામ | ૪૩ | એજન, ૧૮૭૩ | ૨૦ | એજન, દેલાણા | ૨૦ | ૧૩—૬-૦ |
| ૫૯ | છગનલાલ કાશીદાસ | ૫૩ | એજન, ૧૮૬૬ | ૧૨ | એજન, ખડોલ | ૨૦ | ૩૬—૦-૦ |
| ૬૦ | મોહન[illegible] હરીભાઈ | ૫૩ | એજન, ૧૮૬૫ | ૧૫ | એજન, વડોદ | ૨૦ | ૩૫-૦-૩૦ |
| ૬૧ | મગનલાલ મોતીરામ | ૫૩ | એજન, ૧૮૬૬ | ૧૫ | " આંધાડી | ૨૦ | ૩૪—૩-૦ |
| ૬૨ | લાધજી અજુભાઈ | ૫૩ | માસ્તર કોડની ૯ મી કલમ મુજબ | ૧૫ | એજન, મીનાલ | ૨૦ | ૨૯—૮-૦ |
| ૬૩ | મનસુખરામ મુગટજી | ૪૮ | ટ્રેન્ડ, ૧૮૭૦ | ૯ | એજન, કાસમ | ૨૦ | ૨૮-૧૦-૦ |
| ૬૪ | મોતીલાલ હરિશંકર | ૪૭ | એજન, ૧૮૬૫ | ૯ | એજન, વડથલ | ૨૦ | ૨૮—૯-૯ |
| ૬૫ | છગનલાલ મીઠેશ્વર | ૪૪ | એજન, ૧૮૭૮ | ૧૨ | એજન, રાલેજ | ૨૦ | ૨૬-૧૦-૦ |
| ૬૬ | નાથજી ભાઈશંકર | ૪૬ | એજન, ૧૮૭૫ | ૧૨ | ફેગ્યા. કરમસદ | ૨૦ | ૨૪-૯-૨૬ |
| ૬૭ | નાથુજી ભગવાન | ૪૨ | એજન, ૧૮૭૮ | ૧૨ | મહેતા. સરસવણી | ૨૦ | ૨૧-૯-૧૬ |
| ૬૮ | દલજીસિંહ શંકરભાઈ | ૩૬ | એજન, ૧૮૮૯ | ૧૦ | એજન, ગાડીભુ | ૨૦ | ·૫—૯-૦ |
| ૬૯ | ચીમનલાલ ભાઈશંકર | ૩૪ | એજન, ૧૮૮૫ | ૨ | એજન પીજ | ૨૦ | ૧૨-૯-૧૧ |
| ૭૦ | ગરબડભાઈ રણછોડ | ૩૩ | એજન, ૧૮૮૫ | ૨૦ | એજન, કુંવરાવ | ૨૦ | ૧૩-૮-૧૭ |
| ૭૧ | ચુનીલાલ છગનલાલ | ૩૩ | એજન, ૧૮૮૫ | ૨૦ | મહેતાજી, વડદલા | ૨૦ | ૧૩-૬-૨૮ |
| ૭૨ | હરિલાલ દલસુખ | ૨૯ | એજન, ૧૮૯૩ | ૨૦ | એજન, રઢુ | ૨૦ | ૯—૮-૨૯ |
| ૭૩ | શંકરભાઈ શંકરભાઈ | ૩૨ | એજન, ૧૮૯૦ | ૨૫ | " આજરપુરા | ૨૦ | ૭—૯-૨૫ |
| ૭૪ | જીજાભાઈ બુલાભાઈ | ૨૯ | એજન ૧૮૯૩ | ૨૫ | " સાદરપુર | ૨૦ | ૬—૯—૦ |
| ૭૫ | ગોપાળભાઈ સત્તુભાઈ | ૨૮ | એજન, ૧૮૯૩ | ૨૫ | " દુણાદરા. | ૨૦ | ૬—૯—૦ |
| ૭૬ | રેવા જાસુદલાલ | ૨૪ | એજન, ૧૮૯૫ | ૨૫ | મહેતીજી, સારસા કન્યાશાળા | ૨૦ | ૪—૬-૨૨ |
| ૭૭ | મણિબા મોતીલાલ | ૨૨ | એજન, ૧૮૯૮ | ૨૦ | એજન, સુણાવ | ૨૦ | ૦—૬-૧૨ |

| નં. | નામ. | ઉમ્મર. | લાયકાત. | પગાર. | હાલની જગા. | ગ્રેડ. | નોકરીની મુદત. |
|---|---|---|---|---|---|---|---|
| ૮૩ | દામોદર રણછોડ | ૪૯ | માસ્તર કોડની ૭મી કલમ મુજબ | ૧૨ | મહેતાજી, જનોડ | ૧૮ | ૩૪—૮-૦ |
| ૮૪ | નાગર શંકરભાઈ | ૪૯ | એજન | ૧૫ | એજન, શાસ્તાપુર | ૧૮ | ૩૧-૧૧-૦ |
| ૮૫ | મીરતરામ કેશવલાલ | ૫૦ | એજન | ૧૨ | એજન કેરિયાવી | ૧૮ | ૩૧—૨-૦ |
| ૮૬ | નાથાભાઈ ડુંગરદાસ | ૫૦ | એજન | ૧૨ | એજન, અલિન્દ્રા | ૧૮ | ૩૦—૮-૦ |
| ૮૭ | કિશોરભાઈ વરજભાઈ | ૫૨ | ટ્રેન્ડ, ૧૮૭૦ | ૧૨ | એજન, પડાલ | ૧૮ | ૨૯-૧૦-૮ |
| ૮૮ | વિદ્યારામ મયારામ | ૪૬ | માસ્તર કોડની ૭મી કલમ મુજબ | ૯ | એજન, વડતાલ | ૧૮ | ૨૮-૧૦-૯ |
| ૮૯ | અમરતલાલ સુંદરજી | ૪૬ | ટ્રેન્ડ, ૧૮૭૩ | ૧૨ | એજન, લીંબાસી | ૧૮ | ૨૬-૧૦-૯ |
| ૯૦ | પરભુદાસ વ્રજલાલ | ૪૭ | એજન, ૧૮૭૦ | ૧૨ | એજન, સોડપુર | ૧૮ | ૨૫-૧૦-૪ |
| ૯૧ | મુળજી ગંગાદત્ત | ૪૪ | એજન, ૧૮૭૮ | ૧૨ | એજન, વરસોળા | ૧૮ | ૨૧—૯-૦ |
| ૯૨ | છગનલાલ હરજીવન | ૪૦ | એજન, ૧૮૭૯ | ૧૨ | એજન, સંદેસર | ૧૮ | ૨૦-૯-૧૫ |
| ૯૩ | વિદ્યારામ મનસુખરામ | ૪૦ | એજન, ૧૮૭૯ | ૧૨ | સબપ્રોટેગ મહેતાજી, સંદેસર | ૧૮ | ૨૦-૯-૧૪ |
| ૯૪ | દુર્લભરામ મુળજી | ૪૨ | એજન, ૧૮૮૦ | ૧૨ | મહેતાજી, રીંછોલ | ૧૮ | ૧૯—૯-૪ |
| ૯૫ | આશારામ પરભુરામ | ૩૯ | એજન, ૧૮૮૪ | ૧૨ | એજન, ખટનાલ | ૧૮ | ૧૫-૭-૨૪ |
| ૯૬ | સોમાભાઈ કાળીદાસ | ૩૦ | એજન, ૧૮૯૫ | ૨૦ | એજન, મહિજ | ૧૮ | ૯—૯—૮ |
| ૯૭ | વાઘજી ગુલાબસિંહ | ૩૧ | એજન, ૧૮૯૫ | ૨૦ | એજન, ગાના | ૧૮ | ૯—૭-૧૦ |
| ૯૮ | બેચર જેઠારામ | ૩૦ | એજન, ૧૮૯૪ | ૨૦ | એજન, વેરા | ૧૮ | ૫—૯—૮ |
| ૯૯ | ડાહ્યાભાઈ ધિલાભાઈ | ૨૮ | એજન, ૧૮૯૪ | ૨૫ | ,, સુરાસામલ | ૧૮ | ૫—૪—૦ |
| ૧૦૦ | મથુર જેઠાલાલ | ૨૬ | એજન, ૧૮૯૪ | ૨૦ | એજન, કંથારીઆ | ૧૮ | ૫—૮-૨૮ |
| ૧૦૧ | મહીજી ગરબડ | ૨૬ | એજન, ૧૮૯૫ | ૨૫ | એજન, લાલી | ૧૮ | ૪—૮-૨૯ |
| ૧૦૨ | પરભુદાસ ભાણજી | ૩૫ | એજન, ૧૮૯૫ | ૨૦ | એજન, રસુલપર | ૧૯ | ૧૫-૯—૦ |
| ૧૦૩ | ગણપત મહાશંકર | ૫૫ | માસ્તર કોડની ૮મી કલમ મુજબ | ૯ | એજન, વત્રા | ૧૫ | ૩૫-૮-૨૭ |
| ૧૦૪ | હરજીવન જગજીવન | ૫૯ | એજન | ૯ | એજન, સાંઢેલી | ૧૫ | ૩૫-૧—૦ |
| ૧૦૫ | ભાઈશંકર મુળજી | ૫૨ | ટ્રેન્ડ, ૧૮૬૬ | ૧૨ | એજન, હાયજ | ૧૫ | ૩૪-૩—૦ |
| ૧૦૬ | ગોરધન દેવરામ | ૫૨ | એજન, ૧૮૬૬ | ૧૨ | એજન, બેટવા | ૧૫ | ૩૩-૧૧-૧૫ |
| ૧૦૭ | ગણપત નરસિંહરામ | ૫૨ | એજન, ૧૮૬૭ | ૧૨ | ,, સીંહુવાડા | ૧૫ | ૩૨-૩-૧૮ |
| ૧૦૮ | રૂગનાથરામ શીવરામ | ૪૯ | માસ્તર કોડની ૮મી કલમ મુજબ | ૯ | એજન, [illegible]ગરવાં | ૧૫ | ૩૧-૧૧-૨૮ |
| ૧૦૯ | ઇચ્છાશંકર કિરપાશંકર | ૫૩ | માસ્તર કોડની ૭મી કલમ મુજબ | ૧૨ | એજન. વગાશી | ૧૫ | ૩૦-૮—૦ |

| નં. | નામ. | ઉંમર. | લાયકાત. | [illegible] | હાલની જગા. | પગાર. | નોકરીની મુદત. |
|---|---|---|---|---|---|---|---|
| ૧૧૦ | દલસુખ મયારામ | ૪૫ | માસ્તરકોડની ૮મી કલમ મુજબ | ૯ | એજન, ગામડી | ૧૫ | ૩૦-૬-૧૬ |
| ૧૧૧ | વેરીભાઈ લખાભાઈ | ૪૩ | એજન | ૯ | એજન, મરીડા | ૧૫ | ૨૯-૧૧-૦ |
| ૧૧૨ | ગોપાળ શીવાભાઈ | ૪૭ | એજન | ૯ | એજન, ઉઢેળા | ૧૫ | ૨૯-૧૧-૦ |
| ૧૧૩ | ભાઈશંકર કિરપાશંકર | ૪૨ | ટ્રેન્ડ, ૧૮૭૧ | ૯ | એજન, દેગામ | ૧૫ | ૨૮-૧૦-૫ |
| ૧૧૪ | ખુશાલભાઈ દાજીભાઈ | ૫૧ | ટ્રેન્ડ, ૧૮૭૨ | ૯ | મહેતાજી, લીંગડા | ૧૫ | ૨૭-૧૦-૯ |
| ૧૧૫ | પુરૂષોત્તમ વિઠ્ઠલ | ૫૨ | માસ્તરકોડની ૮મી કલમ મુજબ | ૯ | એજન, નેનપુર | ૧૫ | ૨૭-૦-૨૧ |
| ૧૧૬ | કિરપાશંકર લક્ષ્મીશંકર | ૪૭ | ટ્રેન્ડ, ૧૮૭૩ | ૯ | એજન, આસોદર | ૧૫ | ૨૬-૧૦-૯ |
| ૧૧૭ | નાગરભાઈ ગોવિંદભાઈ | ૪૬ | એજન, ૧૮૭૩ | ૯ | એજન, કંજોડા | ૧૫ | ૨૫-૧૦-૦ |
| ૧૧૮ | જોઈતારામ ઇચ્છારામ | ૪૭ | એજન, ૧૮૭૩ | ૯ | એજન, પીપલાતા | ૧૫ | ૨૫-૧૦-૦ |
| ૧૧૯ | શંકરભાઈ ગોવિંદભાઈ | ૪૩ | એજન, ૧૮૭૪ | ૯ | એજન, સીંગલાવ | ૧૫ | ૨૫-૯-૫ |
| ૧૨૦ | ઠાકોરભાઈ ગીરધરભાઈ | ૪૮ | એજન, ૧૮૭૨ | ૯ | એજન, પડાણા | ૧૫ | ૨૫-૮-૦ |
| ૧૨૧ | ગવરીશંકર હરીભાઈ | ૪૯ | એજન, ૧૮૭૧ | ૧૨ | એજન, આરેરા | ૧૫ | ૨૪-૯-૧૨ |
| ૧૨૨ | મોહનલાલ ત્રીકમલાલ | ૪૮ | માસ્તરકોડની ૭મી કલમ મુજબ | ૧૨ | એજન, આરસી | ૧૫ | ૨૪-૨-૧૭ |
| ૧૨૩ | મરઘાભાઈ સામળભાઈ | ૪૬ | ટ્રેન્ડ, ૧૮૭૫ | ૯ | એજન વલુસોલી | ૧૫ | ૨૩-૧૦-૧૧ |
| ૧૨૪ | પુંજારામ ભગવાનદાસ | ૪૨ | એજન, ૧૮૭૭ | ૯ | એજન, નાપકા | ૧૫ | ૨૨-૮-૧૩ |
| ૧૨૫ | ઉમિયાશંકર રામશંકર | ૪૩ | એજન, ૧૮૭૮ | ૧૨ | એજન, રવદાવત | ૧૫ | ૨૧-૯-૮ |
| ૧૨૬ | નાથજી રાજારામ | ૪૦ | એજન, ૧૮૭૯ | ૧૨ | એજન, પનસોરા | ૧૫ | ૨૦-૯-૧૫ |
| ૧૨૭ | વિશ્વનાથ ત્રીભોવન | ૪૧ | એજન, ૧૮૭૯ | ૯ | એજન, સાવલી | ૧૫ | ૧૯-૯-૬ |
| ૧૨૮ | નાનાલાલ ભુરાભાઈ | ૩૯ | એજન, ૧૮૮૧ | ૧૨ | એજન, આનારા | ૧૫ | ૧૯-૭-૨૮ |
| ૧૨૯ | બાજીભાઈ ગલાભાઈ | ૩૯ | એજન, ૧૮૮૧ | ૯ | એજન, પોરડા | ૧૫ | ૧૮-૮-૨૦ |
| ૧૩૦ | સોમેશ્વર હરજીવન | ૪૦ | એજન, ૧૮૮૩ | ૧૨ | એજન, વાંઘોલી | ૧૫ | ૧૬-૯-૧ |
| ૧૩૧ | જમાલ નબીમીઆં | ૩૩ | એજન, ૧૮૮૨ | ૯ | એજન, સીલી | ૧૫ | ૧૫-૯-૧૪ |
| ૧૩૨ | વિઠ્ઠલભાઈ ગોવિન્દભાઈ | ૩૩ | એજન, ૧૮૯૭ | ૧૨ | એજન, ભૂમેલ | ૧૫ | ૧૪-૧૦-૦ |
| ૧૩૩ | રમણલાલ દામોદર | ૩૬ | એજન, ૧૮૮૩ | ૧૨ | એજન, રૂદન | ૧૫ | ૧૪-૨-૦ |
| ૧૩૪ | ઝવેરીલાલ લલ્લુરામ | ૩૪ | એજન, ૧૮૯૬ | ૨૦ | એજન, વલાસણ | ૧૫ | ૧૩-૮-૨૨ |
| ૧૩૫ | ગણપતરામ દલસુખ | ૨૯ | એજન, ૧૮૯૪ | ૨૦ | ૧લો આસિ હાસરા | ૧૫ | ૧૦-૧૦-૧૯ |
| ૧૩૬ | બુલાખીદાસ [illegible] | ૩૦ | એજન, ૧૮૯૭ | ૨૦ | એજન, કઠલાલ | ૧૫ | ૯-૯-૧૫ |
| ૧૩૭ | હાથીભાઈ ત્રીકમભાઈ | ૨૯ | એજન, ૧૮૯૮ | ૨૦ | મહેતા, ઓઝરાળા | ૧૫ | ૭-૧૦-૦ |
| ૧૩૮ | રણછોડ છગાભાઈ | ૨૯ | એજન, ૧૮૯૫ | ૨૫ | ૧લો આ. સારસા | ૧૫ | ૪-૯-૨ |
| ૧૩૯ | ડાહ્યાભાઈ ગડગડ | ૨૫ | એજન, ૧૮૯૫ | ૨૦ | એજન, ઉતરસંડા | ૧૫ | ૪-૯-૨ |

| નં. | નામ. | ઉમર. | લાયકાત. | વર્ગ. | હાલની જગા. | પગાર. | નોકરીની મુદત. |
|---|---|---|---|---|---|---|---|
| ૧૪૦ | છોટાલાલ રણછોડ | ૨૮ | ટ્રેન્ડ, ૧૮૯૫ | ૨૫ | એજન, સુણાવ | ૧૫ | ૪—૮—૨૭ |
| ૧૪૧ | જેઠાલાલ લલ્લુભાઈ | ૨૪ | એજન, ૧૮૯૬ | ૨૫ | એજન, દાવોલ | ૧૫ | ૩—૮—૨૯ |
| ૧૪૨ | લલ્લુભાઈ કાશીરામ | ૪૮ | માસ્તર કોડની ૮મી કલમ મુજબ | ૯ | મહેતાજી, કાછઈ | ૧૨ | ૩૨—૬—૨ |
| ૧૪૩ | રામદાસ ઘોરીભાઈ | ૪૩ | એજન | ૯ | એજનમહમદપુરા | ૧૨ | ૩૦—૪—૦ |
| ૧૪૪ | રવીશંકર કીરપાશંકર | ૪૪ | ટ્રેન્ડ, ૧૮૭૩ | ૯ | એજન, ઉન્દ્રા | ૧૨ | ૨૬-૧૦-૫ |
| ૧૪૫ | મયારામ જોઈતારામ | ૪૩ | ટ્રેન્ડ, ૧૮૭૬ | ૧૨ | એજન, ત્રાજ | ૧૨ | ૨૩-૯-૧૪ |
| ૧૪૬ | રણછોડ ઝવેરભાઈ | ૩૨ | ટ્રેન્ડ, ૧૮૮૯ | ૯ | સિ. આસિ. નાપા | ૧૨ | ૧૯—૩—૦ |
| ૧૪૭ | અંબાલાલ જગજીવન | ૩૩ | ટ્રેન્ડ, ૧૮૯૩ | ૯ | મહેતાજીનવાગામ | ૧૨ | ૧૫-૧૦-૫ |
| ૧૪૮ | મગનલાલ લલ્લુભાઈ | ૩૭ | ટ્રેન્ડ, ૧૮૮૫ | ૯ | એજન, વાસણા બુજરગ | ૧૨ | ૧૪-૯-૧૭ |
| ૧૪૯ | ભોગીલાલ જગજીવન | ૩૬ | ટ્રેન્ડ, ૧૮૮૬ | ૯ | એજન, વડેલી | ૧૨ | ૧૩-૮-૨૧ |
| ૧૫૦ | બાવાભાઈ રામભાઈ | ૨૮ | ટ્રેન્ડ, ૧૮૯૪ | ૧૨ | સબપ્રોટેમ મહેતાજી, રતનપુર | ૧૨ | ૧૨-૧૦-૦ |
| ૧૫૧ | ગોવરધન મોતીચંદ | ૩૪ | ટ્રેન્ડ, ૧૮૮૯ | ૯ | મહેતાજી, પરિયેજ | ૧૨ | ૧૨—૫-૦ |
| ૧૫૨ | ઝીણાભાઈ બાવાજી | ૩૪ | ટ્રેન્ડ, ૧૮૮૮ | ૯ | એજન, ભરોડા | ૧૨ | ૧૧-૮-૨૩ |
| ૧૫૩ | બેચર સામળભાઈ | ૨૮ | ટ્રેન્ડ, ૧૮૯૯ | ૨૦ | ૧લો આ. ચકલાશી | ૧૧ | ૧૧-૦-૧૧ |
| ૧૫૪ | શંકરભાઈ ગોપાળદાસ | ૩૪ | ટ્રેન્ડ, ૧૮૯૨ | ૯ | મહેતાજી, સાસોલ | ૧૨ | ૧૦-૧૦-૩ |
| ૧૫૫ | લલ્લુભાઈ તુળશીભાઈ | ૩૦ | ટ્રેન્ડ, ૧૮૯૩ | ૯ | મહેતાજી, સુરેલી | ૧૨ | ૧૦—૮-૦ |
| ૧૫૬ | મોહનલાલ છોટાલાલ | ૩૧ | એજન, ૧૮૯૦ | ૧૨ | એજન, વણોતી | ૧૨ | ૯—૧૦-૦ |
| ૧૫૭ | ચુનીલાલ ગોવરધન | ૩૦ | એજન, ૧૮૯૦ | ૯ | એજન, દંતાલી | ૧૨ | ૯—૯-૧૪ |
| ૧૫૮ | દોલતરામ નરસીંહરામ | ૨૭ | એજન, ૧૮૯૩ | ૧૨ | એજન, બાટેરા | ૧૨ | ૯—૩-૨૨ |
| ૧૫૯ | આશારામ લક્ષ્મીરામ | ૩૩ | એજન, ૧૮૯૧ | ૯ | એજન, ગોભગીજ | ૧૨ | ૮—૯-૨૩ |
| ૧૬૦ | મોતીરામ જેઠારામ | ૨૭ | એજન, ૧૮૯૭ | ૨૫ | ૨જો આ. કરમસદ | ૧૨ | ૮—૯-૧૨ |
| ૧૬૧ | વલ્લવભાઈ ભગવાન | ૨૭ | એજન, ૧૮૯૬ | ૧૨ | આ. મહે. વાસદ | ૧૨ | ૭—૪-૧૦ |
| ૧૬૨ | મરઘાભાઈ નાગરભાઈ | ૨૯ | એજન, ૧૮૯૩ | ૧૨ | મહેતા. બામણવા | ૧૨ | ૬—૯—૫ |
| ૧૬૩ | ઝવેરભાઈ નાથાભાઈ | ૩૨ | એજન, ૧૮૯૩ | ૧૨ | એજન, હેસરા | ૧૨ | ૬—૯—૦ |
| ૧૬૪ | રણછોડભાઈ દેશાઈભાઈ | ૨૬ | એજન, ૧૮૯૫ | ૧૫ | એજન, ખાત્રજ | ૧૨ | ૪—૯—૦ |
| ૧૬૫ | સુલેમાન જમાલ | ૨૫ | એજન, ૧૮૯૫ | ૧૨ | એજન, હાડગુડ | ૧૨ | ૪—૯—૦ |
| ૧૬૬ | વેરીભાઈ રણછોડ | ૨૯ | એજન, ૧૮૯૬ | ૨૫ | એજન, [illegible] | ૧૨ | ૩—૫—૦ |
| ૧૬૭ | કેશવલાલ નંદલાલ | ૨૪ | એજન, ૧૮૯૭ | ૨૫ | એજન, માંગ્રોલી | ૧૧ | ૨—૯-૨૪ |
| ૧૬૮ | સોમાભાઈ છગનલાલ | ૨૫ | એજન, ૧૮૯૭ | ૨૫ | એજન, આંતિસર | ૧૨ | ૨—૭-૨૨ |
| ૧૬૯ | રૂક્ષ્મણી કેવળરામ | ૨૫ | એજન, વડોદરા | ... | મહેતીજી, વડોદરા | ૧૨ | ૧-૧૧-૨૧ |

| નં. | નામ. | ઉમર | લાયકાત. | પગાર | હાલની જગા. | [illegible] | નોકરીની મુદત. |
|---|---|---|---|---|---|---|---|
| | | | ટ્રેનિંગ કૉલેજ સીનીયર ક્લાસમાં પાસ | | કેમ્પ કન્યાશાળા | | |
| ૧૭૦ | જેભાઈ નરોતમ | ૨૪ | ટ્રેન્ડ, ૧૮૯૮ | ૨.૫ | ૧લોઆસિ. માતર | ૧૨ | ૧—૯—૩૦ |
| ૧૭૧ | ચાહત હેવશંકર | ૩૬ | એજન, ૧૮૯૮ | ૧૫ | મહેતીજી, માતર | ૧૨ | ૧—૯—૮ |
| ૧૭૨ | નરોતમ દયાશંકર | ૫૭ | માસ્તર કોડની ૮ મી કલમ મુજબ | ૯ | મહેતા. પીપલાવ કન્યાશાળા | ૧૧ | ૩૨—૦—૬ |
| ૧૭૩ | હરીશંકર દુર્લભરામ | ૪૫ | એજન | ૯ | ૨ જો આ. સુણાવ | ૧૧ | ૩૦-૧૧-૧૧ |
| ૧૭૪ | ગોવિંદરામ કુબેરદત્ત | ૪૧ | એજન | ૯ | મહેતા. લાંભવેલ | ૧૧ | ૨૩—૯—૧૪ |
| ૧૭૫ | ભોગીલાલ પ્રાણજીવન | ૩૯ | એજન | ૯ | એજન, ચલાલી | ૧૧ | ૨૨—૦—૦ |
| ૧૭૬ | ત્રીભોવન છગનલાલ | ૩૭ | ટ્રેન્ડ, ૧૮૯૬ | ૯ | એજન, ગમુંડ | ૧૧ | ૧૯—૪—૦ |
| ૧૭૭ | માણેકલાલ ખોવસ | ૩૧ | એજન, ૧૮૯૫ | ૯ | એજન, સાંખેજ | ૧૦ | ૧૩—૯—૧૦ |
| ૧૭૮ | હરગોવિંદ હરજીવન | ૩૩ | એજન, ૧૮૮૬ | ૯ | એજન, દેગતજ | ૧૧ | ૧૩—૮—૨૨ |
| ૧૭૯ | બાબરભાઈ ભીખાભાઈ | ૩૧ | એજન, ૧૮૯૪ | ૯ | એજન, ઇસનાવ | ૧૧ | ૧૨—૪—૧૩ |
| ૧૮૦ | મગનલાલ નાથાભાઈ | ૨૯ | એજન, ૧૮૯૬ | ૧૨ | એજન, ખાનપુર | ૧૧ | ૯—૯—૨૬ |
| ૧૮૧ | મરઘાભાઈ ખોથાભાઈ | ૨૬ | એજન, ૧૮૯૭ | ૧૨ | એજન, નવાગામ | ૧૧ | ૮—૧૧—૨૫ |
| ૧૮૨ | ભાઈલાલ જમનાદાસ | ૨૬ | એજન, ૧૮૯૩ | ૯ | એજન, સૈજપુર | ૧૧ | ૬—૮—૨૩ |
| ૧૮૩ | ડાહ્યાભાઈ મનસુખ | ૨૯ | એજન, ૧૮૯૩ | ૯ | એજન, ખોરડી | ૧૧ | ૬—૭—૮ |
| ૧૮૪ | રણછોડ છીછાભાઈ | ૨૧ | એજન, ૧૮૯૫ | ૧૫ | એજન, ખેડાસા | ૧૧ | ૪—૭—૧૯ |
| ૧૮૫ | નારણભાઈ ગીરધરભાઈ | ૨૫ | એજન, ૧૮૯૬ | ૨૫ | ૧લો આ. વડોદરા કેમ્પ | ૧૧ | ૩—૭—૧૭ |
| ૧૮૬ | માણેકલાલ નાથાભાઈ | ૨૬ | એજન, ૧૮૯૮ | ૨૦ | મહેતાજી, સનાલી | ૧૧ | ૧—૯—૦ |
| ૧૮૭ | વલ્લભભાઈ લલ્લુભાઈ | ૨૧ | એજન, ૧૮૯૯ | ૨૫ | ૧લોઆ. આંકલાવ | ૧૧ | ૦—૮—૨૪ |
| ૧૮૮ | ઝવેરભાઈ મીઠાભાઈ | ૨૩ | એજન, ૧૮૯૯ | ૨૫ | મહેતાજી, પીઠાઈ | ૧૧ | ૦—૮—૨૩ |
| ૧૮૯ | તળશીભાઈ વલ્લભભાઈ | ૨૨ | એજન, ૧૮૯૯ | ૨૫ | એજન, મહેળજ | ૧૧ | ૦—૮—૨૧ |
| ૧૯૦ | મગનલાલ લાલભાઈ | ૨૪ | એજન, ૧૮૯૯ | ૨૫ | એજન, વનોડા | ૧૧ | ૦—૮—૧૫ |
| ૧૯૧ | દલસુખ આત્મારામ | ૨૪ | એજન, ૧૮૯૯ | ૨૦ | ૧ લોઆ. વીરસદ | ૧૧ | ૦—૫—૨૧ |
| ૧૯૨ | અમરતલાલ છગનલાલ | ૪૨ | માસ્તર કોડની ૮મીકલમ મુજબ | ૯ | ૨જોઆ. ચકલાસી | ૧૦ | ૨૨—૮—૦ |
| ૧૯૩ | ચતુરભાઈ સામળભાઈ | ૨૭ | ટ્રેન્ડ, ૧૮૯૬ | ૯ | ૨જોઆ. ઉતરસંડા | ૧૦ | ૯—૩—૦ |
| ૧૯૪ | ગોવરધન [illegible] | ૨૮ | ટ્રેન્ડ. ૧૮૯૯ | ૧૨ | મહેતા. રાણીઆ | ૧૦ | ૭—૧૧—૦ |
| ૧૯૫ | સોમાભાઈ ભાગરભાઈ | ૨[illegible] | ટ્રેન્ડ, ૧૮૯૮ | ૧૨ | ૩જોઆ. કરમસદ | ૧૦ | ૧—૯—૧૩ |
| ૧૯૬ | ત્રીભોવન નંદલાલ | ૪૩ | ટ્રેન્ડ, ૧૮૮૯ | ૯ | ૨જોઆ. ડડાલ | ૯ | ૨૫-૪-૨૯ |
| ૧૯૭ | શીવાભાઈ નરસીંહભાઈ | ૩૦ | ટ્રેન્ડ, ૧૮૯૬ | ૯ | ૨ જો આ. વીરસદ | ૯ | ૧૧-૧૦-૨૫ |

| નં. | નામ. | ઉમ્મર. | લાયકાત. | [illegible] | હાલની જગા. | પગાર | નોકરીની મુદત. |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૮ | નરભેરામ હરજીવન | ૩૨ | ટ્રેન્ડ, ૧૮૯૫ | ૯ | ૧લોઆ.વાંઠવાળી | ૯ | ૧૦-૧૦-૧ |
| ૧૯૯ | ભવાનભાઈ હરિભાઈ | ૩૨ | ટ્રેન્ડ, ૧૮૯૮ | ૯ | ૧લોઆ. કુંજરાવ | ૯ | ૯—૫— |
| ૨૦૦ | ગોરધન નરોતમ | ૨૬ | ટ્રેન્ડ, ૧૮૯૮ | ૯ | ૧લોઆ.પીપલાવ | ૯ | ૭—૯— |
| ૨૦૧ | ભોગીલાલ નાથજી | ૨૭ | ટ્રેન્ડ, ૧૮૯૭ | ૧૨ | ૧ લો આ. ચુણેલ | ૯ | ૨—૧૦— |
| ૨૦૨ | હરજીવન ગોવિંદજી | ૪૯ | માસ્તર કોડની | ૯ | ૩જો આ. કઠલાલ | ૮ | ૩૫-૩-૨ |
| | | | ૭મી કલમ મુજબ | | | | |
| ૨૦૩ | દ્વારકાદાસ રણછોડજી | ૩૮ | એજન, | ૯ | ૨ જો આ. નાપા | ૮ | ૨૩-૧૧- |
| ૨૦૪ | મગનલાલ માધવદાસ | ૪૨ | ટ્રેન્ડ ૧૮૭૭ | ૧૨ | ૧લોઆ.આંત્રોલી | ૮ | ૧૮-૯-૧૯ |
| ૨૦૫ | રણછોડ હરગોવિંદ | ૨૭ | એજન, ૧૮૯૬ | ૯ | ૩ જો આ. માતર | ૮ | ૧૦-૧૧- |
| ૨૦૬ | રાયસંગ ઉમેદસંગ | ૨૯ | એજન, ૧૮૯૮ | ૯ | ૨જોઆ.ચિખોદ્રા | ૮ | ૧૦-૨— |
| ૨૦૭ | ઝવેરભાઈ તલશીભાઈ | ૪૨ | એજન, ૧૮૭૫ | ૯ | ૧લોઆ. કરમસદ | ૭ | ૧૫-૬-૧ |
| | | | રાજકોટ ટ્રે.કો. | | કન્યાશાળા | | |
| ૨૦૮ | માધવલાલ રણછોડ | ૫૫ | કંઈ નહિ | .. | મહેતાજી,બોદાલ | ૧૦ | ૩૬-૧૧- |
| ૨૦૯ | ચતુરલાલ ગોપાળજી | ૪૫ | ,, | ... | એજન, ગોળજ | ૧૦ | ૩૧-૫— |
| ૨૧૦ | છગનલાલ કુશળજી | ૪૬ | ,, | ... | ,, સુડાવણસોલ | ૧૦ | ૨૭-૨— |
| ૨૧૧ | રણછોડ મીરતરામ | ૪૮ | ,, | ... | એજન,ચીખોદરા | ૧૦ | ૨૬-૧૧- |
| | | | | | કન્યાશાળા | | |
| ૨૧૨ | ઇશ્વિર ભગવાન | ૫૪ | ,, | ... | એજન, નાપાડ | ૧૦ | ૨૬-૬— |
| | | | | | કન્યાશાળા | | |
| ૨૧૩ | ભુદર ત્રીભોવન | ૪૪ | ,, | ... | એજન,તેતરસુંબા | ૧૦ | ૨૫-૯— |
| ૨૧૪ | દાજીભાઈ ઝવેરભાઈ | ૪૪ | ,, | .. | એજન, પીપલવડ | ૧૦ | ૨૩-૯-૨૯ |
| ૨૧૫ | પ્રેમાનંદ અનોપરામ | ૪૧ | ,, | .. | ,, પાડીઆલપુરા | ૧૦ | ૨૨-૩— |
| ૨૧૬ | ગોકળદાસ જીવણદાસ | ૪૦ | ,, | ... | એજન, જંત્રાલ | ૧૦ | ૨૨-૧-૨૧ |
| ૨૧૭ | નારણજી રેવાદત્ત | ૩૯ | ,, | ... | એજન, અહીમા | ૧૦ | ૨૧-૯— |
| ૨૧૮ | છગનલાલ દયારામ | ૪૨ | ,, | | એજન, વાસણા | ૧૦ | ૨૦-૭— |
| ૨૧૯ | મોતીરામ ભાઈજી | ૩૬ | ,, | ... | એજનછીપીઆલ | ૧૦ | ૧૮-૮-૨૭ |
| ૨૨૦ | મગનલાલ બેચર | ૩૬ | ,, | ... | એજન, ફાગવેલ | ૧૦ | ૧૮-૬— |
| ૨૨૧ | રણછોડ ઘેલાભાઈ | ૪૭ | ,, | ... | એજન, વસો | ૧૦ | ૧૭-૧૧- |
| ૨૨૨ | શીવલાલ આશારામ | ૩૬ | ,, | ... | એજન, આમોદ | ૧૦ | ૧૭-૮— |
| ૨૨૩ | ભગવાન લક્ષ્મીદાસ | ૩૮ | ,, | ... | ,, કાશીઅરા | ૧૦ | ૧૭-૭-૨૮ |
| ૨૨૪ | માધવલાલ બાપાલાલ | ૩૬ | ,, | .. | એજન, ગુતાલ | ૧૦ | ૧૭-૬— |
| ૨૨૫ | કહાનદાસ નાગરભાઈ | ૩૭ | ,, | .. | એજન,ઉતરસંડા | ૧૦ | ૧૭—— |
| | | | | | કન્યાશાળા | | |

| નં. | નામ. | ઉમર | લાયકાત. | [illegible] | હાલની જગા. | પગાર | નોકરીની મુદત. |
|---|---|---|---|---|---|---|---|
| ૨૨૬ | ગોકળભાઈ કાળીદાસ | ૩૪ | કંઈ નહિ. | ... | એજન, દેથલી | ૧૦ | ૧૬-૭-૨૩ |
| ૨૨૭ | મથુર છોટાલાલ | ૩૪ | ,, | ... | એજન, રંગાઈપુરા | ૧૦ | ૧૬-૫-૦ |
| ૨૨૮ | પરશોતમ છોટાલાલ | ૩૩ | ,, | ... | એજન, વણસર | ૧૦ | ૧૫-૯-૦ |
| ૨૨૯ | અંબાશંકર ગંગાશંકર | ૩૨ | ,, | ... | એજન, સુણદા | ૧૦ | ૧૩-૮-૦ |
| ૨૩૦ | છગનલાલ કેશવલાલ | ૪૪ | ,, | ... | એજન, મોકેલ કન્યાશાળા | ૧૦ | ૧૩-૫-૨૪ |
| ૨૩૧ | જેઠાભાઈ પુંજાભાઈ | ૩૩ | ,, | ... | એજનહૈજરાબાદ | ૧૦ | ૧૩-૧-૨૮ |
| ૨૩૨ | ઇચ્છાશંકર હરીશંકર | ૪૨ | ,, | ... | એજન, બીડજ | ૧૦ | ૧૨-૫-૦ |
| ૨૩૩ | દિલઆજખાનનવાજખા | ૩૧ | ,, | ... | ,, રઢવાણુજ | ૧૦ | ૧૧-૧૧-૭ |
| ૨૩૪ | હસન ઉકાભાઈ | ૩૧ | ,, | ... | એજન, મસરા | ૧૦ | ૧૧-૬-૦ |
| ૨૩૫ | વલવભાઈ લાલજી | ૩૨ | ,, | .. | એજન, કઠાણા | ૧૦ | ૧૦-૩-૦ |
| ૨૩૬ | છોટાલાલ રણછોડ | ૩૦ | ,, | ... | એજન ત્રાંજા | ૧૦ | ૧૦-૨-૩ |
| ૨૩૭ | ગીરધરલાલ છગનલાલ | ૨૯ | ,, | ... | એજન, સોખડા | ૧૦ | ૯-૪-૨૦ |
| ૨૩૮ | માણેકલાલ નારણદાસ | ૫૦ | ,, | ... | ,, નાપા ક.શા. | ૧૦ | ૮-૭-૦ |
| ૨૩૯ | વેણીરામ આદિતરામ | ૩૭ | ,, | ... | એજન, દેદરડા | ૧૦ | ૬-૪-૧૨ |
| ૨૪૦ | સાજન કરીમભાઈ | ૨૨ | ,, | ... | એજન, અંતેજ | ૧૦ | ૪-૪-૨૪ |
| ૨૪૧ | અનપૂર્ણા નારણજી | ૨૫ | ,, | ... | સ્કૂલ પીપલાવ મહેતીજી, રાસ કન્યાશાળા | ૯ | ૪-૧૧-૦ |

## ૫. મ્યુનિસિપલ સ્કૂલો.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ગીરધરલાલ ગોરધન | ૫૨ | ટ્રેન્ડ, ૧૮૬૬ | ૨૫ | મહેતાજી, નડિયાદ | ૬૫ | ૩૪-૦-૦ |
| ૨ | વ્રિજવલવ હરજીવન | ૬૦ | એજન, ૧૮૬૧ | ૨૫ | એજન, આણંદ | ૫૫ | ૩૭-૧૧-૧૧ |
| ૩ | છગનલાલ કેવળરામ | ૫૯ | એજન, ૧૮૬૫ | ૨૦ | એજન, ઉમરેઠ | ૫૦ | ૩૭-૬-૧૧ |
| ૪ | છગનલાલ મુળજી | ૫૧ | એજન, ૧૮૬૫ | ૨૦ | એજન, બોરસદ | ૫૦ | ૩૨-૮-૧૯ |
| ૫ | વલ્લભરામ નાગરજી | ૩૮ | એજન, ૧૮૯૩ | ૨૦ | એજન, ખેડા | ૫૦ | ૨૦-૨-૭ |
| ૬ | અનોપરામ દાઉજી | ૫૮ | એજન, ૧૮૬૩ | ૨૦ | એજન, મેમદાવાદ | ૪૮ | ૩૭-૪-૦ |
| ૭ | પરશોત્તમ મોતીરામ | [illegible]૪ | એજન, ૧૮૮૭ | ૨૦ | એજન, કપડવંજ | ૩૫ | ૧૮-૮-૦ |
| ૮ | ગૌતમ રાજારામ | ૪૨ | એજન, ૧૮૭૮ | ૨૫ | મહેતી.ઉમરેઠક. | ૩૧ | ૨૧-૯-૧૭ |
| ૯ | ભવાનીશંકર દોલતરામ | ૫૦ | એજન, ૧૮૬૯ | ૨૦ | મહેતાજી, મહુધા | ૩૦ | ૩૬-૧૦-૦ |

| નં. | નામ. | ઉમર. | લાયકાત. | ગ્રેડ. | હાલની જગા. | પગાર. | નોકરીની મુદત. |
|---|---|---|---|---|---|---|---|
| ૧૦ | સૈયદમિયાં બાવાસાહેબ | ૫૦ | ટ્રેન્ડ, ૧૮૭૨ | ૧૫ | મુનશી, ઉમરેઠ ઉ. સ્કૂ. | ૩૦ | ૨૭-૧૧-૧૬ |
| ૧૧ | જેકોર મગનલાલ | ૩૮ | એજન, ૧૮૮૬. | ૨૫ | મહેતીજીકપડવંજ | ૨૭ | ૧૪-૬-૧૭ |
| ૧૨ | દિવાળી હરીશંકર | ૨૭ | એજન, ૧૮૭૪ | ૧૫ | એજન,મેમદાવાદ | ૨૫ | ૨૫-૧૦-૦ |
| ૧૩ | ફજલુદીન ગુલભાઈ | ૪૩ | એજન, ૧૮૭૯ | ૧૫ | મુનશી, મહુધા ઉ. સ્કૂ. | ૨૫ | ૨૦-૫-૧૬ |
| ૧૪ | યુસફ પીરમહમદ | ૩૭ | એજન, ૧૮૮૨ | ૧૫ | એજન, કપડવંજ ઉ. સ્કૂ. | ૨૫ | ૧૭—૯-૦ |
| ૧૫ | બાપુભાઈ વિદ્યારામ | ૪૨ | ........ | ... | મહેતાજી, ડાકોર સં. શાળા. | ૨૫ | ૧૫—૮-૦ |
| ૧૬ | મગનલાલ ભાઈજી | ૬૨ | ટ્રેન્ડ, ૧૮૮૮ | ૨૦ | એજન, ઓડ | ૨૫ | ૧૧-૧૦-૦ |
| ૧૭ | મુક્તા રગનાથ | ૩૨ | એજન, ૧૮૮૯ | ૨૦ | મહેતાજી,નડિયાદ | ૨૫ | ૧૦-૯-૧૪ |
| ૧૮ | ઝવેર વરજભાઈ | ૪૧ | એજન, ૧૮૮૨ | ૨૦ | એજન, મહુધા | ૨૨ | ૧૭—૯-૦ |
| ૧૯ | લક્ષ્મીરામ લલ્લુભાઈ | ૪૯ | માસ્તર કોડની ૭ મીક્લમ મુજબ | ૧૨ | મહેતાજી, ડાકોર બ્રાન્ચ | ૨૦ | ૩૨-૧૦-૦ |
| ૨૦ | નાથાભાઈ જીવાભાઈ | ૪૭ | ટ્રેન્ડ, ૧૮૭૪ | ૨૦ | ૧લો આ. નડિયાદ | ૨૦ | ૨૯—૯-૪ |
| ૨૧ | પ્રેમચંદ ખેચર | ૪૩ | એજન, ૧૮૭૬ | ૯ | મહેતા. કપડવંજ બ્રાન્ચ | ૨૦ | ૨૩—૮-૦ |
| ૨૨ | સમશેરખાન મીરખાન | ૪૨ | એજન, ૧૮૭૭ | ૯ | મુનશી, નડિયાદ ઉ. સ્કૂ | ૨૦ | ૨૩—૦-૦ |
| ૨૩ | બાકરમીઆં નાથામીઆં | ૩૯ | એજન, ૧૮૮૧ | ૧૫ | એજન, ખેડા | ૨૦ | ૧૮—૬-૦ |
| ૨૪ | મહાસુખ પ્રાણનાથ | ૩૩ | એજન, ૧૮૯૦ | ૨૦ | ૧લો આ.કપડવંજ | ૨૦ | ૧૪-૧૧-૯ |
| ૨૫ | કિશોરભાઈ કુબેરભાઈ | ૨૯ | એજન, ૧૮૯૩ | ૨૫ | એજન, આણંદ | ૨૦ | ૧૪—૨-૦ |
| ૨૬ | મહાલક્ષ્મી રણછોડ | ૩૦ | એજન, ૧૮૯૨ | ૧૨ | મહેતીજી, ખેડા | ૨૦ | ૭—૭—૦ |
| ૨૭ | પરશોત્તમ રણછોડ | ૨૬ | એજન, ૧૮૯૪ | ૨૦ | ૧લો આ. ખેડા | ૨૦ | ૫—૯-૧૩ |
| ૨૮ | વાઘજી ગોવિંદભાઈ | ૨૯ | એજન, ૧૮૯૪ | ૨૦ | એજન, ઉમરેઠ | ૨૦ | ૫—૯—૫ |
| ૨૯ | ગોરધન મથુરદાસ | ૫૨ | એજન, ૧૮૬૫ | ૧૨ | મહેતાજી, ઉમરેઠ બ્રાન્ચ નં. ૧ | ૧૯ | ૩૫—૦-૫ |
| ૩૦ | મનસુખરામ દુર્લભરામ | ૪૭ | એજન, ૧૮૭૦ | ૯ | એજન, મહુધા બ્રાન્ચ | ૧૮ | ૨૭-૧૦-૩ |
| ૩૧ | અબદુલકાદરસરદારભાઈ | ૪૫ | એજન, ૧૮૭૫ | ૯ | મુનશી,મેમદાવાદ ઉ. સ્કૂ | ૧૮ | ૨૪—૫-૦ |
| ૩૨ | છોટાલાલ અમથાભાઈ | ૩૧ | એજન, ૧૮૯૧ | ૧૨ | મહેતાજી, બોરસદ | ૧૭ | ૮—૧૦-૨ |

| નં. | નામ. | ઉમર. | લાયકાત. | રૂ. | હાલની જગા. | તારીખ. | નોકરીની મુદત. |
|---|---|---|---|---|---|---|---|
| ૩૩ | કાશીભાઈ છત્રાભાઈ | ૨૯ | ટ્રેન્ડ, ૧૮૯૪ | ૨૦ | બ્રાન્ચ બી. આ. નડિયાદ | ૧૬ | ૫—૧૧—૦ |
| ૩૪ | ગીરધરલાલ ગોકળદાસ | ૪૭ | એજન, ૧૮૭૨ | ૧૨ | મહેતાજી, નડિયાદ | ૧૫ | ૩૨—૫—૧૨ |
| ૩૫ | ભાઈલા નાથુભાઈ | ૪૩ | માસ્તર કોડની ૭ મી કલમ મુજબ | ૧૨ | બ્રાન્ચ નં. ૧ એજન, નં. ૪ | ૧૫ | ૩૦—૧—૦ |
| ૩૬ | બેચરભાઈ નાગરદાસ | ૪૧ | ટ્રેન્ડ, ૧૮૮૯ | ૧૨ | એજન, નં. ૩ | ૧૫ | ૨૭—૧૦—૦ |
| ૩૭ | મોતીરામ વેણીરામ | ૫૩ | એજન, ૧૮૭૫ | ૯ | એજન, ઉમરેઠ | ૧૫ | ૨૪—૨—૨ |
| ૩૮ | મુળશંકર મંછારામ | ૪૨ | એજન, ૧૮૭૭ | ૧૨ | બ્રાન્ચ નં. ૨ ૧લો આ. ડાકોર | ૧૫ | ૨૨—૯—૩૦ |
| ૩૯ | ત્રીકમ મથુરભાઈ | ૩૩ | એજન, ૧૮૮૮ | ૯ | મહેતાજી, નડિયાદ | ૧૫ | ૧૪—૯—૧૦ |
| ૪૦ | અમીરૂદ્દીન શીરાજુદ્દીન | ૩૫ | એજન, ૧૮૮૫ | ૯ | બ્રાન્ચ નં. ૫ મુનશી, બોરસદ | ૧૫ | ૧૪—૭—૦ |
| ૪૧ | રણછોડલાલ બાપુજી | ૨૯ | ટ્રેન્ડ, ૧૮૯૪ | ૧૫ | ઉ. સ્કુ. મહેતાજી, નડિયાદ | ૧૫ | ૧૧—૧૦—૨૩ |
| ૪૨ | ગોવરધન સેવકરામ | ૨૬ | એજન, ૧૮૯૬ | ૨૦ | બ્રાન્ચ નં. ૨ બી. આ. કપડવંજ | ૧૫ | ૮—૧૧—૨ |
| ૪૩ | રૂક્ષ્મણી ચામળબાઈ | ૩૭ | એજન, ૧૮૯૨ | ૧૨ | મહેતીજી, બોરસદ | ૧૫ | ૭—૬—૨૯ |
| ૪૪ | પુરૂષોત્તમ રેવાશંકર | ૨૬ | એજન, ૧૮૯૪ | ૨૫ | ૧લો આ. મહુધા | ૧૫ | ૫—૮—૦ |
| ૪૫ | છોટાલાલ પ્રજારામ | ૪૪ | માસ્તર કોડની ૭ મી કલમ મુજબ | ૯ | ૨. જો. આ. ડાકોર | ૧૩ | ૩૧—૩—૨૯ |
| ૪૬ | ડાહ્યાભાઈ રાજારામ | ૩૧ | ટ્રેન્ડ, ૧૮૯૩ | ૧૨ | ૨જો આ. અમદાવાદ | ૧૩ | ૬—૮—૦ |
| ૪૭ | મગનલાલ મહાશંકર | ૪૯ | માસ્તર કોડની ૭ મી કલમ મુજબ | ૯ | ૧ જો આ. ખેડા | ૧૨ | ૩૨—૯—૦ |
| ૪૮ | મુળજી લલ્લુભાઈ | ૪૪ | ટ્રેન્ડ, ૧૮૯૨ | ૯ | મહેતાજી, નડિયાદ | ૧૨ | ૨૦—૨—૧૩ |
| ૪૯ | બાપુભાઈ અજુભાઈ | ૩૯ | એજન, ૧૮૮૯ | ૧૨ | કન્યા. શા. નં. ૨ ૧લો આ. નડિયાદ | ૧૨ | ૧૮—૧—૮ |
| ૫ | હીરાભાઈ રામભાઈ | ૨૮ | એજન, ૧૮૯૮ | ૧૨ | ઉ. સ્કુ. મહેતાજી, ઓડ | ૧૨ | ૧૧—૮—૦ |
| ૫૧ | કાશીભાઈ હરીભાઈ | ૨૫ | એજન, ૧૮૯૪ | ૧૨ | બ્રાન્ચ ૧લો આ. બોરસદ | ૧૨ | ૫—૯—૧૩ |
| ૫૨ | શંકરલાલ નથુદાસ | ૨૫ | એજન, ૧૮૯૮ | ૨૫ | ૩જો આ. કપડવંજ | ૧૨ | ૧—૯—૨૧ |

| નં. | નામ. | ઉમર. | લાયકાત. | વર્ગ. | હાલની જગા. | પગાર. | નોકરીની મુદત. |
|---|---|---|---|---|---|---|---|
| ૫૩ | હરિપ્રસાદ હરીભાઈ | ૫૪ | માસ્તર કોડની ૭મી કલમ મુજબ | ૯ | ૨ જો આ. ઉમરેઠ | ૧૧ | ૩૫-૧૦-૨ |
| ૫૪ | જકોરભાઈ મુળજીભાઈ | ૪૫ | એજન | ૯ | ૪ થો આ. ખેડા | ૧૧ | ૩૨-૨-૨૧ |
| ૫૫ | મુળજી લલ્લુભાઈ | ૪૧ | એજન | ૯ | બીજો આ. મહેમદાવાદ | ૧૧ | ૨૭—૮-૦ |
| ૫૬ | ગીરધરભાઈ ઝવેરભાઈ | ૩૩ | ટ્રેન્ડ, ૧૮૯૭ | ૧૨ | ૩ જો આ. નડિયાદ | ૧૧ | ૧૫—૯-૯ |
| ૫૭ | પુરષોત્તમ અચરતલાલ | ૨૪ | એજન, ૧૮૯૮ | ૨૫ | ૧લો આ. ઉમરેઠ ઉ. સ્કૂ. | ૧૧ | ૧—૮-૨૮ |
| ૫૮ | હીરાલાલ નરોતમ | ૫૦ | માસ્તર કોડની ૭મી કલમ મુજબ | ૯ | મહેતાજી, નડિયાદ કન્યાશાળા નં. ૧ | ૧૦ | ૨૭—૭-૦ |
| ૫૯ | દામોદર કીશોરદાસ | ૪૦ | એજન | ૯ | ૫ મો આ. ખેડા | ૧૦ | ૨૫-૩-૧૬ |
| ૬૦ | ફુલાભાઈ ગડબડ | ૨૯ | ટ્રેન્ડ, ૧૮૯૭ | ૧૨ | ૪ થો આ. નડિયાદ | ૧૦ | ૨—૯—૦ |
| ૬૧ | મગનલાલ મહાશંકર | ૪૨ | એજન, ૧૮૯૨ | ૯ | ૧લો આ. નડિયાદ બ્રાન્ચ નં. ૪ | ૯ | ૨૧—૪-૦ |
| ૬૨ | કાળીદાસ મથુર | ૩૩ | એજન, ૧૮૯૬ | ૯ | ૫ મો આ. નડિયાદ | ૯ | ૧૩-૮-૨૨ |
| ૬૩ | માણેકલાલ આમથાભાઈ | ૨૯ | એજન, ૧૮૯૬ | ૯ | ૬ ઠો આ. નડિયાદ | ૯ | ૧૦-૧૧-૦ |
| ૬૪ | નારણભાઈ શંકરભાઈ | ૨૭ | એજન, ૧૮૯૫ | ૧૨ | ૨ જો આ. આણંદ | ૯ | ૧૦—૯-૦ |
| ૬૫ | પુરષોત્તમ બીખાભાઈ | ૨૭ | એજન, ૧૮૯૭ | ૧૨ | ૭ મો આ. નડિયાદ | ૯ | ૮—૯-૨૭ |
| ૬૬ | ઉમ્મર જીવાભાઈ | ૨૫ | એજન, ૧૮૯૯ | ૨૦ | ૧લો આ. કપડવંજ ઉ. સ્કૂ. | ૯ | ૮—૪-૧૫ |
| ૬૭ | મોહનલાલ મનસુખરામ | ૨૬ | એજન, ૧૮૯૮ | ૧૨ | ૪થો આ. કપડવંજ | ૯ | ૧—૯—૯ |
| ૬૮ | મોતીલાલ નરસીંહભાઈ | ૩૭ | કંઈ નહિ | ... | મહેતાજી, ચોડ કન્યાશાળા | ૧૦ | ૨૦—૪-૦ |
| ૬૯ | સુલતાનમીયાં જમીયતમીયાં | ૩૫ | ,, | ... | મુનશી, કપડવંજ ઉ. કન્યાશાળા | ૧૦ | ૧૭—૮-૦ |
| ૭૦ | મથુરદાસ ગોરધન | ૩૬ | ,, | ... | ગુજરાતીશિક્ષક, કપડવંજ ઉ. સ્કૂ. | ૧૦ | ૧૫-૧૦-૨૦ |
| ૭૧ | રસુલમીઆં ફઝલમીઆં | ૩૮ | ,, | ... | ૨લો આ. મેમદાવાદ ઉ. સ્કૂ. | ૧૦ | ૧૪—૦-૦ |

# मेवाड़नुं टूंक वर्णन.

( લખનાર છગનલાલ વિદ્યારામ રાવળ. )

શૂરવીર ક્ષત્રી લોકનો આ રસાળ પ્રદેશ ગુજરાત, માળવા, મારવાડ, અને હાડોતી (બુન્દી-કોટા) ના મુલકની વચ્ચે આવેલો છે. તેનો દક્ષિણ અને અગ્નિ ખૂણાનો થોડોક ભાગ ડુંગરોથી ભરપૂર છે, અને બાકીનો ઘણો ખરો ભાગ સપાટ છે. આ સપાટ ભાગમાં પાક સારો થાય છે. તેમાં ઉત્તર તરફનો ભાગ વધારે રસાળ છે. ઘણું કરીને આખા પ્રાન્તમાં ઘઉં, મકાઈ, કપાસ, અડદ, અને અફીણનો પાક સારો થાય છે.

**મેવાડનાં ગામ**—ત્યાંનાં ગામડાંનો આકાર ઘણે ભાગે ગોળાકાર હોય છે. ચોર અને લુંટારાના ભયને લીધે આ ગામોની આસપાસ કાંટાની પહોળી અને ઉંચી મજબૂત વાડ કરેલી હોય છે, અને તેમાં જવા આવવા માટે ઘણું કરીને એક જ રસ્તો હોય છે. મ્હોટાં ગામોની આસપાસ મજબૂત કિલ્લા બાંધેલા હોય છે. આવાં કિલ્લાબન્ધી ગામો ઘણેક ઠેકાણે છે. અસલના રાજાઓએ દુશ્મનોથી પોતાનો બચાવ થવા સારૂ અથવા ભયંકર ધાડોથી પ્રજાના જાન માલનું રક્ષણ થવા સારૂ એવા કિલ્લા બન્ધાવેલા છે. વખતે ત્રણ ચાર હજાર માણસની વસતીવાળા કસ્બા પ્રાછી પણ આવા કિલ્લા બાંધેલા હોય છે. મ્હેં એક કસ્બાનો કોટ જોયો તેની પહોળાઈ એટલી બધી હતી, કે તેની ઉપર ગરીબ કોળી લોકો ઝુંપડાં બાંધી રહેલા હતા, અને તે ઝુંપડાંની આગળ સાત આઠ હાથ પહોળાઈનો છૂટો ભાગ બાકી રહેલો હતો. આ ઉપરથી તે કિલ્લાની પહોળાઈ વિષે સહેજ અનુમાન થશે. આ વિશાળ કોટની આસપાસ ચારે તરફ પાણીની સજ્જવન ખાઈ હતી, ને તેનો પટ બહુ પહોળો હતો. તે ઉપર ઉપાડી લેવાય એવા જૂની ઢબથી બાંધેલા પુલ હતા. કિલ્લાની રચના એવી રીતે કરેલી હતી, કે લડાઈની વખતે બુરજ ઉપરથી છૂટતી તોપોના ગોળા કિલ્લાની દિવાલને ન લાગતાં ત્યાં એકઠાં થયેલાં લસ્કરનો નાશ કરે.

**મેવાડનાં ઘર**—મેવાડનાં ઘરની રચના કંઇક નવાઈ જેવી છે. ઘણાં ખરાંનું ભોંમ તળીઉં જમીનની સપાટી બરાબર હોય છે. અછતને લીધે ઘર બાંધવામાં લાકડાં બહુ થોડાં વાપરેલાં હોય છે, અને તે જ કારણથી ઘરનાં છાપરાં પર વળીઓને ઠેકાણે વાંસ નાંખેલા હોય છે. આ વાંસ આપણા અહિંના વાંસ કરતાં બહુ કઠણ અને મજબૂત હોય છે. ઘરનાં બારણાં બહુ સાંકડાં અને નીચાં હોવાથી તેમાં બરાબર પ્રકાશ આવતો નથી. ઓજલ પડદો રાખવાના રિવાજથી કે પહેલાંના વખતમાં વારંવાર મુસલમાનોની ચઢાઈઓના ભયને લીધે ત્યાં આપણા જેવી મ્હોટી બારીઓ મૂકવાનો ચાલ નથી, પણ તાકાં જેવડી ન્હાની બારીઓ મૂકેલી હોય છે. તેથી મેડા ઉપર બેસીએ તો પવન વગર ઉકળાટ થાય છે; અને ઓરડામાં એટલું બધું અન્ધારૂં હોય છે, કે ધોળે દહાડે દીવો કરવાની જરૂર પડે. ત્યાંના લોકોને આવાં મકાનોમાં રહેવાની ટેવ પડી ગયેલી હોવાથી અણગમો થતો નથી. કેટલીક હવેલીઓને છાપરાંને ઠેકાણે છાબન્ધ અગાશીઓ હોય છે, તેમાં પણ મેડાની અન્દર ન્હાની ન્હાની છાબન્ધ ઓરડીઓ કાઢી ઘણો ભાગ રોકેલો હોય છે. કેટલાંક ઘરોમાં આવી સુવા બેસવાની ઓરડીઓમાં બિભત્સચિત્રો કાઢેલાં હોય છે, અને ત્યાં બેઠક હોવાથી પરદેશી પરોણાને લેઈ જવામાં આવે છે. પણ એવાં ચિત્રોથી પરોણાના મનમાં ખોટો વિચાર આવશે તેવો ખ્યાલ ઘર ધણીને આવતો નથી. વળી તેમાં બાપ દીકરો શરમ ન રાખતાં પાસે બેસી સુખે વાતો કરે છે. હમણાં હમણાં કેટલાક લોક બારીઓવાળાં મકાનો બન્ધાવવા લાગ્યા છે ખરા, પણ તે બહુ થોડાં છે.

**મેવાડના મહેલ**—રાજાઓના મહેલ પત્થરથી ચણેલા છે. તેમાં માટી કે લાકડાનું નામ નથી. મહેલના પ્રમાણમાં બારણાં જોઈએ તેવાં મ્હોટાં નથી. ફક્ત જવા આવવાના મુખ્ય દરવાજા મ્હોટા હોય છે ખરા. મહેલોનાં નામ જુદાં જુદાં હોવાથી દરબાર કયા મહેલમાં છે, તે વિષે પ્રતિહાર કે હજુરીઆઓને પૂછવું પડે છે, એટલે તે અમુક મહેલનું નામ બતાવે છે, તે સાંભળી જનારા માણસ તે તરફ જાય છે. આટલી તપાસ ન કરતાં એમને એમ જાય તો રાજાની મુલાકાત નં થતાં ઠેઠ શિખર ભાગથી તેમને પાછા ઉતરી બીજા મહેલમાં જવું પડે છે. આવા દ-

રેક મહેલમાં જવા આવવાના રસ્તા પણ ઘણા હોય છે. તેમાં કેટલેક ઠેકાણે ભયની વખતે છાના માના નાશી જવા માટે ગુપ્ત રસ્તા પણ રાખેલા હોય છે. મહેલના ભોંય તળિયે ઘણું કરીને ભોંયરૂં હોય છે. તેમાં આગળના વખતમાં બન્દુકો, તલવારો, તીર કામઠાં, અને તોપો, વગેરે હથિયારોનો સંગ્રહ કરી રાખતા હતા. તેમ ઉપજમાંથી બચેલાં નાણાં તેના કોઈ ગુપ્ત ભાગમાં એકઠાં કરી મૂકવાનો ચાલ હતો. મહેલની અન્દરના ઓરડા ઘણા વિશાળ અને છોળન્વ હોય છે. ત્યાં ગ્રીષ્મ કાળના ખરા મધ્યાન્હ વખતે બે ઘડી બેઠા હોઈએ તો મનને ઘણો આનન્દ થાય છે; કેમકે તે ઠેકાણું ઘણું ઠંડકવાળું હોય છે. આવા ઓરડાની ભીંતો ઉપર કેટલેક ઠેકાણે તેમાં થઈ ગયેલા રાજાઓનાં અને તેમણે કરેલી લડાઈઓનાં સુન્દર ચિત્રો કાઢેલાં હોય છે. એક રાજાના મહેલમાં ઉજ્જૈનની લડાઈ વખતે દારાની મદદે ગયેલા રજપૂત સરદારોનાં અને તેમના લશ્કરનાં ચિત્રો કાઢેલાં હતાં. ત્યાંના રાજાઓ મહેલના શિખર ભાગ પર આવેલી મ્હોટી અગાશીઓમાં સાયંકાળે ખાનગી કચેરી ભરી બેસે છે, અને ઘણી વાર ત્યાં સન્ધ્યા કાળે મસાલ થવાથી પર દેશી વારાંગનાઓનો મુજરો થાય છે. આસપાસ સ્વચ્છ ઘુમટદાર આકાશ, સાંજનો મન્દ મન્દ શીતળ વાયુ, અને તેની સાથે વાદ્ય સાથેનું મધુર ગાયન, મુસાફરને બે ઘડી આનન્દમાં ગરક કરી નાખે છે. વળી તેની અગાશીઓમાં રાણીઓ અજવાળી રાતે ઢોલેણો પાસે ગીત ગવડાવે છે. આનાં મધ્ય રાતે ગવાતાં ગીત કેટલીક વાર તો આખા શહેરમાં સમ્ભળાય છે. ઘણીક વાર તેવાં ગીતોમાં પોતાની શોક ઉપર કહેવડાવેલાં માર્મિક વાક્યો પણ હોય છે. તેથી બીજે દહાડે કે તેની તે જ વખતે તેનો પ્રત્યુત્તર સામા પક્ષથી તેવી જ રીતનો મળે છે. મેવાડી ગીત ઘણા લાંબા સૂરનાં હોય છે. અજાણી ભાષા તેમ મનસ્વિપણે શબ્દોની ભાગ ફોડ કરેલી હોવાથી અજાણ્યા-નવા-મુસાફરને તે ઝટ સમજાતાં નથી.

(અપૂર્ણ.)

# પ્રાણી વર્ણન.

( સાંધણ પૃષ્ઠ ૨૧૪ થી. )

## જંગલી કૂતરા.

વર્ગ—કરોડવાળાં. જાત—સ્તનવાળાં. પ્રકાર—માંસાહારી.

શિયાળ, વરૂ, અને કૂતરાને મળતું આ પ્રાણી છે. તેના શરીરની રચના પણ તેમના જેવી જ છે. તેને હિન્દીમાં સોનકૂત્તા, રાગકૂત્તા, જંગલી કે બનકૂત્તા, મરાઠીમાં કોલસન, કોલાસના, કોલાસ્રા, કોલસા, અને ગુજરાતીમાં જંગલી કૂતરો કહે છે. તેના શરીર પરનાં રૂવાં લાંબાં હોય છે, અને તે રૂવાંની અન્દર બીજાં ઝીણાં રૂવાં હોયછે. તેની પૂંછડીને છેડે વાળનો ભરાવદાર ગુચ્છો હોય છે. તેનો આખો બાંધો ભરાવદાર અને મજબૂત હોય છે.

રંગ—તેના શરીરના ઉપલા ભાગનો રંગ ઝાંખો રાતો અને નીચલા ભાગનો ફિક્કો હોય છે. તેના શરીર પર કાળા પટા આવેલા હોય છે, અને મ્હોટાં રૂવાંમાં કેટલેક ઠેકાણે કાળા રંગની છાંટ પડેલી હોય છે. તેની પૂંછડીના છેડાનો રંગ કાળો અને ક્વચિત ધોળો હોય છે.

કદ—તેના શરીરની લમ્બાઈ આસરે ત્રણ ફુટ અને પૂંછડીની સવા ફુટ હોય છે. પુખ્ત ઉમ્મરના એક કૂતરાનું વજન પોણો મણમાં રહેજ ઓછું થાય છે.

**વસ્તી**—લડક, ગીલઝીત, અને સિન્ધુ નદીના ઉપલા ભાગોની ખીણોમાં જંગલી કૂતરાંની વસ્તી વધારે છે. કાસ્મીરથી આસામ સુધીનાં હિમાલયનાં બધાં જંગલોમાં તે દીઠામાં આવે છે. હિન્દુસ્તાનનાં બીજાં મ્હોટાં જંગલોમાં પણ તે વસે છે. સિલોનમાં તેમની વસ્તી બિલકુલ નથી. ટીબેટ અને સૈબીરીઆમાં જંગલી કૂતરાં થાય છે તે પણ આ જાતને મળતાં જ છે.

**લક્ષણ**—હિન્દુસ્તાનનાં જંગલી કૂતરાં ઘાડાં જંગલોમાં જ રહે છે, પણ ટીબેટ અને સિન્ધુના મૂળ આગળની ખીણોમાં તો તે ખુલ્લા પહાડી

બાગોમાં પણ રહે છે. તે દિવસે ખોરાક શોધે છે, અને રાત્રે બહાર નીકળતાં નથી. પોતે જાતે મારેલા તેમ જ પોતાની જાતનાં જ બીજાં કૂતરાંએ મારેલાં પ્રાણીઓનો તે ભક્ષ કરે છે. બીજી જાતનાં પ્રાણીઓએ મારેલા ખોરાકને તે અડકતાં નથી. માંસનો ખોરાક ન મળે તો છેવટે તે વનસ્પતિ ઉપર ગુજરાન ચલાવે છે. પકડેલાં કે પાળેલાં જંગલી કૂતરાં લીલા છોડવા, ઘાસ, અને પાંદડાં પર ગુજરાન ચલાવતાં માલૂમ પડ્યાં છે.

છથી બાર કૂતરાંનાં ટોળાં બન્ધાઈને તે શિકાર કરવા નીકળે છે. કોઈ કોઈ ટોળામાં વીસ સુધીની સંખ્યા પણ હોય છે. હિન્દુસ્તાનમાં બૂંડ અને બધી જાતનાં હરણોનો તે શિકાર કરે છે. સાબર, ચિતલ, અને નીલ ગાયોને તે સપડાવે છે. માણસોના વસવાટથી તે હમેશાં દૂર રહે છે, તેથી ઘણે ભાગે પાળેલાં ઢોરનો શિકાર તેમને મળતો નથી. તેમ છતાં જો કોઈક વખત તેમનું ટોળું ખેતરો તરફ આવી ચઢે છે તો તેમનો નાશ કરે છે. વડોદરાની પૂર્વ તરફના ભાગના એક જંગલમાં એક મ્હોટી ભેંશને જંગલી કૂતરાંના એક ટોળાએ મારી નાખી હતી. શિકાર પકડતી વખતે તે ટોળું બે ભાગમાં વહેંચાઈ જાય છે. એક ભાગ શિકારની સાથે થાય છે અને બીજો ભાગ તેને પાછળથી સપડાવે છે.

હિન્દુસ્તાનના બધા ભાગના લોકોમાં એવી વાત ચાલે છે કે જંગલી કૂતરાંનું ટોળું વાઘનો શિકાર કરે છે. આ વાત માનવા સારૂ કાંઈ પૂરાવો મળતો નથી. એમ તો ઘણી વાર બને છે કે એક જ શિકાર ઉપર વાઘ અને કૂતરાં આવી પડે છે, ત્યારે તે લેઈ જવાની બાબતમાં તેમની વચ્ચે લડાઈ થાય છે, અને તેમાં કોઈક વખત વાઘ મરાય છે, પણ ઘણે ભાગે તો કૂતરાં જ માર્યા જાય છે. ખાસુખા વાઘનો શિકાર કરવાને કૂતરાંનું ટોળું જાય એવું બનતું નથી.

તેમના વિષે એક બીજી વાત પણ હિન્દુસ્તાનમાં ચાલે છે. તે એ છે કે આ કૂતરાંનો પેશાબ ઘણો ખારો અને ખાદક છે. તેથી તેઓ શિકારની પાછળ પડે છે ત્યારે જમીન પર પેશાબ કરી તુરત જ તેમાં પોતાની પૂંછડીના છેડાનો ગુચ્છો બોળીને તેમના મ્હો પર છાંટે છે. આંખોમાં છાંટા ઊડવાથી શિકારનું પ્રાણી આંખોએ જોઈ શકતું નથી, એટલે તેનો

તેમને શિકાર કરવો ઠીક પડે છે. આ રીતે વાઘનો પણ તે શિકાર કરે છે. બ્રહ્મ દેશમાં એવી વાત ચાલે છે કે ઉપલી જ રીતે તે કૂતરાં હાથીનો શિકાર કરે છે. આવી વાતોના પૂરાવા મળી શકતા નથી.

આટલું તો ખરું છે કે જંગલી કૂતરાં ઘણાં મ્હોટાં પ્રાણીઓનો નાશ કરે છે, છતાં માણસને માર્યાનો દાખલો જાણવામાં આવ્યો નથી.

પાળવાથી તે હળી જતાં નથી. ઘણાં વરસ સુધી તે પાંજરામાં પડી રહે છે, તો પણ તે હમેશાં વિકાળ જ રહે છે. પાળવાથી હળી ગયેલા જંગલી કૂતરાનો કોઈક જ દાખલો મળે છે. તેમનો ગર્ભ વાસ, કાળ બે માસ છે, અને દરવેતરે તેમને ઘણે ભાગે પોથી ચાર'અને ક્વચિત્ છ બચ્ચાં અવતરે છે. માદા ખડકોની ફાટો કે કોતરમાં વિયાય' છે. ઘણી માદાઓ એક જ જગાએ ભેગી થઈને જણતી માલૂમ પડી છે. જાન્યુઆરીથી માર્ચ સુધીમાં તેમનો વિયાવાનો વખત છે.

---

# केळवणी खातानी खबरो.

## જાહેર ખબર.

( સંસ્થાન ગોંડલ દરબારી કેળવણી ખાતું. )

સર્વે ગૃહસ્થોને ખબર આપવામાં આવે છે કે આ સંસ્થાનના મહેરબાન નેક નામદાર દરબાર શ્રી હજુરનો વિચાર જેઓ ગરાશીયા કોલેજનો જ લાભ લઈ શકે તેવા વિદ્યાર્થીઓને માટે ગોંડલ હાઈસ્કૂલને અંગે એક બોર્ડિંગ હાઉસ ઉઘાડવાનો છે. આ બોર્ડિંગ હાઉસ ખાતે એક અનુભવી હાઉસ માસ્તર રહેશે, તેની સીધી સંભાળ નીચે વિદ્યાર્થીઓને મૂકવામાં આવશે, અને તેમના ઉપર સામાન્ય દેખરેખ મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર'સાહેબની રહેશે. વિદ્યાર્થીની શારીરિક, બુદ્ધિની, અને નીતિની કેળવણી પર પૂરતું લક્ષ આપવામાં આવશે. ઓછામાં ઓછા પચાસ વિદ્યાર્થીઓ ઉમેદવાર થયેથી

આ બોર્ડિંગ હાઉસ ઉઘાડવામાં આવશે, અને જેમ જેમ દાખલ થનારાઓની અરજીઓ આવતી જશે તેમ ક્રમ વાર તેમનાં નામ નોંધાશે. જેની અરજી પહેલી આવશે તેને પહેલો સમાસ મળશે. સમાસ પૂરતી અરજીઓ આવી ગયે બાકીનાઓને જગાઓ ખાલી પડતા સુધી દાખલ થવાની રાહ જોવી પડશે.

આ બોર્ડિંગ હાઉસની બે ટર્મ ગણવામાં આવશે. પહેલી ટર્મ તા. ૧ લી જાન્યુઆરીથી તા. ૨૩ મી મે સુધીની અને બીજી તા. ૧ લી જુલાઈથી તા. ૨૩ મી નવેમ્બર સુધીની ગણાશે. આ બોર્ડિંગ હાઉસની સગવડ બદલ દરેક વિદ્યાર્થી પાસેથી વાર્ષિક એક સો રૂપિયા લેવામાં આવશે, અને તે નીમો નીમ દરેક ટર્મની શરૂઆતે પ્રથમથી ભરવાનું ઠરાવવામાં આવે છે. વિશેષ ખુલાસા માટે આ સમ્બન્ધી પ્રસિદ્ધિ પત્ર ગોંડલ સ્ટેટના મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ કે આજમ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર પાસેથી મંગાવીને જુઓ. દાખલ થવા ઉમેદ રાખનારા વિદ્યાર્થીઓના વાલીઓએ નીચે સહી કરનાર તરફ લખીત વાર માગણી મોકલવી.

તા. ૧૩ જુલાઈ સને ૧૯૦૧, ગોંડલ.

B. A. TURKHAD,
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર,
ગોંડલ સ્ટેટ.

## ઇનામી જાહેર ખબર.

( ડ્રોઇંગનો વિષય જાણનારાઓ માટે. )

સોળંકી વંશની વંશાવળી જે કોઈ સરસ રીતે ઝાડ રૂપે ગોઠવી મોકલશે તેને રૂપિયા બે ઇનામ આપવામાં આવશે.

શરતો.

૧. આ પત્ર પહોચ્યા પછી પન્દર દિવસની અન્દર નીચે સહી કરનાર તરફ ચિત્ર આવવું જોઈએ.

૨. એવું કદ ડેમી બાર પેજી એટલે નીજી ચોપડીના પાના જેવડું જોઈએ. કુદરતી ઝાડને જેમ વધારે મળતું આવશે તેમ વધારે પસન્દ પડતું ગણાશે.

૩. ચિત્ર ડ્રોઇંગ પેપર ઉપર દોરવું જોઈએ.

નડીઆદ.
તા. ૧૮-૮-૧૯૦૧

કરમઅલી રહીમ નાનજીઆણી,
ડે. એજ્યુ. ઇન્સ્પેક્ટર, ખેડા.

## નિશાળોનાં ઇનામ પત્રક.

**અમદાવાદ વિભાગ. અમદાવાદ મ્યુ. સ્કૂ. નં ૫.** ખાન સાહેબ મુસામીઆં સાહેબ રૂ. ૭) **એજન નં. ૧૦ મો.** દાક્તર જોસફ બેન્જામીન તથા મે. દાક્તર પિતામ્બરદાસ કુબેરદાસ તથા મે. રૂ- કતુદ્દીન શાહબુદ્દીન મળી રૂ. ૧૦) **વેલાળ.** ચલોડાના પટેલ પશાભાઈ મથુરભાઈ રૂ. ૪૧) **ઉતેળીઆ.** ઠાકોર સાહેબ સુરસીંગજી સાહેબ રૂ. ૮-૧૨-૦ **નરોડા.** શેઠ રણછોડલાલ જેઠાભાઈ રૂ. ૮) **દેત્રોજ.** મે. કલેકટર સાહેબ બહાદુર રૂ. ૩) **હીરાપુર.** રા. હરીલાલ વલ્લભરામ રૂ. ૫-૧૪-૦ **અમદાવાદ મ્યુ. સ્કૂ. નં ૮.** શેઠ લલ્લુભાઈ રાયચંદ ઝવેરી વગેરે રૂ. ૭)

**રેવાકાંઠા વિભાગ. લુણાવાડા તા. સ્કૂલ.** મે. પોલિટિકલ એજન્ટ સાહેબ રૂ. ૨૫-૧૪-૦ **એજન કન્યા શાળા.** મીસીસ દોલતરામ કૃપારામ રૂ. ૫)

**સોરઠ વિભાગ. પોરબન્દર આન્ટ સ્કૂલ નં. ૧ લો.** સદ્ગૃહસ્થો રૂ. ૧૦૦)

**ખેડા જિલ્લો. ખંભાત મદ્રેસા સ્કૂલ.** ખા. સા. કરમઅલી રહીમ નાનજીઆણી રૂ. ૭-૧૨-૦ **કઠલાલ.** ઠાકોર ભુલા વલ્લભરામ તથા સદ્ગૃહસ્થો મળી રૂ. ૧૨) **ચકલાશી.** પટેલ મરઘાભાઈ છીભાઈ રૂ. ૪૮), કરીમખાન નાથેખાન રૂ. ૮), ભીખાભાઈ પ્રાણજીવણ રૂ. ૬), નરોતમદાસ જમનાદાસ રૂ. ૫-૪-૦, શનાભાઈ લખાભાઈ વગેરે રૂ. ૩), પટેલ મુળજીભાઈ શંકરભાઈ રૂ. ૩૨), દેશાઈ સોમાભાઈ મથુરભાઈ રૂ. ૧૬) **ડભાણ.** પટેલ ભુલાભાઈ વેણીભાઈ રૂ. ૪-૮-૦, વલ્લવભાઈ મૂળજીભાઈ રૂ. ૫), પટેલ મોતીભાઈ દયાભાઈ રૂ. ૧૦-૩-૬ **સલુણ.** પટેલ લલ્લુભાઈ શંકરભાઈ રૂ. ૧૧-૧૫-૬, પટેલ શનાભાઈ લખાભાઈ રૂ. ૮-૪-૦, પટેલ છેલભાઈ કાભાઈ રૂ. ૯-૧૩-૯ **થામણા.** પટેલ લલ્લુભાઈ કાકુજી રૂ. ૯) **કુંજરાવ.** ખા. બા. બમનજી એદલજી મોદી ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેકટર સાહેબ રૂ. ૪-૩-૦, તલાટી શંકરભાઈ મથુરભાઈ રૂ. ૩-૪-૦ **કરમસદ કન્યા શાળા.** પટેલ મથુરભાઈ કિશોરભાઈ રૂ. ૭૫-૦-૦ **આસોદર.** મેમ્બર તથા સદ્ગૃહસ્થો મળી રૂ. ૩).

---

રા. રા. એમ. એમ. બલસારી બી.એ. માજી હેડમાસ્તર, ગોધરા એ, વ.સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ,હેડમાસ્તર, એંગ્લોવર્નાક્યુલર સ્કૂલ. ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, ખોજા ખાનમહમદ હબીબભાઈ સ્કૂલ.
શેઠ. રુસ્તમજી મહેરવાનજી માસ્તર, હેડમાસ્તર, ફરામજી પટેલ સ્કૂલ.

## મુમ્બઈની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.

મે. ગુલાબદાસ સુન્દરદાસ ચોકસી.
મે. પ્રાણજીવનદાસ ક્હાનદાસ.
મે. હરકિશનદાસ ત્રિભુવનલાલ.
મે. ત્રિવશંકર કૃષ્ણાજી ભટ્ટ.
શેઠ. મહેરવાનજી સોરાબજી દલાલ.
શેઠ. ફકીરજી સોરાબજી મદ્રોષના.
મે. માણેકલાલ ધીરજરામ અધ્યારૂ.
મે. આત્મારામ જેકિશનદાસ.
મે. મોહનલાલ પ્રસાદરાય.
મે. વ્રજલાલ પાનાચન્દ.

**મુમ્બઈ અને ગુજરાતના જાહેર છાપાના મતો:**—રાસ્ત ગોફ્તાર, મુંમ્બઈ સમાચાર, જામે જમશેદ, અખબારે સોદાગર, કૈસરેહિન્દ ગુજરાતી,મજદાં પરસ્ત; રિપન રિપોર્ટર, ઇન્ડીયન સ્પેક્ટેટર, ગુજરાત મિત્ર, પ્રજામિત્ર, સૂર્યપ્રકાશ,સુરત અખબાર, દેશીમિત્ર,ભરૂચ સમાચાર, હિતેચ્છુ.

## દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.

૧. રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વ્યાપારીઓ જેઓ, ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૩૦ ટકા ડિસ્કાઉન્ટ આપવામાં આવશે, પેકિંગ અને રેલ્વેનો સર્વે ખર્ચ આપવામાં આવશે.

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકાડિસ્કાઉન્ટ મળશે, પણ રેલ્વે પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વે ખર્ચ ખરીદનારને માથે.

૩ માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પુગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું.

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વ માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કત શિક્ષક કોપીબુકોની સાથે અમોએ બીજી કોઈ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના ફ૦

જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દૂર થાય છે, તેમ જ એક જ વખત એક જ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાયછે.

૩. શરૂઆતમાં બાળકો પહેલો નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાઢે ત્યારે હાથ ધ્રૂજે છે, ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ધાસ્તી રહે છે, માટે હમે હમારી કોપીઓનો પહેલો નમ્બર માત્ર બાળકોને ઘુંટવાનો રાખ્યો છે, ને હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘુંટવાની ને તેની નીચે બીજી લખવાની છે.

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરાં પોતાને ધન્ધે વળગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું ભાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે, કારણ કે પછી અક્ષર સુધારવાનો તેમને વખત મળતો નથી.

૫. ઉંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ હમારી કોપીબુકોનો છઠ્ઠો નમ્બર ખાત્રી ભરેલી રીતે પૂરી પાડે છે. કારણ કે તેમાં વ્યવહારમાં ઘણાં ઉપયોગી થઈ પડે તેવાં લખાણો દાખલ કરેલાં છે જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણાં જ પસન્દ પડેલાં છે. એ કોપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેંકડે તેત્રીશ ટકા કમિશનથી આપવામાં આવશે. અને ૨૦૦ કોપી લેનારને રેલવે ખર્ચ આપીશું. પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો સેંકડે અર્ધો ટકો હકશાઇ લઈ મોકલી આપવા ગોઠવણ રાખી છે. ઠેકાણું—આત્મારામ અને દલાભાઇની કમ્પની, જામલી મહોલો સાહીવાળાનો માળો ઉમર ખાડી પોસ્ટ મુંબાઈ

આત્મારામ અને દલાભાઇની કમ્પની ૬. જગન્નાથ જેઠાભાઈ રાવળ.

---

# સૂચના.

આ પત્ર સમ્બન્ધી સર્વે લખાણ એડિટર તરફ મોકલવું. નોટપેપ
કાગળ લેવામાં નહિ આવે. સહી વગરનાં લખાણું ઉપર ધ્યાન અપાશે નહિ.

છાપવા મોકલેલું લખાણ ચોકખે અક્ષરે કાગળની એક જ બાજુએ
લખવું. તે અમુક માસમાં છાપવા અથવા નાપસન્દ પડેલું લખાણું પાછું
મોકલવા બન્ધાતા નથી. જરૂર હોય તો મોકલનારે પોતાને ખર્ચે મંગાવી લેવું.

**શાળા ખાતાના ડેપ્યુટી અને એસિસ્ટન્ટ ડેપ્યુટી સાહેબોને**
**તથા મહેતાજીઓને કેળવણી તથા નિશાળ વ્યવસ્થાને લગતા**
**વિષય લખી મોકલવા ખાસ વિનતિ કરીએ છીએ. શાળાઓ**
**સમ્બન્ધી હકીકત સ્કૂલ બોર્ડો તથા દેશી રાજ્યોના અધિકારીઓ**
**લખી મોકલશે તો તે પણ ખુશીથી પ્રસિદ્ધ કરીશું.**

સરકારી તેમ જ ખાનગી જાહેર ખબરો જે માસમાં છપાવવી હોય
તેના આગલા મહિનાની પાંચમી તારીખ પહેલાં પહોંચવી જોઈએ. હે
ન્ડબિલો જે માસના અંક સાથે વહેંચવાં હોય તેના આગલા મહિનાની
પચીસમી તારીખ સુધીમાં આવવાં જોઈએ.

મની ઓર્ડર મોકલનારે કૂપન ઉપર પોતાનું નામ, ઠેકાણું, અને શી
બાબતના પૈસા છે તે ચોકખે અક્ષરે લખવું. તે વિના ભૂલ થવાનો સં
ભવ છે. પોસ્ટની ટિકિટો મોકલનારે દર રૂપીએ અર્ધો આનો વધારે
મોકલવો; પોસ્ટ સિવાય બીજી ટિકિટો લેવામાં આવશે નહિ.

આ પત્રની કિમ્મત અગાઉથી જ વરસ એકનો રૂ. ૧-૦-૦ રાખી છે.
પોસ્ટેજ માફ, છૂટક નકલના પોસ્ટેજ સાથે અઢી આના. પદરનાં ખર્ચે દે.
નાર દશ રૂપીઆ સુધીના પગારવાળા શિક્ષક તથા વિદ્યાર્થીઓને ટપાલ
ખર્ચ સાથે ૦-૧૨-૦

વિષય લખી મોકલનારને પૈસા લેવાની ખુશી હોય તો તેમ સ્પષ્ટ લખવું.
વિષય પસન્દ પડશે તો તેની અગત્ય વગેરે ઉપર વિચાર કરી દર છાપેલે પાને
રૂ. ૧ થી રૂ. ૨ સુધી આપવામાં આવશે. ચર્ચા પત્રનો એમાં સમાસ થશે નહિ.

## જાહેર ખબરો છાપવાનો ભાવ.

| રૂ. | લીટી. |
|---|---|
| ૧ | ૩ |
| ૨ | ૮ |
| ૩ | ૧૫ |

એ ઉપરાન્તનો ભાવ ઉપર પ્રમાણે જ.
બાર માસ લગી લાગલાગટ હશે,

તો પ્રથમ પૂરો ચાર્જ અને તે પ
છીના અગીઆર મહિના લગી
પા ગણો ચાર્જ પડશે. બાર મહિ
નાથી ઓછી મુદ્દત હશે તો પહેલે
મહિને પૂરો ચાર્જ અને પછીને
દરેક મહિને અર્ધો ચાર્જ લેવાશે.

## હેન્ડબિલો વહેંચવાના દર.

પા તોલા સુધીના રૂ. ૮-૦-૦, અર્ધા તોલા સુધીના રૂ. ૧૦-૦-૦
અને એક તોલા સુધીના રૂ. ૧૨-૦-૦ તે ઉપરનાને માટે લખી પૂછવું.

અંક ૧૦ મો. પુસ્તક ૪૦ મું.

# The Gujarat School-Paper

# ગુજરાત શાળા પત્ર.

ઓક્ટોબર ૧૯૦૧.

## અનુક્રમણિકા.



( કેળવણી ખાતાના હુકમથી. )

અમદાવાદ.

યુનાઇટેડ પ્રિન્ટિંગ પ્રેસ.

## દેશની કેળવણીમાં જાણીતા આગેવાન ગૃહસ્થો.

ઓનરેબલ. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક.
ઓનરેબલ કાશીનાથ ત્ર્યંબક તેલંગ એમ. એ., એલ. એલ. બી., સી. આઈ. ઈ; મુમ્બઈની હાઈ કોર્ટના માજી જજ.
રા. બા. શંકર પાંડુરંગ પંડિત, એમ. એ; માજી ઓરિએન્ટલ ટ્રાન્સલેટર,
રા. રા. નગીનદાસ તુળશીદાસ મારફતીઆ બી. એ. એલ. એલ. બી. મુમ્બઈની હાઇ કોર્ટના વકીલ તથા યુનિવર્સિટીના ગુજરાતીના પરીક્ષક.
દિ. બા. મણિભાઈ જશભાઈ, દિવાન બહાદુર, વડોદરા.
રા. બા. લાલશંકર ઉમિયાશંકર ત્રવાડિ, સ્મો. કો. કોર્ટના જજ. અમદાવાદ
રા. સા. હરિલાલ મનસુખરામ, બારીઆ સ્ટેટના કારભારી.
રા. બા. જગજીવનદાસ ખુશાલદાસ માજી ડેપ્યુટી કલેક્ટર તથા સેશન્સ જજ અને સુરત મ્યુનિસિપલ સ્કૂલ કમિટિના પ્રમુખ.
રા. સા. મનસુખરામ સૂર્યરામ, ત્રિપાઠી, જૂનાગઢ સ્ટેટના એજન્ટ.
રા. સા. રણછોડભાઇ ઉદયરામ, કચ્છના નાયબ દિવાન.
મર્હુમ રા. બા. ભોળાનાથ સારાભાઈ.
રા. રા. કવિ દલપતરામ ડાહ્યાભાઈ, સી. આઈ. ઈ.
ખા. સા. બમનજી એદલજી મોદી, એમ. એ; ડેપ્યુટી કલેક્ટર અને સ્કૂલ કમિટિના ચેરમેન, ભરૂચ.
રા. રા. કાળાભાઈ લલ્લુભાઈ વકીલ, સુરત સ્કૂલ બોર્ડના પ્રમુખ.
શેઠ કેખશરૂ એદલજી મોદી, બી. એ, સુરત સ્કૂલ બોર્ડના મેમ્બર.
મર્હુમ રા.રા.કવિ નર્મદાશંકર લાલશંકર,ગો૦તે૦ના ધર્મખાતાના માજી સેક્રિટરી.

## કેળવણી ખાતાના હાલના તથા માજી ઇન્સ્પેક્ટરો.

રા. બા. મોતીરામ રાજારામ, માજી ડે. એ. ઇ, સુરત.
રા. સા. ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી, ડે. એ. ઈ. અમદાવાદ
રા. સા. શિવરામ સદાશિવ નાડકરની, બી, એ; ડે.એ. ઇ. રત્નાગિરિ.
રા. સા. નજરાય સન્તોકરાય દેસાઇ, બી. એ; માજી, ડે. એ. ઇ. મુમ્બઈ
રા. સા. કૃષ્ણલાલ ગોવિન્દલાલ મહેતા,ડે.એ.ઇ;ઝાલાવાડપ્રાન્ત,કાઠિયાવાડ.
રા. સા. હરિવલ્લભ મૂળજી વિજ્ય, માજી,ડે.એ.ઇ;હાલાર પ્રાન્ત કાઠિયાવાડ.
રા. સા. ગણપતરામ અનુપરામ ત્રિવેદી, ડે. એ.ઇ;સોરઠ પ્રાન્ત કાઠિયાવાડ
ખા. સા. કરમઅલી રહીમઅલી નાનજીઆની.બી.એ;ડે.એ.ઇ, ખેડા.
રા. સા. આર. એસ. તાંકી, બી એ; ડે. એ. ઇ, મરાઠી સ્કૂલ, મુમ્બઈ.
રા. સા. મનસુખલાલ મુગટલાલ મુનશી, બી. એ. એલ. એલ. બી. હાઈ કોર્ટના સોલિસિટર, મુમ્બઈ.
ઓ. ગોકળદાસ કહાનદાસ પારેખ, બી. એ. એલ. એલ. બી.
શેઠ. જહાંગીરજી હોરમજજી પન્થકી, જી૦ દા૦ સ્કૂલના સેક્રિટરી.

રા. સા. છગનલાલ હરિલાલ પંડયા, બી. એ; જુનાગઢના નાયબ દિવાન.
રા. સા. મણિલાલ નભુભાઈ બી. એ૦ ભાવનગર કોલેજના માજી પ્રોફેસર
રા. સા. ગોવિન્દ બલવન્ત લધાટે, બી. એ.
રા. સા. મોહનલાલ રણછોડદાસ ઝવેરી.

મુમ્બાઈની જોઇન્ટ સ્કૂલ કમિટિના સદ્‌ગૃહસ્થોએ પસન્દ કરેલી અને બીજી કોપીબુકો સાથે સરખાવ્યા પછી પોતાના તાબાની સ્કૂલોમાં એજ કોપી વાપરવી.

મે. ડોકટર ટોમસ બ્લેની.
મે. કેખશરૂ નવરોજજી કાબરાજી.
મે. અબદુલા મીરઅલી ધરમશી.
મે. ગણેશરામ નીલકંઠ નાડકરની.
મે. ગ્રેટન ગુઆરી.
મે. પ્રોફેસર આર. જી. ઓકસનહામ
મે. કાશીનાથ ત્ર્યમ્બક તેલંગ.
મે. નવરોજજી નસરવાનજી વાડીઆ. સી. આઈ. ઈ.
મે. ન્હાનાભાઈ નસરવાનજી સેક્રિટરી સ્કૂલ બોર્ડ.

સુરત જોઇન્ટ સ્કૂલ કમિટીના સદ્‌ગૃહસ્થોએ પસન્દ કરેલી અને સૌમાં શ્રેષ્ઠ લેખવેલી અને પોતાના તાબાની સ્કૂલોમાં વાપરવાની ઘણી ખુશી દેખાડેલી.

મે. રેવરન્ડ જે. શિલેડી.
મે. મંછારામ ઘેલાભાઇ.
મે. સૈયદ મોલવી અબદુલ કાદર.
મે. ભાનુંશંકર નારણશંકર.
મે. હરિલાલ તુળજારામ દર.
મે. નનુમીઆં બક્ષુમીઆં શેખ.

## પ્રોફેસરો, પ્રિન્સિપલો અને હેડમાસ્તરો.

રા. સા. વામનરાવ આબાજી મોદક, બી, એ, માજી હે. મા. એલ્ફિન્સ્ટન હાઇસ્કૂલ.
ખા. બા. જમશેદજી અરદેશર, દલાલ, એમ. એ. એલ. એલ. બી; ગાયકવાડ કેળવણીખાતાના ડિરેકટર અને ગુજરાતકૉલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ દોસાભાઇ નસરવાનજી વાડીઆ, એમ. એ; પ્રિન્સિપલ, સર. જ જી. પા. ચે. ઇન્સ્ટિટ્યુશન, મુમ્બઇ.
ખા. બા. જમશેદજી નવરોજજી ઊનવાળા, એમ. એ, ભાવનગર કૉલેજ.
શેઠ. એદલજી દોરાબજી તળાટી, બી. એ; અમદાવાદ હાઇસ્કૂલ.
શેઠ. ફરદુનજી મનચેરજી દસ્તુર; એમ. એ; પ્રોફેસર, પૂના કૉલેજ.
ખા. સા. ઇબ્રાહીમ મહમદ સાયાની, બી. એ; હેડમાસ્તર બરૂચ હાઇસ્કૂલ.
રા. સા. માધવલાલ હરિલાલ દેશાઈ, પ્રિન્સિપલ. ટ્રેનિંગ કૉલેજ અમદાવાદ.
મ. એ. એસ, જર્વિસ. સુરત મિશન સ્કૂલના માજી પ્રિન્સિપલ.
મિ. વિલિયમ બીટી. બી. એ; સુરત મિશન સ્કૂલના મેનેજર.
રા. સા. [illegible] અને મ લક્ષ્મીરામ, રાજકોટ ટ્રેનિંગ કૉલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ બ[illegible] ફરામજી પટેલ બી. એ. માજી હેડમાસ્તર સુરત હાઇસ્કુલ.
શેઠ હોરમસજી જહાંગીર પ્રીપારેટરી સ્કૂલના માલિક.
શેઠ. ફરામજી બમનજી માસ્તર બી. એ. ફોર્ટ હાઇ સ્કૂલના માલિક.
શેઠ. માણેકજી બેજનજી કપર ફોર્ટ હાઇસ્કૂલના માજી હેડમાસ્તર.

# ગુજરાત શાળા પત્ર.

પુસ્તક ૪૨ મું. ઓકટોબર ૧૯૦૧. અંક ૧૦ મો.

## માસ.

માર્ચ દ્વિતીય શ્રાવણ માસનું વડોદરાનું કેળવણી પત્ર જણાવે છે કે, "આપણે અહિંની કન્યા શાળાઓની પેઠે પોરબન્દરમાં પણ એક કન્યા શાળા ઉઘડવાની છે, જેમાં ઘર કામ કાજ, રાંધવાનું, અથાણાં, પાપડ, વગેરે બનાવવાનું, સીવવાનું, ઘરગથ્થુ વૈદાનું, દાણા દૂણી સાફ કરવાનું, વગેરે ઉપયોગી બાબતો શિખવવામાં આવનાર છે." આ હકીકત કેટલે દરજ્જે ખરી છે તે હમને માલૂમ નથી, પણ જો ખરી હશે તો તે માટે હમે પોરબન્દરના દરબાર સાહેબને મુબારકબાદી આપી શકીશું નહિ. આથી હમારું એમ કહેવું નથી કે સ્ત્રીઓએ રાંધવા વગેરેનું ઘર કામ શીખવું નહિ. સ્ત્રીઓને તે કામ નહિ આવડે તો સંસાર ચાલવો કઠણ પડશે, અને સાધારણ સ્થિતિના માણસોનો તો નિભાવ પણ નહિ થાય. પરન્તુ ઘર કામ શિખવવું એ નિશાળનું કામ નથી, માનું છે. હિન્દુ સંસારમાં બધાં બૈરાં રાંધે છે, ઘર કામ કરે છે, અને તે પોતાની દીકરીઓને શિખવે છે, એ જ રસ્તો વધારે વાજબી અને અસરકારક છે. નિશાળનું કામ મનને કેળવવાનું છે, તેમાં, વિક્ષેપ પાડી ધંદા, બાંધણીઆ, વગેરે ભેગા કરીને દળવા, ખાંડવા, ઝાડવા, રાંધવા, વગેરેનું કામ ભેળવવાથી એક પણ કામ સારું થશે નહિ. નિશાળની કેળવણી સ્ત્રીઓને કારકુન બનાવનારી હોવી જોઈએ એમ હમારું કહેવું નથી. નિશાળોએ સ્ત્રીઓનું મગજ કેળવવા ઉપરાન્ત તેમનામાં ઘર સંસાર બુદ્ધિથી ચલાવવાની શક્તિ આણવી જોઈએ, અને તે માટે તેમણે લેખન, વાંચન, ગણિત, સાહિત્ય, વગેરે ઉપરાન્ત સોય કામ અને ગૃહવ્યવસ્થાને લગતું શાસ્ત્રીય શિક્ષણ આપવું જોઈએ. એટલે છોકરીઓ રાંધવાનું ભેગ શીખે, પણ રસોઈને લગતું રસાયન, ગરમીના સાદા નિયમો,

રસોઈને લગતા ચોકખાઈના નિયમો, વગેરે નિશાળે શીખે એવી વહેંચણ થવી જોઈએ. સાધારણ શારીરવિદ્યા, આરોગ્યવિદ્યા, કરકસરના નિયમો, સાદું વૈદું, સાદું નામું, વગેરે પણ નિશાળમાં શિખવવું જરૂરનું છે. આ પ્રમાણે શિક્ષણની વહેંચણ થશે તો કામ સારૂં થશે, અને નિશાળનું શિક્ષણ સંસારના કામને મદદ કરતા થઈ પડશે. પરન્તુ નિશાળમાં ઘંટીઓ, ખાંયણીઆ, સાંબેલાં, ચાળણીઓ, ચૂલા, વગેરે દાખલ કરવાથી સારૂં પરિણામ આવવાની હમને આશા નથી. ઈગ્લાન્ડમાં કેટલેક ઠેકાણે રસોઈ કરવાનું નિશાળમાં શિખવાય છે એ વાત હમને માલૂમ છે. પરન્તુ તેટલા ઉપરથી આપણે તેનું અનુકરણ કરી બેસવું બરાબર નથી. ત્યાં પ્રાથમિક નિશાળોમાં ઘણું કરીને ગરીબ વર્ગનાં છોકરાં ભણે છે. એ છોકરાંની માઓ મજુરી કરવા જાય છે, અને કેટલેક ઠેકાણે તેમને રહેવાને ઘર પણ હોતાં નથી. આવે ઠેકાણે છોકરીઓને ઘર આગળ રસોઈ વગેરે શીખવાનું સાધન હોતું નથી, તેથી તેઓ પોતાનો સંસાર બરાબર ચલાવી શકે અથવા તેમને કોઈ ગૃહસ્થના ઘરમાં રસોઇઅણ કે દાસી તરીકે નોકરી મળી શકે તે માટે તેમને આ કામ નિશાળોમાં શિખવવાની જરૂર પડે છે. આ દેશની સ્થિતિ કેવળ જુદી છે. હજી આપણી સ્ત્રીઓએ ઘર કામ કરવાનું કે તે પોતાની છોકરીઓને શિખવવાનું મૂકી દીધું નથી, એટલે આ બાબતમાં આપણે ઈગ્લાન્ડની નકલ કરવાની જરૂર નથી. વળી આપણે ત્યાં નાત જાતનું બન્ધન છે, બ્રાહ્મણની છોકરી રાંધે તેમાં વાણીઆની છોકરી ભળી શકતી નથી, અને કણબીની કરેલી રસોઈ ઉપલી જાતના ખપમાં આવતી નથી. ઈગ્લાન્ડમાં નાત જાતનો પ્રતિબન્ધ નથી, અને નિશાળોમાં કરેલી રસોઈ ઘણી વખત વીશીઓમાં ખપે છે. આ કારણથી ત્યાં કરતાં આપણે અહિં આવા વિષય વધારે ખરચાળ નિવડવાનો સમ્ભવ છે. હમે ઉપર કહ્યું તેમ ઘરનું કામ ઘેર શીખાય, અને તેને લગતું શાસ્ત્રીય જ્ઞાન નિશાળમાં અપાય, તો વધારે લાભ થવાનો સમ્ભવ છે.

---

એ જ પત્રમાં વડોદરા રાજ્યના મહેરબાન વિદ્યાધિકારી સાહેબ એક વટ હુકમ પ્રસિદ્ધ કરી તેમાં જણાવે છે કે વસો તાલુકે પેટલાદના રહીશ રા. રા. મગનભાઈ ચતુરભાઈ અમીન પત્થર પેનો બનાવે છે, તેમને તેમના

ખાતા તરફથી ઉત્તેજન મળવું જોઈએ. આ હેતુથી તેમણે જે હુકમ પ્રસિદ્ધ કર્યો છે તે માટે હમે તેમને ધન્ય વાદ આપીએ છીએ. અને ત્યાં સુધી દેશી કારીગરીને ઉત્તેજન આપવું બહુ જરૂરનું છે, અને આ વાત હમે ઇંગ્રેજી રાજ્યના કેળવણી ખાતાના અધિકારીઓ તથા શિક્ષકોના ધ્યાન પર લાવીએ છીએ. આપણા શિક્ષકો ધારશે તો આ નવી દેશી કારીગરીને ઘણી મદદ કરી શકશે.

---

ઇગ્લાન્ડમાં ડ્રોઈંગના વિષય ઉપર કેટલું ધ્યાન અપાય છે, અને તે કેટલો વહેલો ચાલે છે તે નીચેના લખાણથી ધ્યાનમાં આવશે. એક માસ્તર લખે છે કે—

"ગયા શુક્રવારે હમારી નિશાળ તપાસવાને ઇન્સ્પેક્ટર આવ્યા હતા, તેમણે પ્યુપિલ ટીચર (મોનિટર) ને બાળ વર્ગમા પદાર્થ પાઠ આપતાં જોયો. પાઠ જંગલી ફૂલો વિષે હતો. જુદાં જુદાં ફૂલોની રચનાનો તફાવત જણાવવાને શિક્ષકે બાળકો પાસે કાળા પાટીઆ પર ચિત્રો દોરાવ્યાં. એક બાળકે એક ફૂલની પાંખડી દોરી, બીજાએ બીજા ફૂલની દોરી, અને પછી શિક્ષકે એક આખું ફૂલ કાઢયું તેમાં એક ત્રીજા બાળકે તન્તુઓ વગેરે દોરીને ફૂલનો આકાર પૂરો કર્યો. બીજા ફૂલોનુ પણ તેમ જ કર્યું. ઇન્સ્પેકટરને આ પ્રમાણે કામ ચાલતું જોઈને ઘણી ખુશી પેદા થઈ, અને તે પહેલું ધોરણ કેમ કામ કરે છે તે જોવાને ગયા. તે વર્ગના શિક્ષકે "આપણું ગામ" એ વિષે પાઠ આપ્યો. તેણે પાટીઆ પર ગામની વચ્ચે થઈને જતો મ્હોટો રસ્તો દોર્યો, અને છોકરાંએ આસપાસની ગલીઓ તથા નિશાળે આવવાના રસ્તા કાઢયા, તેમ જ દુકાનો, સ્ટેશન, દેવળ, અને નિશાળે આવતાં જોવામાં આવતી જાણવા જેવી બીજી જગાઓ દાખલ કરી. અલબત શરૂઆતનું ડ્રોઈંગ ભૂલ વગરનું નહોતું, અને તેમાં કેટલાક ફેરફાર કરવા પડ્યા. પણ આથી બાળકોને જે કેળવણી મળતી હતી તે ઇન્સ્પેકટરને ઘણી વખાણવા જેવી લાગી."

---

સ્કૂલ ફ્રિટ્રેમ પત્ર જણાવે છે કે જર્મનીના શહેનશાહે પ્રશિયામાં નિશાળોનાં મકાનો બાંધવા માટે ૨૦ લાખ માર્ક (દસ લાખ પાઉન્ડ) આપવાનું મંજૂર કર્યું છે.

---

# हैयासूनो दुकानदार.

( ઇનામી સમારમ્ભ માટે એક અંકી નાટક છોકરાંએ ભજવવાનું.* )

[ **સ્થળ**—એક સાધારણ દુકાન ( નાટક વખતે દુકાન જેવો દેખાવ કરવો. ત્યાં નાટકમાં આવતી વસ્તુઓ થોડી થોડી શીશીઓ વગેરેમાં ગોઠવી રાખવી. પૈસા રાખવાને એક ગલ્લો કે કાણાવાળી ન્હાની પેટી રાખવી ).

**પાત્રો**—

૧. દુકાનદાર ✻
૨. પોલીસનો સિપાઈ
૩. ખારવો, ખાંધે બચકી બાંધેલો
૪. ગાડાવાળો, હાથમાં પરોણા સાથે
૫. મધ્યમ વયની સ્ત્રી
૬. પહેલી ન્હાની છોકરી[1]
૭. બીજી ન્હાની છોકરી[1]
૮. છોકરો

**પહેરવેશ**—સાધારણ હોય છે તેવો.]

---

**દુકાનદાર**—( પોતાની દુકાનમાં બેઠેલો, કાંઈક ગર્વ સાથે ) આહા ! મ્હારી દુકાન કેવી સરસ છે ! ગામમાં એકે દુકાન તેવી નથી. આહિં બધું મળે; કોઈ ઘરાક પાછું જાય નહિ. ( એક પછી

---

* ઇગ્લાન્ડની નિશાળોમાં ઇનામના મેળાવડા વખતે છોકરાં પાસે ટૂંકાં રમૂજી નાટકો કરાવવામાં આવે છે. આ દેશની ઇંગ્રેજી નિશાળોમાં તેને મળતો વહિવટ ઘણે દરજ્જે દાખલ થયો છે. હજી ગુજરાતી નિશાળોમાં બહુધા તેવું જોવામાં આવતું નથી, તેથી તેમના ઉપયોગ માટે આ નાટક અત્રે પ્રસિદ્ધ કરીએ છીએ. બીજાં સારાં બાળકને યોગ્ય આવશે તો તેમને માટે જગા કરીશું. આવાં નાટકોથી બાળકોનું વાંચન સુધરે છે, અને જે તેઓ વાંચે છે તેનો ભાવ સમજે છે.—એડિટર.

✻છોકરીઓની નિશાળોમાં સ્ત્રી દુકાનદાર બનાવવા હરકત નથી.

૧ છોકરીને બદલે છોકરો રાખવા હરકત નથી. તેમ કરવું હોય તો નાટકમાં ઘટતો ફેરફાર કરવો.

એક વસ્તુઓ તરફ આંગળી કરીને ) સેવ, મમરા, ચણા, ભજીઆં, અંગુઠા, છીંટ, બોરીઆં, પીત, સોય, દોરા, કાગળ, તમાકુ, રમકડાં, દીવાસળી, ચ્હા, ખાંડ, ખારેક, ખોપરૂં, સુંઠ, મરી, બધું મ્હારી દુકાને મળે. કોઈને બીજી દુકાન ખોળવી જ પડે નહિ.

( પહેલી છોકરી પ્રવેશ કરે છે. )

દુકાનદાર—કેમ બ્હેન, ત્હારે શું લેવું છે ?

પે. છો.—શેઠ, માએ નવટાંક ખાંડ ને બે પૈસાની ચ્હા મંગાવી છે.

દુકાનદાર—નવટાંક ચ્હા ને બે પૈસાની ખાંડ ! અરે નહિ ! ભૂલ્યો ! બાહુ કામને લીધે વારે વારે ભૂલી જાઉં છું. નવટાંક ખાંડ ને બે પૈસાની ચ્હા ! કેમ એમ જ કે, બ્હેન ?

પે. છો.—હા, તેમ જ. ગઈવખત જેવી ચ્હા આપજો. મા કહે છે એ તે ચ્હા.

દુકાનદાર—ત્યારે, હું શું દૂધ તો પડીકે બાંધીને નહિ આપતો હોઉં ? ( દાબડો ઉતારી ચ્હા તોળે છે. ) કેમ બ્હેન, ન્હાનો ભાઈ કેમ છે ? માને બધા દાંત આવી રહ્યા કે ? ( હજી તોળે છે. )

પે. છો.—( અચંબો પામીને ) માના દાંત તો હાલી ગયા છે. હવે થોડા જ બાકી રહ્યા છે.

( મધ્યમ વયની બાઈ પ્રવેશ કરે છે. પે. છો. ચ્હા ને ખાંડ લે છે, અને અડધો રૂપિયો આપી બાકીના પૈસા માટે ઊભી રહે છે. )

મ. બા.—( જરા રોફમાં ) ભાઈ, જરા એક ગજ છીંટ ને એક પૈસાના સોય દોરા આપો, ને લો આ તમ્હારા પૈસા ( બે આની ફેંકે છે ). આપણે કોઈનું ઉધાર રાખતાં નથી. અહિં તો રોકડા સાથે વહેવાર, અને રૂપિયાના સોળ આના પુરા આપવા. બીજા જેવું નહિ કે ઉધાર લેવું ને શેઠાઈ કરવી, ને પછી દુકાનદાર ઘેર ધક્કા ખાય. કોઈ વખત તો દુકાનદાર ગાળો એ દે, અને ક્યાંદ કરીને સીપાઈને, પણ તેડી લાવે. એવાંને તેવું જ જોઈએ.

**દુકાનદાર**—( છીંટ ભરે છે ) કેમ બ્હેન, શું જોઈએ ? એક ગજ ભલાઈ, ને એક પૈસાની દયા ? લો, બ્હેન ( છીંટ ને સોય દોરા આપે છે. )

**મ. બા.**—( ધાંટો કાઢીને ) શું કહો છો ? ભલાઈને દયા કોને બતાવો છો ? મ્હને જો એવાં મ્હેણાં મારશો તો કદી તમ્હારી દુકાને જ નહિ ચઢું. ગામમાં બીજી ઘણી એ દુકાનો છે. (ચાલવા માંડે છે.)

**દુકાનદાર**—હું એ કેવો બેવકૂફ છું? મનમાંના વિચાર બહાર બોલી દેવાય છે. (પે છો. ને જોઈને) કેમ બ્હેન, હવે ત્હારે શું જોઈએ છે ? હજી કેમ ઊભી રહી છે ?

**પે. છો.**—( ધીમે રહીને ) અડધો રૂપિયો આપ્યો, તેમાંથી બાકીના પૈસા આપશો ?

**દુકાનદાર**—હા, ભૂલ્યો. હું બહુ ભૂલકણો છું. લે આ રહ્યા પૈસા, બ્હેન. (ગલ્લામાંથી કાઢીને પૈસા અને ઢબુઓ ભેગો રૂપિયો આપે છે.)

( પે. છો. જાય છે; ગાડાવાળો પ્રવેશ કરે છે. )

**ગાડાવાળો**—ભાઈ હું ગઈ રાતનો મ્હારે ગામથી નીકળ્યો છું, અને હજી કાંઈ ખાધું નથી. રોટલાનું પોટલું રસ્તે પડી ગયું. તમ્હારે ત્યાં કાંઈ ખાવાનું છે ?

**દુકાનદાર**—હા, ચણા, મમરા, શેવો, ગાંઠીઆ, ભજીઆં, બધું છે.

**ગાડાવાળો**—ઠીક ત્યારે. ચાર પૈસાના ચણા મમરા ને ભજીઆં આપો.

( લઈને ત્યાં જ ફાકવા માંડે છે. )

( તેટલામાં ખારવો પ્રવેશ કરે છે. )

**ખારવો**—કેમ શેઠ, શી ખબર છે ?

**દુકાનદાર**—( ધારીને જોઈને ) અલ્યા તું ડોકરીનો છોકરો કે ! તું ક્યાંથી ? તું તો વહાણમાં ગયો ત્યાં ડૂબી મુઓ તો ને !

**ખારવો**—હું ડૂબી મુઓ કે નહિ પણ પાછો તો આવ્યો છું. વહાણ ભાગ્યું ને હું તરીને નીકળ્યો. ( ગાડાવાળો અચંબો પામીને મ્હો ફાડીને તેના સામું જુએ છે. ) સારું આ રહેતી હતી તે ઘર કાંઈ દેખાતું નથી. તે હવે ક્યાં રહે છે ?

દુકાનદાર—સામું ઘર તો વરસાદમાં પડી ગયું. ત્હારી મા હવે પાછલી ફળીમાં રહે છે. અલ્યા તું કૂબેલો બહુ દહાડે પાછો આવ્યો! ન્હાનો હતો ત્યારે તો અહિં બહુ રમવા આવતો હતો. તને મ્હેં પેલો વાઘ આપેલો ને સાંભરે છે કે? લે તું પાછો આવ્યો તેના સંભારણામાં આટલી તમાકુ લેતો જા. (ભુલમાં તમાકુના બદલામાં એક રમકડું આપે છે. ગાડાવાળો ને ખારવો ખડખડ હસે છે.)

ખારવો—શેઠ, તમ્હારા જેવા ભૂલકણા પણ માયાળુ માણસ મ્હેં જોયા નથી.

દુકાનદાર—અરરર, હું ભૂલ્યો. વિચારમાં ને વિચારમાં તને રમકડું આપ્યું. મ્હારો સ્વભાવ બહુ જ ભૂલકણો છે (રમકડું પાછું લે છે, ને તમાકુ આપે છે.)

ખારવો—ચાલો ત્યારે હું જાઉં છું; માને મળું.

(ખારવો જાય છે. ગાડાવાળો ફાળીઆને છેડેથી પૈસા છોડીને આપે છે, અને પછી જાય છે.)

દુકાનદાર—કેવી અજબ જેવી વાત! છોકરો ડૂબ્યો ને વળી પાછો આવ્યો. તેની મા તો રોજ સવાર સાંજ છેડો વાળે છે. (એમ વિચાર કરતાં કરતાં ન્હાના દાબડાગાં દીવાસળીની પેટીઓ ને દોરાની દડીઓ મૂકે છે, અને દાબડો બન્ધ કરી આઘો ખશેડે છે.)

(બીજી છોકરી ને છોકરો પ્રવેશ કરે છે.)

બી. છો.—શેઠ, એક દોરાની દડી આપોને.

છોકરો—શેઠ, જરા એક દીવાસળીની પેટી આપોને. (બન્ને ફાંફાં મારે છે. દોરા કે દીવાસળી જડતાં નથી. ગલ્લામાં જુએ છે તો રૂપિયો ગયેલો જણાય છે.)

દુકાનદાર—(બૂમો પાડે છે) ચોર! ચોર! મ્હારો રૂપિયો ગયો. જા, છોકરા, દોડ તો. પેલા પોલિસના સિપાઈને કહે કે પેલો ગાડાવાળો ને ખારવો ગયા તેમણે મારો રૂપિયો ચોર્યો ને દીવાસળીની પેટીઓ ને દડીઓ પણ લઈ ગયા. તે ખરેખર

ચોર. ખારવો બારવો કાંઈ નહિ, એ તો તેણે ઠગવાનો વેસ કરેલો. ગાડાવાળો ને એ બે ખેરેખરા ચોર જ. ભાગ્ય કે મ્હને મારી નાંખ્યો નહિ. (બી. છો. રડી પડે છે.)

(પોલીસનો સિપાઈ ખારવાને અને ગાડાવાળાને પકડીને આવે છે. છોકરો પાછળ પાછળ આવે છે.)

દુકાનદાર—ચોર! ચોર!

ખારવો—ઊભા રહો, શેઠ! મ્હને લાકડીના છોકરાને ચોર કહો છો! કાંઈ ભૂલતા હશો.

દુકાનદાર—લાકડીનો છોકરો બોકરો કાંઈ નહિ. ખરેખરો ચોર જ છે.

પોલિસનો સિપાઈ—કેમ, શેઠ! શું ગયું છે?

દુકાનદાર—એક રૂપિયો, દીવાસળીની પેટીઓ, ને દોરાની દડીઓ એટલું ગયું. આ લોકો ચોરી ગયા.

પોલિસનો સિપાઈ—કાંઈ પુરાવો છે?

દુકાનદાર—વળી પુરાવો કેવો? આ લોકો આવ્યા, ને એ ચીજો ગઈ એ પુરાવો.

(પહેલી છોકરી પાછી પ્રવેશ કરે છે.)

પે. છો.—શેઠ, મા કહે છે કે તમે ભૂલમાં પૈસા ભેગો રૂપિયો આપ્યો છે, તે આ પાછો લો.

| | |
|---|---|
| દુકાનદાર<br>પોલિસનો સિપાઈ<br>ખારવો<br>ગાડાવાળો | આ ગયેલો રૂપિયો! |

પોલિસવાળો—શેઠ, ખોટી ફર્યાદ કરી!

ગાડાવાળો—હું વેર લઈશ.

ખારવો—અરે, ઊભા રહો. શેઠ ભૂલકણા છે. એમાં એમનો કાંઈ વાંક નથી.

દુકાનદાર—પણ દોરા ને દીવાસળીઓ ક્યાં ગયાં?

પે. છો.—અને મા કહે છે કે બે પૈસાની નહિ પણ ચાર પૈસાની મ્હા જોઈતી હતી, માટે બીજી વધારે આપો.

(દુકાનદાર મ્હાનો દાબડો ઉઘાડે છે, તો દીવાસળીઓ ને દોરા નીકળે છે.)

દુકાનદાર—હું કેવો ભૂલકણો ! આ બધું અત્યાર સુધી દાણડામાં જ હતું ! ભાઈ; હું ભૂલ્યો, મ્હને માફ કરજો. મ્હારો સ્વભાવ બહુ ભૂલકણો છે. વિચારમાં ને વિચારમાં કાંઈનું કાંઈ થઈ જાય છે. ભાઈ પોલિસવાળા, મ્હને માફ કરજો; હવે હું પૂરી ખાત્રી કર્યા વગર કોઈના ઉપર વહેમ નહિ લાવું. વળી લાકડીના છોકરાને ચોર ધાર્યો ! ખરેખર હું બહુ લાચાર છું. મ્હારૂં માથું બહુ ગુંચવાઈ જાય છે.

( બધાં જાય છે. )

---

# किन्डरगार्टन विषे भाषण.

ગઈ તા. ૨૧ મી સપ્ટેમ્બર શનિવારને રોજ સાંજના ચાર વાગે અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના પ્રેમાભાઈ હોલમાં શહેરની જ્ઞાનવર્ધક મંડળીના આશ્રય નીચે મુમ્બઇના જાણીતા કિન્ડરગાર્ટન શિક્ષક તથા ગ્રન્થકાર મિ. ગોપાળજી કલ્યાણજી દેલવાડાકરે " કિન્ડરગાર્ટન કેળવણીનું ગુજરાતી સાહિત્ય " એ વિષય ઉપર પ્રયોગો તથા ગાયનો સાથે ભાષણ આપ્યું હતું. પ્રયોગો તથા ગાયનો માટે તેમણે મુમ્બઈથી પાંચ છ દિવસ પહેલાંથી આવીને અમદાવાદ મેલ તથા ફિમેલ ટ્રેનિંગ કોલેજની પ્રાક્ટિસિંગ સ્કૂલોના છોકરા છોકરીઓને તૈયાર કર્યાં હતાં. ભાષણ વખતે પ્રમુખ સ્થાન અમદાવાદ ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ રા. સા. માધવલાલ હરીલાલ દેસાઈએ લીધું હતું. અમદાવાદના શિક્ષકો તથા બીજા શ્રોતાઓથી હોલ ચીકાર ભરાઈ ગયો હતો, અને પાછળથી આવનાર ઘણા ગૃહસ્થોને જગા નહિ મળવાથી પાછું જવું પડયું હતું. ફિમેલ ટ્રેનિંગ કોલેજનાં આસિસ્ટંટ લેડી સુપ્રિન્ટેન્ડન્ટ તથા ત્યાંની બાઈઓ અને બીજી બ્હેનો પણ ભાષણમાં હાજર થયાં હતાં, અને તેમને માટે જગાની ખાસ ગોઠવણ કરી હતી.

પ્રમુખે પ્રમુખ સ્થાન લીધા પછી પ્રાક્ટિસિંગ સ્કૂલોના છોકરા છોકરીઓએ હાવભાવ સાથે નીચેની ઈશ્વર સ્તુતિ ગાઈ:—

ભોલક પેઠે ફરતો જાય,
કરવત પેઠે આડો થાય.

પવન મહિ હાલે જેમ ડાળ,
ડુંગર પર ગાલે જેમ બાળ;
દરિયા પર પંખી ઉડી જાય,
ઝાડીમાં ઘોડો અથડાય.

એ પછી છોકરીઓએ લાકડાના ઘનના (કિન્ડરગાર્ટનની ત્રીજી બક્ષીસના) કેટલાક આકારો બનાવ્યા, અને તે કામ કરવાને પેટી ખોલતાં નીચેનું ગાયન ગાયું:

નાની પેટી લેઈ ઇંટો તણી,
ઘર બાંધવા હું જાઊં રે ભણી.
ઢાંકણું ઉઘાડીને જે મેં,
એક, બે, ત્રણ, ચાર, પાંચને છ,
હમણાં મુજ પાસે એ પડી,
આનંદે થઈ તાલી પડી.

પછી ઘનના આકારો બનાવતાં નીચેનું ગાયન ગાયું:

આઠ નંગનો ઘન દેખાય,
બે ભાગે તે અરધો થાય;
બાજુ પર મુક ઉપલા ચાર,
વેદીનો થાયે આકાર.
ખુણે ખુણા મેળવીએ સાથ,
તે ખુણા પર બાજુ રાખ;
ઘન બાજુ પર ખુણ લગાડ,
પછી બીજા આકારો પાડ.
વચમાંના કડકાઓ લઈ,
ચાર ખુણાએ ગોઠવ જઈ;
તે કડકાની કોર જ મળે,
તળાવનો કાંઠો કોઈ કળે.
પહોળા ગોઠવ કડકા ચાર,
તે પર સરખા મુકો ચાર;
ટેબલનો થાયે આકાર,
બાળક લખશે વારંવાર.

આગળના બે કકડા લઈ,
પાછળ સીધા ગોઠવ જઈ;
સિંહાસન આકાર જણાય,
તે પર બેસે મોટા રાય.
તે સિંહાસનના બે ભાગ,
કરતાં ખુરશીનો રહે ઘાટ;
બે જણની બેઠકને માટ,
ગોઠવ સરખો બન્ને સાથ.
બે ખુરશીનો બેઠક ભાગ,
ગોઠવ વચમાં સાંધી લાગ;
તો કિલ્લાનો થાયે ઘાટ,
શહેર તણા રક્ષણને માટ.

આ કામ થઈ રહ્યા પછી પ્રથમનું ગાયન ગાતાં ગાતાં પેટીઓ બન્ધ કરી:

છ, પાંચ, ચાર, ત્રણ, બે ને એક,
હમણા મુજ પાસે એ પડી,
આનંદે થઈ તાલી પડી.

ત્યાર પછી છોકરાઓએ પલાળેલી માટીના આકારો બનાવ્યા. પ્રથમ ગોળો કર્યો, પછી તેને બધી બાજુએથી દબાવીને તેનો ઘન કર્યો, અને ઘનને વેલણની પેઠે પાટીઆ પર ગોળ ફેરવીને તેનો નળાકાર બનાવ્યો. છેવટે નળાકારને ઊભો મૂકીને તેની ઉપરની વર્તુલાકાર બાજુમાં આંગળીઓ ખોશી તેનું પવાલું કર્યું. દરેક આકાર બનતો જતો હતો તેમ તે વિષે છોકરાંને પ્રશ્નો પૂછવામાં આવતા હતા.

એ પછી છોકરીઓએ ઘડીઆળ પ્રત્યક્ષ હાજર હતું તેના જુદા જુદા ભાગોનું અવલોકન કરતાં કરતાં હાવ ભાવ સાથે નીચેનું ગાયન ગાયું:

પીલુ.

ટીક ટીક ટીક કરતું ચાલે, જેમ લક્કડખોદ ઉચ્ચારે;
પેલું જો લોલક હાલે, ઝાડો જેમ ઝુલતી ડાળે.
ચાંદા જેવો ચાક દિસે છે, વચમાં કાળુ બાળે;
નાના મોટા કાપા જેમ, તારા દોડે આકાશે.
કાંટા બે વચમાં હાલે;
જેમ સુરજ-ચંદર હાલે.—ટેક.
મિનિટનો મોટો છે કાંટો, કલાક નાનો ધારે;
મોટો આખું ચક્ર ફરે તવ, નાનો ડગલું હાલે.

જો મોટા કાપા બારે;
વચમાં છે ન્હાના ચારે,
એમ સાઠ મિનિટ પસારે, તવ ઘંટી એક વગાડે. ૧.
બાર કલાકે બપોર થાયે, એક બે ત્રણ ને ચારે;
પાંચ અને છ સાત આઠ નવ, દસ અગીઆર ને બારે.
એમ આંકા છે ઘડિઆળે;
તેમ ઘંટી ઘંટ વગાડે,
દર રોજ વગર કંટાળે, એમ શીખિએ સાંજ સવારે. ૨.

પછી બે છોકરા હાજર થયા તેમાંથી એક શેખચલ્લી બન્યો અને બીજો શેઠ બન્યો. તેમણે હાવ ભાવ સાથે પોત પોતાના ભાગની નીચેની કવિતા બોલી બતાવીઃ

શામળીઓ છે મારૂં નામ,
શેખચલ્લી સહુ કહે તમામ;
નીત્ય મજુરીનું મુજ કામ,
પેટ ભરી મેળવવા દામ;
આજ મને મળશે પાવલી,
તેની લઉ બે મરઘી ભલી;
મરઘી ઇંડાં મુકે જેમ,
તે વેચું પાકે મુલ તેમ;
તેની લઉ બકરી બે તો જ,
બેં બેં બચ્ચાં બોલે રોજ;
તેને વેચી લેવી ગાય,
દૂધ આપ્યાથી પેટ ભરાય,
પછી માંડવી એક દુકાન,
શેઠ બનું મોટો ધનવાન;
પછી બાયડી પરણું એક,
સુંદર સૂરત વાળી નેક;
તેને બચ્ચાં થાયે જેહ,
[illegible] બોલાવે તેહ;

બાળક આવી બોલે એમ,
બાપા, ખાવા ચાલો તેમ;
નથી આવતો જા તું ઝટ,
પડ્યો ગાડવો ધરતી પટ;
કહે ગાડવાવાળો ભાઈ,
આ શું તારી નવી નવાઈ;
સાંભળ બાપુ મારી વાત,
ફૂટ્યો ગાડવો મારે હાથ;
તારૂં તો નુકશાન જ થયું,
પણ મારૂં તો સઘળું ગયું.

ત્યાર પછી કેટલાક છોકરાઓએ ઝાડોના પદાર્થ પાઠને લગતું નીચેનું ગાયન હાવ ભાવ સાથે ગાયું. તે વખત તેમની સામે છોડનાં કુંડાં હાજર રાખવામાં આવ્યાં હતાં.

અંગ્રેજી રાગ.

ઝાડોની આ જો જો હાર,
ધીમે આમથી આમ હાલે;
હમણાં ભારે વા'ય પવન,
તેથી ઝાડ નમે ડાળે.
ડાળિઓ અવાજ કરે,
પાન ખરે નીચે ભારે;
પવન ગયો ઉડી હવણાં,
તેથી ઝાડો સ્થિર થાયે.

એ પછી બે છોકરીઓ આગળ આવી. એક ન્હાની માછલી બની અને એક તેની મા બની. તેમણે નીચે પ્રમાણે પોતપોતાના ભાગની કવિતા હાવ ભાવ સાથે ગાઈ બતાવી:

માછલીની, કહું વાત, કેવો થયો તેનો ઘાત.
રમી રમી માની સાથ, સુખી રહેતી દિન ને રાત.
એક દિને તે માને કહે, રે મા, જુઓ, શું છે એ ?

માખી સારી ત્યાં દેખાય, ઘણી ભૂખ તો મને થાય.
જોઈ માને લાગે બીક, કહે છે, ભોળી, એ ન ઠીક.
જૂઠી આ દેખાતી માખ, તે પર તું ન રાખતી આંખ.
માછીનો તો એ છે છળ, મધ્યે મૂકેલો છે ગલ.
ખાવાનું જો તું કરીશ, નિશ્ચે તેથી તું મરીશ.
હઠીલી તે નાની મચ્છ, મન મધ્યે ચલાવે કુચ્છ.
અજાણી છે મારી મા, એનું હું ના માનું આ.
મારી અક્કલ છે અધિક, હું ના માનું માની શીખ.
ભૂખે કરડે મારૂં પેટ, મા કરાવે અમથી વેઠ.
એમાં નથી ગલને ઘાત, હું ના માનું માની વાત.
એની હું કરીશ તપાસ, પૂરી કરીશ મારી આશ.
એ વિચારે ઘેલી થઈ, માખની પાસે જોવા ગઈ.
મોંઢામાં તો લે તે પળ, ચૂપમાં ભરાયો ગલ.
ત્યારે માને કરી યાદ, તેને કરશો છેલ્લો સાદ.
માનું જો મેં માન્યું હોત, તો આજે મારો પ્રાણ ન ખોત.

સાર પછી છોકરાઓએ નીચેની કસરતની કવિતા ગાતાં ગાતાં કિલની માર્ચ કરી. માર્ચ ગોળાકારની તેમ જ સર્પાકારની હતી અને તે ઘણી અસરકારક થઈ હતી.

### અંગ્રેજી રાગ.

સુમન સદા સુધારવા,
ઉમંગે અંગ વાળવા;
આ બાહુ બળ વધારવા,
ફરો હરો અપાર.
સવાર સાંજ રોજ, ચોકખી હવા લે તો જ,
તું અંગ બળ વધારશે,
શરીર તો સુધારશે;
રૂધિર તન જમાવશે,
ખચિત ચિત્ત વિચાર.

એ થયા પછી છોકરીઓએ માતાના પ્યાર વિષે નીચેનું ગાયન હાવ ભાવ સાથે ગાયું:

( માતા પિતા થાઓ ઉદાસી. ) રાગ.

જો આખા જગતમાં જગે જગ ફરે,
પણ મા'ના જેવો પ્યાર કંઈ ના જડે;
બહુ હેત આવે અને તે ટળે,
પરંતુ ન મા હેત ટાઢું પડે.
ઓ માતા! ઓ માતા! વહાલી ઓ માય;
ન તુજ પ્યાર જેવો જગતમાં જણાય.
બધું સોનું રૂપું હીરાઓ મળે,
વળી રાજનો તાજ સાથે ભળે;
જગતનું બધું ધન કદાપિ મળે,
નકામું છે મા હેત વિના ખરે.

એ મુજબ તાળીઓના ગગડાટ વચ્ચે કામ પૂરું થયા પછી આજના ભાષણ તથા પ્રયોગો વિષે જે ગૃહસ્થોને ચર્ચા કરવી હોય તેમને તેમ કરવાને પ્રમુખે વિનતિ કરી. તે ઉપરથી દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલે ભાષણ કર્તાનો ઉપકાર માનતાં જણાવ્યું કે ન્હાનાં બાળકોને પદાર્થો બતાવીને તથા કામ કરાવીને અનુભવ સાથે કેળવણી આપવાનો આ ઉત્તમ રસ્તો છે. આપણી જૂની ગોખણીઆ પદ્ધતિ તત્ત્વ જ્ઞાનના સમ્બન્ધમાં ગમે તેવી હોય, પણ બાળકોને વાસ્તે તો આપણે આજ આપણા રૂબરૂ જોઈ તે જ પદ્ધતિ ઉત્તમ છે. આ જમાનામાં વ્યાપાર રોજગાર, દ્રવ્ય સંપાદન, વગેરેને માટે બાહ્ય વસ્તુઓના ઓળખાણની અને વસ્તુઓ દ્વારા જ્ઞાન મેળવવાની ઘણી જરૂર છે. એ વગેરે કેટલુંક વિવેચન કરી ભાષણ કર્તા ઉત્સાહથી આવું સુન્દર ભાષણ આપવા મુમ્બઈથી આવ્યા તે માટે તેમનો ઉપકાર માનવાની તેમણે દરખાસ્ત મૂકી. વકીલ મિ. નવનીતરાય મોરણભાઈએ તે દરખાસ્તને ટેકો આપ્યો અને તે સર્વાનુમતે મંજૂર થઈ. ( અપૂર્ણ. )

# ઇંગ્લાન્ડના કોડને લગતી સૂચનાઓ.

ઇગ્લાન્ડની પ્રાથમિક શાળાઓનો કોડ અને તેને લગતી સૂચનાઓ દર વરસ પ્રસિદ્ધ થાય છે. સને ૧૯૦૧ નો કોડ અને તેની સૂચનાઓ હાલમાં પ્રસિદ્ધ થયાં છે. હાલના કોડમાં ઘણો જબરો ફેરફાર કરવામાં આવ્યો છે. પહેલાં શિક્ષણનાં ધોરણો મુકરર હતાં તે બદલીને નવા કોડમાં માત્ર શિક્ષકોને સૂચના રૂપ યોજનાઓ આપી છે, તેમાંથી દર વર્ષે નિશાળનો અભ્યાસ ક્રમ શિક્ષકે નક્કી કરવો એમ ઠરાવ્યું છે. છોકરા દીઠ માર્ક આપી વાર્ષિક પરીક્ષા લેવાનો રિવાજ પણ બિલકુલ બન્ધ કર્યો છે. તેના બદલામાં ઇન્સ્પેકટર ખબર આપ્યા વિના નિશાળમાં જઈ પાકી તપાસણી કરે છે. નિશાળનો શિક્ષણ ક્રમ ઘણું કરીને જે સ્થળમાં નિશાળ હોય તે સ્થળના ખપને અનુસરીને ગોઠવવો એમ હવે ઠરાવ્યું છે. ખેતીવાળા ગામડાની, લન્ડન કે માન્ચેસ્ટર જેવા ઔદ્યોગિક શહેરની, અને દરિયા કાંઠાના બન્દર કે ગામડાની હાજતો એક સરખી હોતી નથી, તેથી દરેક જગાની હાજતો ધ્યાનમાં રાખીને અભ્યાસ ક્રમ નક્કી કરવાની શિક્ષકોને છૂટ આપી છે, તેથી આગળ ઉપર કદાચ લાભ થશે. પહેલાં નિશાળોને અને શિક્ષકોને શિક્ષણ સમ્બન્ધી સજ્જડ બન્ધનમાં રાખવામાં આવતા હતા, તેના બદલામાં હવે પુષ્કળ છૂટ આપવામાં આવી છે, કે શિક્ષણની રીતો સુધારવામાં અડચણ આવે નહિ. હવે નવા કોડને લગતી સૂચનાઓ નીચે આપીએ છીએ:—

૧. દરેક વર્ષની શરૂઆતમાં આખા વરસમાં જુદા જુદા વિષયોમાં કરવાના અભ્યાસનો ખરડો શિક્ષકે તૈયાર કરવો. આ ખરડામાં છોકરાંના હિતને માટે યોગ્ય લાગે તો અમુક વિષયોમાં વધારો ઘટારો કરવાની અથવા અમુક વિષય મૂકી દેવાની શિક્ષકને છૂટ છે.

૨. પહેલાંની માફક મ્હોના પાઠોની નોંધ શિક્ષકોએ કાઢવી. વળી તેમણે એક ટીકા પત્રક રાખવું તેમાં મુખ્ય શિક્ષક વખતો વખત પરીક્ષા લઈ યોગ્ય ટીકા ટૂંકામાં કરશે. આ ઉપરાન્ત તેમણે એક અભ્યાસ પત્રક રાખી તેમાં દરેક છોકરાનો અભ્યાસ અને ચાલ ચલગત નોંધવાં. દરેક

છોકરાના અભ્યાસ તથા ચાલ ચલગતનું પત્રક તેનાં મા બાપને દર વરસે મોકલવાથી પણ લાભ થશે. પરન્તુ આ બધાં પત્રકોમાં શિક્ષકોને લખવાની વધારે મહેનત પડે એટલી બધી વિગત ભરવાની હોવી ન જોઈએ, અથવા તે નિશાળના કામમાં ફેરફાર કરવામાં અડચણ રૂપ થઈ પડવાં ન જોઈએ.

૩. નીચેની ચાર બાબતો ઉપર ઇન્સ્પેકટરનો રિપોર્ટ અને ભલામણો ધ્યાનમાં લઈ કેળવણીનું બોર્ડ બેમાંથી કયા પ્રકારની ગ્રાન્ટ આપવી તે નક્કી કરશેઃ—

अ. છોકરાંની સ્થિતિ અને સ્થળને અનુસરીને શિક્ષણ અપાય છે કે કેમ ?

ब. શિક્ષણ સંગીન અપાય છે કે કેમ ?

क. શિક્ષકો લાયક અને પૂરતા છે કે કેમ ?

ड. નિશાળની વ્યવસ્થા અને કામની યોજના સારી છે કે કેમ ?

૪. ઉપરની ચાર બાબતો પૂરે પૂરી સન્તોષકારક હોય તો જ ઊંચા પ્રકારની ગ્રાન્ટ મળે એમ નથી. માત્ર તે ચાર બાબતોમાં સારી નિશાળે સાધારણ રીતે સન્તોષ આપવો જોઈએ. જો આમાંની એક બાબત સન્તોષકારક ન હોય, છતાં તે છેક નબળી ન હોય અને તે સુધારવાને પ્રયત્ન થતો હોય તો ઊંચા પ્રકારની ગ્રાન્ટ આપવામાં હરકત નથી.

૫. પહેલી બાબતના સમ્બન્ધમાં—શિક્ષકોને હાલ ચાલતા અભ્યાસ ક્રમમાં ઘણો ફેરફાર કરવો પડશે, અને કેટલીક ખાસ બાબતો દાખલ કરવી પડશે. હાલ ચાલતો અભ્યાસ ક્રમ શહેરો અને ગામડાં માટે એક સરખો છે અને તેમાં છોકરાંનું લાયકાતનું ધોરણ એક સરખું છે. આ અભ્યાસ ક્રમથી શિક્ષકો ટેવાઈ ગયા છે. તેમાં હવે તેમને એકદમ ફેરફાર કરવો ભારે પડશે, ત્યારે તેમાં શિક્ષકોની અડચણ ધ્યાનમાં રાખવામાં આવશે.

૬. નવા કોડ પ્રમાણે મ્હોટાં શહેરોમાં મ્હોટી ઉમ્મરના છોકરાને એવા પ્રકારનું શિક્ષણ આપવાનું છે કે તેથી તેઓ શહેરના ધન્ધાને માટે અથવા ઊંચા પ્રકારની કેળવણી લેવાને લાયક થાય.

૭. ગામડાંના શિક્ષકોએ ચાલતા ક્રમમાં ધીમે ધીમે ફેરફાર કરવો. એકદમ ફેરફાર કરવાની જરૂર નથી. ધીમે ધીમે અને પોતાને વધારે મહે-

નત ન પડે એવી રીતે એવો ફેરફાર કરવો કે તેથી છોકરાંને ઉપયોગી થઈ પડે તેવું શિક્ષણ મળે.

૮. બીજી બાબતના સમ્બન્ધમાં—છોકરાંને નવી નવી હકીકતોથી માહિત કરવા અને જાતે જ્ઞાન મેળવવા તરફ તેઓનું વલણ કરવું એ શિક્ષણ ક્રમનો હેતુ છે. આ હેતુ ધ્યાનમાં રાખીને સઘળા પાઠ શિખવવા. માત્ર સામાન્ય જ્ઞાનના પાઠથી જ આ હેતુ પાર પડે છે એમ કેટલાકનું ધારવું છે એ ખોટું છે.

૯. શરૂઆતથી જ છોકરાંને જ્ઞાન અને રમુજને માટે વાંચતાં શિખવવાનું છે. વાંચીને પોતાના વિચાર પ્રથમ મોઢેથી અને પછી લખીને સાદી અને સરળ ભાષામાં જણાવવાની છોકરાંને ટેવ પાડવી જોઈએ. આમ કરવાથી તેમનામાં સહેલાઈથી વાંચવાની અને વાંચે તેની મતલબ સમજવાની અને તે લખી જણાવવાને જે શબ્દો તે વાપરે તે શુદ્ધ લખવાની શક્તિ આવશે. વાંચન અને લેખનનો ખરો હેતુ આ છે. સમજ્યા વિના સફાઈ બન્ધ વાંચી જવું અથવા પાઠમાં આવેલા શબ્દોનું ડિકટેશન બરાબર લખવું એ હેતુ નથી.

૧૦. વાંચન અને લેખનનો હેતુ ઉપર મુજબ છે એ અભિપ્રાયમાં જે શિક્ષકો મળતા આવે તેમણે મ્હોના વાંચન અને ડિકટેશનને બદલે મનમાં વાંચી જઈ તેની મતલબ લખી માગવાનો રિવાજ કોઈ કોઈ વખત રાખવો.

૧૧. હવે પછી અભ્યાસ ક્રમ કેટલો રાખવો અને તેમાં શ્રેષ્ઠ શિક્ષણ આપવાને કયી પદ્ધતિ પકડવી તે શિક્ષકે વિચારવાનું છે. આજ સુધી અભ્યાસ ક્રમ સઘળી નિશાળો માટે નક્કી કરેલો હતો અને શિક્ષણ પદ્ધતિમાં પણ કોઈ શિક્ષક ભાગ્યે જ ફેરફાર કરતો. હવે ચાલતા અભ્યાસ ક્રમમાં શિક્ષકની નજરમાં આવશે તો બિલકૂલ ફેરફાર નહિ કરશે અથવા તો ફાવે તેટલા ફેરફાર કરી શકશે. પણ જે જે અભ્યાસ ક્રમ તે રાખશે તેનું જોખમ તેને શિર રહેશે.

૧૨. વારંવાર પરીક્ષાઓ લેવામાં આવશે નહિ. પરાયા માણસ કરતાં વર્ગનો શિક્ષક પરીક્ષા લેશે તે વધારે લાભકારક થઈ પડશે. સ્પર્ધા

માટે અને છોકરાં કંઈ હેતુથી કામ કરે તેટલા માટે વરસમાં એક (બને તો બે) પરીક્ષા લેવી તે ઠીક છે, અને તે માટે મ્હોટી નિશાળો વગેરે અદલ બદલ કરી પરીક્ષા લેશે, અને ન્હાની નિશાળોમાં વ્યવસ્થાપકો કોઈ લાયક માણસની શિક્ષકને મદદ આપશે.

૧૩. હવે પછી જે છોકરાંને લેબર સર્ટિફિકેટ જોઈતાં હશે તેમની જ દરેક છોકરા દીઠ દોકડા આપીને ઇન્સ્પેક્ટર પરીક્ષા લેશે. બાકીના છોકરાની તેવી પરીક્ષા ઇન્સ્પેક્ટર લેશે નહિ.

૧૪. પહેલાં ઇન્સ્પેક્ટર ખુશ થાય તેવું પરિણામ આવે તે હેતુને અનુસરીને શિક્ષણ પદ્ધતિ ચાલતી, પણ હવે ઇન્સ્પેક્ટરની પરીક્ષા બિલકુલ કાઢી નાખવામાં આવી છે, તો આશા રાખવામાં આવે છે કે શિક્ષકો છોકરાંને વધારે સંગીન જ્ઞાન મળે એવા ઉપાયો યોજવાને શિક્ષણ પદ્ધતિમાં યોગ્ય ફેરફાર કરશે.

૧૫. અભ્યાસ થોડો થાય પણ છોકરાં વધારે શીખે એવો રસ્તો શિક્ષકે પકડવો જોઈએ. આ માટે શિક્ષકે છોકરાં પાસે અવલોકન કરાવી અનુમાન કઢાવવાં જોઈએ. તૈયાર હકીકત તેમના મગજમાં ભરવી ન જોઈએ. આથી અભ્યાસ થોડો થશે પણ તે વધારે સંગીન થશે, અને છોકરાં જાતે હકીકત કેમ મેળવવી તે શીખશે.

૧૬. છોકરાંની યાદદાસ્તી ઉપર વધારે બોજો નાખવો ન જોઈએ. અલબત આ શક્તિ કેળવવી તે જરૂરનું છે, પણ શબ્દો અને શબ્દ સમૂહોનો અર્થ સમજ્યા વિના તે મોઢે કરવા કહેવું તે યાદદાસ્તી પર નકામો બોજો નાખવા જેવું છે, માટે જે કંઈ શિખવવામાં આવે તે સમજીને પછી તે છોકરાંને મોઢે કરવાનું કહેવામાં આવશે તો બસ છે.

૧૭. ત્રીજી બાબતના સમ્બન્ધમાં—કોઈ પણ નિશાળમાં શિક્ષકો જોઈએ તે પ્રમાણે છે કે નહિ તે નક્કી કરવાને ફક્ત છોકરાંની સંખ્યા પર નજર ન રાખતાં નિશાળના ખાસ સંજોગો, અને શિક્ષકોની લાયકાત ધ્યાનમાં લેવાની જરૂર છે.

૧૮. કોઈ નિશાળમાં છોકરાંની સંખ્યા ઓછી હોય પણ વર્ગો વધારે હોય તો તે પ્રમાણે ત્યાં શિક્ષકો પણ આપવા જોઈએ. વળી જે નિશા-

ળમાં શિક્ષકોની સંખ્યા વધારે હશે પણ તે જોઈએ તેવી લાયકાતવાળા નહિ હશે તો તે નિશાળને ઊંચા પ્રકારની ગ્રાન્ટ આપવામાં આવશે નહિ.

૧૯. દરેક નિશાળમાં યોગ્ય શિક્ષકો હોવા જોઈએ, એટલે તે છોકરાંની ઉમ્મર અને જાતિને અનુસરીને રાખવા જોઈએ, તેમ જ જે વિષયો તેમને શિખવવાના છે તેમનું પૂરતું જ્ઞાન તેમને હોવું જોઈએ. મિશ્ર શાળામાં એક આધેર સ્ત્રી શિક્ષક રાખવાની જરૂર છે.

૨૦. ૬૮ મી કલમ મુજબના શિક્ષકોમાં જોઈએ તેટલી હોંશિયારી માલૂમ પડે ત્યાં સુધી તેમને ઉપલા વર્ગો સોંપવા નહિ.

૨૧. ચોથી બાબતના સમ્બન્ધમાં—વ્યવસ્થાની બાબતમાં ઘણો આધાર શિક્ષક ઉપર છે. શિક્ષક પોતાની નજીવી ફરજો પણ નિયમ સર અને પદ્ધતિ સર બજાવતો હશે તો તેનું જોઈને છોકરાં પણ તે પ્રમાણે કરતાં થશે.

૨૨. જો વ્યવસ્થામાં કોઈ પ્રકારનો વાંધો નહિ હશે તો શિક્ષકને સજા કરવાની જરૂર પડશે નહિ. કારણ કે સારી વ્યવસ્થાથી છોકરાંને સારી ટેવો પડે છે અને સારી ટેવો પડવાથી સજા કરવાની જરૂર રહેતી નથી. જે નિશાળમાં વારંવાર સજા વડે બન્દોબસ્ત, ઉદ્યોગ, અને આજ્ઞાધીનપણું જળવાતાં હશે તે નિશાળની વ્યવસ્થા સારી કહેવાશે નહિ. સજા ગુન્હાને માટે કરવી પડે છે અને વ્યવસ્થાની ખામી વિના ગુન્હા બને જ નહિ. માટે સજા કરવી પડે ત્યાં સમજવું કે શિક્ષકની વ્યવસ્થામાં ખામી છે. ત્રાસ ઉપજાવે એવી સજા કદી કરવી નહિ.

૨૩. બાળ શાળાઓમાં શરીરને ઇજા થાય એવી સજા કદી કરવી નહિ.

૨૪. મ્હોટા છોકરાની નિશાળોમાં બને ત્યાં સુધી શારીરિક સજા થોડી કરવી, અને છોકરીઓની નિશાળોમાં તો તે બિલકુલ બન્ધ કરવી.

૨૫. સઘળા નિશાળોમાં સજાની નોંધ રાખવાની જરૂર છે. આથી શિક્ષકો વારંવાર પોતાની પદ્ધતિનું પરિણામ તપાસી શકશે, અને તે સારું આવે છે કે નહિ તેનો વિચાર કરી શકશે.

૨૬. છોકરાંના બરાબર વિભાગ પાડવામાં આવ્યા હશે અને જે કામ જે શિક્ષકો કરી શકે તે કામ તેમને સોંપવામાં આવ્યું હશે તો નિશાળના કામની યોજના બરાબર ગણાશે.

૨૭. મ્હોટી નિશાળોમાં દરેક વર્ગને માટે ઘણાયહો એક જ શિક્ષક બધા વિષયો શિખવવાને ન રાખતાં જુદા જુદા વર્ગોના અમુક વિષયોને માટે જે શિક્ષક લાયક હોય તેને તે સોંપવા. ગણિત, વિદ્યા, અને ભાષા જેવા વિષયોનું ઉપરચોટીઉં જ્ઞાન જેમને હોય તેવા શિક્ષકો તે શિખવી શકશે નહિ.

૨૮. શિક્ષકે સર્ટિફિકેટ મેળવ્યું હોય તે એમ બતાવી આપે છે કે તેનામાં બધા વિષયોનાં મૂળતત્ત્વોનું સારું જ્ઞાન છે; પણ તેને કયા વિષયો સંપૂર્ણ રીતે આવડે છે તે તેથી જણાતું નથી. તેની પાસે સર્ટિફિકેટ છે તેથી તે બધા વિષયો એક સરખી રીતે શિખવી શકશે એવી આશા રાખી શકાય નહિ.

૨૯. જૂના કોડમાં ન્હાની નિશાળો માટે જે યોજના રાખવામાં આવી છે તે લાભકારક નીવડી નથી. તેમાં આખી નિશાળના સઘળા વિષયોમાં એ વર્ગ પાડેલા હોવાથી છોકરાના અભ્યાસને ઘણી હરકત પહોંચતી. કારણ કે જ્યાં સુધી છોકરાં એક વર્ગમાંથી બીજા વર્ગમાં ન જાય ત્યાં સુધી તેઓ પોતે તેમ જ તેમનાં મા બાપો અભ્યાસમાં કંઈ વધારો થયેલો ધારતાં નહોતાં.

૩૦. આથી હવે પછી ન્હાની નિશાળોમાં બધાં ધોરણોના જુદા જુદા વર્ગો રાખી જે વિષયો કેટલાક વર્ગોને સાથે શિખવી શકાય તેવા હોય મે તે વર્ગોને એકઠા કરી શિખવવાનું અને જે વિષયો સાથે શિખવી ન શકાય તે જુદા શિખવવાનું ઠરાવવામાં આવ્યું છે.

૩૧. આવી રીતે ધોરણો રાખવાથી વિદ્યાર્થીઓ વર્ગો ચઢશે અને તેથી તેમનામાં અભ્યાસ કરવાનો ઉત્સાહ આવશે. પણ ધોરણોનું નામ રાખવાથી ધોરણોમાં ઠરાવ્યા પ્રમાણે જ બધા વિષયો શિખવવાનું મહેતાજીઓને બન્ધન રાખ્યું નથી. તેઓ તેમની નજરમાં આવશે તે પ્રમાણે તેમાં ફેરફાર કરી શકશે. દાખલા તરીકે આગળ વધેલા છોકરાને ગણિતમાં

૬ ઠા અને ૭ મા ધોરણ માટે ઠરાવેલા નિયમો, વ્યાજ, નફો ટોટો, સ્ટૉક, વગેરે ન શિખવતાં ગુણોત્તર, પાંતી, વગેરે જેઓ શિખવશે તો તેથી પણ તેટલો જ ફાયદો થશે.

૪૦. નિશાળના વખત દરમ્યાન છોકરાંને સંગ્રહસ્થાન વગેરે જગાઓએ લઈ જવામાં આવે તે ફક્ત રમતની ખાતર નહિ પણ કંઈ શિખવવાની ખાતર લઈ જવાં જોઈએ. આવી રીતે લઈ ગયા પછી છોકરાંએ જે જોયું હોય તેનો હેવાલ આપવાનું તેમને કહેવું જોઈએ.

૪૩. 'શરૂઆતના વિષયો' એ શબ્દોમાં હવે વાંચન, લેખન, અને ગણિત એટલાનો જ માત્ર સમાવેશ થતો નથી, પણ આ વિષયોની મહત્ત્વી જે મૂળતત્ત્વોનું જ્ઞાન થવું જોઈએ તેનો પણ સમાવેશ કરવામાં આવે છે. માટે શિક્ષકોએ વાંચન શિખવવાનો હેતુ ધ્યાનમાં રાખવો જોઈએ, અને જેમ બને તેમ જલદીથી છોકરાં વાંચીને પોતાની મેળે જ્ઞાન મેળવતાં થાય તેમ કરવું જોઈએ.

૪૪. કવિતા મોઢે કરાવવી. પણ અમુક લીટીઓ મોઢે કરાવવાનો રિવાજ છે તે બન્ધ કરવામાં આવે છે. એકની એક કવિતા આખું વરસ ફરી ફરીને ચલાવવા કરતાં મહાન કવિઓનાં કાવ્યોમાંથી છૂટી છવાયી કવિતાઓ પસન્દ કરીને ચલાવવાથી વધારે ફાયદો થશે, અને છોકરાંને વધારે ગમત પડશે. જે વખતે જે કડીઓ છોકરાં શીખતાં હશે તે તેમને બરાબર આવડતી હશે તો પહેલાં ચાલી ગયેલી લીટીઓ બરાબર નહિ આવડતી હોય તેની હરકત નથી.

૪૫. કોડની ૧૫ મી* કલમમાં નિશાળોમાં ચલાવવાના વિષયોની

---

* કોડની ૧૫ મી કલમમાં નીચે મુજબ અભ્યાસ ક્રમ રાખ્યો છે:—

અ. બાળ શાળાઓ માટે—

વાંચન, લેખન, અને સંખ્યાનું ઘટિત શિક્ષણ.
સામાન્ય જ્ઞાનના સહેલા પાઠ.
કિન્ડરગાર્ટનના બાળકોને લાયક ઉદ્યોગ.
સોય કામ.
ડ્રોઇંગ.
ગાયન.

ટીપ આપી છે તે પૂર્ણ છે એમ સમજવાનું નથી. તેમાં વધારો ઘટારો કરી શકાશે. દાખલા તરીકે ભૂમિતિને બદલે બીજા દેશોની પ્રાથમિક શાળાઓમાં ચાલતાં ગણિતનાં પુસ્તકોમાં કર્તવ્ય ભૂમિતિ આપેલી છે તે શિખવી શકાશે. બીજ ગણિતમાં આંકડાને બદલે અક્ષરોનો ઉપયોગ છોકરાઓ સમજે કે તરત ફેક્ટર (અવયવો) વગેરે બાબતો પર વધારે વખત ન ગુમાવતાં ગણિતમાં આવેલા કોયડા સમીકરણની મદદથી શિખવી શકાશે.

૪૬. પર ભાષા ન્હાનાં છોકરાંને વાત રૂપે શિખવવી. આથી તેમની સ્મરણશક્તિ પણ સુધરશે.

૪૭. પદાર્થ વિજ્ઞાન અને વિદ્યાના બીજા વિષયો સામાન્ય જ્ઞાનના પાઠોમાં શિખવી શકાશે.

૪૮. દરિયા કાંઠાનાં શહેરોની જે નિશાળોમાં પાક શાસ્ત્રનું શિક્ષણ સારું આપવામાં આવે તેમને તે બદલ ગ્રાન્ટ આપવાનો ઠરાવ કરવામાં આવ્યો છે. વળી દરિયા કાંઠાનાં શહેરોનાં છોકરાંને ઘણું કરીને દરિયાઈ ધન્ધે વળગવાનું છે તો તેઓ પોતાનાં લૂગડાં સારી સ્થિતિમાં રાખી શકે માટે તેમને સોયનો ઉપયોગ કરતાં પણ શિખવી શકાશે.

---

| | |
|---|---|
| ૧. ઇંગ્રેજી—વાંચન, કવિતાનો મુખ પાઠ, લેખન, નિબન્ધ, અને વ્યાકરણ—ભાષાનો શુદ્ધ ઉપયોગ કરતાં આવડે ત્યાં સુધી... ... ... ... | સઘળી શાળાઓમાં ફરજીઆત. |
| ગણિત ... ... ... ... . ... | |
| ડ્રોઇંગ ( છોકરાઓ માટે ) ... ... ... | |
| સોય કામ ( છોકરીઓ માટે ) ... ... | |
| ભૂગોળ તથા ઇતિહાસને લગતા પાઠો તથા પદાર્થ વિષે પાઠો... ... ... ... | |
| ગાયન ... ... ... ... ... ... | |
| અંગ કસરત ... ... ... ... ... | |

ટીપ—ઉપર જણાવેલા વિષયોમાંથી કોઈ વિષય મૂકી દેવા માટે ઇન્સ્પેક્ટર અથવા બોર્ડને સન્તોષકારક કારણ લાગશે તો તે મૂકી દેવાની રજા મળશે.

# केळवणी खातानी खबरो.

## જાહેર ખબર.

ઈ. નં. ૩૭૩૦, તા. ૧૭–૯–૧૯૦૧.

મહેરબાન ડિરેક્ટર સાહેબ બહાદુરના નં. ૪૫૫૪ તા. ૯–૯–૧૯૦૧ થી "વિજયી વિક્ટોરિયા" નામની ચોપડી ઇનામનાં ખાસ પુસ્તકોની ટીપમાં દાખલ કરવામાં આવી છે.

J. G. Covernton,
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉ. ભા.

---

## શિક્ષક જોઈએ છે.

કુરલા મ્યુનિસિપાલિટીની ગુજરાતી સ્કૂલમાં અમદાવાદ ટ્રેનિંગ કોલેજમાં પાસ થયેલો શિક્ષક જોઈએ છે. રૂ. ૯ ના સર્ટિફિકેટવાળાને રૂ. ૧૫) ને રૂ. ૧૨ ના સર્ટિફિકેટવાળાને રૂ. ૨૦) નો પગાર દર મહિને મળશે. અરજી કુરલા મ્યુનિસિપાલિટીના પ્રેસિડન્ટને કરવી.

કુરલા.
તા. ૨૫–૯–૧૯૦૧.

નશરવાનજી ધનજીભાઈ.
પ્રેસિડન્ટ, કુરલા મ્યુનિસિપાલિટી.

---

## જાહેર ખબર.

મિ. એચ. કે. પારકના ગુજરાતી-ઇંગ્રેજી કોષની બીજી આવૃત્તિ માટે નીચેની હકીકત જોઈએ છે:—

શેઠ બરજોરજી ખરશેદજી સંજાણા, ચન્દનવાડી સ્કૂલના માજી' માલિક.
શેઠ. નશરવાનજી ખરશેદજી નાનજી, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. જમશેદજી, ખન્ડુભાસ, બી. એ. ક્યુરેટર ગવર્નમેન્ટ સેન્ટ્રલ બુકડીપો.
શેઠ. માણેકશા, બહેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર.
રા. રા. લક્ષ્મીદાસ, દી, હેડમાસ્તર આલફ્રેડ હાઈસ્કૂલ ભુજ.
રા. રા. એમ. એમ. બલસારી બી. એ. માજી હેડમાસ્તર, ગોધરા એ, વ. સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ. હેડમાસ્તર, એંગ્લોવર્નાક્યુલર સ્કૂલ. ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, ખોજા ખાનમહમદ હબીબભાઈ સ્કૂલ.
શેઠ. રૂસ્તમજી મહેરવાનજી માસ્તર, હેડમાસ્તર, ફરામજી પટેલ સ્કૂલ.

## મુમ્બઈની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.

| | |
|---|---|
| મે. ગુલાબદાસ સુન્દરદાસ ચોકશી. | શેઠ. કઈરજી સોરાબજી મદ્રોષના. |
| મે. પ્રાણજીવનદાસ કહાનદાસ. | મે. માણેકલાલ ધીરજરામ અધ્યારુ. |
| મે. હરકિશનદાસ ખિમજીલાલ. | મે. આત્મારામ જેકિશનદાસ. |
| મે. શિવશંકર કૃષ્ણજી ભટ્ટ. | મે. મોહનલાલ પ્રસાદરાય. |
| શેઠ. મહેરવાનજી સોરાબજી દલાલ. | મે. વ્રજલાલ પાનાચન્દ. |

**મુમ્બઈ અને ગુજરાતના જાહેર છાપાના મતો:**—રાસ્ત ગોફતાર, મુંમ્બઈ સમાચાર, જામે જમશેદ, અખબારે સોદાગર, કેસરેહિન્દ ગુજરાતી, પન્ચદાં પરસ્ત; રિપન રિપોર્ટર, ઇન્ડીયન સ્પેક્ટેટર, ગુજરાત મિત્ર, પ્રજામિત્ર, સૂર્યપ્રકાશ, સુરત અખબાર, દેશમિત્ર, ભરૂચ સમાચાર, હિતેચ્છુ.

## દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.

૧. રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા બ્યાપારીઓ જેઓ, ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૩૦ ટકા ડિસ્કાઉન્ટ આપવામાં આવશે, પેકિંગ અને રેલ્વેનો સર્વ ખર્ચ આપવામાં આવશે.

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ મળશે, પણ રેલવે પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વ ખર્ચ ખરીદનારને માથે.

૩. માલ મોકલાવ્યા પછી ને રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પુગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પૂરતો ખુલાશો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખર્ચ માલ મંગાવનારને સિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું.

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વ માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કત શિક્ષક કોપીબુકોની સાથે અમોએ બીજી કોઈ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેકડે ૧ એક ટકાના ક-

ગીરાનથી મોકલી આપવાની ગોઠવણો કરી છે. એક વખત કામ પાડી જોયાથી ખાત્રી થશે, પેકિંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું.

નોટપેડ કાગળ લીધામાં આવશે નહિ.

દસ્કત શિક્ષક કોપીબુકોના ૭૮ દરેક ભાગના જુદા જુદા કદના અક્ષરોને ૭૮ બન્ધબેસતી સ્ટીલપેનો ખાસ ઇંગ્લન્ડથી મ્હોટે ખર્ચે બનાવી મંગાવી છે. એ સ્ટીલપેનો ગુજરાતી, મરાઠી, ઉર્દુ, અને ફારસી લખવાને ઘણી સગવડ ભરેલી છે. દરેક બોકસમાં ડજન–૬ કિમ્મત ૨.૦॥ ઓછામાં ઓછા ૮ બોકસ મંગાવનારને ૬। ટકા કમીશન મળશે, ને ૨૫ બ. તેથી વધુ બોકસ લેનારને ૧૨॥ ટકા મળશે. વેલ્યુ પેઓબલથી ૧ થી ૧૬ બોકસ મંગાવનારને ખર્ચના ૩ ૦ાન્ન વધારે લાગશે. **ભૂલી જતા નહિ.** અને પૈસા પહેલા મોકલવાથી ૧ થી ૬ બોકસના ખર્ચના બે આના લાગશે.

આદરજી કાવસજી માસ્તર. દસ્તક શિક્ષક કોપીબુકો તથા સ્ટીલપેનોના પ્રગટ કર્તા. અને કમિશન એજન્ટ. **ધોબીતળાવ મુમબાઈ.**

નમુના
આદરજી કાવસજી માસ્તરજી
દસ્કત શિક્ષક કોપી બુકોની
સ્ટીલપેનોના



મહેરબાન ડિરેકટર સાહેબે તથા ઉત્તર વિભાગના મહેરબાન માજી ઇન્સ્પેકટર. ઈ. જાઈલ્સ સાહેબે દસ્તક શિક્ષક કોપીબુકોનેજ સઘળી મંજૂર કરેલી કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને લખેછે કે સારી સ્કૂલો આવી સરસ કોપીબુક જ વાપરવાને મગરૂરી ધરાવશે. ☞ મુમ્બઇ તથા સુરત, ભરૂચ, નડીઆદ, અમદાવાદ વગેરે શાહેરની જોઇન્ટ સ્કૂલકમિટિના અનુભવી સદ્ગૃહસ્થોએ પણ સઘળી કોપીબુકો સાથે સરખાવ્યા પછી દસ્કતશિક્ષક કોપીબુકોને જ સર્વે કોપીબુકોમાં શ્રેષ્ઠ ગણી છે, અને તેમના તાંબાની સર્વે સ્કૂલોમાં એ જ કોપીબુકો ચલાવવાનો હુકમ કર્યો છે.

આ કોપીબુકો માટે જે જે સદ્ગૃહસ્થો તરફથી સર્ટિફિકેટ મળેલાં છે તેમનાં નામ વાંચવાથી ખાત્રી થશે. તેમાંથી થોડાં નીચે પ્રમાણે.

ડિરેકટર સાહેબ તથા એજ્યુકેશનલ ઇન્સ્પેકટરો.

કે. એમ. ચેટફિલ્ડ. એમ. એ. માજી ડિરેકટર ઓફ પબ્લિક ઇન્સ્ટ્રકશન.

ટી. બી. કર્બીમ. મધ્ય વિભાગના કેળવણી ખાતાના ઇન્સ્પેકટર.

ઇ. જાઇલ્સ. ઉત્તર વિભાગના કેળવણી ખાતાના માજી ઇન્સ્પેકટર.

ખા. સા. દોરાબજી એદલજી ગીમી. બી. એ. ઉ. વિ. ના. માજી આ. એ. ઇ. અને સુરત. હાઈ સ્કૂલના હેડમાસ્તર.

રા. બા. ગોપાળજી સૂરભાઇ દેસાઇ,ઉ.વિ.ના કેળવણી ખાતાના માજી આ. ઈ.

રા. બા. હરગોવન્દદાસ દ્વારકાંદાસ કાંટાવાળા,વડોદરા કે.ખાતાનામાજી ડિ.

રા. સા. દલપતરામ પ્રાણજીવન પખ્ખર, કચ્છના માજી એ. ઇન્સ્પેકટર.

દેશની કેળવણીમાં જાણીતા આગેવાન ગૃહસ્થો.

ઓનરેબલ. ઝવેરીલાલ ઉમિયાશંકર યાજ્ઞિક.

ઓનરેબલ કાશીનાથ ત્ર્યંબક તેલંગ એમ. એ., એલ. એલ. બી., સી. આઈ. ઇ: મુમ્બઇની હાઈ કોર્ટના માજી જજ.

રા. બા. શંકર પાંડુરંગ પંડિત, એમ. એ; માજી ઓરિએન્ટલ ટ્રાન્સલેટર;
રા. રા. નગીનદાસ તુળશીદાસ મારફતીઆ બી. એ. એલ. એલ. બી. મુમ્બઇની હાઇ કોર્ટના વકીલ તથા યુનિવર્સિટીના ગુજરાતીના પરીક્ષક.
દિ. બા. મણિભાઈ જશભાઈ, દિવાન બહાદુર, વડોદરા.
રા. બા. લાલશંકર ઉમિયાશંકર ત્રવાડિ, સ્મો. કો. કોર્ટના જજ. અમદાવાદ
રા. સા. હરિલાલ મનસુખરામ, બારીઆ સ્ટેટના કારભારી.
રા. બા. જગજીવનદાસ ખુશાલદાસ માજી ડેપ્યુટી કલેકટર તથા સેશન્સ જજ અને સુરત મ્યુનિસિપલ સ્કૂલ કમિટિના પ્રમુખ.
રા. સા. મનસુખરામ સૂર્યરામ, ત્રિપાઠી, જૂનાગઢ સ્ટેટના એજન્ટ.
રા. સા. રણછોડભાઇ ઉદયરામ, કચ્છના નાયબ દિવાન.
ગહૂઁમ રા. બા. ભોળાનાથ સારાભાઈ.
રા. રા. કવિ દલપતરામ ડાહ્યાભાઈ, સી. આઈ. ઈ.
ખા. સા. બમનજી એદલજી મોદી, એમ, એ; ડેપ્યુટી કલેકટર અને સ્કૂલ કમિટિના ચેરમેન, ભરૂચ.
રા. રા. કાળાભાઈ લલ્લુભાઈ વકીલ, સુરત સ્કૂલ બોર્ડના પ્રમુખ.
શેઠ કેખશરૂ એદલજી મોદી, બી. એ, સુરત સ્કૂલ બોર્ડના મેમ્બર.
ગહૂઁમ રા.રા.કવિનર્મદાશંકરલાલશંકર,ગો૦તે૦ના ધર્મખાતાના માજી સેક્રિટરી.

**કેળવણી ખાતાના હાલના તથા માજી ઇન્સ્પેકટરો.**

રા. બા. મોતીરામ રાજારામ, માજી ડે. એ, ઇ, સુરત.
રા. સા. ગણપતરામ ગૌરીશંકર શાસ્ત્રી, ડે. એ. ઈ. અમદાવાદ
રા. સા. શિવરામ સદાશિવ નાડકરની, બી, એ; ડે,એ. ઇ. રત્નાગિરિ.
રા. સા.. વ્રજરાય સન્તોકરાય દેસાઇ, બી. એ; માજી, ડે. એ. ઇ. મુમ્બઇ
રા. સા. ,કૃષ્ણલાલ ગોવિન્દલાલ મહેતા,ડે.એ.ઈ;ઝાલાવાડપ્રાન્ત,કાઠિયાવાડ.
રા. સા. હરિવલ્લભ ભૂળજી નિજય, માજી,ડે.એ.ઇ;હાલાર પ્રાન્ત કાઠિયાવાડ.
રા. સા. ગણપતરામ અનુપરામ ત્રિવેદી, ડે. એ,ઇ;સોરઠ પ્રાન્ત કાઠિયાવાડ
ખા. સા. ફરગઅલી રહીમઅલી નાનજીઆની.બી.એ;ડે.એ.ઇ, ખેડા.
રા. સા. આર. એસ. તાંકી, બી એ; ડે. એ. ઇ, મરાઠી સ્કૂલ, મુમ્બઈ.
રા. સા. મનસુખલાલ મુગટલાલ મુનશી, બી. એ. એલ. એલ. બી. હાઈ કોર્ટના સોલિસિટર, મુમ્બઈ.
ડૉ. ગોકળદાસ કહાનદાસ પારેખ, બી. એ. એલ. એલ. બી.
શેઠ. જહાંગીરજી હોરમજજી પન્થકી, જી૦ હા૦ સ્કૂલના સેક્રિટરી.

રા. સા. છગનલાલ હરિલાલ પંડયા, બી. એ; જૂનાગઢના નાયબ દિવાન.
રા. સા. ગણિલાલ નભુભાઈ બી. એ० ભાવનગર કોલેજના માજી પ્રોફેસર
રા. સા. ગોવિન્દ બલવન્ત લધાટે, બી. એ.
રા. સા. મોહનલાલ રણછોડદાસ ઝવેરી.

મુમ્બાઈની જોઇન્ટ સ્કૂલ કમિટિના સદ્‌ગૃહસ્થોએ પસન્દ કરેલી અને બીજી કોપીબુકો સાથે સરખાવ્યા પછી પોતાના તાબાની સ્કૂલોમાં એજ કોપી વાપરવી.

મે. ડાક્ટરટોમસ બ્લેની.
મે. કેખશરૂ નવરોજજી કાબરાજી.
મે. અબદુલા મીરઅલી ધરમશી.
મે. ગણેશરામ નીલકંઠ નાડકરની.
મે. ગ્રેટન ગીઅરી.
મે. પ્રોફેસર આર.જી.ઓકસનહામ
મે. કાશીનાથ ત્ર્યમ્બક તેલંગ.
મે. નવરોજજી નસરવાનજી વાડીઆ. સી. આઈ. ઈ.
મે. ન્હાનાભાઈ નસરવાનજી સેક્રિટરી સ્કૂલ બોર્ડ.

સુરત જોઇન્ટ સ્કૂલ કમિટીના સદ્‌ગૃહસ્થોએ પસન્દ કરેલી અને સૌમાં શ્રેષ્ઠ લેખવેલી અને પોતાના તાબાની સ્કૂલોમાં વાપરવાની ઘણી ખુશી દેખાડવેલી.

મે. રેવરન્ડ જે. ડશલેડી.
મે. મંછારામ ઘેલાભાઇ.
મે. સૈયદ મોલવી અબદુલ કાદર.
મે. ભાનુંશંકર નારણશંકર.
મે. હરિલાલ તુળજારામ દરૂ.
મે. નનુમીઆં બક્ષુમીઆં શેખ.

## પ્રોફેસરો, પ્રિન્સિપલો અને હેડમાસ્તરો.

રા. સા. વામનરાવ આબાજી મોદક, બી. એ, માજી હે. મા. એલ્ફિન્સ્ટનહાઇસ્કૂલ.
ખા. બા. જમશેદજી અરદેશર, દલાલ, એમ. એ. એલ. એલ. બી; ગાયકવાડ કેળવણીખાતાના ડિરેકટર અને ગુજરાતકોલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ ડોસાભાઇ નસરવાનજી વાડીઆ, એમ. એ; પ્રિન્સિપલ, સર. જ. જી. પો. ચે. ઇન્સ્ટિટયુશન, મુમ્બઇ.
ખા.બા. જમશેદજી નવરોજજી ઊનવાળા, એમ. એ, ભાવનગર કોલેજ.
શેઠ. એદલજી દોરાબજી તબાટી, બી. એ; અમદાવાદ હાઇસ્કૂલ.
શેઠ. ફરદુનજી મનચેરજી દસ્તુર, એમ. એ; પ્રોફેસર, પૂના કોલેજ.
આ. સા. ઇબ્રાહીમ મહમદ સાયાની, બી. એ; હેડમાસ્તર ભરૂચહાઇસ્કૂલ.
રા. સા. માધવલાલ હરિલાલ દેશાઇ, પ્રિન્સિપલ. ટ્રેનિંગ કોલેજ અમદાવાદ.
મિ. એ. એસ, જર્વિસ, સુરત મિશન સ્કૂલના માજી પ્રિન્સિપલ..
મિ. વિલિયમ બીટી. બી. એ; સુરત મિશન સ્કૂલના મેનેજર..
રા. સા. નવલરામ લક્ષ્મીરામ, રાજકોટ ટ્રેનિંગ કોલેજનામાજી પ્રિન્સિપલ.
શેઠ બહેરામજી ફરામજી પટેલ બી. એ. માજી હેડમાસ્તર સુરત હાઇસ્કૂલ.
શેઠ હોરમજજી જહાંગીર પ્રોપ્રાયેટરી સ્કૂલના માલિક.
શેઠ. ફરામજી બમનજી માસ્તર બી. એ. ફોર્ટ હાઇ સ્કૂલના માલિક.
શેઠ. માણેકજી બેજનજી કુપર ફોર્ટ હાઇ સ્કૂલના માજી હેડમાસ્તર.

# गुजरात शाळा पत्र.

પુસ્તક ૪૦ મું. નવેમ્બર ૧૯૦૧. અંક ૧૧ મો.


## मास.

ગઈ તા. ૨ જી સપ્ટેમ્બરને રોજ હિન્દના નામદાર વાઇસરોયના આમંત્રણથી સિમલામાં એક કોન્ફરન્સ ભરાયું હતું. તેમાં બધા ઇલાકાના ડાઇરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શનો, યુનિવર્હિસિટીઓના વાઇસ ચાન્સેલરો, અને બીજા કેળવણીકારોને બોલાવવામાં આવ્યા હતા. કોન્ફરન્સનું કામ ઘણા દિવસ પહોંચ્યું હતું, અને તેમાં ઘણી બાબતોનો વિચાર કરવામાં આવ્યો હતો. પરંન્તુ હજી તે બાબતો બહાર પડી નથી. કોન્ફરન્સને પહેલે દિવસે હાજર થયેલા અમલદારો રૂબરૂ નામદાર વાઇસરોયે કરેલું ભાષણ પ્રસિદ્ધ થયું છે તે અત્રે આપીએ છીએ. તે નામદાર બોલ્યા હતા કે—

"આ કોન્ફરન્સમાં આપણે હિન્દની હાલની કેળવણીની પદ્ધતિ ઉપર વિચાર ચલાવવાનો છે. આપણે યુનિવ્હર્સિટીની, બીજા દરજ્જાની, પ્રાથમિક, અને ઔદ્યોગિક કેળવણી વિષે તથા કેળવણી સમ્બન્ધી બીજી પરચૂરણ બાબતો વિષે એક પછી એક તપાસ ચલાવીશું. પણ આ બાબતો ઉપર હું મ્હારા વિચાર જણાવું તે પહેલાં મ્હારે કહેવું જોઈએ કે આપણે કેળવણીની છેક નવી યોજના બનાવી દાખલ કરવાની નથી, પણ હાલ ચાલતી યોજનામાં શી શી ખામી છે તે જ માત્ર જોવાનું છે. હાલમાં ઘણે ભાગે એવો મત ચાલે છે કે હિન્દમાં મૂળથી કેવળ ભૂલ ભરેલી કેળવણીની પદ્ધતિ ચાલે છે, અને તેથી ઘણાં માઠાં પરિણામ થયાં છે. આ મત કેવળ બિનપાયાદાર છે. હિન્દની કેળવણીની પદ્ધતિ કેવળ ભૂલ ભરેલી નથી, પરન્તુ તેમાં અમુક્ત કેટલીક ખામીઓ છે, અને તે ખામીઓ તપાસવાને જ આપણે મળ્યા છીએ."

"હાલની પદ્ધતિમાં મુખ્ય ત્રણ ખામીઓ જોવામાં આવે છે (૧) આપણે ઇંગ્રેજી પદ્ધતિનું મૂળથી અક્ષરશઃ અનુકરણ કર્યું છે. દાખલા તરીકે આપણી યુનિવર્સિટીની કેળવણી માત્ર લન્ડનની યુનિવર્સિટીને અનુસરીને ચાલે છે. આ સમ્બન્ધી વિશેષ વિવેચન આગળ આવશે. (૨) આપણે પરીક્ષા એ જ સરકારી નોકરીમાં દાખલ થવાનો રસ્તો રાખ્યો છે, અને તેથી પરીક્ષાને કેળવણીની કસોટી બનાવી છે. હાલમાં ઘણા સુધરેલા દેશોમાં પરીક્ષાનું કામ અને તેની સાથે ગોખણ કામ હદથી જાદે ચાલે છે. ચીન સિવાયના બીજા બધા દેશો કરતાં હિન્દમાં તે વિશેષ જોવામાં આવે છે. વિદ્યાર્થીઓને ન્હાનપણથી પુખ્ત ઉમ્મરે પહોંચતા સુધી એક પછી એક પરીક્ષાઓ પાસ કરવાની હોય છે, અને પરીક્ષામાં પાસ થવું એ જ જીંદગીનું સાર્થક ગણાય છે. આથી પરિણામ એ થાય છે કે હજારો જુવાનીઆઓ એક પછી એક પરીક્ષાઓ પાસ કરવાની ધૂનમાં મચ્યા રહે છે, તેથી તેમનાં શરીર નબળાં થઈ જાય છે. વળી કેળવણીનું કામ મનને કેળવવાનું છે તે પ્રમાણે નહિ થતાં યાદદાસ્તી જે માત્ર મનની એક શક્તિ છે તે કેળવવા પર વિશેષ લક્ષ અપાય છે. આથી કેળવણીનો ખરો હેતુ પ્રજાને વધારે બુદ્ધિમાન બનાવવાનો છે તે પાર પડતો નથી. (૩) સરકારનો વહિવટ કેટલેક દરજ્જે ખામી ભરેલો છે. હિન્દમાં સરકાર તરફથી કેળવણી આપવાનું કામ શરૂ થયાને હાલ ૭૦ વર્ષ થયાં છે, છતાં હાલમાં બ્રિટિશ હિન્દની કુલ વસ્તીમાંથી ૪૫ લાખ માણસો કેળવણી લે છે. શું આ સંખ્યા પૂરતી છે? હાલમાં સરકાર કેળવણી પાછળ સરકારી નાણાંમાંથી ૧,૧૪૦૦,૦૦૦ રૂપિયા ખર્ચે છે. શું આ રકમ પૂરતી છે? શું હિન્દ સરકારે કેળવણીનો વહિવટ ચલાવવાને કંઈ રીતિ રાખી છે, અને રાખી હોય તો તે રીતિસર કામ ચાલે છે? ખરેખર આ સવાલોના સન્તોષકારક જવાબ મ્હને જડી શકતા નથી. હું ધારું છું કે કેળવણીના સમ્બન્ધમાં સરકારનો વહિવટ સ્તુતિ પાત્ર નથી."

"આટલું કહીને હવે હું પ્રથમ જણાવેલી બાબતો પર મ્હારા વિચાર જણાવું છું:—

## યુનિવ્હર્સિટીની કેળવણી.

હિન્દની યુનિવ્હર્સિટીઓએ માત્ર લન્ડનની યુનિવ્હર્સિટીનું અનુકરણ કર્યું છે. તેઓ પોતે માન્ય કરેલી કોલેજોના વિદ્યાર્થીઓ માટે અભ્યાસ ક્રમ ઠરાવે છે, અને તેમની પરીક્ષા લે છે. માન્ય કરેલી કોલેજો યુનિવ્હર્સિટીના મકાનમાં તથા યુનિવ્હર્સિટીવાળા શહેરમાં જ હોવી જોઈએ તેમ નથી. તેઓ ઘણે ભાગે પ્રાન્તનાં જુદાં જુદાં મ્હોટાં શહેરોમાં છે, અને કોઈ કોઈ ઠેકાણે પ્રાન્તની બહાર પણ છે. કેટલીક કોલેજોમાં તેમને લગતાં બોર્ડિંગ હાઉસો રાખવામાં આવ્યાં નથી. ઉપરની બાબતોમાં તેઓએ જો ઓક્સફર્ડ અને કેમ્બ્રીજની યુનિવ્હર્સિટીઓનું અનુકરણ કર્યું હોત તો વિશેષ લાભ થાત. કેટલાંક કારણોને લીધે હાલમાં ઓક્સફર્ડ અને કેમ્બ્રીજનું પૂરે પૂરું અનુકરણ કરવું અશક્ય છે, તો પણ એક યુનિવ્હર્સિટી સાથે જોડાયેલી કેટલીક કોલેજો કોઈ કોઈ વખત પોતાના વિદ્યાર્થીઓ એકઠા કરી શિક્ષણ આપવાનો રિવાજ રાખશે, અને કોલેજોને લગતાં બોર્ડિંગ હાઉસો રાખી તેમની બરાબર દેખરેખ રાખવામાં આવશે, તો તેથી કેળવણીના કામમાં વધારે લાભ થવાનો સમ્ભવ છે. યુનિવ્હર્સિટીઓની સેનેટ અને સિન્ડીકેટના બન્ધારણમાં સુધારો કરવાની જરૂર છે. આ સમ્બન્ધમાં પાંચ બાબતો ધ્યાનમાં લેવાની છેઃ (૧) સેનેટરોની સંખ્યા હાલમાં વધારે છે તે ઓછી કરી જોઈએ તેટલી રાખવી જોઈએ કે કેમ? (૨) ફેલોની પદ્વી કાયમની છે તે અમુક મુદત માટે રાખી જૂના ફેલોને ફરીથી ચૂંટાવાનો હક આપવો જોઈએ કે કેમ? (૩) ફેલોને અમુક વખત એકઠા મળવાનું રાખવું જોઈએ કે કેમ? (૪) ચૂંટી કાઢેલા ફેલોના હકને કાયદાનો આધાર આપવાની જરૂર છે કે કેમ? (૫) સિન્ડીકેટ કાયદાથી માન્ય ગણાવી જોઈએ કે કેમ? યુનિવ્હર્સિટીઓની પરીક્ષાનાં પરિણામ જોતાં તેમનાં ધોરણ વિષે મ્હને પણ શક જાય છે. ગયે સાલની મદ્રાસ યુનિવ્હર્સિટીની એન્ટ્રન્સ પરીક્ષામાં

એકન્દરે જોતાં જે ઉમેદવારો યુનિવ્હર્સિટીનો અભ્યાસ કરવાની ઉમેદ ધરાવે છે તેમાંથી સત્તરે એક, અને જે ઉમેદવારો યુનિવ્હર્સિટીનો અભ્યાસ શરૂ કરે છે તેમાંથી નવે એક બી. એ. ની ડીગ્રી લેવામાં ફતેહમન્દ નીવડે છે. આ સમ્બન્ધમાં કેટલાક એમ કહે છે કે પરીક્ષાનું ધોરણ ભારે છે. વળી કેટલાકનું એમ કહેવું છે કે હાલમાં ઉમેદવારોની સંખ્યા બહુ વધી ગઈ છે માટે પરીક્ષાનું ધોરણ વધારે સખ્ત થવું જોઈએ. આ સમ્બન્ધમાં લોકોના મત ઉપર આધાર ન રાખતાં કેળવણીના કામમાં શું વધારે લાભકારક થઈ પડશે તે આપણે જોવાનું છે. યુનિવ્હર્સિટીઓની, ડીગ્રીઓના સમ્બન્ધમાં જુદી જુદી યુનિવ્હર્સિટીઓની એક જાતની ડીગ્રીનું એક સરખું માન અને વજન હાલમાં નથી માટે તેમાં ઐક્યતા રાખવાની જરૂર છે. વળી જુદા જુદા પ્રાન્તોમાં અભ્યાસ ક્રમમાં તેમ જ અભ્યાસ માટે ઠરાવેલાં પુસ્તકોમાં ઐક્યતા જોવામાં આવતી નથી, માટે તેમાં સુધારો થવાની જરૂર છે. આ છેલ્લી બાબત વિષે મ્હેં તે સમ્બન્ધના ઠરાવમાં મ્હારા વિચાર દર્શાવેલા છે.*

## બીજા દરજ્જાની કેળવણી.

બીજા દરજ્જાની કેળવણી યુનિવ્હર્સિટીની તથા પ્રાથમિક કેળવણી કરતાં સારી સ્થિતિમાં છે, છતાં તેમાં ઔદ્યોગિક કે વ્યાપારી કેળવણીના વિષયો હાલમાં ઐચ્છિક રાખવામાં આવ્યા છે તેથી બિલકૂલ લાભ નથી. ઔદ્યોગિક કે વ્યાપારી કેળવણીનું એવી રીતે અનુસન્ધાન કરવાની જરૂર છે કે બીજા દરજ્જાની નિશાળોનો અભ્યાસ પૂરો થયે વિદ્યાર્થીઓ કાં તો નોકરીમાં દાખલ થઈ શકે અથવા આગળ હુનર શાળાઓમાં અભ્યાસ વધારી શકે.

## પ્રાથમિક કેળવણી.

હાલમાં ઘણે ભાગે એવો મત ચાલે છે કે પ્રાથમિક કેળવણી એટલે **સાધારણ લોકોની દેશી ભાષામાં કેળવણી** ઉપર સરકાર જોઈએ તેટલું લક્ષ આપતી નથી, અને તેથી આ પ્રકારની કેળવણી ઘણી પછાત છે.

* જુઓ શાળા પત્ર પુસ્તક ૨૯ પૃષ્ઠ ૧૪૭—એડિટર.

પ્રાથમિક કેળવણીના સમ્બન્ધમાં સરકારની રીતિ સન્તોષકારક નથી એમ મ્હને પણ લાગે છે, અને હું ધારું છું કે તેમાં તેમની મ્હોટી ભૂલ છે. કારણ કે (૧) આ દેશની દેશી ભાષાઓ જીવતી ભાષાઓ છે. તેમાં સાહિત્ય, હુન્નર, વગેરે માટે પુસ્તકોનો ભંડાર છે. વળી હાલમાં જે જ્ઞાન ઈંગ્રેજી ભાષા મારફત થોડાને આપી શકાય છે તે દેશી ભાષામાં વધારે સારી રીતે ઘણા લોકને આપી શકાય તેમ છે. (૨) આ દેશમાં સાધારણ લોકોમાં વહેમ, કુસંપ, ગુન્હા, વગેરે વિશેષ જોવામાં આવે છે, અને તેમ હોવાનું કારણ માત્ર તેમનું અજ્ઞાન છે. આ અજ્ઞાન ટાળવાનો રસ્તો તેઓને કેળવણી આપવી તે છે. જો સાધારણ લોકોને કેળવણી મળશે તો તેથી તેઓ સુધરશે અને જેમ તેઓ વધારે સુધરતા જશે, તેમ તેઓ સરકારને વધારે ઉપયોગી અને ઓછી હેરાનગતિ કરતા થશે. આ મુજબ પ્રાથમિક કેળવણીના સમ્બન્ધમાં સરકારને વધારે સુગમતા અને લાભ છે તો તે ઉપર તેમણે વિશેષ લક્ષ આપવું ઘટે છે. વળી પ્રાથમિક કેળવણી પછાત હોવામાં લોકોની પણ આડ છે. તેઓ સુધરતા જાય છે તેમ પોતાનાં છોકરાંને ઈંગ્રેજી ભણાવવાની ઉમેદ રાખતા થાય છે. જમીનદારોમાં આ જાતનું વલણ જોવામાં આવે છે, અને લોકલ બોર્ડો તથા મ્યુનિસિપાલિટીઓ તરફથી તે વલણ અટકાવવાને પ્રયત્ન થતો નથી. આ કારણથી કેટલાક પ્રાન્તોમાં પ્રાથમિક કેળવણી તેની તે સ્થિતિમાં છે, અને કેટલાકમાં ઘણો ધીમે સુધારો થાય છે. સરકારના સમ્બન્ધમાં મુખ્ય સવાલ માત્ર નાણાંનો છે, તો જેમ જેમ સ્થાનિક સરકારોને નાણાંની છૂટ થતી જશે તેમ તેમ તેઓ વધારે ઉદારતા બતાવશે.

## ઔદ્યોગિક કેળવણી.

હાલમાં હિન્દમાં બે પ્રકારની શાળાઓમાં ઔદ્યોગિક કેળવણી અપાય છેઃ (૧) ઊંચાં હુન્નર શિખવનારી કોલેજો અને હુન્નર શાળાઓ, (૨) ઉદ્યોગ શાળાઓ. પહેલા પ્રકારની કોલેજો અને શાળાઓમાં એન્જીનીઅરીંગ, એગ્રીકલ્ચર, અને વીટરીનરી કોલેજો તથા આર્ટ સ્કૂલોનો સમાવેશ થાય છે. આ કોલેજો અને સ્કૂલોમાં અમુક ધન્ધા તથા હુન્નરને માટે ઊંચા પ્રકારની કેળવણી અપાય છે. આમાંની રૂરકી અને સીબપુરની એન્જીની-

અર્ગીગ કોલેજોએ, પુનાની સાયન્સ કોલેજે, તથા મુમ્બઈની વિકટોરીઆ ઇન્સ્ટીટ્યુટે સરકારી નોકરી અથવા ખાનગી ધન્ધાને માટે ઘણા હોંશિયાર માણસો આજ સુધીમાં તૈયાર કર્યા છે. એગ્રીકલચર કોલેજો એટલી બધી ફતેહમન્દ નીવડી નથી; કારણકે તેમાં અભ્યાસ કરનાર ઘણે ભાગે સરકારી નોકરીમાં દાખલ થવાની ઉમેદ ધરાવનાર હોય છે. જેમને ખેતી સાથે વંશ પરંપરાનો સમ્બન્ધ છે તેઓ હજી સુધી તેમાં અભ્યાસ કરતા જોવામાં આવતા નથી. તોપણ એકન્દરે જોતાં આ પ્રકારની શાળાઓમાં સુધારો કરવાની કંઈ તાત્કાલિક જરૂર નથી. પણ બીજા પ્રકારની શાળાઓ એટલે ઉદ્યોગ શાળાઓમાં સુધારો કરવાની જરૂર છે. આ સમ્બન્ધમાં મિ. એડવર્ડ બક્સ લખે છે, કે આપણી ઉદ્યોગ શાળાઓ ઘણે ભાગે એવા વિદ્યાર્થીઓને સુતારી અને લુહારી કામ શિખવે છે કે જેઓ કદી સુતાર કે લુહાર બનવાની ઉમેદ રાખતા નથી. આવી રીતનું નકામું શિક્ષણ આપવાથી શો લાભ છે તે સમજાતું નથી. કેટલીક હુન્નર શાળાઓને પણ આ વાત લાગુ પડે છે. તેમાં વિદ્યાર્થીઓ કોતર કામ, નકશી કામ, કે બીજો કંઈ હુન્નર શીખી તેમાં ડિપ્લોમા મેળવ્યા પછી સરકારી નોકરીમાં દાખલ થાય છે. આથી તેમણે લીધેલી કેળવણીનો બિલકુલ ઉપયોગ થતો નથી. માટે જો ઔદ્યોગિક કેળવણીને ખરેખર ઉપયોગી બનાવવી હોય તો ઉદ્યોગ શાળાઓને સામાન્ય શાળાઓ સાથે સરખી પાયરી પર મૂકી તેમનો અભ્યાસ ક્રમ એકડો રાખવાને બદલે જુદો પાડવો જોઈએ. વળી તેમાં છોકરાંને ઉપરચોટીઉં જ્ઞાન નહિ આપતાં અમુક ધન્ધાને માટે પૂરતું જ્ઞાન આપવું જોઈએ. વળી લોકોએ આ પ્રમાણે તૈયાર થયેલા માણસોને આશ્રય આપવો જોઈએ. કારણ કે આપણે સારી ઉદ્યોગ શાળાઓ સ્થાપીશું પણ તેમાં શીખવાને વિદ્યાર્થીઓ આવશે નહિ તો તે નકામી થઈ પડશે. તેમ જ સારા કારીગરો તૈયાર કરીશું પણ તેમને કંઈ કામ નહિ મળે તો તે પણ નકામું છે. આ પ્રમાણે સુધારો કરીશું તો તેથી થોડો ઘણો લાભ થવાનો સમ્ભવ છે.

## ટ્રેનિંગ કૉલેજો અને નૉર્મલ સ્કૂલો.

ટ્રેનિંગ કૉલેજો અને નૉર્મલ શાળાઓની સંખ્યામાં હાલ કંઈ વધારો કરવાની જરૂર નથી, પણ તેમના કામમાં સુધારો થવાની જરૂર છે.

## સ્ત્રી કેળવણી.

હિન્દમાં સ્ત્રી કેળવણી પછાત છે. આ સમ્બન્ધમાં મિ. કૉટને પોતાના પંચવાર્ષિક રિપોર્ટમાં કહ્યું છે કે, "હિન્દમાં સ્ત્રી કેળવણીની સ્થિતિ કેળવણીની પદ્ધતિને બટ્ટો લગાડે તેવી છે." ગઈ સાલ નિશાળમાં જનાર છોકરીઓની કુલ સંખ્યા ૪૨૫૦૦૦ હતી, તેમાંથી ત્રીજા ભાગની છોકરીઓ તો ફક્ત મદ્રાસ ઇલાકાની હતી, કારણકે તે ઇલાકામાં દેશી ખ્રિસ્તી અને યુરેશિયનોની વસ્તી વધારે છે.

## નીતિની કેળવણી.

જો કે હિન્દની સરકારી નિશાળોમાં ધર્મનું શિક્ષણ આપી શકાય તેમ નથી, તો પણ નીતિના શિક્ષણ ઉપર સરકારે વારંવાર વિશેષ ધ્યાન આપ્યું છે. આ સમ્બન્ધમાં મ્હારો વિચાર એ છે કે ચોપડીઓ થોડી ઘણી અસર કરી શકે છે, પણ તે કરતાં શિક્ષકો વધારે અસર કરી શકે છે.

## સરકારી વહિવટમાં ખામી તથા ડિરેક્ટર જનરલ ઑફ એજ્યુકેશનની નવી જગા.

હાલમાં દરેક ઇલાકામાં ડિરેક્ટર ઑફ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સ્થાનિક સરકારની દેખરેખ નીચે કેળવણી ખાતાનો વહિવટ કરે છે. પણ કેળવણીની બાબતોમાં સઘળા પ્રાન્તોમાં ઐક્યતા જાળવવાને કંઈ સાધન નથી. વળી જુદા જુદા પ્રાન્તોની ખામીઓ તરફ હિન્દ સરકારનું લક્ષ ખેંચવાને પણ કંઈ સાધન નથી. તેથી હિન્દ સરકારને પાંચ પાંચ વર્ષે તે સમ્બન્ધી તજવીજ કરી રિપોર્ટ કરવાને એક અમલદાર નીમવો પડે છે. પણ આ અમલદાર તજવીજ કરીને જે રિપોર્ટ કરે છે તે સમ્બન્ધમાં અનુભવી સલાહકારો સરકારને મળી આવતા નથી. આ અડચણો દૂર કરવાને એક ડિરેક્ટર જનરલ ઑફ એજ્યુકેશનની નવી જગા કાઢવાની જરૂર છે. આ અમલદાર કેળવણીની બાબતોમાં ઐક્યતા જાળવવાને અને સરકારને કેળવણી

અરીંગ કોલેજોએ, પુનાની સાયન્સ કોલેજે, તથા મુમ્બાઈની વિકટોરીઆ ઇન્સ્ટીટયુટે સરકારી નોકરી અથવા ખાનગી ધન્ધાને માટે ઘણા હોંશિયાર માણસો આજ સુધીમાં તૈયાર કર્યા છે. એગ્રીકલચર કોલેજો એટલી બધી ફતેહમન્દ નીવડી નથી; કારણકે તેમાં અભ્યાસ કરનાર ઘણે ભાગે સરકારી નોકરીમાં દાખલ થવાની ઉમેદ ધરાવનાર હોય છે. જેમને ખેતી સાથે વંશ પરંપરાનો સમ્બન્ધ છે તેઓ હજી સુધી તેમાં અભ્યાસ કરતા જોવામાં આવતા નથી. તોપણ એકન્દરે જોતાં આ પ્રકારની શાળાઓમાં સુધારો કરવાની કંઈ તાત્કાલિક જરૂર નથી. પણ બીજા પ્રકારની શાળાઓ એટલે ઉદ્યોગ શાળાઓમાં સુધારો કરવાની જરૂર છે. આ સમ્બન્ધમાં મિ. એડવર્ડ બકસ લખે છે, કે આપણી ઉદ્યોગ શાળાઓ ઘણે ભાગે એવા વિદ્યાર્થીઓને સુતારી અને લુહારી કામ શિખવે છે કે જેઓ કદી સુતાર કે લુહાર બનવાની ઉમેદ રાખતા નથી. આવી રીતનું નકામું શિક્ષણ આપવાથી શો લાભ છે તે સમજાતું નથી. કેટલીક હુન્નર શાળાઓને પણ આ વાત લાગુ પડે છે. તેમાં વિદ્યાર્થીઓ કોતર કામ, નકશી કામ, કે બીજો કંઈ હુન્નર શીખી તેમાં ડિપ્લોમા મેળવ્યા પછી સરકારી નોકરીમાં દાખલ થાય છે. આથી તેમણે લીધેલી કેળવણીનો બિલકુલ ઉપયોગ થતો નથી. માટે જો ઔદ્યોગિક કેળવણીને ખરેખર ઉપયોગી બનાવવી હોય તો ઉદ્યોગ શાળાઓને સામાન્ય શાળાઓ સાથે સરખી પાયરી પર મૂકી તેમનો અભ્યાસ ક્રમ એકઠો રાખવાને બદલે જુદો પાડવો જોઈએ. વળી તેમાં છોકરાંને ઉપરચોટીઉં જ્ઞાન નહિ આપતાં અમુક ધન્ધાને માટે પુરતું જ્ઞાન આપવું જોઈએ. વળી લોકોએ આ પ્રમાણે તૈયાર થયેલા માણસોને આશ્રય આપવો જોઈએ. કારણ કે આપણે સારી ઉદ્યોગ શાળાઓ સ્થાપીશું પણ તેમાં શીખવાને વિદ્યાર્થીઓ આવશે નહિ તો તે નકામી થઈ પડશે. તેમ જ સારા કારીગરો તૈયાર કરીશું પણ તેમને કંઈ કામ નહિ મળે તો તે પણ નકામું છે. આ પ્રમાણે સુધારો કરીશું તો તેથી થોડો ઘણો લાભ થવાનો સમ્ભવ છે.

આવ્યું, તેથી છેક બાલ્યાવસ્થામાં કેમ કેળવણી અપાય તેનો તે શોધ કરવા લાગ્યો. આ માટે તેણે બાળ સ્વભાવનું અને બાળકોની રમતોનું અવલોકન કર્યું, અને તેમને કુદ્રત કેવે રસ્તે કેળવે છે તે તપાસ્યું. એ અવલોકનને પરિણામે તેણે પોતાની પદ્ધતિ સ્થાપી, અને તે સમજાવવાને પુસ્તકો તથા નિબન્ધો લખ્યા. તેના પછી તેના શિષ્યો અને અનુયાયીઓએ તેનું કામ ઘણા ઉત્સાહથી ઉપાડી લીધું, અને તેમણે એ વિષય ઉપર સેંકડો પુસ્તકો લખ્યાં છે. હાલમાં યૂરોપ, અમેરિકા, જાપાન, વગેરેમાં હજારો કિન્ડરગાર્ટન શાળાઓ સ્થપાઈ છે, અને શિક્ષકો તૈયાર કરવા માટે ટ્રેનિંગ સ્કૂલો પણ સ્થાપવામાં આવી છે.

ફ્રોબેલને બાળકો ઉપર ઘણો જ પ્રેમ હતો, અને તે હમેશ પોતાના લેખો ઉપર "Let us live for our children (આપણે આપણાં બાળકો માટે જીવીએ)" એવું વાક્ય મૂકતો. તેણે પોતાની બાળ શાળાને કિન્ડરગાર્ટન એવું વિચિત્ર નામ આપ્યું, અને પછી તેની પદ્ધતિ પણ તે જ નામે ઓળખાવા લાગી. કિન્ડરગાર્ટન એ જર્મન શબ્દ છે, તેમાં કિન્ડરનો અર્થ બાળકો અને ગાર્ટનનો અર્થ વાડી થાય છે. એટલે કિન્ડરગાર્ટન એ બાળકોને રમવાની વાડી એમ સમજવાનું નથી; પરન્તુ બાળકો રૂપી છોડને ઉછેરવાની જે જગા તેનું નામ કિન્ડરગાર્ટન છે. આ રીતે ફ્રોબલ બાળકોને છોડ રૂપે ગણે છે, અને ઉછેરનાર શિક્ષકને માળી રૂપે ગણે છે. જેમ માળીએ જુદા જુદા છોડનો સ્વભાવ ઓળખવો જોઈએ, કયાને કેટલો ભેજ, તાપ, કે અજવાળું જોઈએ, કોને કયારે વાવવો જોઈએ, કોને કયું ખાતર માફક આવશે, એ બધું જેમ તેણે જાણવું જોઈએ, તેમ શિક્ષકે પણ પોતાના હાથમાં સોંપાયલા બાળકોના સ્વભાવ ઓળખવા જોઈએ અને તે પ્રમાણે પોતાનું વર્તન રાખવું જોઈએ. જે માળી જેઠ મહિનામાં ઘઉં વાવે છે, અથવા કારતગ માસમાં કેરીની આશા રાખે છે તે જેમ નિરાશ થાય છે તેમ ધોકાથી કામ લેનાર શિક્ષક નિષ્ફળ થાય છે, અને બાળકને ઘણી હાનિ પહોંચાડે છે. આ કારણથી બાળ સ્વભાવ ઓળખીને છેક બાલ્યાવસ્થાથી બાળકો ઉપર સારી નીઘા રાખવાની જરૂર છે.

એક વખત એક બાઈએ એક કેળવણીકારને પૂછયું કે, મ્હારો છોકરો હવે પાંચ વરસનો થયો છે, માટે હું તેની કેળવણી ક્યારે શરૂ કરૂં? કેળવણીકારે જવાબ દીધો, કે બાઈ તમે તેનાં પાંચ વરસ તો ક્યારનાં ગુમાવી ચૂક્યાં છો. એ કેળવણીકારનો અભિપ્રાય એવો હતો કે બાળકની કેળવણી તેના જન્મથી જ શરૂ થાય છે, અને તે તરફ ઉપેક્ષા કરવી ઘટતી નથી. ફ્રોબલનો પણ એવો જ મત છે. તે પણ બાળકની કેળવણી ઉપર જન્મથી નીઘા રાખવાની ભલામણ કરે છે. આનો અર્થ એવો નથી કે બાળક જન્મે એટલે તરત તેને નિશાળમાં લાવીને મૂકવું. અહિં કેળવણી શબ્દ ઘણા બહોળા અર્થમાં મૂકાયો છે, અને બાળકના ઉપર જે જે જુદી જુદી અસરો થાય છે તે બધાનો તેમાં સમાસ કર્યો છે. આપણે જાણીએ છીએ કે જે બાળક દુર્ગુણી માણસોની વચમાં ઉછરે છે તેના મન પર ઘણી માઠી અસરો થાય છે, અને જે લાયક સદ્ગુણી ઊંચા મનના માણસોની વચમાં રહે છે તેના ઉપર જુદી જ જાતની અસરો થાય છે. આપણને ખબર છે કે આપણી ન્હાની છોકરીઓ ઘણી વખત રમતમાં કૂટવાનો અભ્યાસ કરે છે. આનું કારણ એ છે કે તેઓ પોતાની રડતી કૂટતી માઓને જુએ છે. છોકરા છોકરીઓ હોળી અને ગોર્યોમાં જે ભૂંડું બોલે છે તે આસપાસની અસરોનું પરિણામ છે. થોડા રોજ ઉપર એક વખત હું ફરવા જતો હતો ત્યાં એક અમલદારના ત્રણેક વરસના છોકરાને તેના ચાકરો ફરવા લાવ્યા હતા. સડક ઉપર છોકરાને બેસાડી પાસે ચાકરો બેઠા હતા, અને પાસેના ખેતરમાંથી અમલદારની સ્હેથી આરીઆં કાકડીઓ લાવી સઘળા ખાતા હતા અને છોકરાને ખવડાવતા હતા, તે જ વખતે હું તેમની પાસે થઈ જતો હતો ત્યારે એક ચાકર છોકરાને કહેતો હતો કે "આરીઆ કાકડીની વાત સાહેબને કહી દઈશ નહિ. તે પૂછે તો કહેજે કે મ્હેં કાકડી ખાધી નથી." આ રીતે ચાકર શેઠના છોકરાની તનદુરસ્તી બગાડતો હતો, એટલું જ નહિ, પણ છુપું રાખવાનું તથા જુઠું બોલવાનું શિખવી તેને અનીતિને રસ્તે દોરતો હતો. આ રીતે ઘણી વખત મ્હોટા માણસના છોકરા ચાકરો સાથે ફરવાથી તેમના જેવા થઈ પડે છે.

એકન્દરે બાળકની આસપાસની સ્થિતિ જેવી હોય છે તેવી અસરો તેના ઉપર થાય છે, અને તેવી કેળવણી તેને મળે છે. જન્મથી જ તેની આસપાસ સારી સ્થિતિ હોય, દાખલા તરીકે ઘર સારું હોય, સામાનની વ્યવસ્થા સારી હોય, સુઘડતાઈ હોય, સારાં ચિત્રો જોવામાં આવતાં હોય, માણસોની વર્તણૂક સારી હોય, ઉચ્ચાર અને બોલી સારાં હોય, તો એશક બાળકના મન ઉપર સારી જ છાપો પડતી જાય. જ્યાં તેથી ઉલટી હકીકત હોય છે ત્યાં ખોટી અસરો થાય છે. આ માટે છેક જન્મથી બાળકની કેળવણી ઉપર ધ્યાન આપવું જોઈએ એવો ફ્રોબલનો અને બીજા ઘણા કેળવણીકારોનો મત છે. જન્મ પછી થોડાં વરસ બાળક માના કબજામાં રહે છે, માટે માઓ સારી અસર કરી શકે તેવી રીતે કેળવાવી જોઈએ. ફ્રોબલે માઓને એ પ્રમાણે તૈયાર કરવાની કોશીસ કરી હતી, અને તેમના ઉપયોગ માટે Mother Songs and Finger Games (માનાં ગીત અને આંગળીની રમતો) નામનું પુસ્તક લખ્યું હતું. એ ગીતો તથા રમતોની સાથે ચિત્રો પૂરાં પાડવાને તેણે ઘણી મહેનત લીધી હતી. બાળકો સુમારે ત્રણ ચાર વરસનાં થાય ત્યાર પછી તેમને એક સ્થળે એકઠાં કરી કેળવવાનું અનુકૂળ પડે છે, માટે તે વયથી કિન્ડરગાર્ટન કેળવણીની શરૂઆત થવી જોઈએ. પુરૂષો કરતાં સ્ત્રીઓ વધારે કોમળ મનની અને પ્રેમી હોય છે, અને આ અવસ્થામાં બાળકોને પ્રેમથી ઉછેરવાં જોઈએ, માટે તે વય માટે પુરૂષ શિક્ષકો કરતાં સ્ત્રી શિક્ષકો વધારે જરૂરની છે. આ કારણથી ફ્રોબલે સ્ત્રી શિક્ષકો તૈયાર કરવાની પણ મહેનત કરી હતી, અને હજી યૂરોપ, અમેરિકા, વગેરેમાં છેક ન્હાનાં બાળકોની શાળાઓ ઉપર સ્ત્રી શિક્ષકો નીમવામાં આવે છે. તેવી શાળાઓમાં છોકરા છોકરી એકઠાં કેળવણી લે છે. ફ્રાન્સમાં આવી બાળ શાળાઓનું નામ પણ Maternal Schools (માની શાળાઓ) પાડયું છે, અને તે રીતે તેમાં સ્ત્રી શિક્ષકોએ માની પેઠે બાળકોને ઉછેરવાનાં છે એ વાત સ્પષ્ટ કરવામાં આવી છે. યૂરોપ અમેરિકામાં આવી ઘણી શાળાઓ છે, અને હાલમાં અમેરિકાના એક સંસ્થાનમાં દરેક ગામમાં કિન્ડરગાર્ટન શાળા કાઢવી જોઈએ એવો કાયદો થયો છે. બાનુઓ અને ગૃહસ્થો, મ્હેં કેટલાંક

ફ્રોબલનાં અને તેના અનુયાયીઓનાં પુસ્તકો વાંચ્યાં છે, તે વિષે વિચાર કર્યો છે, બાળકોનું કાંઈક અવલોકન કર્યું છે, અને મુંબઈ વગેરેમાં થોડી બાળ શાળાઓ જોઈ છે. તેથી મ્હારી ખાત્રી થઈ છે કે સાત આઠ વરસ સુધીની ઉમ્મરનાં બાળકો માટે કિન્ડરગાર્ટનની પદ્ધતિ ઘણી ઉત્તમ છે, અને મ્હોટી ઉમ્મરનાં છોકરાંની શાળાઓમાં પણ ફ્રોબલનાં કેટલાંક મૂળતત્ત્વો ઉપયોગી છે. દેશ પરત્વે આપણે સાધનોમાં કદાચ કેટલોક ફેરફાર કરીએ, પણ ફ્રોબલનાં મૂળતત્ત્વો પ્રમાણે બાળ કેળવણી આપવી જોઈએ એ વાતમાં જરા પણ શંકા લાવવા જેવું નથી.

હવે ફ્રોબલના સૌથી અગત્યના સિદ્ધાન્ત વિષે વિચાર કરીએ. તેનો મુખ્ય સિદ્ધાન્ત એ છે કે બાલ્યાવસ્થાથી બાળકની **સઘળી ‘શક્તિઓ સમાન રીતે કેળવાવી જોઈએ;** કોઈ પણ શક્તિના સમ્બન્ધમાં ગફલત થવી ન જોઈએ. સ્મરણ શક્તિ ઉપર બોજો પડે અને કલ્પના કે તર્ક ન કેળવાય, બુદ્ધિ કેળવાય પણ શરીર કે નીતિ ન કેળવાય, અથવા ઈશ્વર તરફ બાળકનું ધ્યાન ન ખેંચાય, તેવું નામ વ્યવસ્થિત કેળવણી કહેવાય નહિ. શરૂથી સઘળી શક્તિઓ સમાન રીતે કેળવાવી જોઈએ. ફ્રોબલે પૂરાં પાડેલાં સાધનો તથા તેના નિયમોથી તેનું આ મૂળતત્ત્વ કેવી રીતે અમલમાં આવે છે તે વિસ્તારથી સમજાવવાને ઘણો અવકાશ જોઈએ, માટે આ સ્થળે તેમ કરવું અશક્ય છે. તેથી હું તેનું સંક્ષેપમાં થોડું વિવેચન કરીશ.

૧. આપણે જોઈએ છીએ કે કુદરત બાળકોને રમતો મારફત કેળવે છે. તેના શરીરની વૃદ્ધિ અને વ્યવહારનો કેટલોક અનુભવ તેને રમતોથી થાય છે. આ કારણથી ફ્રોબલે બાળકને રમતો મારફત કેળવવાનો રસ્તો પકડ્યો છે. તે પોતાની શાળાને નિશાળ કહેવાની ચોકખી ના કહે છે; તેણે તેનું નામ કિન્ડરગાર્ટન અથવા બાળ વાડી પાડ્યું છે. જે કાંઈ બાળકો શીખે છે તેનું નામ તેણે પાઠ નહિ પણ રમતો પાડ્યું છે, અને તે પાઠો માટે જે સાધનો અને વસ્તુઓ વપરાય છે તેમનું નામ તેણે **બક્ષીસ** પાડ્યું છે. બાળક તે બક્ષીસો લે છે, તે વડે રમતો કરે છે, અને રમતોની મારફત તેની જુદી જુદી શક્તિઓ કેળવાય છે. છોકરાં પોતાની મેળે જે રમતો રમે છે તે અવ્યવસ્થિત હોય છે, તેથી કેટલુંક બળ ફો-

કટ જઈ મહેનતના પ્રમાણમાં લાભ મળતો નથી. માટે ફ્રોબલે તેમને બ્યવસ્થિત રીતે ગોઠવી છે કે બાળક સહેલા કામ ઉપરથી અઘરા કામ ઉપર જાય, તેને અડચણ ઓછી પડે, અને તેની બધી શક્તિઓ બ્યવસ્થિતપણે કેળવાય.

૨. બાળકને દોડવા કૂદવાનું ઘણું ગમે છે; તેનાથી ઘણી વાર સુધી એક જગાએ સ્થિર બેશી રહેવાતું નથી. કુદરતે બાહુ ડહાપણથી બાળકમાં આ ગુણ મૂક્યો છે. બાળકનું શરીર હજી વધવાનું છે, અને તે માટે તેને શારીરિક કસરતની જરૂર છે. જે બાળક સ્થિર બેશી રહે છે તે સુસ્ત અને નાદુરસ્ત બને છે. બાળકનો આ સ્વભાવ જોઈને ફ્રોબલે પોતાની પદ્ધતિમાં બાળકને અનુકૂળ પડે તેવી શારીરિક કસરતો, રમતો, અને ડ્રિલ દાખલ કર્યાં છે.

૩. બાળક નકલ કરીને ઘણું શીખે છે. આપણે જાણીએ છીએ કે મા બાપને બોલતાં સાંભળીને જ તે ભાષા શીખે છે. મા બાપ જે રીતે ખાય છે, પીએ છે, બેસે છે, કપડાં પહેરે છે, તે પ્રમાણે બાળક પણ કરે છે. બીજું બ્યવહારી જ્ઞાન પણ તે નકલથી મેળવે છે. છોકરીઓ ઢીંગલાંની રમતો રમે છે, તેમાં એક છોકરીની મા થાય છે, એક છોકરાની મા થાય છે, બન્ને વહેવાણો બની ઢીંગલાંને પરણાવે છે, માણુ માણુની નાતો જમાડે છે, અને એવી બીજી અનેક ક્રિયાઓ કરે છે. છોકરા પણ લાકડીના ઘોડા પર બેસે છે, તે ઘોડાને કૂદાવે છે, પાણી પાય છે, તબેલામાં છોડે છે, ઘાસ નીરે છે, વગેરે ઘણું નાટક કરે છે. આ રીતે નાટકો ભજવીને બાળકો ઘણું બ્યવહારી જ્ઞાન મેળવે છે, અને તેમાં તેમને સુખ તથા મઝા પણ ઘણી મળે છે. આ કારણથી ફ્રોબલે પોતાની પદ્ધતિમાં બાળકો માટે ન્હાનાં નાટકો દાખલ કર્યાં છે, તેથી તેમને અનેક પ્રકારનું રમતમાં જ્ઞાન મળે છે.

૪. હાવ ભાવવાળાં ગીતો પણ કેટલેક દરજ્જે તેવું જ કામ કરે છે. કેટલીક વાતો એવી છે કે તે શબ્દ વડે બ્યાખ્યા કરીને સમજાવી શકાતી નથી, હાથ મ્હોના ચાળાથી ઝટ સમજાવાય છે. આવીવાનો માટે હાવ ભાવ ઘણા જરૂરના છે. બાળક તેથી પોતાના મનોભાવો પણ બ-

હાર દર્શાવતાં શીખે છે. એમ કહેવાય છે કે મહુંમ મહારાણી વિક્ટોરીઆ બહુ ન્હાનાં હતાં ત્યારે એક વખત પોતાની મા સાથે એક સ્થળે ગયાં હતાં. ત્યાં તે એકલાં મકાન બહાર બાગમાં રમતાં હતાં. એક જગાએ જરા લપસણું હતું ત્યાં તે જતાં હતાં તેટલામાં માળીએ તેમને દેખવાથી કહ્યું, "બાઈ ત્યાં જશો નહિ; ત્યાં લપશી જવાશે." લપસવું એટલે શું તે બાળ શાહાજાદીને ખબર નહોતું, તેથી તેમણે માળીને તેનો અર્થ પૂછયો. માળી જવાબ દે તે પહેલાં શાહાજાદી લપશીને પડી ગયાં. માળીએ તરત કહ્યું કે "આનું નામ લપસવું." શબ્દો વડે ગમે તેવી વ્યાખ્યા કરી હોત તો પણ લપસવાનો અર્થ સમજાત નહિ, પણ પ્રત્યક્ષ લપસવાથી અર્થ સમજવામાં કાંઈ મુસ્કેલી પડી નહિ. હાવ ભાવ કેટલેક દરજ્જે આવું કામ કરે છે, અને શબ્દોથી ન સમજાય તેવી વાતની સમજ પાડે છે તથા રસ ઉપજાવે છે.

૫. બાળકને શરૂથી ગાયનનો ઘણો શોખ હોય છે. નિયમિત હાલચાલ તથા અવાજથી તેને આનન્દ અને શાન્તિ મળે છે. તે બહુ ન્હાનું હોય છે અને કાંઈ સમજતું નથી, ત્યારે પણ તેની માઁ તેને ઘોડીઆમાં નાખી ઝોળી નિયમિત રીતે હલાવે છે તથા હાલરડું ગાય છે, એટલે તે શાન્ત થઈ રડતું બન્ધ રહે છે. "ભાઈ મ્હારો ડાહ્યો ને પાટલે બેશીને નાહ્યો, પાટલો ગયો ખશી ને ભાઈ પડયો હશી," વગેરે શબ્દો મા બોલે છે તેમનો અર્થ બાળક જાણતું નથી, છતાં નિયમિત રીતે આવતા મધુર અવાજથી શાન્તિ મળી તેને ઊંઘ આવે છે. વળી ગાયનથી સૌન્દર્ય સમજવાની શક્તિ બહુ સારી ખીલે છે, અને તે મનને આનન્દ આપી ઈશ્વર તરફ દોરે છે. આ કારણથી ફ્રોબલે પોતાની પદ્ધતિમાં ગાયનને પ્રાધાન્ય આપ્યું છે, અને બાળકની ઘણી રમતો તથા ઉદ્યોગો સાથે ગાયનનો ઉપયોગ કરવામાં આવે છે.

૬. બાળકની જિજ્ઞાસા તીવ્ર હોય છે. તેને જોવા તપાસવાનું ઘણું ગમે છે, અને આપણી સાથે બહાર આવ્યું હોય તો અનેક તરેહના પ્રશ્નો પૂછે છે. અધીરું મા બાપ "અમથું ટીક ટીક કરી માથું ફોડાવે છે" એમ કહી તેને ધમકાવે છે અને તેની જિજ્ઞાસાને દબાવી દે છે. પણ આ

રીત ઠીક નથી. કુદરતે બાળકમાં જિજ્ઞાસા મૂકવામાં ડહાપણ કર્યું છે. તેને હજી દુનિયાનું ઘણું જ્ઞાન મેળવવાનું છે, અને તે આ ગુણને લીધે જ મેળવી શકે છે. જે બાળક મંદું જિજ્ઞાસા વિનાનું હોય છે તે જ્ઞાનમાં આગળ વધી શકતું નથી. માટે અમુક હદમાં બાળકની જિજ્ઞાસાને ઉત્તેજન આપવું જોઈએ, અને તેના પ્રશ્નોના તેનાથી સમજાય તેવા ખુલાસા કરવા જોઈએ. વળી આ રીતે જોઈ તપાશીને જ્ઞાન મેળવવા સારૂ બાળક જે વસ્તુ હાથમાં આવે છે તેને ભાગે છે, ફોડે છે, અને અન્દર શું છે તથા તે કેમ બની છે તે શોધી કાઢવાની કોશીસ કરે છે. તે નુકસાન કરવાના હેતુથી નહિ પણ જ્ઞાન મેળવવાના હેતુથી તેમ કરે છે. એ રીતે વસ્તુ ભાગી જુદી કરીને તપાસ્યા પછી તે તેને આખી કરવાનો પ્રયત્ન કરે છે, અને તેમ નથી થતું ત્યારે નાસીપાસ થાય છે. આવી નિરાશા ન થાય તથા બાળક વસ્તુને ભાગી શકે તેમ જ તે આખી કરી શકે માટે ફ્રોબલે ધન તથા ઇંટોની પેટીઓ અને બીજાં સાધનો દાખલ કર્યાં છે. આથી બાળક અનેક જાતના વ્યવહારી તથા સૌન્દર્યના આકારો બનાવે છે, તેથી તેની કામ કરવાની કુશળતા વધે છે, તથા તેને ઘણું જ્ઞાન મળે છે.

૭. ઉપર કહેલા આકારો વ્યવસ્થિતપણે તથા ચોકસાઈથી બનાવરાવવાથી બાળકને વ્યવસ્થા અને ચોકસાઈની ટેવ પડે છે, તેમ જ સહેલા ઉપરથી અઘરા ઉપર પગથીએ પગથીએ જવાની તેનામાં સમજ આવે છે. સૌન્દર્યના આકારો બનાવવાથી આકારના સમ્બન્ધનું સૌન્દર્ય તેનાથી સમજાય છે.

૮. એ જ ધન, ઇંટો, વગેરેને ગણીને અંકગણિતનો પાયો નંખાય છે, અને તેમના વડે તથા સળીઓ, કડીઓ, વગેરેથી મૂળાક્ષરના આકારો બનાવીને મૂળાક્ષર તથા શબ્દ રચતાં શિખવાય છે.

૯. દડા, રંગિત કાગળો, ફરસબંધીની રંગિત તક્તીઓ, ભરવા ગૂંથવાનાં દોરા, ઉન વગેરેથી બાળકને રંગની સમજ પડે છે, અને તેને લગતા સૌન્દર્યનું ભાન થાય છે.

૧૦. ઉપર કહેલા આકારો બનાવવાથી તથા સામાન્ય પદાર્થો તપાસવાથી બાળકની અવલોકન શક્તિ સારી રીતે કેળવાય છે. તે જ આકારો

તેની કલ્પના શક્તિ કેળવે છે, અને તે બધાથી કેટલેક દરજ્જે તેની તર્ક શક્તિ પણ ખીલે છે.

૧૧. આપણે ઘણીવાર જોઈએ છીએ કે બાળકને ચિત્રો કાઢવાનો ઘણો શોખ હોય છે. હાથમાં ખડી કે સ્લેટ પેન આવે છે તો લીટા દોરીને અનેક તરેહના આકારો કાઢે છે. કોયલા વડે ભીંતો પર પણ તેમ કરે છે. બાળકોનું માનસ શાસ્ત્ર એ નામના એક ઇંગ્રેજી પુસ્તકમાં બે ત્રણ વરસથી માંડીને પાંચ ૭ વરસ સુધીનાં છોકરાંએ એવી રીતે દોરેલાં ચિત્રોના ઉતારા આપ્યા છે. આ શક્તિ ખિલવવાથી બાળકને આકારનું ભાન તથારે સારૂં થાય છે, હાથ અને આંખ કેળવાય છે, અને સૌન્દર્ય સમજવાની શક્તિ વધે છે. આ કારણથી ફ્રોબલે કિન્ડરગાર્ટનમાં સાદું ડ્રોઇંગ દાખલ કર્યું છે. ચોખૂણ ખાનાં પાડેલી સ્લેટો ઉપર પ્રથમ ડ્રોઇંગ કરાવાય છે, અને ધીમે ધીમે સાદા લીટા ઉપરથી વધારે અઘરા આકાર ઉપર જવાય છે.

૧૨. વળી બાળકોની આંખો તથા હાથ વ્યવસ્થિતપણે કેળવાય, અને ઔદ્યોગિક શિક્ષણનો પાયો નંખાય, તે માટે ફ્રોબલે ગાટીના, કાગળની સાદડી ગૂંથવાના, કાગળ વાળવા કાપવાના, અને બીજા તેવા ઉદ્યોગો બાળ શાળામાં દાખલ કર્યા છે. હાલમાં આપણે ઔદ્યોગિક શિક્ષણ આપવાની જરૂર વિષે ઘણી ચર્ચા થતી સાંભળીએ છીએ, પણ મ્હોટી ઉમ્મરે સારૂં ઔદ્યોગિક શિક્ષણ આપવું હોય તો ન્હાનપણથી વ્યવસ્થિતપણે બાળકની આંખ તથા હાથ કેળવવાનો અને તેની આંગળીઓ ચપળ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. આપણે જાણીએ છીએ કે બાળકો કાગળના ખડીઆ બનાવે છે, કાગળની હોડીઓ કરી પાણીમાં તરાવે છે, કાગળની ટોપી કરી માથે પહેરે છે. વળી તે નદીની ભીની રેતીમાં જાય છે તો તેમાં પગ ખોશી ઉપર રેતી થાબડે છે અને તેવું દેરૂં બનાવી ઉપર રેતીના ગોળાનો કળશ ચઢાવે છે. કાદવ મળે તો તેના પણ ઘાટ કરે છે. આપણી છોકરીઓ પણ ભીની માટીની ચૂલડીઓ, રકાબીઓ, થાળીઓ, વગેરે ઘાટો કરીને તે વડે રમે છે અને ખુશી થાય છે. આ રીતે હાથનો ઉપયોગ કરવાનો બાળકને ન્હાનપણથી જ શોખ હોય છે, અને કાગળ તથા માટીના ઘાટ તેમની પાસે

વ્યવસ્થિતપણે કરાવવાથી તેમના ઔદ્યોગિક શિક્ષણનો પાયો નંખાય છે.

૧૩. વળી આપણાં ગામડાંનાં છોકરાં બાજરી કે જુવારનાં રાડાંની સળીઓને તેમાંના ગલમાં પરોવીને બંગડીઓ, ગાડીઓ, વગેરે બનાવે છે. ઉપર કહ્યું તેમ આ પણ બાળકની હાથનો ઉપયોગ કરવાની વૃત્તિ જણાવે છે, અને જો વ્યવસ્થિતપણે ચોકસાઈથી કામ લેવામાં આવે તો બીજા ઉદ્યોગોની પેઠે તે પણ ઔદ્યોગિક કેળવણીનો પાયો નાંખે તેમ છે. માત્ર શિક્ષકે એ ઉદ્યોગને એવો વ્યવસ્થિત ગોઠવવો જોઈએ કે સહેલા પછી અઘરું એમ ક્રમ સર કામ આવે. આ ઉદ્યોગથી પોલા નક્કર આકારો બને છે. સળીઓ ખોસતાં ઘણી વખત રાડાંનો ગલ ભાગી જાય છે તેથી તેના બદલામાં માટીની ગોળીઓ વાળીને તેમાં સળીઓ ખોસી હોય તો ઠીક પડે. કિન્ડરગાર્ટનમાં વટાણાનો ઉદ્યોગ છે તે આપણા રાડાના ઉદ્યોગને મળતો છે. ત્યાં રાડાના ગલના બદલામાં પલાળેલા વટાણા અને સળીઓના બદલામાં લોઢાની સળીઓનો ઉપયોગ કરવામાં આવે છે. એ વિના કિન્ડરગાર્ટનમાં બીજા પણ વ્યવહારી વસ્તુઓના કે સૌન્દર્યના આકારો બનાવવાના ઉદ્યોગો છે.

૧૪. ઉપર ગણાવેલા કેટલાક ઉદ્યોગો તથા ગાયન અને કવિતા બાળકની કલ્પના શક્તિ કેળવે છે. તે ઉપરાન્ત કલ્પનાશક્તિ કેળવવાને કિન્ડરગાર્ટનમાં વાર્ત્તાઓ ઘણી ઉપયોગી ગણાય છે. વાર્ત્તાથી

(૧) બાળક ભાષા શીખે છે. શિક્ષક વાર્ત્તા કહે અને બાળક પાસે કહેવડાવે, એટલે બાળકની બોલવાની શક્તિ તથા શબ્દ જ્ઞાન વધે એમાં નવાઈ નથી.

(૨) બાળકના મનોભાવ કેળવાય છે. આપણો હમેશનો અનુભવ છે કે વાર્ત્તા વાંચતાં તેના જે પાત્રને ગેરવાજબી દુઃખ પડ્યું હોય તેની આપણને દયા આવે છે, તેનું ભલું થાય તો કેવું સારું એવું આપણે ઇચ્છીએ છીએ, અને બહુ દુઃખ હોય તો આપણને રડવું પણ આવે છે. બાળકને પણ તેમ જ થાય છે. અને વાર્ત્તાના પ્રસંગ પ્રમાણે દયા, હિમ્મત, સાહસ, વગેરેના જોસ્સા તેનામાં થઈ આવે છે.

આ રીતે પસન્દ કરેલી વાર્ત્તા પ્રમાણે તેના મનોભાવો ખીલે છે.

( ૩ ) બાળક નીતિ શીખે છે. આ વાત ઉઘાડી છે. માખી કે બકરીના બચ્ચાની વાતથી માનું કહ્યું માનવાની જરૂર તે સમજે છે, કાગડો ને બોટવાની વાર્ત્તાથી ધીરજ, શાન્ત, તથા ઉદ્યોગની વૃત્તિ ખીલે છે, છોકરો ને બોરની વાર્ત્તાથી અતિ લોભ ન કરવાનું સમજાય છે, વગેરે.

( ૪ ) વાર્ત્તામાં કાંઈ અનુમાનો કરાવવાની જરૂર પડે તો તેથી તર્કશક્તિ કેળવાય છે.

ઉપર ગણાવેલી વાર્ત્તાઓ સિવાય જેમાં અનુક્રમ, કાર્ય કારણ વગેરેનો સમ્બન્ધ, એક બીજાનો આધાર, આપ લેની જરૂર, ઇત્યાદિ જણાય છે તેવી વાર્ત્તાઓ કિન્ડરગાર્ટનમાં અગત્યની ગણાય છે. આપણાં છોકરાંને વારંવાર નીચેની વાર્ત્તા કહેતાં આપણે સાંભળીએ છીએ:

"ઘોડો લઈ બાવળીએ બાંધ્યો, બાવળીએ મ્હને સૂળ આપી, સૂળ લઈને ટીંબે ખોશી, ટીંબે મ્હને માટી આપી, માટી લઈ કૂંભારને આપી, કૂંભારે મ્હને ઘડો આપ્યો, ઘડો લઈ માળીને આપ્યો, માળીએ મ્હને ફૂલ આપ્યાં," વગેરે.

આ વાર્ત્તાને નજીવી ગણી આપણે તે ઉપર ધ્યાન આપતા નથી, પણ તેનો મર્મ તપાસવા જેવો છે. દુનિયામાં બધાને અરસપરસ એક બીજા પર આધાર રાખવાની જરૂર પડે છે અને તેવા આધાર વિના જીવાતું નથી તેનો એમાંથી બોધ થાય છે. કોઈનો પણ ઉપકાર કરવો, અને પ્રસંગ આવે ત્યારે ઉપકાર ફેડ્યા વિના રહેવું નહિ તે પણ તેમાંથી જણાય છે. બધી વસ્તુઓનો અનુક્રમે અરસપરસ સમ્બન્ધ પણ સમજાય છે. ટીંબાને સૂળ આપી ત્યારે તેણે માટી આપી, કૂંભારે માટી લીધી ને ઘડો આપ્યો, માળીએ ઘડો લઈને ફૂલ આપ્યાં, એ રીતે અરસપરસ સમ્બન્ધ, આપ લે, અને ઉપકાર વૃત્તિ સ્પષ્ટ થાય છે. આવી વાર્ત્તા બાળ શિક્ષણમાં ઘણી ઉપયોગી ગણાય છે, અને બાળકોને તેથી મઝા પણ પડે છે.

૧૫. વળી બધાં બાળકો એકઠાં રમે છે, બધાંની રમત સુધરવા માટે

દરેક જણે પોતાની ફરજ બજાવવી પડે છે, એક જણ ગફલત કરે તો બધાંની રમત બગડે છે,' આ ઉપરથી બાળકને મંડળી પ્રત્યેની ફરજ સમજાવા લાગે છે, અને પોતે એકલો રહેવાને નહિ પણ મંડળીમાં રહેવા તથા મંડળીના કામને મદદ કરવાને સરજાયો છે તે માલૂમ પડે છે.

૧૬. આ પ્રમાણે રમતો, ઉદ્યોગો, વાર્તાઓ, પદાર્થ પાઠો, વગેરેથી બાળકની શરીર શક્તિ ખીલે છે, તેના અવલોકન, કલ્પના, તર્ક, ઇત્યાદિ બુદ્ધિની શક્તિઓ કેળવાય છે, તેની નીતિ ઉપર સારી અસર થાય છે, તેનામાં સૌન્દર્યની સમજ આવે છે, અને પોતે મંડળમાં રહેવાને સરજાયો છે એમ તેને લાગે છે. તેઉપરાન્ત પ્રત્યક્ષ ઇશ્વર ભક્તિથી તથા કુદરતના તરફ બાળકનું મન વાળવાથી તેને ઇશ્વરનું ભાન થવા લાગે છે. યૂરોપની સઘળી સારી કિન્ડરગાર્ટનોમાં એક મ્હોટો બાગ હોય છે, તેમાં ન્હાના ન્હાના કિત્તા પાડી દરેક બાળકને એક એક સોંપવામાં આવે છે. તે ઉપરાન્ત એક મ્હોટા કિત્તામાં સઘળાં બાળકો એકઠાં પણ કામ કરે છે. દરેક બાળકને સોંપેલા જુદા કિત્તાને તે ખોદે છે, તેમાં બી વાવે છે, પાણી પાય છે, નીંદે છે, અને બીજું તેને લગતું કામ કરે છે. આથી બાળકને છોડની તથા તેના ઊગવા સમ્બન્ધી માહીતિ થાય છે, કુદરતનો શોખ પેદા થાય છે, સૌન્દર્યની સમજ વધે છે, અને છોડને પેદા કરનાર તથા ખિલવનાર ઇશ્વર તરફ તેનું મન દોરવાય છે. વળી દરેક બાળકને જુદો જુદો કિત્તો આપેલો હોવાથી અને તેમાં થતાં ફળ ફૂલ તેને જ મળતાં હોવાથી તેને માલકીનું ભાન થાય છે. પરન્તુ પોતાના માલકી હકની વસ્તુનો સ્વાર્થથી ઉપભોગ નહિ કરવાનું પણ તેને શિખવવામાં આવે છે. જે ફળ ફૂલ થાય તેના ઉપરની માલકી વાવનાર બાળકની ગણવામાં આવે છે, પણ તેનો ઉપભોગ તેના ભાઈ બ્હેન તથા મિત્રોની સાથે તેની પાસે કરાવવામાં આવે છે. વળી પાડોસમાં કોઈ માંદું હોય અને તેને તે ફળ ફૂલની જરૂર હોય તો તે માલકીવાળા બાળક પાસે તેને અપાવવામાં આવે છે. આથી માલકીના હકની સમજ સાથે બાળકની ઊંચી વૃત્તિઓ કેળવાય છે. વળી આ બાગોમાં ન્હાનાં પ્રાણીઓ તથા પક્ષીઓ પાળવામાં આવે છે તેની સમ્ભાળ બાળકો

સે છે, તેમને ખાવાનું આપે છે, પાણી પાય છે, તેમનાં પાંજરાં સાફ કરે છે, વગેરે. આથી પ્રાણીઓ માણસને ઉપયોગી થઈ પડે છે તેમના ઉપકાર ફેડવાનું તથા તેમના ઉપર માયા રાખવાનું બાળક શીખે છે. વળી તે પ્રાણીઓનું અવલોકન કરે છે અને તેમની ટેવોથી વાકેફ થાય છે.

આ રીતે ફ્રોબલ પોતાની પદ્ધતિ વડે શરૂથી બાળકોની સઘળી શક્તિઓ સમાન રીતે ખિલવવાનો, તેમને સારી ટેવો પાડવાનો, અને તેમને સુખી કરવાનો પ્રયત્ન કરે છે. સઘળું કામ રમતો દ્વારા ચાલે છે, તેથી બાળક પોતે તો એમ જ જાણે છે કે હું રમું છું, છતાં બધો વખત તેની જુદી જુદી શક્તિઓ ખીલતી જાય છે અને તે કાંઈને કાંઈ શીખે છે. આપણી ગામઠી અને કેટલીક સરકારી નિશાળોમાં બાળકોને ટાંગા ટોળી કરીને પરાણે રડાવતા નિશાળે લાવવા પડે છે, તેમ કિન્ડરગાર્ટનમાં થતું નથી. ત્યાં બાળકો હોંસે હોંસે આવે છે. તેમાં બાળકોનું સુખ વધે છે તેને માટે એટલો જ પુરાવો બસ છે, કે છેલ્લા ચાર પાંચ દિવસથી મિ. દેલવાડાકરે મ્હારી પ્રાક્ટિસિંગ સ્કૂલના છોકરાઓને ગાયનો આદિ શિખવવા માંડ્યું ત્યારથી છોકરાં આનન્દથી ઉભરાઈ જતાં દેખાય છે. કોઈને કંટાળો આવેલો જણાતો નથી. આ કારણથી આજ અહિં જે શિક્ષકો હાજર છે તેમને તથા બીજા સઘળા શિક્ષકોને મ્હારી મજબૂત ભલામણ છે કે તેમણે કિન્ડરગાર્ટનની પદ્ધતિનો અભ્યાસ કરી છેક ન્હાનાં બાળકોને તે પદ્ધતિએ કેળવવાં, અને મ્હોટાં છોકરાંનું કામ પણ તેનાં જે મૂળતત્ત્વો તેમને લાગુ પડતાં હોય તે મુજબ લેવું. તે માટે સાહિત્યો દેશી અથવા સોંઘાં પસન્દ કરવાની હરકત નથી. માત્ર ફ્રોબલનાં મૂળતત્ત્વો ધ્યાન બહાર જવા દેવાં નહિ. આ રીતે કામ કરવાને શિક્ષકમાં ઘણા ઉત્સાહની જરૂર છે. જે ઉત્સાહ વિનાનો ભાગલા પગનો માણસ હોય છે તેનાથી કાંઈ સારું કામ થતું નથી. રડતો જાય તે મુઆની ખબર લાવે એ કહેવત શિક્ષકના ધન્ધાને પૂરી રીતે લાગુ પડે છે. વળી શિક્ષકમાં બાળક ઉપર અનહદ પ્રેમ હોવો જોઈએ. જે માણસ બાળકોને ચહાતો નથી, જેને તેમનાથી કંટાળો આવે છે, જે તેમની સાથે રમતાં કૂદતાં શરમાય છે, જે બાળકમાં બાળક

જેવો થતો નથી, તે માણસ શિક્ષક થવાને લાયક નથી. તેને કુદરતે શિક્ષક થવાને પેદા કર્યો નથી, માટે તેણે તે ધન્ધામાં ન પેસવું એ સારું છે. વળી શિક્ષકને પોતાના ધન્ધા ઉપર પ્રેમ હોવો જોઈએ. જે માણસ શિક્ષક થવા છતાં તેને એ ધન્ધો ગમતો નથી, જે માત્ર પેટભરાની પેડે તેમાં પડી રહી વેઠીઆવાડ જેવું કામ કરે છે, તે માણસ પ્રમાણિક નથી, અને શિક્ષક જ્યારે પ્રમાણિક હોતો નથી ત્યારે છોકરાં પ્રમાણિક થવાની આશા રાખવી ફોકટ છે. જે લોકો શિક્ષકના ધન્ધામાં દાખલ થયા હોય તેમણે તે ધન્ધા ઉપર પ્રેમ રાખવો જોઈએ, પોતાનું કામ હોંશ અને ઉત્સાહથી કરવું જોઈએ, અને તે કામ, સારામાં સારું થાય તેને માટે પોતાની સઘળી શક્તિઓ કામે લગાડવી જોઈએ. આ રીતે કામ કરશો, તો તમે ગુરૂના ઉત્તમ પદને લાયક થશો, ભવિષ્યની પ્રજાને ઘણો લાભ કરશો, અને આપણો દેશ બીજી સુધરેલી પ્રજાઓને મુકાબલે પાછળ પડી ગયો છે તેને ઉંચે દરજ્જે ચઢાવી શકશો.

ઉપર મુજબ પ્રમુખનું ભાષણ પૂરું થઈ તેમનો ઉપકાર માનવા પછી મેલ તથા ફિમેલ ટ્રેનિંગનાં ન્હાનાં બાળકો તથા સ્કોલરોએ નીચે મુજબ રાજ ગીત ગાયું, અને તે પછી મેળાવડો વિસર્જન થયો.

અંગ્રેજી રાગ.

પ્રભુ રક્ષ એડવર્ડ રાજા,  
જીવો બહુ વર્ષ મહારાજા;  
કરો અમ પર અમલ તાજા,  
જીવો બહુ સાતમો રાજા—ટેક.  
મુબારક જેતા, જયત, આલમ,  
વધે વેલી સમી મામ;  
અચળ તુજ તાજ રહો રાજા—જીવો.  
પ્રજાનું હિત ધર્યું હૈયે,  
અદલ ઇનસાફમાં રહિએ;  
બ્રીટિશ સુખ-શાન્તિને ચહિએ—જીવો.

# પ્રાથમિક શિક્ષકોની ડિરેક્ટરી.

## ૩. ભરૂચ જિલ્લો.

### અ. લોકલ બોર્ડની નિશાળો.

| નં. | નામ. | ઉમ્મર. | લાયકાત. | [illegible] | હાલની જગા. | પગાર. | નોકરીની મુદત. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | મગનલાલ રણછોડ | ૫૨ | ટ્રેન્ડ, ૧૮૬૬ | ૨૫ | મહેતાજી, કાવી | ૪૫ | ૨૯-૬-૨૫ |
| ૨ | જાદવરાય મનસુખરામ | ૪૧ | એજન, ૧૮૭૯ | ૨૦ | એજન, ગજેરૂ | ૪૨ | ૨૦-૯-૧૭ |
| ૩ | અમીનસાહેબ સદુમીઆં | ૫૦ | એજન, ૧૮૭૨ | ૧૫ | મુનશી, ટંકારીઆ | ૩૫ | ૨૮-૯-૧૨ |
| ૪ | ચાંદમહમદ સુલેમાન | ૪૮ | એજન, ૧૮૭૫ | ૧૫ | એજન, મનુબર | ૩૫ | ૨૫-૧૦-૧૪ |
| ૫ | મનસુખ પરભુદાસ | ૪૪ | એજન, ૧૮૮૯ | ૨૫ | મહેતાજી, આડેશ્વર | ૩૫ | ૨૫-૯-૧૯ |
| ૬ | ભવાનીશંકર રામશંકર | ૪૬ | એજન, ૧૮૭૬ | ૧૨ | એજન, દીવા | ૩૫ | ૨૪-૧૦-૦ |
| ૭ | મથુરદાસ બેચરદાસ | ૪૯ | એજન, ૧૮૮૮ | ૨૦ | એજન, નીકોરા | ૩૩ | ૨૮-૮-૨૫ |
| ૮ | જેઠાલાલ દામોદર | ૪૬ | એજન, ૧૮૭૫ | ૧૫ | એજન, જબોર | ૩૩ | ૨૬-૧૦-૦ |
| ૯ | ગુલાબભાઈ ગોવિંદજી | ૩૭ | એજન, ૧૮૮૫ | ૨૫ | એજન, શુકલતીર્થ | ૩૩ | ૧૪-૯-૧૪ |
| ૧૦ | વમળચંદ મલુકચંદ | ૫૪ | એજન, ૧૮૬૯ | ૧૫ | એજન, દોરા | ૩૨ | ૩૦-૪-૨૬ |
| ૧૧ | મણીશંકર કીરપાશંકર | ૪૪ | એજન, ૧૮૯૦ | ૨૫ | એજન, અનદાડા | ૩૨ | ૨૧-૯-૩ |
| ૧૨ | દલપતરામ રાજારામ | ૫૦ | એજન, ૧૮૮૮ | ૧૨ | એજન, સરભાણ | ૩૦ | ૨૯-૪-૧૮ |
| ૧૩ | ભવાનીશંકર ભાઈશંકર | ૪૩ | એજન, ૧૮૭૭ | ૧૨ | એજન, ઇખર | ૩૦ | ૨૩-૯-૧૫ |
| ૧૪ | ભાઇલાલ ત્રીકમભાઈ | ૩૪ | એજન, ૧૮૮૮ | ૨૫ | એજન, હણખી | ૩૦ | ૧૧-૯-૨૭ |
| ૧૫ | નાથાલાલ દેશાઈભાઈ | ૩૮ | એજન, ૧૮૮૧ | ૧૨ | એજન, સજોદ | ૨૮ | ૧૮-૧૦-૦ |
| ૧૬ | માધવસંગ ભગવાનસંગ | ૩૨ | એજન, ૧૮૮૮ | ૨૫ | એજન, વિલાયત | ૨૮ | ૧૧-૮-૬ |
| ૧૭ | કાળીદાસ ધનાભાઈ | ૪૫ | એજન, ૧૮૭૩ | ૧૨ | એજન, પારખેત | ૨૭ | ૨૫-૧૦-૩ |
| ૧૮ | હરિપ્રસાદ રામચંદ્ર | ૩૬ | એજન, ૧૮૮૭ | ૨૦ | એજન, કેરવાડા | ૨૭ | ૧૫-૮-૦ |
| ૧૯ | ઇશ્વરલાલ શંકરજી | ૫૧ | એજન, ૧૮૭૦ | ૧૫ | એજન, દેગામ | ૨૬ | ૩૦-૬-૭ |
| ૨૦ | કાશીદાસ નારણદાસ | ૪૬ | એજન, ૧૮૭૨ | ૧૨ | એજન, દેજ | ૨૬ | ૨૭-૧૦-૫ |
| ૨૧ | મોરારજી ભીખાભાઈ | ૪૧ | એજન, ૧૮૮૩ | ૧૫ | એજન, સુણેવ | ૨૬ | ૨૦-૫-૦ |
| ૨૨ | ધનેશ્વર નાનાભાઈ | ૩૫ | એજન, ૧૮૮૭ | ૨૫ | એજન, ઉચ્છદ | ૨૬ | ૧૨-૮-૧૧ |
| ૨૩ | ગીરજાશંકર મહાશંકર | ૩૭ | એજન, ૧૮૮૮ | ૨૫ | એજન, ગધણાદ | ૨૬ | ૧૧-૯-૧૩ |
| ૨૪ | માણેકલાલ દેવશંકર | ૩૨ | એજન, ૧૮૮૯ | ૨૫ | એજન, કરગાડ | ૨૬ | ૧૦-૯-૨૭ |
| ૨૫ | ફુલાભાઈ ગીરધર | ૩૨ | એજન, ૧૮૮૯ | ૨૫ | એજન, કહાનવા | ૨૬ | ૧૦-૯-૨૬ |
| ૨૬ | પ્રાગજી નરસીંહ | ૩૪ | એજન, ૧૮૯૦ | ૨૫ | એજન, પરીએજ | ૨૬ | ૯-૧૦-૯ |
| ૨૭ | શીરાજુદ્દીન ગુલામઅ- | ૪૮ | એજન, ૧૮૭૨ | ૧૨ | મુનશી સારોદ | ૨૫ | ૨૭-૧૦-૦ |

| નં. | નામ. | ઉમર. | લાયકાત. | નંબર. | હાલની જગા. | પગાર. | નોકરીની મુદત. |
|---|---|---|---|---|---|---|---|
| | હમદ | | | | | | |
| ૨૮ | નાગજી લાલા | ૪૬ | ટ્રેન્ડ, ૧૮૮૭ | ૨૦ | મહેતાજી, કતપોર | ૨૫ | ૨૫-૯-૧૩ |
| ૨૯ | ભાઈશંકર જેશંકર | ૪૪ | એજનૂ, ૧૮૭૫ | ૧૨ | એજન, ઘલાવ | ૨૫ | ૨૪-૧૦-૦ |
| ૩૦ | છગનલાલ હાંસજી | ૩૮ | એજન, ૧૮૯૦ | ૨૦ | એજન, સારોદ | ૨૫ | ૧૬—૯-૩ |
| ૩૧ | મહમદ ઇબ્રાહીમ | ૪૧ | એજન, ૧૮૮૨ | ૧૫ | મુનશી, ટંકારીઆ | ૨૫ | ૧૮—૭-૮ |
| ૩૨ | મોહનલાલ મુળશંકર | ૩૪ | એજન, ૧૮૮૬ | ૨૦ | મહેતા., કોસમડી | ૨૫ | ૧૩—૮-૯ |
| ૩૩ | ડાહ્યાભાઈ ઘેલાભાઈ | ૩૮ | એજન, ૧૮૯૦ | ૨૦ | એજન, વાગ્રા | ૨૫ | ૧૩—૮-૦ |
| ૩૪ | ખોડાભાઈ ગોકળભાઈ | ૩૨ | એજન, ૧૮૯૦ | ૨૦ | એજન, હિંગલોટ | ૨૫ | ૯-૧૦-૦ |
| ૩૫ | કેશવ રામજી | ૩૨ | એજન, ૧૮૯૨ | ૨૫ | એજન, નાડા | ૨૫ | ૭-૧૦-૨૨ |
| ૩૬ | ઇસપ આકુજી | ૨૮ | એજન, ૧૮૯૨ | ૨૫ | એજન, દેવલા | ૨૫ | ૭-૧૦-૧૦ |
| ૩૭ | અંબયાભાઈ ત્રીભોવન | ૩૦ | એજન, ૧૮૯૨ | ૨૫ | એજન, ડાભા | ૨૫ | ૭—૧૦-૦ |
| ૩૮ | દીવાળી પીતાંબર | ૨૪ | એજન, ૧૮૯૪ | ૨૫ | મહેતી. શુક્લતીર્થ | ૨૫ | ૫—૯—૮ |
| ૩૯ | નેમચંદ હીરાચંદ | ૫૩ | એજન, ૧૮૬૮ | ૧૫ | મહેતાજી, માંડવા | ૨૩ | ૩૨-૦-૧૩ |
| ૪૦ | કરસન રામજી | ૪૩ | એજન, ૧૮૭૮ | ૧૫ | એજન, કોલવણા | ૨૩ | ૨૨-૧૦-૩ |
| ૪૧ | પુંજારામ આશારામ | ૪૨ | એજન, ૧૮૭૭ | ૧૦ | એજન, ગાતર | ૨૩ | ૨૨-૯-૨૭ |
| ૪૨ | રણછોડ દામોદર | ૩૪ | એજન, ૧૮૯૦ | ૨૦ | એજન, વેડચ | ૨૩ | ૧૩-૮-૨૫ |
| ૪૩ | મણીપ્રસાદ વિષ્ણુપ્રસાદ | ૩૧ | એજન, ૧૮૯૩ | ૨૫ | એજન, વગજેશ્વર | ૨૩ | ૬—૯-૧૬ |
| ૪૪ | આણુંદરામ પ્રેમશંકર | ૫૨ | માસ્તર કોડની ૭મી ક્લાસ મુજબ | ૧૫ | એજન, કવીઠા | ૨૨ | ૩૨-૫-૨૧ |
| ૪૫ | રામચંદ્ર લક્ષ્મીરામ | ૫૦ | ટ્રેન્ડ, ૧૮૭૪ | ૯ | એજન, અગારગામ | ૨૨ | ૨૮-૧૦-૧૦ |
| ૪૬ | નર્મદાશંકર દેવશંકર | ૪૬ | એજન, ૧૮૭૪ | ૧૨ | એજન, ઉમેર | ૨૨ | ૨૭-૯-૨૧ |
| ૪૭ | રણછોડજી શંકરજી | ૪૫ | એજન, ૧૮૭૩ | ૯ | એજન, ઝંઘાર | ૨૨ | ૨૬-૧૦-૫ |
| ૪૮ | શંકરભાઈ ગલાભાઈ | ૪૦ | એજન, ૧૮૯૫ | ૨૫ | એજન, વહાલુ | ૨૨ | ૨૦-૮-૨૪ |
| ૪૯ | દાદાભાઈ ઇચ્છાભાઈ | ૪૦ | એજન, ૧૮૮૧ | ૧૫ | એજન, ભડકોદ્રા | ૨૨ | ૧૮-૯-૨૨ |
| ૫૦ | દલસુખ કરૂણાશંકર | ૩૭ | એજન, ૧૮૮૨ | ૧૨ | એજન, રીતપોન | ૨૨ | ૧૮-૪—૦ |
| ૫૧ | મુસલખાન રહીમખાન | ૩૭ | એજન, ૧૮૮૩ | ૧૨ | મુનશી, આમોદ | ૨૨ | ૧૬—૯-૦ |
| ૫૨ | મહાસુખ નરસિંહરામ | ૩૩ | એજન, ૧૮૯૪ | ૨૦ | મહેતાજી, ત્રાલસા | ૨૨ | ૧૨-૯—૦ |
| ૫૩ | ગોકળભાઈ ઝવેરભાઈ | ૩૦ | એજન, ૧૮૯૨ | ૨૦ | એજન, ધમણાદ | ૨૨ | ૭—૧૦-૦ |
| ૫૪ | ત્રીભોવન સુખલાલ | ૪૬ | એજન, ૧૮૭૧ | ૧૨ | એજન, નોધણા | ૨૧ | ૨૮-૧૦-૭ |
| ૫૫ | ગીરધર છગનલાલ | ૪૯ | એજન, ૧૮૭૨ | ૧૨ | એજન, દયાદ્રા | ૨૧ | ૨૭-૧૦-૩ |
| ૫૬ | દલભાઈ સોમળદાસ | ૪૬ | એજન, ૧૮૭૨ | ૧૨ | એજન, આમલેશ્વર | ૨૧ | ૨૭—૯-૦ |
| ૫૭ | સૈયદમીઆં પીરસાહેબ | ૩૮ | એજન, ૧૮૯૨ | ૧૨ | એજન, પાલેજ | ૨૧ | ૧૮-૫-૧૮ |
| ૫૮ | જીવાભાઈ બેચર | ૩૭ | એજન, ૧૮૯૫ | ૨૦ | એજન, કિસ્નાડ | ૨૧ | ૧૭-૯-૧૬ |

| નં. | નામ. | ઉમ્મર. | લાયકાત. | [illegible] | હાલની જગા. | પગાર. | નોકરીન મુદત. |
|---|---|---|---|---|---|---|---|
| ૫૯ | હરીભાઈ ભગવાનદાસ | ૩૬ | ટ્રેન્ડ, ૧૮૮૮ | ૨૦ | એજન, રાહાડ | ૨૧ | ૧૩-૮-૧ |
| ૬૦ | કલ્યાણજી ખુશાલભાઈ | ૩૧ | એજન, ૧૮૯૩ | ૨૫ | એજન, મંગળેશ્વર | ૨૧ | ૬—૯— |
| ૬૧ | દોરાબજી ઉકડજી | ૫૪ | એજન, ૧૮૭૦ | ૧૨ | એજન, કંથારીઆ | ૨૦ | ૩૪-૧૦-૧ |
| ૬૨ | ત્રીભોવન રાજારામ | ૫૧ | એજન, ૧૮૬૯ | ૧૨ | એજન, સીસોદરા | ૨૦ | ૩૧-૧૦-૧ |
| ૬૩ | બેચર હરખચંદ | ૪૯ | એજન, ૧૮૭૦ | ૧૨ | એજન, ખુવા | ૨૦ | ૨૯-૧૦-૧ |
| ૬૪ | પ્રેમાનંદ સેવકરામ | ૪૪ | એજન, ૧૮૮૬ | ૨૦ | ,, અંગારેશ્વર | ૨૦ | ૨૬-૧૦- |
| ૬૫ | ભગવાનદાસ દયાળદાસ | ૪૧ | એજન, ૧૮૭૬ | ૧૨ | એજન, કારેલી | ૨૦ | ૨૩-૯-૧ |
| ૬૬ | મુસ્તફા હુસેન | ૩૬ | એજન, ૧૮૮૬ | ૧૨ | એજન, કોઠી | ૨૦ | ૧૮-૯-૨ |
| ૬૭ | તલશીભાઈ રામદાસ | ૩૮ | એજન, ૧૮૯૫ | ૨૦ | એજન, પાદરીઆ | ૨૦ | ૧૫-૯— |
| ૬૮ | રંગનાથજી ગોવિન્દજી | ૩૬ | એજન, ૧૮૮૫ | ૧૨ | એજન, શાહપુર | ૨૦ | ૧૫-૮-૨ |
| ૬૯ | રમાભાઈ બ્રીજલાલ | ૨૯ | એજન, ૧૮૯૧ | ૧૫ | મહેતીજી, ઇલાવ | ૨૦ | ૮—૫-૨ |
| ૭૦ | માણેકલાલ છગનલાલ | ૩૦ | એજન, ૧૮૯૨ | ૨૦ | મહેતાજી,ચકલાદ | ૨૦ | ૭—૯-૨ |
| ૭૧ | કદુજી સુલેમાન | ૨૮ | એજન, ૧૮૯૩ | ૨૫ | એજન, ઢીંગરલા | ૨૦ | ૬—૮-૨ |
| ૭૨ | કાળીદાસ મનોરદાસ | ૩૧ | એજન, ૧૮૯૩ | ૨૦ | ૧લો.આ.શુકલતીર્થ | ૨૦ | ૬—૭— |
| ૭૩ | ગોવિન્દરામ રામચંદ્ર | ૫૬ | એજન, ૧૮૬૫ | ૧૫ | મહેતા.ભરથાણા | ૧૯ | ૩૫-૦-૨ |
| ૭૪ | હરિશંકર જગન્નાથ | ૪૭ | એજન, ૧૮૮૭ | ૯ | એજન, આગનપુર | ૧૯ | ૩૧-૫— |
| ૭૫ | ભોળાનાથ ઇચ્છારામ | ૫૩ | એજન, ૧૮૬૯ | ૧૨ | એજન, પાનોલી | ૧૯ | ૩૧-૫— |
| ૭૬ | અખેરાજ હિમ્મતસિંગ | ૫૦ | એજન, ૧૮૬૮ | ૧૫ | એજન, પુરસા | ૧૮ | ૩૨-૫— |
| ૭૭ | દલપતરામ ગોવિન્દરામ | ૫૩ | એજન, ૧૮૬૯ | ૧૨ | એજન, ઉમરવાડા | ૧૮ | ૩૦-૭— |
| ૭૮ | સુલેમાન ઝીણાભાઈ | ૪૭ | એજન, ૧૮૮૮ | ૯ | એજન, છીદ્રા | ૧૮ | ૨૭-૯-૨૨ |
| ૭૯ | રણછોડજી નાગરજી | ૩૮ | એજન, ૧૮૯૫ | ૨૦ | એજન, કુરચેણુ | ૧૮ | ૧૬-૫—૦ |
| ૮૦ | વાઘજીભાઈ શંકરજી | ૩૮ | એજન, ૧૮૮૪ | ૧૨ | એજન, ભાડભૂત | ૧૮ | ૧૫-૬—૦ |
| ૮૧ | ફેઝમહમદ નવરંગભાઈ | ૩૬ | એજન, ૧૮૮૫ | ૧૨ | એજન, વરેડીઆ | ૧૮ | ૧૪-૩-૨૦ |
| ૮૨ | કુંવરજી ગાંડાભાઈ | ૩૪ | એજન, ૧૮૯૪ | ૨૦ | એજન,વહીઆલ | ૧૮ | ૧૩-૮-૧૪ |
| ૮૩ | દયાળજી લલ્લુભાઈ | ૩૧ | એજન, ૧૮૯૪ | ૨૦ | એજન, દેરોલ | ૧૮ | ૮—૧૦-૯ |
| ૮૪ | કેશવલાલ મહાશંકર | ૩૧ | એજન, ૧૮૯૫ | ૨૦ | એજન, સમની | ૧૮ | ૭—૯-૨૫ |
| ૮૫ | તાપીદાસ લાલદાસ | ૫૪ | એજન, ૧૮૬૭ | ૧૨ | એજન, સેગવા | ૧૭ | ૩૩-૫—૦ |
| ૮૬ | ગણપતરામ અનોપરામ | ૪૭ | એજન, ૧૮૭૪ | ૧૨ | એજન, ખરોડ | ૧૭ | ૨૫-૧૦-૦ |
| ૮૭ | મહમદ સુલેમાન | ૪૨ | એજન, ૧૮૭૭ | ૯ | એજન, ખાનપુર | ૧૭ | ૨૨-૭-૨૩ |
| ૮૮ | દેવશંકર માહેશ્વર | ૩૭ | એજન, ૧૮૮૨ | ૧૨ | એજન, સીગામ | ૧૭ | ૧૮-૮—૦ |
| ૮૯ | હસન મહમદ | ૩૧ | એજન, ૧૮૮૮ | ૧૨ | એજન, સમની | ૧૭ | ૧૧-૬-૧૫ |
| ૯૦ | રસુલબેગ હસનબેગ | ૩૧ | એજન, ૧૮૮૯ | ૧૫ | એજન, દહાન | ૧૭ | ૧૦-૯-૨૧ |
| ૯૧ | ગોવિન્દજી પુરૂષોત્તમ | ૫૧ | એજન, ૧૮૮૯ | ૯ | એજન,ટંકારીઆ | ૧૬ | ૩૧-૫—૦ |

| નં. | નામ. | ઉંમર | લાયકાત. | પગાર | હાલની જગા. | પગાર | નોકરીની મુદત. |
|---|---|---|---|---|---|---|---|
| ૯૨ | કૃષ્ણરામ માધવરામ | ૪૫ | માસ્તર કોડની ૭મી કલમ મુજબ | ૯ | મહેતાજી આગદડા | ૧૬ | ૨૯-૬-૧૫ |
| ૯૩ | દેવશંકર ઉદયરામ | ૪૬ | ટ્રેન્ડ, ૧૮૭૩ | ૯ | એન્જન, રોઝા ટંકારીઆ | ૧૬ | ૨૬-૧૦-૬ |
| ૯૪ | ચુનીલાલ ઉમિયાશંકર | ૪૪ | એન્જન, ૧૮૭૩ | ૯ | એન્જન, સાગલોદ | ૧૬ | ૨૬-૧૦-૧ |
| ૯૫ | લલ્લુભાઈ બાપુજી | ૪૫ | એન્જન, ૧૮૭૫ | ૧૨ | એન્જન, પીપલીયા | ૧૬ | ૨૪-૧૦-૦ |
| ૯૬ | વિશ્વનાથ હિમ્મતરામ | ૩૭ | એન્જન, ૧૮૮૩ | ૧૨ | એન્જન, નોણાર | ૧૬ | ૧૬-૯-૧૩ |
| ૯૭ | સૈયદમીયાં શ્યામુદીન | ૩૬ | એન્જન, ૧૮૮૩ | ૧૫ | મુનશી, કાવી. ફિરૂ. | ૧૬ | ૧૫-૮-૧૯ |
| ૯૮ | ઇબ્રાહીમ અલીભાઈ | ૩૭ | એન્જન, ૧૮૮૭ | ૧૫ | મહેતાજી, પીલુદ્રા | ૧૬ | ૧૪-૮-૨૩ |
| ૯૯ | મથુર રણછોડ | ૫૦ | સુરત પ્રવેશક પરીક્ષામાં પાસ | ... | એન્જન, સેગપોર | ૧૫ | ૨૮-૩-૦ |
| ૧૦૦ | દલપતરામ ઝવેર | ૫૮ | એન્જન | ... | એન્જન, ભેરસામ | ૧૫ | ૨૭-૧૦-૨૧ |
| ૧૦૧ | મથુર ગીરધર | ૪૭ | ટ્રેન્ડ, ૧૮૭૪ | ૯ | એન્જન, અનોર | ૧૫ | ૨૫-૯-૨૧ |
| ૧૦૨ | કેશવજી દુર્લભભાઈ | ૪૦ | એન્જન, ૧૮૭૮ | ૧૨ | એન્જન, પગુથણ | ૧૫ | ૨૧-૯-૭ |
| ૧૦૩ | ખંડુભાઈ ફકીરભાઈ | ૩૬ | એન્જન, ૧૮૯૩ | ૯ | એન્જન, ટાપોદ્રા | ૧૫ | ૧૭-૨-૧૮ |
| ૧૦૪ | ભગવાનજી મંછારામ | ૩૭ | એન્જન, ૧૮૮૩ | ૯ | એન્જન, કિરનાદ | ૧૫ | ૧૬-‒-૭ |
| ૧૦૫ | ઉમરજી અલીભાઈ | ૩૮ | એન્જન, ૧૮૮૬ | ૧૨ | ૨ લો આ. ગજેરા | ૧૧ | ૦-૭-૨૩ |
| ૧૦૬ | ચતુરભાઈ રણછોડ | ૩૩ | એન્જન, ૧૮૯૬ | ૨૦ | ૨ લો આ. ટંકારીઆ | ૧૦ | ૨૩-૧-૨૭ |
| ૧૦૭ | હસન ઇબ્રાહીમ | ૩૭ | એન્જન, ૧૮૮૯ | ૧૨ | એન્જન, | | |
| ૧૦૮ | મોતીરામ જીવણરામ | ૪૦ | એન્જન, ૧૮૯૦ | ૧૨ | મહેતાજી, ગણદેવા | ૧૦ | ૮-૭-૨૧ |
| ૧૦૯ | લાલાભાઈ વીરસિંહ | ૩૪ | એન્જન, ૧૮૮૯ | ૧૨ | એન્જન, ગોસામ | ૧૦ | ૫-૯-૨ |
| ૧૧૦ | ગંગારામ બેચર | ૩૩ | એન્જન, ૧૮૯૬ | ૨૦ | એન્જન, આંકોટ | ૧૦ | ૩-૬-૧૮ |
| ૧૧૧ | રિદ્દેમાન છીતાભાઈ | ૩૩ | એન્જન, ૧૮૯૧ | ૨૨ | ૧ લો આ. કાખર | ૧૦ | ૩-૦-૧૦ |
| ૧૧૨ | મણીભાઈ છીતાભાઈ | ૩૦ | એન્જન, ૧૯૦૨ | ૯ | મહેતાજી, દેથાણ | ૧૦ | ૨-૬-૧૭ |
| ૧૧૩ | યુસફ બાપુજી | ૨૭ | એન્જન, ૭ની ૯ | ૯ | આસિ. શુક્લતીર્થ | ૭ | ૨૩-૫-૭ |
| ૧૧૪ | મણીભાઈ નારણજી | ૩૦ | એન્જન મુજબ | | કન્યાશાળા | | |
| ૧૧૫ | અંબાશંકર ગીરધર | ૪૫ | પ્રવેશક નહિ | ... | મહેતાજી, દીગસ | ૧૦ | ૨૬-૪-૬ |
| ૧૧૬ | રણછોડ નાગેશ્વર | ૪૨ | ટ્રેન્ડ, | ... | એન્જન, ભેટબારા | ૧૦ | ૨૬-૩-૦ |
| ૧૧૭ | ગૌરીશંકર છગનલાલ | ૪૭ | ઇંઈ ની | ... | એન્જન, અભેસ | ૧૦ | ૨૬-૧-૦ |
| ૧૧૮ | ભીખાભાઈ શંકરજી | ૪૬ | ટ્રેન્ડ, ૧૮ | ... | એન્જન, કુરચા | ૧૦ | ૨૧-૧૧-૦ |
| ૧૧૯ | દામોદર છગનભાઈ | ૩૪ | એન્જન, ૧૮ | ... | એન્જન, મવિદ્રા | ૧૦ | ૨૧-૮-૦ |
| ૧૨૦ | જીવન છગનભાઈ | ૩૭ | એન્જન, ૧ | ... | એન્જન, ગનાડ | ૧૦ | ૧૯-૧૦-૦ |
| ૧૨૧ | રમાકાંત મહમદ | ૩૬ | એન્જન, | ... | એન્જન, પરવત | ૧૦ | ૧૯-૮-૬ |

| નં. | નામ. | ઉંમર | લાયકાત. | ટ્રે. | હાલની જગા. | પગાર | નોકરીની મુદત. |
|---|---|---|---|---|---|---|---|
| ૧૮૦ | હરીશંકર ઉત્તમરામ | ૩૮ | કંઈ નહિ | ... | મહેતાજી, વાવલી | ૧૦ | ૧૯-૧—૮ |
| ૧૮૧ | ત્રીભોવનદાસ આત્મારામ | ૨૭ | „ | ... | એજન, ણાસેતા | ૧૦ | ૧૮-૧૦-૧૧ |
| ૧૮૨ | નાગર જીવાભાઈ | ૪૦ | „ | ... | એજન, ઓરા | ૧૦ | ૧૮-૪-૧૨ |
| ૧૮૩ | લલ્લુભાઈ ગોવિન્દજી | ૩૫ | „ | ... | એજન, ખરચ | ૧૦ | ૧૭-૪—૦ |
| ૧૮૪ | ગોપાળજી દેસાઈભાઈ | ૩૪ | „ | ... | એજન, સાયખા | ૧૦ | ૧૭-૦—૦ |
| ૧૮૫ | બેચર ઘેલાભાઈ | ૩૭ | „ | ... | એજન, સિંધવ | ૧૦ | ૧૬-૪—૦ |
| ૧૮૬ | માણેકલાલ છગનલાલ | ૪૧ | „ | ... | એજન, કુવાદર | ૧૦ | ૧૫-૮-૧૫ |
| ૧૮૭ | વાણુશંકર ઇચ્છાશંકર | ૩૩ | „ | ... | એજન, પાનરોલી | ૧૦ | ૧૫-૭-૧૫ |
| ૧૮૮ | ખાનભાઈ અમીર | ૩૩ | „ | ... | „ ઇસલામપુર | ૧૦ | ૧૫-૦—૦ |
| ૧૮૯ | ગણપતરામ માધવરામ | ૩૩ | „ | ... | એજન, કોસા | ૧૦ | ૧૪-૫—૦ |
| ૧૯૦ | મુળજી જગલા | ૩૦ | „ | ... | એજન, મંગળેશ્વર અંતેજ સ્કૂલ. | ૧૦ | ૧૩-૮—૦ |
| ૧૯૧ | છગનલાલ શંકરજી | ૪૨ | „ | ... | મહેતાજી, મેગામ | ૧૦ | ૧૩-૭—૪ |
| ૧૯૨ | મણીશંકર શીવશંકર | ૩૪ | „ | ... | એજન, ભીનપુરા | ૧૦ | ૧૩-૩-૨૪ |
| ૧૯૩ | માધજી અગ્રામ | ૩૦ | „ | ... | એજન, ગોલાદ્રા | ૧૦ | ૧૩-૧—૦ |
| ૧૯૪ | મુળજી લીલાધર | ૩૫ | „ | ... | એજન, હલદરવા | ૧૦ | ૧૨-૧૧-૨૦ |
| ૧૯૫ | કાળીદાસ હીરાભાઈ | ૩૨ | „ | ... | એજન, સમલી | ૧૦ | ૧૨-૧૦-૧૪ |
| ૧૯૬ | દલપતસીંગ તખ્તસીંગ | ૩૦ | „ | ... | એજન, સામોજ | ૧૦ | ૧૨-૫-૨૫ |
| ૧૯૭ | કુબેરનાથ જગજીવન | ૩૧ | „ | ... | એજન, પાસણા | ૧૦ | ૧૨-૩-૨૮ |
| ૧૯૮ | મોસાભાઈ અલીભાઈ | ૩૦ | „ | ... | એજન, કંબોલી | ૧૦ | ૧૧-૮-૨૩ |
| ૧૯૯ | ગુલામમીયાંદાસામીયાં | ૩૦ | „ | ... | એજન, કંબોઈ | ૧૦ | ૧૧-૫-૨૭ |
| ૨૦૦ | નાગેશ્વર બેચર | ૩૩ | „ | ... | એજન, એકલદ્રા | ૧૦ | ૧૧-૪-૧૭ |
| ૨૦૧ | વીરજરામ રામશંકર | ૨૭ | „ | ... | એજન, સુવા | ૧૦ | ૧૧-૨—૦ |
| ૨૦૨ | કરજી રામા | ૩૧ | „ | ... | એજન, પીપલીઆ | ૧૦ | ૧૦-૧૦-૮ |
| ૨૦૩ | ગોકળદાસ હરીલાલ | ૩૦ | „ | ... | એજન, કલક | ૧૦ | ૧૦-૫-૨૧ |
| ૨૦૪ | ઉમેદ ભાણા | ૨૯ | „ | ... | એજન, તરીઆ | ૧૦ | ૧૦-૪—૦ |
| ૨૦૫ | નરભેરામ જાદવરામ | ૨૭ | „ | ... | એજન, કસુંદરા | ૧૦ | ૯-૧૧—૦ |
| ૨૦૬ | હરકીસન લલ્લુભાઈ | ૩૧ | „ | ... | એજન, ટોળીઆ | ૧૦ | ૯—૭-૧૫ |
| ૨૦૭ | માણેકલાલ બાઈશંકર | ૩૧ | „ | ... | એજન, પાલડી | ૧૦ | ૮—૧-૧૬ |
| ૨૦૮ | મગવાન બેચર | ૨૬ | „ | ... | એજન, આસ્તાં | ૧૦ | ૭-૧૧-૧૭ |
| ૨૦૯ | હીરા કરસન | ૨૭ | „ | ... | એજન, નણાવી | ૧૦ | ૭—૧—૭ |
| ૨૧૦ | આજીભાઈ અમીર | ૨૪ | „ | ... | એજન, પખાજણ | ૧૦ | ૬—૯—૦ |
| ૨૧૧ | પુરષોત્તમ જીવરામ | ૨૫ | „ | ... | એજન, ખનગાલી | ૧૦ | ૬—૫—૦ |

| નં. | નામ. | ઉમર. | લાયકાત. | ક્લાસ | હાલની જગા. | પગાર. | નોકરીની મુદત. |
|---|---|---|---|---|---|---|---|
| ૨૧૨ | આલીબાઈ સબજી | ૩૪ | ,, | ... | મહેતાજી, બાદી | ૧૦ | ૬—૪—૩ |
| ૨૧૩ | હરીઆ જીવા | ૨૪ | ,, | .. | ,, દેજ અંતજ સ્કૂ. | ૧૦ | ૬—૧—૦ |
| ૨૧૪ | ગોપાળજી ફકીરભાઈ | ૨૬ | ,, | ... | એજન, આસરમા | ૧૦ | ૫–૧૦–૧૫ |
| ૨૧૫ | સુરજ કાશીદાસ | ૧૮ | ,, | ... | મહેતીજી, દેજ | ૧૦ | ૫—૮—૦ |
| ૨૧૬ | અંબાલાલ પ્રાણલાલ | ૨૩ | ,, | ... | મહેતા., વાંતરસા | ૧૦ | ૪—૬–૨૨ |
| ૨૧૭ | ગણપત હરજીવન | ૩૨ | ,, | ... | આ.મહેતા.કડોદ્રા | ૧૦ | ૪—૨—૦ |
| ૨૧૮ | રામચંદ્ર ભવાનીશંકર | ૨૫ | ,, | .. | મહેતાજી, કાસદ | ૧૦ | ૪—૧—૦ |
| ૨૧૯ | હુસેન કાળુભાઈ | ૪૧ | ,, | ... | એજન, સરથાણ | ૧૦ | ૩–૧૦—૦ |
| ૨૨૦ | રણછોડ ભગવાન | ૨૫ | ,, | ... | એજન,પનીઆદ્રા | ૧૦ | ૩—૮–૨૮ |
| ૨૨૧ | ઉમિયાશંકર દેવશંકર | ૩૨ | ,, | ... | એજન, જાગેશ્વર | ૧૦ | ૩—૮–૨૪ |
| ૨૨૨ | પ્રાણશંકર હરીપ્રસાદ | ૨૫ | ,, | ... | એજન, ભુવા | ૧૦ | ૩—૪–૨૧ |
| ૨૨૩ | હરીશંકર દલપતરામ | ૨૩ | ,, | ... | એજન,આસનવડ | ૧૦ | ૨—૧૧–૦ |
| ૨૨૪ | મગનલાલ છગ્ગભાઈ | ૧૮ | ,, | ... | આ.મહેતા.,સુલેર | ૧૦ | ૦—૧–૧૮ |

---

## ૫. મ્યુનિસિપલ સ્કૂલો.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ગુલાબભાઈ દાજીભાઈ | ૫૩ | ટ્રેન્ડ, ૧૮૬૭ | ૧૫ | મહેતાજી, અંકલેશ્વર નં. ૧ | ૫૫ | ૩૩–૪–૧૨ |
| ૨ | અંબાલાલ હરીશંકર | ૫૧ | એજન, ૧૮૬૮ | ૧૫ | એજન, જંબુસર નં. ૧ | ૫૫ | ૩૨—૨–૦ |
| ૩ | છગનલાલ લાલશંકર | ૫૦ | એજન, ૧૮૮૮ | ૨૦ | એજન,ભરૂચનં.૧ | ૫૦ | ૨૭–૯–૧૪ |
| ૪ | દાઉભાઈ વસનજી | ૪૬ | એજન, ૧૮૭૩ | ૯ | એજન, નં. ૫ | ૪૦ | ૨૬–૫–૨૩ |
| ૫ | અમરતલાલ રૂગનાથજી | ૩૭ | એજન, ૧૮૮૩ | ૨૦ | એજન, નં. ૩ | ૩૫ | ૧૬–૮–૧૩ |
| ૬ | મોહનલાલ જગજીવન | ૩૧ | એજન, ૧૮૮૯ | ૨૫ | એજન, નં. ૬ | ૩૫ | ૧૦–૯–૨૮ |
| ૭ | મૂળશંકર અભયભાઈ | ૩૪ | એજન, ૧૮૮૭ | ૨૫ | મહેતાજી,આમોદ | ૩૦ | ૧૮—૯–૦ |
| ૮ | ભોગીલાલ અમથાશા | ૩૫ | એજન, ૧૮૮૫ | ૨૦ | એજન, હાંસોટ | ૩૦ | ૧૪–૯–૨૮ |
| ૯ | દલપતરામ દુર્લભરામ | ૫૫ | ............... | ... | કવિતા શિક્ષક ભરૂચ નં. ૧ | ૨૫ | ૨૭—૭–૦ |
| ૧૦ | ગંગાબાઈ જેકૃષ્ણ | ૪૮ | ટ્રેન્ડ, ૧૮૭૮ | ૧૫ | મહેતીજી, અંકલે- | ૨૫ | ૨૫—૫–૦ |

| નં. | નામ. | ઉમર. | લાયકાત. | ગ્રેડ | હાલની જગા. | પગાર. | નોકરીની મુદત. |
|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | સરાણાઈ ખોડાભાઈ | ૨૨ | ટ્રેન્ડ, ૧૮૯૫ | ૨૫ | મહેતીજીભરૂ.નં.૩ | ૨૫ | ૫—૮—૦ |
| ૧૨ | અંબાલાલ હરગોવન | ૩૦ | એજન, ૧૮૯૩ | ૨૦ | મહેતાજી,જંબુસર નં. ૨ | ૨૨ | ૬—૪-૨૬ |
| ૧૩ | ચંચળ છગનલાલ | ૨૬ | એજન, ૧૮૯૩ | ૨૦ | મહેતીજી,જંબુસર | ૨૨ | ૬—૪-૨૬ |
| ૧૪ | બીજવલ્લવ કસનદાસ | ૫૭ | માસ્તર કોડની ૭ મી કલમ મુજબ | ૧૫ | મહેતા,ભરૂચનં.૭ | ૨૧ | ૩૪—૧-૦ |
| ૧૫ | તુલજારામ આત્મારામ | ૫૬ | એજન | ૯ | ,, હાંસોટ ક.શા. | ૨૦ | ૩૩—૬-૦ |
| ૧૬ | પાર્વતી ગણેશ | ૩૩ | ટ્રેન્ડ, ૧૮૯૩ | ૨૦ | મહેતીજી,આમોદ કન્યાશાળા | ૨૦ | ૨૦—૭-૯ |
| ૧૭ | રસીલુદીનગુલામમહમદ | ૩૭ | એજન, ૧૮૮૪ | ૧૨ | મુન.,ભરૂચ ઉ.સ્કૂ. | ૨૦ | ૧૫-૮-૧૧ |
| ૧૮ | ગુલાબભાઈસમશેરભાઈ | ૩૭ | એજન, ૧૮૮૭ | ૧૫ | એજન, જંબુસર ઉ. સ્કૂલ | ૨૦ | ૧૨-૯—૭ |
| [illegible] | રામજી કીકાભાઈ | ૨૯ | એજન, ૧૮૯૪ | ૨૦ | ૧ લો આ. ભરૂચ નં. ૬ | ૨૦ | ૮—૧૦-૦ |
| ૨૦ | ઉગિયા કેશવલાલ | ૨૫ | એજન, ૧૮૯૬ | ૨૦ | મહેતી,ભરૂચનં.૧ | ૨૦ | ૩—૬-૨૪ |
| ૨૧ | આદમજી સુલેમાન | ૩૬ | એજન, ૧૮૮૮ | ૧૫ | મુન,હાંસોટઉ.સ્કૂ. | ૧૮ | ૧૧-૧૦-૦ |
| ૨૨ | જેઠી રેવાધર | ૩૨ | એજન, ૧૮૯૦ | ૧૨ | મહેતી.,ભરૂચનં૨ | ૧૮ | ૮—૨—૮ |
| ૨૩ | ઈશ્વર કરસનદાસ | ૨૫ | એજન, ૧૮૯૫ | ૨૦ | ૧લો આ. જંબુસર નં. ૧ | ૧૭ | ૪—૯-૨૭ |
| ૨૪ | વિઠ્ઠલદાસ નરોતમ | ૫૧ | માસ્તર કોડની ૭ મી કલમ મુજબ | ૯ | ૨ જો આ. ભરૂચ નં. ૬ | ૧૫ | ૩૧-૧૦-૦ |
| ૨૫ | ભક્તીદાસ પ્રાણજીવન | ૪૨ | ટ્રેન્ડ, ૧૮૭૭ | ૯ | ૨ જો આ.જંબુસર નં. ૧ | ૧૫ | ૨૧-૮-૨૭ |
| ૨૬ | ઉત્તમરામ નરસીંહરામ | ૩૫ | એજન, ૧૮૮૬ | ૯ | ૧ લોઆ. ભરૂચ નં. ૪ | ૧૫ | ૧૩-૮-૧૮ |
| ૨૭ | ગવરીશંકર હરીશંકર | ૩૦ | એજન, ૧૮૯૮ | ૨૦ | ૧લોઆ.અંકલેશ્વર નં. ૬ | ૧૫ | ૮—૯—૫ |
| ૨૮ | રતનચંદ કેશવજી | ૪૧ | એજન, ૧૮૯૫ | ૯ | ૧લો આ. ભરૂચ નં. ૨ | ૧૦ | ૨૯-૨—૦ |
| ૨૯ | અંબાલાલ જીભાઈ | ૪૩ | એજન, ૧૮૯૬ | ૯ | ૧લોઆ. જંબુસર નં. ૧ | ૧૨ | ૨૭-૫—૦ |
| ૩૦ | સોમેશ્વર લીલાધર | ૪૪ | એજન, ૧૮૭૬ | ૯ | ૧લોઆ.ભરૂચ ક. | ૧૨ | ૨૩-૮-૨૮ |

| | નામ. | ઉમ્મર. | લાયકાત. | ક્લાસ. | હાલની જગા. | પગાર. | નોકરીની મુદત. |
|---|---|---|---|---|---|---|---|
| ૩૧ | ભીખાભાઇ ગોસાઇભાઈ | ૨૭ | ટ્રેન્ડ, ૧૮૯૩ | ૯ | શા. નં. ૧ મહેતાજી, અંકલેશ્વર નં. ૨ | ૧૨ | ૮–૧૦–૨૬ |
| ૩૨ | પાર્વતીશંકર કાશીભાઈ | ૩૨ | એજન, ૧૮૯૧ | ૯ | ૨લોઆ. હાંસોટ | ૧૨ | ૮—૯—૧૫ |
| ૩૩ | જશાવ દામોદર | ૨૨ | એજન, ૧૮૯૩ | ૧૨ | મહેતાજી, ભરૂચ ક. શા. નં. ૨ | ૧૨ | ૪—૮—૦ |
| ૩૪ | રુગનાથજી ભીમભાઈ | ૨૪ | એજન, ૧૮૯૮ | ૨૦ | ૧લો આ. આમોદ | ૧૨ | ૧–૧૦–૨૦ |
| ૩૫ | મુળજી આશારામ | ૨૩ | એજન, ૧૮૯૮ | ૨૦ | ૨ જો આ. અંકલેશ્વર નં. ૧ | ૧૨ | ૧–૯—૧૫ |
| ૩૬ | પ્રાણશંકર ભવાનીશંકર | ૪૪ | માસ્તર કોડની૭ મી કલમ મુજબ | ૯ | ૩ જો આ. ભરૂચ નં. ૬ | ૧૧ | ૨૫–૨—૬ |
| ૩૭ | ધીરજરામ જીવણરામ | ૩૮ | ટ્રેન્ડ, ૧૮૯૭ | ૯ | ૧ લો આ. ભરૂચ નં. ૩ | ૧૧ | ૧૮–૯–૧૨ |
| ૩૮ | ધનેશ્વર હિમ્મતરામ | ૩૦ | એજન, ૧૮૯૪ | ૯ | ૩જો આ. જંબુસર નં. ૧ | ૧૧ | ૧૬–૭—૦ |
| ૩૯ | અમથાભાઈ કસનદાસ | ૩૪ | એજન, ૧૮૮૫ | ૯ | ૧ લો આ. ભરૂચ નં. ૫ | ૧૧ | ૧૪–૯–૨૩ |
| ૪૦ | ધીરજરામ કૃષ્ણારામ | ૨૯ | એજન, ૧૮૯૭ | ૧૨ | ૩જો આ. અંકલેશ્વર નં. ૧ | ૧૧ | ૯—૪–૨૯ |
| ૪૧ | અમથાજી કસીઆજી | ૨૬ | એજન, ૧૮૯૩ | ૧૫ | ૧લો આ. ભરૂચ નં. ૧ | ૧૧ | ૫—૯–૧૨ |
| ૪૨ | નર્મદાશંકર પ્રાણશંકર | ૩૮ | માસ્તર કોડની ૭ મી કલમ મુજબ | ૯ | ૪ થો આ. ભરૂચ નં. ૬ | ૧૦ | ૨૧–૩–૨૬ |
| ૪૩ | અંબાશંકર પુરુષોત્તમ | ૩૯ | એજન | ૯ | ૨ જો આ. ભરૂચ નં. ૨ | ૧૦ | ૨૧–૦—૪ |
| ૪૪ | અમરતલાલ ચતુરભુજ | ૪૦ | માસ્તર કોડની ૭ મી કલમ મુજબ | ૯ | ૩જો આ. ભરૂચ નં. ૧ | ૯ | ૨૧-૧૦-૧૬ |
| ૪૫ | રહેમાનખાન કરીમખાન | ૩૧ | કંઈ નહિ | ... | મહેતાજી, અંકલેશ્વર અંતેજરરૂલ | ૭ | ૧૩–૯–૨૦ |

# केळवणी खातानी खबरो.

## જાહેર ખબર.

( સંસ્થાન ગોંડલ દરબારી કેળવણી ખાતું. )

સર્વે ગૃહસ્થોને ખબર આપવામાં આવે છે કે આ સંસ્થાનના મહેરબાન નેક નામદાર દરબાર શ્રી હજુરનો વિચાર જેઓ ગરાશીયા કોલેજનો લાભ ન લઈ શકે તેવા વિદ્યાર્થીઓને માટે ગોંડલ હાઈસ્કૂલને અંગે એક બોર્ડિંગ હાઉસ ઉઘાડવાનો છે. આ બોર્ડિંગ હાઉસ ખાતે એક અનુભવી હાઉસ માસ્તર રહેશે, તેની સીધી સંભાળ નીચે વિદ્યાર્થીઓને મૂકવામાં આવશે, અને તેમના ઉપર સામાન્ય દેખરેખ મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની રહેશે. વિદ્યાર્થીની શારીરિક, બુદ્ધિની, અને નીતિની કેળવણી પર પૂરતું લક્ષ આપવામાં આવશે. ઓછામાં ઓછા પચાસ વિદ્યાર્થીઓ ઉમેદવાર થયેથી આ બોર્ડિંગ હાઉસ ઉઘાડવામાં આવશે, અને જેમ જેમ દાખલ થનારાઓની અરજીઓ આવતી જશે તેમ ક્રમ વાર તેમનાં નામ નોંધાશે. જેની અરજી પહેલી આવશે તેને પહેલો સમાસ મળશે. સમાસ પૂરતી અરજીઓ આવી ગયે બાકીનાઓને જગાઓ ખાલી પડતા સુધી દાખલ થવાની રાહ જોવી પડશે.

આ બોર્ડિંગ હાઉસની બે ટર્મ ગણવામાં આવશે. પહેલી ટર્મ તા. ૧ લી જાન્યુઆરીથી તા. ૨૩ મી મે સુધીની અને બીજી તા. ૯ લી જુલાઈથી તા. ૨૩ મી નવેમ્બર સુધીની ગણાશે. આ બોર્ડિંગ હાઉસની સગવડ બદલ દરેક વિદ્યાર્થી પાસેથી વાર્ષિક એક સો રૂપિયા લેવામાં આવશે, અને તે નીમો નીમ દરેક ટર્મની શરૂઆતે પ્રથમથી ભરવાનું ઠરાવવામાં આવે છે. વિશેષ ખુલાસા માટે આ સમ્બન્ધી પ્રસિદ્ધિ પત્ર ગોંડલ સ્ટેટના મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ કે આજમ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર પાસેથી મંગાવીને જુઓ. દાખલ થવા ઉમેદ રાખનારા વિદ્યાર્થીઓના વાલીઓએ નીચે સહી કરનાર તરફ લખીત વાર માગણી મોકલવી.

તા. ૧૩ જુલાઈ સને ૧૯૦૧, ગોંડલ. } M. A. TURKHAD, એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ગોંડલ સ્ટેટ.

---

## શિક્ષક જોઈએ છે.

કુરલા મ્યુનિસિપાલિટીની ગુજરાતી સ્કૂલમાં અમદાવાદ ટ્રેનિંગ કોલેજમાં પાસ થયેલો શિક્ષક જોઈએ છે. રૂ. ૯ ના સર્ટિફિકેટવાળાને રૂ. ૧૫ ) ને રૂ. ૧૨ ) ના સર્ટિફિકેટવાળાને રૂ. ૨૦ ) નો પગાર દર મહિને મળશે. અરજ કુરલા મ્યુનિસિપાલિટીના પ્રેસિડન્ટને કરવી.

કુરલા<br>તા. ૨૫-૯-૧૯૦૧ } નશરવાનજી ધનજીભાઈ, પ્રેસિડન્ટ, કુરલા મ્યુનિસિપાલિટી.

શેઠ બરજોરજી ખરશેદજી સંજાણા, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. નશરવાનજી ખરશેદજી, નાનજી, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. જમશેદજી, ખાન્દુબાસ, બી. એ. ક્યુરેટર ગવર્નમેન્ટ સેન્ટ્રલ બુકડીપો.
શેઠ. માણેકશા, બહેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર.
રા. રા., લક્ષ્મીદાસ, દી, હેડમાસ્તર આલફ્રેડ હાઈસ્કૂલ ભૂજ.
રા. રા. એમ. એમ. બલસારી બી. એ. માજી હેડમાસ્તર, ગોધરાએ, વ. સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ, હેડમાસ્તર, ઍંગ્લોવર્નાક્યુલર સ્કૂલ. ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, ખોજા ખાનમહમદ હબીબભાઈ સ્કૂલ.
શેઠ. રૂસ્તમજી મહેરવાનજી માસ્તર, હેડમાસ્તર, દ્રરામજી પટેલ સ્કૂલ.

## મુમ્બઈની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.

| | |
|---|---|
| મે. ગુલાબદાસ ચન્દરદાસ ચોકશી. | શેઠ. ફકીરજી સોરાબજી મદ્રોઇના. |
| મે. પ્રાણજીવનદાસ કહાનદાસ. | મે. માણેકલાલ ધીરજરામ અધ્યારુ. |
| મે. હરકિશનદાસ બ્રિજલાલ. | મે. આત્મારામ જેકિશનદાસ. |
| મે. શિવશંકર કૃષ્ણજી ભટ્ટ. | મે. મોહનલાલ પ્રસાદરાય. |
| શેઠ. મહેરવાનજી સોરાબજી દલાલ. | મે. વ્રજલાલ પાનાચન્દ. |

મુમ્બઈ અને ગુજરાતના જાહેર છાપાના મતો:—રાસ્ત ગોફ્તાર; મુંમ્બઈ સમાચાર, જામે જમશેદ, અખબારે સોદાગર, કૈસરેહિન્દ ગુજરાતી, મજદાં મ્પરસ્ત; રિપન રિપોર્ટર, ઇન્ડીયન સ્પેકટેટર, ગુજરાત મિત્ર, પ્રજામિત્ર, સૂર્યપ્રકાશ, સુરત અખબાર, દેશીમિત્ર, ભરૂચ સમાચાર, હિતેચ્છુ.

## દસ્કતશિક્ષક કોપીબુકો નીચલી સરતોથી મળશે.

૧. રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વ્યાપારીઓ જેઓ, ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૩૦ ટકા ડિસ્કાઉન્ટ આપવામાં આવશે, પેકિંગ અને રેલ્વે નો સર્વે ખર્ચ આપવામાં આવશે.

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ મળશે, પણ રેલવે પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વે ખર્ચ ખરીદનારને માથે.

૩ માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પૂગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કમે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું.

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વે માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કત શિક્ષક કોપીબુકોની સાથે અમોએ બીજી કોઈ પણ ગુજરાતી, તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના ક-

ગીશનથી મોકલી આપવાની ગોઠવણ કરી છે. એક વખત કામ પાડી જોયાથી ખાત્રી થશે, પેકિંગમાં ઓછો ખર્ચ થાય તેમ કરીશું. જેઓની મરજી હોય તેઓએ નીચલે સરનામે લખવું.

નોટપેડ કાગળ લીધામાં આવશે નહિ.

દસ્કત શિક્ષક કોપીબુકોના જ દરેક ભાગના જુદા જુદા કદના અક્ષરોને જ બન્ધબેસતી સ્ટીલપેનો ખાસ ઇંગ્લન્ડથી મ્હોટે ખર્ચે બનાવી મંગાવી છે. **એસ્ટીલપેનો, ગુજરાતી, મરાઠી, ઉર્દુ, અને ફારસી લખવાને ઘણી સગવડ ભરેલી છે.** દરેક બોકસમાં ડજન-૬ કિમ્મત રૂ.૦॥ ઓછામાં ઓછા ૮ બોકસ મંગાવનારને ૬। ટકા કમીશન મળશે. ને ૨૫ યા તેથી વધુ બોકસ લેનારને ૧૨॥ ટકા મળશે. વેલ્યુપેએબલથી ૧ થી ૬ બોકસ મંગાવનારને ખર્ચના ૨ ૦ાન્ન વધારે લાગશે. **ભૂલી જતા નહિ.** અને પૈસા પહેલા મોકલવાથી ૧ થી ૬ બોકસના ખર્ચના બે આના લાગશે.

**આદરજી કાવસજી માસ્તર.** દસ્તક શિક્ષક કોપીબુકો તથા સ્ટીલપેનોના પ્રગટ કર્તા. અને કમિશન એજન્ટ. **ધોબીતળાવ મુમ્બાઈ.**

નમુના






## લેખનકળા કોપીબુકો.

### ગુજરાતી અને બાળબોધ ૭ નમ્બર.

**કેળવણી ખાતાના મે. ડિરેકટર સાહેબે મુમ્બઈ ઇલાકાની ગુજરાતી નિશાળોમાં ચલાવવાને મંજૂર કરી છે.**

કેળવણીખાતાના ઘણા અનુભવી અમલદારોના મત લઈ ગુજરાતી અક્ષરોનાં શુદ્ધ વલણ શોધી કાઢી, તથા ધોરણોને અનુકૂળ અક્ષરોનાં કદ તથા લખાણ ઢબની ગોઠવણ કરીને, હાલ ચાલતી સર્વે કોપીબુકો. કરતાં ચઢીઆતી થયાની ખાત્રી થયા પછી, છપાવી બહાર પાડી છે. સુજ્ઞ શિક્ષકો આગળ સેંકડો સર્ટિફિકેટો મૂકવા કરતાં એ કોપીબુકો બીજી સાથે સરખાવતાં ધ્યાનમાં લેવા જેવી કેટલીક સૂચનાઓ, તેમના અનુભવી વિચારને ટેકો મળવા અહિં મૂકવી વધારે યોગ્ય ધારીએ છીએ.

૧. કોપીબુકોની સફાઇ અને સુન્દરતા જાળવવા માટે ત્રાંબાનાં પત્રાં (કોપરપ્લેટ) કોતરાવેલાં છે, જે ઉપરથી માત્ર દરેક પેજ એક જ બાજૂએ સુન્દર રંગની શાહીથી છપાય છે,કાગળ અને કવર ઊંચા ટકાઉ વાપરેલાં છે.

૨. દરેક નમ્બરમાં એક જ જાતના અક્ષર રાખેલા છે, જેથી બે

જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દૂર થાય છે, તેમ જ એક જ વખત એક જ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાયછે.

૩. શરૂઆતમાં બાળકો પહેલો નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાઢે ત્યારે હાથ ધ્રૂજે છે, ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ધાસ્તી રહે છે, માટે હમે હમારી કોપીઓનો પહેલો નમ્બર માત્ર બાળકોને ઘુંટવાનો રાખ્યો છે, ને હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘુંટવાની ને તેની નીચે બીજી લખવાની છે.

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે વળગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે, માટે તેટલામાં તેમને અક્ષરનું ભાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે, કારણ કે પછી અક્ષર સુધારવાનો તેમને વખત મળતો નથી.

૫. ઊંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ હમારી કોપીબુકોનો છઠ્ઠો નમ્બર ખાત્રી ભરેલી રીતે પૂરી પાડે છે. કારણ કે તેમાં વ્યવહારમાં ઘણાં ઉપયોગી થઈ પડે તેવાં લખાણો દાખલ કરેલાં છે જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણાં જ પસન્દ પડેલાં છે. એ કોપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેંકડે તેત્રીશ ટકા કમિશનથી આપવામાં આવશે. અને ૨૦૦ કોપી લેનારને રેલવે ખર્ચ આપીશું. પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો સેંકડે અર્ધો ટકો હકશાઈ લઈ મોકલી આપવા ગોઠવણ રાખી છે. ઠેકાણું—**આત્મારામ અને દલાભાઇની કમ્પની, જામલી મહોલો સાહીવાળાનો માળો ઉમર ખાડી પોસ્ટ મુંબાઈ**

આત્મારામ અને દલાભાઇની કમ્પની દ. જગન્નાથ જેઠાભાઈ રાવળ.

---

રા. સા. છગનલાલ હરિલાલ પંડયા, બી. એ; જૂનાગઢના નાયબ દિવાન.
રા. સા. મણિલાલ નભુભાઈ બી. એ. ભાવનગર કોલેજના માજી પ્રોફેસર
રા. સા. ગોવિન્દ બલવન્ત લધાટે, બી. એ.
રા. સા. મોહનલાલ રણછોડદાસ ઝવેરી.

મુમ્બઈની જોઇન્ટ સ્કૂલ કમિટિના સદ્‌ગૃહસ્થોએ પસન્દ કરેલી અને બીજી કોપીબુકો સાથે સરખાવ્યા પછી પોતાના તાબાની સ્કૂલોમાં એજ કોપી વાપરવી.

| | |
|---|---|
| મે. ડોકટર ડેવીસ બ્લેની | મે. થેંટન જીઆરી. |
| મે. ખાનબહાદુર કેખશરૂ નવરોજજી કાબરાજી. | મે. પ્રોફેસર આર. જી. ઓકસનહામ. |
| મે. અબદુલા મીરઅલી ધરમશી. | મે. કાશીનાથ ત્ર્યમ્બક તેલંગ. |
| મે. ગણેશરામ નીલકંઠ નાડકરની. | |

મે. નવરોજજી નસરવાનજી વાડીઆ. સી. આઈ. ઈ.
મે. ન્હાનાભાઈ નસરવાનજી સેક્રિટરી સ્કૂલ બોર્ડ.

સુરત જોઇન્ટ સ્કૂલ કમિટીના સદ્‌ગૃહસ્થોએ પસન્દ કરેલી અને સૌમાં શ્રેષ્ઠ લેખવેલી અને પોતાના તાબાની સ્કૂલોમાં વાપરવાની ઘણી ખુશી દેખાડેલી.

| | |
|---|---|
| મે. રેવરન્ડ જે. શિલેડી. | મે. બાનુશંકર નારણશંકર. |
| મે. મંછારામ ઘેલાભાઇ. | મે. હરિલાલ તુળજારામ દરૂ. |
| મે. સૈયદ મોલવી અબદુલ કાદર. | મે. નનુમીઆ બક્ષુમીઆ શેખ. |

## પ્રોફેસરો, પ્રિન્સિપલો અને હેડમાસ્તરો.

રા. સા. વામનરાવ આબાજી મોદક, બી. એ, માજી હે. મા. એલ્ફિન્સ્ટનહાઇસ્કૂલ.
ખા. બા. જમશેદજી અરદેશર, દલાલ, એમ. એ. એલ એલ. બી; ગાયકવાડ કેળવણીખાતાના ડિરેક્ટર અને ગુજરાતકોલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ દોરાબજી નસરવાનજી વાડીઆ, એમ. એ; પ્રિન્સિપલ, સર. જ જી. બા. એ. ઇન્સ્ટિટયુશન, મુમ્બઇ.
ખા. બા. જમશેદજી નવરોજજી ઊનવાળા, એમ. એ, ભાવનગર કોલેજ.
શેઠ એદલજી દોરાબજી તળાટી, બી. એ; અમદાવાદ હાઇસ્કૂલ.
શેઠ ફરદુનજી મનચેરજી દસ્તુર, એમ એ; પ્રોફેસર, પૂના કોલેજ.
ખાં. સા. ઇબ્રાહીમ મહમદ સાયાની, બી. એ, હેડમાસ્તર ભરૂચહાઇસ્કૂલ.
રા. સા. માધવલાલ હરિલાલ દેશાઈ, પ્રિન્સિપલ ટ્રેનિંગ કોલેજ અમદાવાદ.
મિ. એ. એસ, જર્વિસ, સુરત મિશન સ્કૂલના માજી પ્રિન્સિપલ.
મિ. વિલિયમ્ બીટી. બી એ; સુરત મિશન સ્કૂલના મેનેજર.
રા. સા. નવલરામ લક્ષ્મીરામ, રાજકોટ ટ્રેનિંગ કોલેજના માજી પ્રિન્સિપલ.
શેઠ બહેરામજી ફરામજી પટેલ બી. એ. માજી હેડમાસ્તર સુરત હાઇસ્કૂલ.
શેઠ હોરમજજી જહાગીર પ્રેપાએટરી સ્કૂલના માલિક.
શેઠ. ફરામજી બમનજી માસ્તર બી એ. ફોર્ટ હાઇ સ્કૂલના માલિક.
શેઠ. માણેકજી બેજનજી કુપર ફોર્ટ હાઇ સ્કૂલના માજી હેડમાસ્તર.

# ગુજરાત શાળા પત્ર.

પુસ્તક ૪૦ મું. ડિસેમ્બર ૧૯૦૧. અંક ૧૨ મો.


## માસ.

તા. ૨૪ મી ઓકટોબર સને ૧૯૦૧ ના મુમ્બઈ સરકારી ગેઝીટને ૨૧૧૫ મે પાને નં. ૭૪૪૮ અને ૭૪૪૮ અ ની બે જાહેર ખબરો પ્રસિદ્ધ થઈ છે, તેમાં સરકાર ઠરાવે છે કે સિન્ધમાં અત્યાર સુધી જેને શિકારપુર જિલ્લો કહેવામાં આવે છે તેને તા. ૧ લી જાનેવારી સને ૧૯૦૨ થી સક્કર જિલ્લો કહેવો, અને અત્યાર સુધી જેને શિકારપુર જિલ્લાનો સક્કર તાલુકો કહેતા હતા તેને તેજ તારીખથી સક્કર જિલ્લાનો શિકારપુર તાલુકો કહેવો. મુમ્બઈ ઇલાકાની ભૂગોળ શિખવનાર શિક્ષકોનું હમે આ ફેરફાર તરફ ધ્યાન ખેંચીએ છીએ.

---

સંવત ૧૯૫૭ ના ભાદ્રપદ માસના કેળવણી પત્રને પાને ૨૩૩ મે "ધોરણ બહારમાં આંકનું શિક્ષણ" એ મથાળા નીચે પ્રસિદ્ધ થયેલા નિબન્ધથી જણાય છે કે વડોદરા રાજ્યની નિશાળોના ધોરણ બહારના વર્ગમાં હજી ત્રીસા સુધીના આંક શિખવવાનું ઠરાવેલું છે. છોકરા બીજું કાંઈ શીખે તે પહેલાં તેમને ઘણા આંક ગોખાવી નાંખવા એવી ગાંડી પદ્ધતિ ગામઠી નિશાળોમાં ચાલે છે, અને તેની નકલ પહેલાં સરકારી શાળાઓમાં થઈ હતી, ઇંગ્રેજી રાજ્યનાં ધોરણોમાં હવે બાળ વર્ગનો અભ્યાસ ઘણે દરજ્જે કિન્ડરગાર્ટન પદ્ધતિ અનુસાર ઠરાવી તેમાં બાળકોની શક્તિ ઉપરાન્તના આંક શિખવવાનું બન્ધ કર્યું છે. વડોદરા રાજ્યનું કેળવણી ખાતું પણ તે-મજ કરશે એવી, હમે આશા રાખીએ છીએ. બાળ વર્ગનાં ન્હાનાં છોકરાં બારે આંક સમજી શકતાં નથી, અને વગર સમજે આંક ગોખાવવા એ

બરાબર નથી. સદરહુ નિબન્ધમાં ૨૩૫ મે પાને એકાથી આંક "શિખવવાની રીત" આપી છે તેમાં ગામઠી નિશાળની પદ્ધતિએ જ સામસામી હારો બેસાડી આંક લખાવવા ગોખાવવાનું બતાવ્યું છે. સો સુધીના અંકો કચૂકા વગેરે વડે સમજાવવાનું ઠરાવ્યું છે, પણ આંક (ગુણાકાર) તે વડે સમજાવવાનું ઠરાવ્યું જણાતું નથી. શરૂઆતનું એકડું કે આંકનું શિક્ષણ વસ્તુઓની મદદથી જ ચાલવું જોઈએ, અને 'મહેતાજી ઘડીઆ પાટીઆ પર લખી આપી છોકરાને તેની નકલ કરવાનું કહે તેના બદલામાં શિક્ષકની દેખરેખ નીચે વસ્તુઓના મદદથી દરેક પલાખું છોકરા તૈયાર કરે તેવી રીતે શિક્ષણ ચાલવું જોઈએ. આમ કર્યા વિના છોકરાંની શક્તિ વધશે નહિ. જ્યાં સુધી મહેતાજી ઘડીઓ લખી આપશે, અને છોકરા તે ઉપરથી નકલ કરશે અને ગોખશે ત્યાં સુધી ગોખણ જ કાયમ રહેશે. આંકના શિક્ષણમાં ઉતાવળ કરી ઘણા આંક સામટા શિખવી દેવાનો પ્રયત્ન કરવાની કાંઈ જ જરૂર નથી. કામ ધીમે ચાલે પણ સંગીન થાય, ઘડીઆ છોકરા પોતે જ વસ્તુઓ ગણી ગણીને તૈયાર કરે, અને તે રીતે તેમની શક્તિ વધે એ વધારે અગત્યનું છે.

---

એ જ પત્રને ૨૫૨ મે પાને કલા ભવનની એક જાહેર ખબર પ્રસિદ્ધ થઈ છે. ઇંગ્રેજી રાજ્યનાં જુદાં જુદાં ખાતાંમાં કામ પરત્વે કેટલાક ઇંગ્રેજી શબ્દોનો ઉપયોગ કરવામાં આવે છે, અને તેથી તેવા કેટલાક શબ્દો ગુજરાતી ભાષામાં દાખલ થવા પામે છે. વડોદરા કેળવણી ખાતાનો પ્રયત્ન ઇંગ્રેજી શબ્દોને ઠેકાણે નવા સંસ્કૃત શબ્દો બનાવી વાપરવાનો જણાય છે. પહેલા ટર્મને બદલે પૂર્વ સત્ર, સ્કોલરશિપને બદલે શિષ્ય વૃત્તિ, બોધક પત્રિકા, આદિ શબ્દો ઉપરની જાહેર ખબરમાં જોવામાં આવે છે. છતાં હજી ટીકીટ, ફી, સર્ટિફિકેટ, વગેરે શબ્દો તેમાં રહી ગયા જણાય છે. હમને લાગે છે કે ધીમે ધીમે આ શબ્દો પણ દેખાતા બંધ થશે,' અને ટીકીટને બદલે ભદ્રંભદ્રની "મૂલ્ય પત્રિકા," અને તેવા બીજા શબ્દો રંગ ભૂમિ પર દેખા દેશે. ઇંગ્રેજી ભાષા કોઈ પણ ઠેકાણેથી ઉપયોગી શબ્દો લેવાને ખમચાતી નથી, અને આરબી, ફારસી, પોર્તુગીઝ, આદિ શબ્દો લઈને

આપણા પૂર્વજોએ પણ તેમજ કર્યું છે, છતાં તેમના આર્યત્વને આંખ લાગી જણાતી નથી.

---

પાછલા અંકમાં હમે સિમલામાં ભરાયલા કેળવણીના કોન્ફરન્સ ખબર નામદાર લોર્ડ કર્ઝન સાહેબે કરેલા ભાષણનો સાર આપ્યો હતો. તે કોન્ફરન્સે કરેલા ઠરાવો હજી બહાર પડ્યા નથી. પણ યુનિવર્સિટીને લગતા કાયદા તથા નિયમોમાં શો ફેરફાર કરવાની જરૂર છે તેની તજવીજ કરવાને હિન્દ સરકારે હાલમાં એક ન્હાનું કમિશન નીમ્યું છે. કમિશન કલકત્તા, મુમ્બઈ, મદ્રાસ, અલાહબાદ, વગેરે સ્થળે જઈ તે સમ્બન્ધી તજવીજ કરી હિન્દ સરકારને રિપોર્ટ કરશે, ત્યાર પછી યુનિવર્સિટીઓની રચનામાં ફેરફાર કરવા વિષે સરકાર વિચાર કરશે.

---

ગયા માસથી હિન્દની રાજકીય ભૂગોળમાં એક પ્રાન્તનો વધારો થયો છે. વાયવ્ય તરફની સરહદ ઉપરનો મુલક હાલ સુધી પંજાબની સરકારના તાબામાં હતો, તેને હવે પંજાબથી જુદો પાડીને હિન્દની વડી સરકારે પોતાના પ્રત્યક્ષ તાબામાં લીધો છે, અને તેની હકુમત ચલાવવાને તે ઉપર એક ચીફ કમિશનર નીમ્યો છે. નવા પ્રાન્તનું નામ "વાયવ્ય તરફની સરહદનો પ્રાન્ત" એવું પાડયું છે, અને તેનું મુખ્ય સ્થળ પેશાવર રાખ્યું છે.

---

આ અંકમાં સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપવાની બે યોજનાઓ પ્રસિદ્ધ કરી છે તે તરફ સઘળા વાંચનારનું ધ્યાન ખેંચીએ છીએ. એક યોજના નેશનલ ઇન્ડિયન આસોસિએશનની મુમ્બઈની શાખાએ કરેલી છે, તે મુજબ ઇનામી નિબન્ધો લખી એ શાખાના સેક્રેટરી તરફ તા. ૧૫ જાન્યુઆરી સને ૧૯૦૨ સુધીમાં મોકલવાના છે. સ્ત્રીઓનાં ઇનામી ભાષણોની યોજના પણ તેમાં રાખેલી છે. બીજી યોજના અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ કાઢેલી છે, તેમાં સ્ત્રીઓની અમુક પુસ્તકોમાં દર વર્ષે પરીક્ષા લેવાનું ઠરાવ્યું છે. આ યોજના મુજબની પહેલી પરીક્ષા તા. ૨૫ અને ૨૬ નવેમ્બર સને ૧૯૦૧ ને રોજ સોસાઇટીના મકાનમાં લેવામાં

આવી હતી. એ પરીક્ષામાં આપેલા સવાલ પત્રો હવે પછી પ્રસિદ્ધ કરીશું.

---

પ્રાથમિક શાળાઓનાં નવાં ધોરણો સરકારે મંજૂર કર્યાં છે એમ હમે આ પહેલાં જણાવ્યું હતું. તે તા. ૨૧ નવેમ્બર ૧૯૦૧ ના સરકારી ગેઝીટમાં પ્રસિદ્ધ થયાં છે, અને તા. ૧ જાન્યુઆરીથી અમલમાં આવશે. દીલગીર છીએ કે આ અંકનો ઘણો ભાગ છપાઈ ગયા પછી તે હમને મળવાથી આ અંકમાં આપી શક્યા નથી, પણ આવતા અંકમાં આપવાની આશા રાખીએ છીએ.

---

# યૂરોપની શાળાઓ.

( ચાલુ પૃષ્ઠ ૨૬૨ થી. )

## ૩૭. મરમોટ પ્રાણી વિષે પાઠ.

પાછલા અંકમાં ફ્રેન્ચ વિદ્યાલયના વર્ણનમાં આ પાઠ વિષે ઇસારો કરતાં* જણાવ્યું છે, કે પાઠ શિખવતા પહેલાં છોકરાંને ગામ બહાર જંગલમાં લઈ જવામાં આવ્યાં હતાં, અને ત્યાં તેમને મરમોટ પ્રાણી, તેની બોડ, તેના ખોરાકનો સંગ્રહ, વગેરે બતાવવામાં આવ્યું હતું. ત્યાં પાઠની નોંધ નહિ અપાયાથી તે અત્રે આપી છે:—



શિક્ષક—"આપણે મરમોટ પ્રાણીને કંજુસ શાથી કહીએ છીએ ?"

વિદ્યાર્થી—"તે આખો ઉન્હાળો ખોરાક એકઠો કરી સંઘરી રાખે છે. તે પોતાનાં ગલફોરાંમાં અનાજના દાણા ભરી લાવે છે."

શિ.—"તમે શાથી જાણ્યું ?"

વિ.—"કાલે આપણે જે પ્રાણીને પકડ્યું હતું તેનાં ગલફોરાંમાં ઘોગ

---

* જુઓ શાળા પત્ર પૃષ્ઠ ૨૬૧—એડિટર.

દાણા હતા, અને તેની ખોડ દાણાથી ભરેલી હતી."

શિ.—"પણ તે શિયાળા માટે ખોરાક સંઘરી રાખે છે તેથી તેને કંજુસ કહેવું તે વ્યાજબી નથી. મધ માખીઓ પણ શિયાળા માટે સંગ્રહ કરે છે. આપણે પણ કેટલીક વસ્તુઓનો તથા નાણાંનો સંગ્રહ કરી રાખીએ છીએ. આવી રીતે સંગ્રહ કરવો તે ડહાપણ ભરેલું કામ છે તો તેને કંજુસાઈ કહેવી એ ગેરવ્યાજબી છે."

વિ.—"પણ જે પોતાને માટે જ બચાવે અને બીજા કોઈને અડવા દે, નહિ તે કંજુસ કહેવાય. આપણે જે સંઘરી રાખીએ છીએ તેનો બીજા પણ ઉપયોગ કરી શકે છે. મધ માખીઓ આખા ટોળાને માટે સંગ્રહ કરે છે. પણ ગરમોટ પ્રાણી બીજા કોઈને અડવા દેતું નથી. તે એકલું રહે છે અને કરેલા સંગ્રહનો પોતે એકલું જ ઉપયોગ કરે છે. આ કારણથી આપણે તેને કંજુસ કહીએ છીએ."

શિ.—"ઠીક, પણ તેને કંજુસ કહેવાનાં બીજાં પણ કારણ છે. કંજુસ માણસ પોતાના સંગ્રહની બીજા કોઈને ખબર પડવા દેતો નથી."

વિ.—"હા સાહેબ, તે સંઘરેલાં નાણાં એવી જગાએ રાખે છે કે ત્યાં કોઈ જઈ શકે નહિ. ગરમોટ પ્રાણી પણ તેમ જ કરે છે. તે પોતાની ખોડમાં એવી જગાએ ઊંડાણમાં પોતાનો સંઘરો રાખે છે કે ત્યાં કોઈથી જઈ શકાય નહિ."

શિ.—"વળી કંજુસ માણસ નાણાં સંઘરે તેમાં ત્રાંબા નાણું એકઠું કરી રાખે કે?"

વિ.—"ના સાહેબ, ત્રાંબા નાણું તેની પાસે વધારે થાય એટલે તરત તે વટાવીને તેનું રૂપા નાણું કરે; કારણ કે તેમ ન કરે તો તે બધું ભરવાનું મુશ્કેલ પડે."

શિ.—"હા, તે જ પ્રમાણે ગરમોટ પ્રાણી બટાટા વગેરે કંદનો સંગ્રહ કરતું નથી; કારણ કે તેથી તેની ખોડ ઝટ ભરાઈ જાય. તે ઘઉં, જવ, વગેરે એકઠું કરે છે. હવે કંજુસનાં નાણાં લઈ લેવાને કોઈ પ્રયત્ન કરે તો તે શું કરે છે?"

**વિ.**—"તે સામો થાય છે અને નાણું લેવા દેતો નથી. મરમોટ પણ તેમ જ કરે છે. ગઈ કાલે જ્યારે મ્હેં મ્હારો હાથ તેની બોડમાં ઘાલ્યો ત્યારે તેણે મ્હને બચકું ભર્યું હતું, અને તેથી મ્હારે કોદાળી વાપરવાની જરૂર પડી હતી."

**શિ.**—"ઠીક, મરમોટ શા કારણથી કંજુસ કહેવાય છે તે તમે સમજ્યા. હવે તમે ગઈ કાલે તે પ્રાણી સમ્બન્ધી બીજું જે જે જોયું તેનો મૂળથી હેવાલ આપો."

**એક વિ.**—"આપણે જંગલમાં જતાં જતાં એક બોડના મ્હોની આસપાસ માટીનો તાજો ઢગલો જોયો. બોડનું મ્હો જોતાં હમને લાગ્યું કે તે બિલાડી જેવડા પ્રાણીની બોડ હશે. તે મરમોટ પ્રાણીની બોડ હશે એવી આપે અટકળ કરી."

**બીજો વિ.**—"ત્યાર પછી બોડની આસપાસ તપાસ કરી તો ઘણી વારે આપણને બોડનું બીજું મ્હો જડયું. હમારામાંથી બે જણ બોડનાં બે મ્હો આગળ ઊભા, અને બાકીનાએ અન્દરના પ્રાણીને છંછેડયું. છતાં તે બહાર આવ્યું નહિ ત્યારે આપણે એક શિકારી કૂતરાને અન્દર ઘાલ્યો."

**ત્રીજો વિ.**—"થોડા વખત પછી અન્દરથી ચીસો સંભળાઈ અને કૂતરો લોહીવાળે મોઢે બહાર આવ્યો. તેથી આપણે ધાર્યું કે તેણે તે પ્રાણીને મારી નાખ્યું. ત્યાર પછી તેનું રહેઠાણ જોવાના વિચારથી કોદાળી લઈ ખોદવાનું આપે હમને ફરમાવ્યું."

**ચોથો વિ.**—"ખોદવામાં ઘણી ચાલાકી વાપરવાની હતી. કારણ કે ઉપરથી માટી પડે તો બોડ પુરાઈ જાય. ખોદતાં હમને બહુ મહેનત પડી. વચમાં ઝાડનાં મૂળીઆં આવતાં હતાં."

એક છોકરો વચમાં બોલી ઊઠયો, "સાહેબ ખોદતાં હમને બહુ મહેનત પડી હતી. હમારે આખે શરીરે પસીનો પસીનો થઈ રહ્યો હતો."

**પાંચમો વિ.**—"ઘણી વારે તેનું રહેઠાણ નજરે પડયું. ત્યાં તે પ્રાણી મુએલું પડયું હતું. આપણે તેને વેગળું મૂકયું; કારણ કે તેનું ઘર જોવાને આપણે વધારે આતુર હતા."

( એક છોકરે ઊઠીને કાળા પાટિયા પર ખોડનું ચિત્ર કાઢ્યું. )



વિ.—" તે પ્રાણીનુ રહેઠાણ ઇંડાના આકારનુ હતું, અને ઘરમાં ઓરડા હોય તેમ તેમાં કેટલાક પડદા કરી ભાગ પાડેલા હતા. સઘળા ભાગો ધાન્યના દાણાથી ભરેલા હતા. જે રસ્તે થઈને કૂતરો પેઠો હતો તે રસ્તો ઢાળ પડતો હતો અને ખોડનુ બીજું મ્હો રહેઠાણની ઉપર હતું."

શિ.—"તમે ઘણું સારુ વર્ણન આપ્યું. હવે પહેલા મ્હોની આસપાસ માટીનો ઢગલો હતો અને બીજા મ્હોની આસપાસ કંઈ નહોતું તેનું કારણ તમે સમજાવી શકશો?"

વિ.—( અ મ્હો બતાવીને ) " આહિં તેણે ખોદવા માંડ્યું હશે અને માટી પાછળ કાઢતું ગયું હશે. હુ ધારું છું કે તેણે વધારે વધારે ઊંડો ઢાળ પડતો રસ્તો ખોદી કાઢ્યો હશે, અને તે જોઈએ તેટલો લાંબો રસ્તો થયો એમ લાગ્યું હશે ત્યારે અન્દરનો ભાગ પહોળો કરી રહેઠાણ બનાવ્યું હશે રહેઠાણ પહોળુ બનાવતી વખતે તેણે પાછલે પગે માટી બહાર કાઢી નાખી હશે."

શિ.—" હા તે ખરું, પણ બ મ્હો આગળ માટી બિલકુલ નહોતી તેનું કારણ તમે જણાવ્યુ નહિ."

છોકરાઓ પ્રથમ જવાબ આપી શક્યા નહિ, પણ થોડી વારે એક છોકરો બોલી ઊઠ્યો, " સાહેબ, બ મ્હોવાળો રસ્તો ઉપર કરતાં નીચે વધારે પહોળો હતો, એટલે કે તે ધુમાડીઆના આકારનો હતો. તેથી મ્હને લાગે છે કે તે પ્રાણીએ જમીનની સપાટી પરથી નીચે ખોદીને બ રસ્તો નહિ બનાવતાં અન્દરથી ખોદીને બનાવ્યો હશે, અને ખોદતાં

ખોદતાં પાછલે પગે અ રસ્તે થઈને માટી કાઢી નાખી હશે, તેથી ઘ મ્હો આગળ માટી એકઠા થયેલી નહોતી."

શિ.—"ઠીક, પણ આ બીજો રસ્તો બનાવવાનું શું પ્રયોજન ! આ રસ્તાનો ઉપયોગ કરવો તેને બહુ મુશ્કેલ પડતો હશે. તે રસ્તે પેસતાં તે એકદમ ઉપરથી નીચે પડે અને આવી રીતે વારંવાર નીચે પડવું ઠીક પડે નહિ."

વિ.—"પણ સાહેબ, હવા અન્દર આવવાને કદાચ તેણે આ રસ્તો બનાવ્યો હશે."

શિ.—"જો તેણે અ રસ્તાના જેવો ઘ રસ્તો બનાવ્યો હોત તો પણ હવા આવત. વળી તેમ કરવાથી પેસવા નીકળવાને માટે પણ બે સુગમ રસ્તા થાત. પણ તેમ નહિ કરવાનું કંઈ કારણ હોવું જોઈએ."

વિ.—"સાહેબ, મરમોટ પ્રાણી વરૂના જેવું લડાક પ્રાણી છે !"

શિ.—"ના, તે વિકરાળ છે ખરું, પણ તેને બહુ છેડવામાં આવે ત્યારે જ તે સામું થાય છે."

વિ.—"ત્યારે તો હું સમજ્યો. તેની પાછળ પડવામાં આવે ત્યારે બોડની અન્દર જલદીથી દાખલ થઈ જવાને તેણે આ રસ્તો બનાવ્યો હશે."

એક છોકરો બોલી ઉઠ્યો, "જલદીથી દાખલ થવાને એટલું જ નહિ, પણ જલદીથી અદૃશ્ય થઈ જવાને."

શિ.—"હા ખરું. જો ઘ રસ્તો અ જેવો હોય તો તે શિકારીની નજરે જલદી પડે. વળી તેમાં પેસતાં પણ તે પ્રાણી જણાઈ જાય. ઘ રસ્તો ઝાંખરાં વડે ઢાંકેલો રાખવાથી અને તેની અન્દર થઈ એકદમ પડવાથી શિકારીને તે ઝટ હાથ લાગે નહિ. શિકારીઓ ઘણી વખત કહે છે કે મરમોટ પ્રાણી પોતાની બોડમાં પેસવાના રસ્તા સિવાય બીજે કોઈ રસ્તે થઈને અદૃશ્ય થાય છે."

આવી રીતે જોયેલી અને અનુભવેલી બાબતનું વર્ણન શિક્ષકે છોકરાં પાસે કરાવ્યું, અને તેમાંથી બની શકે તેટલાં અનુમાનો કઢાવ્યાં. વર્ણન અને અનુમાનોમાં મ્હતે કોઈ પ્રકારની ખામી જણાઈ નહિ. કોઈ અનુમાન

મુર્ખાઈ ભરેલું નહોતું. આ ઉપરથી તેમને બરાબર અવલોકન કરવાની અને અનુમાનો કાઢવાની શિક્ષકે ટેવ પાડી હતી એની મ્હને ખાતરી થઈ. આવી ન્હાનપણમાં પડેલી ટેવ મ્હોટપણે કેટલી ઉપયોગી થઈ પડે તેનો હર કોઈને ખ્યાલ આવશે.

આ પછી શિક્ષકે મશાલો ભરીને રાખેલું મરમોટ પ્રાણીનું ખોખું તેમ જ તે પ્રાણીનું ચિત્ર બતાવ્યું, અને જોયેલા પ્રાણી સાથે તેની સરખામણી કરાવી. વળી મરમોટના શરીરના જુદા જુદા ભાગો ઉંદર, કોળ, વગેરે કાતરનારાં પ્રાણીના ભાગો સાથે સરખાવ્યા. ટૂકામાં શિક્ષકે વિદ્યાર્થીઓની જ્ઞાન રૂપી ઇમારત, તેમણે જોયેલી તથા અનુભવેલી બાબત ઉપર ચણાવી.

મ્હારે ફરીથી વિદ્યાર્થી બનીને આ નિશાળમાં જવાનુ અને આ શિક્ષકના હાથ નીચે શીખવાનું હોય તો કેવું સારું? આ વિદ્યાલયના બધા શિક્ષકો તેમના આ સાથીને વખાણતા. તેનું નામ ફ્રોલર હતું. જો અમેરિકાનો કોઈ ગૃહસ્થ યૂરોપની મુસાફરીએ જાય અને તેને હેલ જવાનું બને તો હું તેને આ શિક્ષકના પાઠ સાંભળવાની ભલામણ કરું છું.

---

## ૩૮. નિબન્ધ શિક્ષણ.

જર્મનીની પ્રાથમિક શાળાઓમાં સાત વરસનો અભ્યાસ ક્રમ હોય છે. તેમાં નિબન્ધ શિક્ષણ ત્રીજા વરસથી શરૂ થાય છે. ત્રીજા ચોથા અને પાંચમા વર્ષના વર્ગોમાં સાદી, સાધારણ, અને અઘરી એમ અનુક્રમે વાર્તાઓ વાંચી તથા સમજાવીને તેમની મતલબ લખી લાવવાનું છોકરાંને કહેવામાં આવે છે. છઠ્ઠા અને સાતમા વર્ષના વર્ગોમાં છોકરાંને તેમણે વાંચેલી „વાર્તાનો' અથવા જોયેલા બનાવનો હેવાલ આપવાનું અથવા વર્ગમાં કોઈ પાઠ શિખવ્યા પછી તેમાં આવેલી હકીકત ટૂંકામાં લખવાનું કહેવામાં આવે છે. ઇતિહાસ, ભૂગોળ, વિદ્યા, વગેરેના પાઠો શિખવ્યા પછી તેમાં આવેલી હકીકત લખાવવાથી છોકરાંને આલેલા પાઠમાં બરાબર સમજ પડી છે કે નહિ તેની શિક્ષકને ખાતરી થાય છે, તેની સાથે નિબન્ધની ગરજ

રૂઆતની કેળવણી ઉપર જ પોતાના દેશની વિદ્યા કળા અને ધર્મનીતિનાં પરિણામનો આધાર બાંધે છે. તેઓ ખુલ્લા શબ્દોમાં કહેછે કે 'Child is the father of man' બાળક માણસનો પિતા છે. ખરી વાત છે કે આપણું મનુષ્યત્વ બચપણથી શરૂ થાય છે. બાળપણના ખ્યાલો મ્હોટપણમાં વિસરાતા નથી. કેમકે ચંચળ બાળકોનું મગજ એક વિજળીક તાર જેવું તીવ્ર છે, અને નવીન યન્ત્ર ફોનોગ્રાફના જેવું આકર્ષક છે. એ માટે બાળકોની શિક્ષક માતાએ એટલી સમ્ભાળ રાખવાની છે કે તેમના મગજમાં અકુદરતી વસ્તુનું આલેખન અથવા અવિચારી પદાર્થનું રોપન થઈ ન જાય. કેમકે બાળપણમાં સીંચાવલું નઠારૂં જળ મ્હોટપણમાં બહુ નુકસાનકારક નીવડે છે. વહેમ, ભય, ધાસ્તી, અવિચાર, અને ખોટાપણું, આ વિષયો જો બાળકોના બહુ અનુભવમાં આવે છે તો તેમનું મગજ મ્હોટપણે સારૂં કામ કરી શકતું નથી; માટે બાળ જીન્દગી પર સુધરેલી પ્રજા બહુ લક્ષ આપે છે. આપણા દેશીઓમાં એટલી ને એવી કદર નથી. છતાં હાલના નવા પ્રકાશ વડે આપણું સુધરેલું મંડળ તે તરફ લક્ષ આપવા માંડયું હોય એમ જણાય છે. જો કે તેમાં આડમ્બરનો પડદો છવાયલો છે, છતાં સુધરેલી પ્રજા તરીકે નવીન વસ્તુ દેખાડવાની ઉલટમાં સઘળું ગ્રહણ કરવા તત્પર છે. આજને પ્રસંગે એકઠા થયેલા વિદ્વાન, બાનુઓ, અને ગૃહસ્થોનું મંડળ બતાવી આપે છે કે આપણાં બાળકોની જીન્દગી કિમતી છે, ને તેને ફળદાયી કરવાને સર્વે આતુર છે. ખરી વાત છે કે સુખ આથમે છે અને ઊગે છે. જે બાબતમાં હાલ આપણાં દેશી મા બાપો પોતાનાં બાળકોનાં ભવિષ્ય માટે કાંઇક બેદરકાર છે તેવાં જ પશ્ચિમ દેશનાં મા બાપો હતાં. તે જેમ સુધારાના મન્થન ઉપર ચઢી ગયાં છે તેમ આપણે પણ હવે શરૂઆત કરવા માંડી છે. આપણા દેશનું સુધારો મંડળ, કોંગ્રેસ, સોશ્યલ કોન્ફરન્સ, પ્રાન્તિક કોન્ફરન્સ, કેળવણીનાં કોન્ફરન્સ, અને મહા પરિષદોની સભાઓની ગર્જના બતાવી આપે છે કે આપણા દેશમાં સુધારાની જરૂર છે, ને આપણા દેશને, સંસારને, અને ધર્મને રંગીન કરવા માટે મથન કરવાનું છે. હુન્નરની, સંસારની, અને ધર્મની કેળવણીમાં આપણે ઘણા પછાત પડેલા છીએ, અને બાળ કેળવણી પણ નબળી થઈ

ગઈ છે. હવે જો બાળ કેળવણીનો પાયો મજબૂત થશે તો પછી ચઢતી કેળવણી સંગીન થશે; અને ચઢતી કેળવણીમાં દેશ, સંસાર, અને ધર્મનું જ્ઞાન બાળકો મેળવશે તો બેશક દેશીઓ એક પ્રસંગે સુધરેલા દેશની સરખામણી કરી શકશે. આપણે ખુશી થવા જેવું એ જણાય છે કે આપણા બહાદુર દેશી ગૃહસ્થોએ આ નવીન સુધારાનું કામ પોતાને જોખમે વહોરી લીધું છે, ને તેઓ જુદી જુદી બાબત પર મથન કરવા મંડયા છે. કોઈ રાજકીય, કોઈ પ્રજાકીય, કોઈ સંસારી, કોઈ ધાર્મિક, અને કોઈ કેળવણીનાં બીજ શોધવા મંડયા છે અને રોપવા પણ મંડયા છે. એ પ્રયત્નમાં કેટલાક સામેલ થાય છે, અને કદાચ કોઈ અજાણ વર્ગ સામે પણ થાય છે. ગમે તેમ પણ શરૂઆત થઈ ચૂકી છે, એટલે પ્રયત્ન કરનારા ધીમે ધીમે ફતેહ પામતા જશે. અણસમજુના વિતન્ડાવાદથી કામ થોડી ઢીલમાં પડશે, પણ કેળવણીનો સૂર્ય આપો આપ તેજથી અન્ધારાનું તોડન કરી નાખશે.

આપણી બાળ કેળવણીનું મૂળ બન્ધારણ કદાચ કંઈક સારું હોય તોપણ પાછળથી, તે કેટલાક સંજોગો વચ્ચે ઉલટાઈ ગયું છે, અને માત્ર ગોખાવવું એ જ કેળવણી થઈ પડી છે. ગોખાવવાનું તો સુધરેલી કેળવણીમાં પણ સમાયલું છે, પરન્તુ તે એવા માર્ગ પર છે કે તે વડે બાળકોને બોજો લાગતો નથી. આપણી કેળવણીનું ગોખણ તે માત્ર ગોખણ જ છે, પણ સુધરેલી કેળવણીના ગોખણમાં પ્રથમ પ્રત્યક્ષ પદાર્થ વડે તેનું રહસ્ય સમજાવવાનું ને પછી ગોખાવવાનું છે, એટલે તે સરળ, સહેલું, ને રમુજી લાગે છે એટલું જ નહિ, પણ તેથી માદદાસ્ત શક્તિમાં વધારો થાય છે: આપણાં બાળકોને શિખવવાની શરૂઆત સ્લેટ અને પેનથી થાય છે, ને તેમાં ગરદન તથા છાતી નમાવીને આંખને ઇજા થાય તેવી રીતે ઘુંટાવવામાં આવે છે. એથી બાળકોની તનદુરસ્તી ઉપર કેટલી ખોટી અસર થાય છે એ જાણવું કઠણ નથી. છતાં તે તરફ કોઈ લક્ષ આપતું નથી. વળી તેથી તેની સ્મરણ શક્તિ અને અવલોકન શક્તિ કેટલી મંદ થઈ જાય છે તેનો પણ કોઈ ખ્યાલ કરતું નથી. પાઠ, કવિતા, ઇતિહાસ, ભૂગોળ, વ્યાકરણ, ગણિત, અને બીજા સામાન્ય વિષયો પણ

પણ દેશમાં સ્ત્રી કેળવણીની અછત છે. વળી જે સ્ત્રીઓ શિક્ષક તરીકે દાવો કરે છે તેમની સ્થિતિ પરાધીન અને કંગાલ છે. શીખેલી સ્ત્રી દેશી સંસારમાં સારા માનથી પૂજાતી નથી, એટલું જ નહિ, પણ ધનાઢ્ય સંસારને બાદ કરતાં મધ્યમ વર્ગમાં તો તે જૂના રિવાજના લોકોનો ભોગ થઈ પડે છે. વળી પુરૂષોમાં તેનો ઉત્સાહ થોડો છે. જ્યાં કંઈક ઉત્સાહ છે તે પોષણનો માર્ગ મેળવવા માટે છે, એટલે તેમાંથી જોઈએ તેવું ફળ મેળવી શકાતું નથી. પશ્ચિમ દેશના લોકોમાં સ્વાર્થ અને પરમાર્થ પણ છે. ખરું કહીએ તો તેઓ પોતાની ફરજ સમજી શકે છે, અને જે કામ માથે લીધું તેમાં તેઓ ફતેહ મેળવવાની કોશીસ કરે છે. એથી જ કિન્ડરગાર્ટન કેળવણીનો ત્યાં જય થતો જાય છે. એ દેશોમાં ન્હાની ન્હાની જુદી શાળાઓ છે, ત્યાં સ્ત્રી શિક્ષકો વડે કામ લેવામાં આવે છે. બાળકોને માતા વ્હાલી તેમ વિદ્યાર્થીઓને સ્ત્રી શિક્ષક વધારે અનુકુળ છે. કિન્ડરગાર્ટનનું ખરું કામ તો સ્ત્રીને હાથે જ શિક્ષણ આપવાનું છે.

ક.—કિન્ડરગાર્ટનનો મૂળ હેતુ એ છે કે કોઈ પણ પ્રકારે બાળકોની કલ્પના શક્તિ ખિલવવી, માનસિક ને શારીરિક બળ વધારવું, અને તેઓ નિયમ તથા ચોકસાઈથી કામ કરતાં શીખે તેવું પગલું ભરવું. કાંઈ પણ શિક્ષણ કહી બતાવીને નહિ, પરન્તુ વસ્તુ પ્રત્યક્ષ બતાવી તેનું અવલોકન કરાવીને આપવું. શિક્ષકે જે કામ લેવું તેમાં બાળકની શક્તિનો સંપૂર્ણ ઉપયોગ કરાવીને પછી જ બાકીનો ભાગ તેમને દેખાડવો. અલબત તેમ કરતાં વખત અને મહેનતનો ભોગ આપવો પડશે, પણ તેથી બાળકોનાં મન શકિત બહુ ખીલશે.

ઠ.—કિન્ડરગાર્ટન કેળવણીની રચના કરતી વેળાએ તેના મૂળ કર્તાએ ચઢતી ક્રમવણીમાં દરેક વિષયો લક્ષમાં રાખ્યા છે. ચરઆતમાં સહેલા ને જાણીતા ઉપરથી પાછળથી કઠણ અને અજાણ્યા ઉપર જવાનું પસંદ કર્યું છે. પ્રથમ સરળ અને ન્હાની પદ્ધતિ પર ક્રમ ગોઠવ્યો છે, જે પાછળથી મ્હોટી ને ઊંચી બાબતો પર લઈ જઈ શકાય છે. આકૃતિઓ, ગુંથણ, રંગ, ચિત્ર, પદાર્થ જ્ઞાન, કુદરતી જ્ઞાન, અંગ બળ, તથા નીતિ શિક્ષણ જે પ્રકારે કિન્ડરગાર્ટનમાં ગોઠવાયલું છે, તે જ પ્રકારે તેના

ચઢતા નમ્બરે ચઢતી કેળવણીમાં સમાયેલું છે. એટલે બ્રે એ ધોરણે શિક્ષણ આપવામાં આવે તો બેશક છેલ્લાં ધોરણો સુધી તેનો ક્રમ ચાલતો આવી શકે.

ઈ.—બાળકોને રમત દ્વારા કેળવણીના માર્ગે પર લઈ જવાની ને તે દ્વારા તેગની વિચાર શક્તિ ખિલવવાની તથા ધર્મ તરફ પ્રીતિ ધસડવાની જરૂર છે. ઉપદેશ કરવાથી કે બાપણોના શબ્દો સમ્ભળાવવાથી કંઈ બનતું નથી. આપણી કેળવણીમાં દરેક શિક્ષણ મોંઢે કહી બતાવવાનું છે, જ્યારે પશ્ચિમની સુધરેલી કેળવણી પદાર્થો વડે તથા દાખલા દૃષ્ટાન્તો વડે બાળકોનું મન કેળવીને તેમને માર્ગ દેખાડે છે. આ માર્ગ સીધો, સરળ, ને સ્વતન્ત્ર છે. આપણો માર્ગ અરુચિકર ને પરતન્ત્રતાથી ગુંથાયેલો છે.

ફ.—કોઈ પણ જાતના શિક્ષણમાં બાળકોનું મન પરતન્ત્ર રહેવું ન જોઈએ. માત્ર આપણે જે કહીએ તે જ ખરું મનાવવાની કોશિસ કરવી ન જોઈએ, પણ આપણે કહિએ છીએ તે ખરું જ છે એવું બાળકોને સ્વતન્ત્ર રીતે લાગવું જોઈએ; એમ તેમની સ્વતન્ત્ર તર્ક શક્તિ કબુલ કરે એવી રીતે માર્ગ દેખાડવો જોઈએ. એવી રીતે વિચાર શક્તિનો વેગ ખુલ્લો મુકવો જોઈએ અને બાળકોની કલ્પના દોડતી કરવી જોઈએ કે જેનો અન્ત આપણી ધારણામાં જ આવે. ધર્મ શિક્ષણમાં પણ તેમ જ રાખવું. એ રીતથી દરેક હેતુ પાર પડે છે, ને બાળકો તે કબુલ કરી શકે છે. આ પ્રકારે શિક્ષણ આપવામાં કિન્ડરગાર્ટન કેળવણીએ મ્હોટી શાળાઓમાં પોતાનો હિસ્સો રાખ્યો છે ને તેથી દુનિયાની પ્રજાનું ખેંચાણ કર્યું છે.

હવે કિન્ડરગાર્ટન કેળવણી માટે નીચેની બાબતો લક્ષમાં રાખવાની જરૂર છેઃ—

૧. બાળકોની શક્તિઓ ખિલવવા માટે પ્રત્યક્ષ પદાર્થોનો ઉપયોગ કરવો. તેમનું મન કંટાળે નહિ કે તેમની શક્તિ મન્દ ન પડે તે લક્ષમાં રાખવું. ઉછરતાં ઝાડ ધીમે ધીમે પાણી સીંચીને મ્હોટાં કરવાં તથા ફળ મેળવવાને માટે પૂરતી રીતે ઉછેરવાની સમ્ભાળ રાખવી.

**કાંઠે આવેલાં શહેરો**—નહેરને કાંઠે પોર્ટ સૈયદ, કૉન્ટારા, ઇસ્માઈલીઆ, ચેલુફ, સુએઝ, અને પોર્ટ ઇબ્રાહિમ નામે ગામો છે. પોર્ટ સૈયદની વસ્તી ૧૮૦૦૦ છે. નહેરમાંથી જતી આગબોટો કોયલા તથા ખોરાક ત્યાંથી ભરી લે છે. ઇસ્માલીયા પોર્ટ સૈયદથી ૫૦ માઇલ દૂર નહેરના મધ્ય ભાગે આવ્યું છે. ત્યાંથી કેરો સુધી રેલ્વે છે તેથી તે તરફના વેપારનું તે મથક છે. સુએઝની વસ્તી ૧૨૦૦૦ છે. તે પણ વેપારમાં વધતું જાય છે. આ ત્રણ શહેરોને લીધે અલેક્ઝાન્ડ્રીઆનો વેપાર ઓછો થતો જાય છે.

---

# खनिज पदार्थों.

( સાંધણ પૃષ્ઠ ૩૧૯ થી. )

### ચાક.

પાછલા અંકમાં જણાવ્યું છે કે ચૂનાના કાર્બોનેટનાં જે જુદાં જુદાં રૂપ થાય છે તેમાંનું એક રૂપ ચાક છે. બીજાં રૂપો કરતાં ચાકને રૂપે ચૂનાનો કાર્બોનેટ ઘણો નીકળે છે. ઇંગ્લાન્ડ દેશમાં ચાક બહુ મળી આવે છે. કોઈ કોઈ વખત તે જમીનના પૃષ્ટ પર હોય છે અને આખા પ્રાન્તની જમીન ચાકની બનેલી હોય છે. આવા પ્રાન્તોમાં ટૂંકું ઘાસ ઊગે છે તે ઘેટાંના ખાધામાં આવે છે. કેટલેક ઠેકાણે ઊંડાણમાં જમીનની અન્દર ચાક હોય છે અને તેની ઉપર ચીકણી માટી, રેત, પથરા, વગેરેના થર કદી કદી સો સો ફુટની જાડાઈના હોય છે. કેટલેક ઠેકાણે મ્હોટા ટેકરા બીજા ખનિજ પદાર્થોના બનેલા હોય છે તેને મથાળે ચાક હોય છે. કોઈ કોઈ ઠેકાણે ચાકના ભાગમાં પત્થરના થર અન્દર આવેલા હોય છે. યૂરોપ ખંડમાં ચાકની છત ઘણી જ છે. પૃથ્વીના બીજા ભાગોમાં ચાકની છત એટલી બધી નથી. કેટલાક દેશોમાં તો તે બિલકૂલ નથી. ઉત્તર અમેરિકામાં ચાકનું બિલકૂલ નામ નથી. તેની મૂળ ઉત્પત્તિ સમુદ્રમાં રહેનારાં પ્રાણીઓમાંથી છે. પુષ્કળ છીપો, પરવાળાં, શંખલા, જળચર પ્રાણીઓના દાંત, અને ખોખાંઓના ઝીણા ઝીણા ટુકડા એક જથામાં દટાઈ જઈને તેનો ચાક બને છે. ચાકનાં ઝીણાં કણોને વિપુલદર્શક કાચમાંથી તપાસતાં ઉપર કહેલી વસ્તુઓ તેમાં માલૂમ પડે છે.

હિન્દુસ્તાનમાં ચાકની વ્યાપ્તિ કેટલેક ઠેકાણે છે પણ તે કાઢવાની ખટપટ કોઈએ કરી નથી, તેથી અત્રે વપરાતો ચાક બહાર દેશોથી આવે છે.

ધર્મ—ચાક રંગે સફેદ છે. તે અપારદર્શક અને પોચો ખનિજ પદાર્થ છે. તેને હાથ લગાડીએ ત્યારે સુંવાળો લાગે છે. તેને દેવતાની આંચ આપીએ તો તેનો રસ થતો નથી, પણ તેનું પૃથક્કરણ થઈ તેમાંનો કાર્બોનિક આસિડ ગ્યાસ ઊડી જઈ પાછળ ચૂનો પડયો રહે છે. સો શેર ચાકને બાળવાથી છપ્પન શેર ચૂનો બને છે અને ચુંવાળીસ શેર કાર્બોનિક આસિડ ગ્યાસ ઊડી જાય છે. પાણી કરતાં ચાક અઢી ગણો ભારે છે, એટલે એક ઘન ફુટ ચાકનું વજન અઢી ઘન ફુટ પાણીના વજનની બરાબર થાય છે.

ઉપયોગ—ઘણાં કામોમાં ચાકનો ઉપયોગ થાય છે. ઇમારતના તથા ખેતીના કામમાં જે ચૂનો વપરાય છે તે ઉતરતી જાતના ચાકને બાળીને બનાવે છે. જે ચાક ઘટ ને કઠણ હોય છે તેનો ઇમારત બાંધવામાં પત્થર તરીકે ઉપયોગ થાય છે. ચાક રંગે સફેદ અને પોચો છે તેથી નિશાળોમાં કાળા પાટિયા પર લખવામાં તેનો ઉપયોગ થાય છે. ચાકને ખાંડીને તેના ભૂકામાં પાણી નાખી ખૂબ હલાવી થોડી વાર ઠરવા દે છે એટલે ભૂકાનો જાડો ભાગ પાણીમાં નીચે બેસે છે અને ઝીણો ભાગ પાણીમાં છૂટો તરતો રહે છે, તેથી પાણી સફેદ દૂધીઆ રંગનું દેખાય છે. આ પાણીને જુદું કાઢી લેઈ તેને પછી બીજા વાસણમાં ઠરવા દે છે એટલે ચાકનાં ઝીણાં રજકણો નીચે બેસે છે. ત્યાર પછી ઉપલું પાણી ફેંકી દે છે અને ચાકનાં ઝીણાં રજકણો જે નીચે બેઠેલાં છે તેને સુકવી તેનાં પડીકાં બનાવે છે. આ પડીકાંનો ઉપયોગ ધાતુનાં અને કાચનાં વાસણ સાફ કરવા કે માંજવામાં થાય છે. ચાકને ખાંડીને તેના ભૂકાને પાણીમાં નાખી હલાવી તે વડે ભીંતો ધોળવાથી તે ચૂના કરતાં વધારે સફેદ ઊઘડે છે. આસિડો જોડે સંયોગ પામવાની ચાકમાં શક્તિ છે. જ્યારે કોઈ માણસના પેટમાં એસિડનો જથ્થો વધારે ઉત્પન્ન થાય છે અને તેથી ખાટા ઓટકાર અથવા ગચરકા આવવા માંડે છે, ત્યારે તેને ચાક ઓસડ તરીકે આપવામાં આવે છે; કારણકે તે પેટમાંના એસિડો સાથે સંયોગ

પામી નવાં પદાર્થો બનાવે છે, તેમાં એસિડનો ગુણ રહેતો નથી તેથી ખાટા ઓડકાર અથવા ગચરકા મટી જાય છે. એસિડો સાથે સંયોગ પામવાના આ તેના ગુણને લીધે એસિડોનાં ઝેરનો તે ઉતાર ગણાય છે. ઓક્ષેલીક એસિડ, ગંધકનો તેજાબ, સુરાખારનો તેજાબ, વગેરે તેજાબો પેટમાં જવાથી જો ઝેરી અસર થઈ હોય તો તુરત ચાકને પાણીમાં વાટી પાઈ દેવાથી તે ઝેરી અસર ઉતરે છે. ચાક તુરત પાસે ન હોય તો ધોળેલી ભીંતોની સફેદી ઉઝરડી લઈ તેને પાણીમાં પાઈ દે છે; કારણકે ઘણે ખરે ઠેકાણે તે મળી આવે છે. સારા પ્રકારની ખેતીની જમીનમાં કુદરતી રીતે થોડો ઘણો ચાક તો હોય છે. જુદી જુદી જાતની જમીનોમાં તે ઓછા વત્તા પ્રમાણમાં મળી આવે છે. જે ખેતરોની જમીનમાં તેનો જથો ઘણો જ કમી હોય છે તેવાં ખેતરોમાં એક એકરે ૪૦૦ ટન સુધી ચાકનું ખાતર નાંખવામાં આવે છે. ચૂના કરતાં ચાકમાં બે ગુણ જાદે છે. જેમ તે વધારે જથામાં નાખીએ તેમ તેની અસર લાંબા વખત સુધી ટકે છે એ પહેલો ફાયદો, અને બીજો ફાયદો એ છે કે તેના મળવાથી માટી હલકી બને છે. જે જમીનમાં સેંકડે પાંચ ટકા કરતાં વધારે ચાક હોય છે; તેમાં સારી ચીકાસ હોય છે અને તે ફળદ્રુપ હોય છે. જે જમીનમાં સેંકડે ૨૦ ટકા ચાક હોય છે ને જમીન ઉપલી જમીન કરતાં એ વધારે સારી ફળદ્રુપ હોય છે.

ચાક અને અળશીના કે ટોપરાના તેલને ભેગાં કુટીને તેની લાપી બનાવે છે તે કાચને ચોકઠામાં બેસાડવામાં વપરાય છે.

---

# સ્ત્રી કેળવણીને ઉત્તેજન.

## (૧) સ્ત્રી કેળવણીને ઉત્તેજન આપવા માટે "બોમ્બે બ્રેન્ચ ઑફ ધી નેશનલ ઇન્ડિઅન એસોસિએશને" કરેલી યોજના.

સ્ત્રીઓને પોતાનો અભ્યાસ વધારવાને ઉત્તેજન મળે અને સ્ત્રીઉપયોગી જ્ઞાનની સ્ત્રીઓમાં વૃદ્ધિ થાય એ હેતુથી ઉપલી એસોસિએશન તરફથી ઇનામો આપવાની યોજના કરવામાં આવી છેઃ—

## ઇનામી નિબન્ધો.

### ( ગુજરાતી તથા ઉર્દુ )

**ઇનામ પહેલું**—રૂ. ૨૫ ) **હું. કોઈ પણ સ્ત્રીઓ માટે.** આ ઇનામ એક લાઇફ મેમ્બર તરફથી મિ. દાદાભાઈ નવરોજીના નામનું આપવામાં આવ્યું છે.

**વિષય**—"શીખેલી સ્ત્રીઓ પોતાની નવરાશ હાલ કેમ ગાળે છે અને તે કેમ ગાળવી જોઈએ."

**શરતો**—૧. નિબન્ધ ઓછામાં ઓછા ૪૦૦૦ શબ્દોનો અથવા **બુદ્ધિપ્રકાશનાં** આઠ પાનાંનો હોવો જોઈએ.

૨. નિબન્ધ મોકલનાર સ્ત્રીએ પોતાનું નામ, પોતાના બાપનું નામ તથા પોતે પરણેલી હોય તો પોતાના ધણીનું નામ, પોતાની જાત, ઉમ્મર, શાળા ક્યારે છોડી છે અથવા કઈ શાળામાં છે અને કયાં વિદ્યાર્થી અથવા શિક્ષક છે તે, તથા પોતાનું સવિસ્તર ઠેકાણું એ સર્વ હકીકત જણાવવી.

૩. ઉપલી હકીકત સાથે પોતાના બાપનું અથવા વાલીનું અથવા સદ્‌ગૃહસ્થનું એવી મતલબનું સર્ટિફિકેટ રજુ કરવું કે તે નિબન્ધ તેનો પોતાનો જ લખેલો છે.

૪. નિબન્ધ ઘણો જ સારો માલુમ પડેથી રૂ. ૨૫) ના ઇનામ ઉપરાન્ત ઓમ્બે બ્રેન્ચ ને. ઇ. એ. તરફથી રૂ. ૧૫) સુધી વધારે આપવામાં આવશે.

૫. નિબન્ધ ઉપર નામ લખવાને બદલે એક કહેવત લખવી અને એક છલાયદા પાકીટ ઉપર તે જ કહેવત લખીને તેની અન્દર ઉપલી સર્વ હકીકત જણાવવી.

૬. નિબન્ધો હેઠળ લખેલે સરનામે મોકલવા અને તે તા૦ ૧૫ મી જાન્યુઆરી ૧૯૦૨ સુધીમાં મળવા જોઈએ. નિબન્ધો પાછા આપવામાં આવશે નહિ.

નિબંધ માટે મુંબઈ ઉપરાન્ત આખા ગુજરાત તેમ જ કાઠીઆવાડની સ્ત્રીઓ હરીફાઈ કરવા બહાર પડશે એવી આશા છે.

### નીચા ધોરણ માટે.

૧ લો પત્રઃ—૧ શિક્ષા વચન (ગુ૦ વ. સોસાઇટીએ છપાવેલી).
૨ આરોગ્યતા અને સ્વચ્છતા (ડૉ. ત્રીભોવનદાસ મોતીચંદ શાહ કૃત).

૨ જો પત્રઃ—૧ અકસ્માત વખતે મદદ અને ઇલાજ (ડૉ. નીલકંઠરાય દાહ્યાભાઈ છત્રપતિ કૃત).
૨ માંદાની માવજત (ડૉ. નીલકંઠરાય દાહ્યાભાઈ છત્રપતિ કૃત).

૮. શાળાઓમાં શિખવતી સ્ત્રી શિક્ષક, ફીમેલ ટ્રેનિંગ કોલેજમાં શિક્ષક થવા માટે ભણનારી સ્ત્રીઓ, અને પરીક્ષા પહેલાં એક વરસ અગાઉ શાળા છોડી હોય તેવી કન્યાઓ અથવા સ્ત્રીઓ તથા શાળામાં નહિ જનારી કે નહિ ગયેલી હર કોઈ સ્ત્રીને આ પરીક્ષાઓમાં દાખલ કરવામાં આવશે.

૯. નીચા ધોરણમાં પાસ થયા વગર ઊંચા ધોરણની પરીક્ષામાં દાખલ કરવામાં આવશે નહિ. (આ નિયમ ૧૯૦૯ ના વર્ષ માટે લાગુ નથી.)

૧૦. પરીક્ષાના દિવસ પહેલાં નિદાન ૧૫ દિવસ અગાઉ પરીક્ષા આપવા આવનાર ઉમેદવારે નીચેની હકીકત તથા સર્ટિફિકેટ સોસાઇટીના સેક્રેટરીને મોકલવાંઃ—

૧. પોતાનું નામ, બાપનું નામ, તથા (પરણી હોય તો) ધણીનું નામ.
૨. જાત.
૩. ઉમ્મર.
૪. કયા ગામથી પરીક્ષા આપવા આવવાનું છે.
૫. કયા ધોરણમાં પરીક્ષા આપવાની છે, (ઊંચા ધોરણમાં આપવાની હોય તો) નીચું ધોરણ કઈ સાલમાં પાસ કર્યું છે.
૬. શાળા ક્યારે છોડી છે, અથવા કઈ સ્કૂલમાં શિક્ષક છે.
૭. અંગ્રેજી અભ્યાસ કર્યો છે કે નહિ, ને કર્યો છે તો કેટલો.

૮. ઉપરની માહિતી સાથે પોતાના બાપ કે વાલીનું સર્ટિફિકેટ એવી મતલબનું કે ઉમેદવારે વરસ પહેલાં શાળા છોડી છે અથવા શાળામાં જતી કે ગઈ નથી; તથા તે પરીક્ષા આપે તેમાં તેમની સંમતિ છે.

(બાપ કે વાલી ન હોય તો કોઈ પ્રતિષ્ઠિત ગૃહસ્થનું સર્ટિફિકેટ મોકલવું.)

૧૧. પરીક્ષામાં પાસ થનાર સર્વને સર્ટિફિકેટ આપવામાં આવશે, તથા પાસ થયાના અનુક્રમે પ્રમાણે તેમનાં નામ "બુદ્ધિપ્રકાશ" માં પ્રસિદ્ધ કરવામાં આવશે.

૧૨. અંગ્રેજી ચોથા ધોરણ ઉપરાન્ત અભ્યાસ નહિ કર્યો હોય તેવી જે સ્ત્રીઓ ઊંચે નમ્બરે પાસ થશે તેમને માટે નીચે પ્રમાણે ઇનામો ઠરાવવામાં આવ્યાં છે.

| ઊંચા ધોરણ માટે. | | નીચા ધોરણ માટે. | |
|---|---|---|---|
| ૧ લું | રૂ. ૩૦ નું. | ૧ લું | રૂ. ૨૫ નું. |
| ૨ જું | રૂ. ૨૫ નું. | ૨ જું | રૂ. ૨૦ નું. |
| ૩ જું | રૂ. ૨૦ નું. | ૩ થી ૬ સુધી દરેક | રૂ. ૧૫ નું. |
| ૪ થું | રૂ. ૧૫ નું. | ૭ થી ૧૨ સુધી દરેક | રૂ. ૧૦ નું. |
| ૫ મું | રૂ. ૧૦ નું. | ૧૩ થી ૧૯ સુધી દરેક | રૂ. ૫ નું. |
| ૫ | ૧૦૦ | ૧૯ | ૨૦૦ |

૧૩. પરીક્ષા વખતે પરીક્ષા લેવાના હોલમાં બનતા સુધી ફક્ત સ્ત્રીઓ જ રહેશે, પુરૂષો હાજર રહેશે નહિ.

લાલશંકર ઉમીઆશંકર,
ઓનરરી સેક્રેટરી, ગુ૦ વ૦ સોસાઇટી—અમદાવાદ.

# કેળવણી ખાતાની ખબરો.

## જાહેર ખબર.

નામદાર મુમ્બાઈ સરકારે તા. ૨-૯-૧૯૦૧ ની જાહેર ખબર નં. ૧૪૯૭ માં પ્રાથમિક શાળાઓના ઉપયોગ માટે મંજૂર કરેલાં પુસ્તકોની યાદી ઉ. બા. ની મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના છે નં. ૪૪૩૮ તા.૧૬-૧૦-૦૧ ના હુકમથી નીચે આપી છે. મહેરબાન ઇન્સ્પેક્ટર સાહેબ ફરમાવે છે કે હવે પછી આ વિભાગની સરકારી અથવા મદદ લેનારી કોઈ પણ નિશાળમાં આ સિવાય બીજાં પુસ્તકોનો ઉપયોગ કરવો નહિ.

Madhavlal H. Desai,
એડિટર, ગુ. શા. પત્ર.

## મંજૂર કરેલાં પુસ્તકો.

### ગુજરાતી.

૧. આદરજી ડી. કૃત દસ્કત શિક્ષક.
૨. ભોગીલાલ કૃત દેશી હિસાબ ભાગ ૧-૩.
૩. છગનલાલ કૃત દેશીનામું.
૪. હિન્દનો દેશજન (સીટીઝન ઓફ ઇન્ડિયાનું ગુ.ભાષાન્તર).
૫. કનિંગહામ કૃત આરોગ્યવિદ્યા.
૬. ડાહ્યાભાઈ જ. કૃત લેખનકળા.
૭. દલાલ જ.ચ. કૃત ભૂમિતિ સ્કંધ ૧લો.
૮. દલપતરામ કૃત પિંગળ.
૯. ખાતાની વાંચન માળા ૧-૭.
૧૦. દેશાઈ અભીધર કૃત લેખાં.
૧૧. દુર્લભરામ ધ્રુવ કૃત બાળગાયન પોથી.
૧૨. ટી. કે. ગજ્જર કૃત બાળગણિત.
૧૩. હરગોવનદાસ દ. કૃત ભૂતળ વિદ્યા.
૧૪. હરગોવનદાસ દ. કૃત સિન્ધનો ઇતિહાસ.
૧૫. ટી. સી. હોપ કૃત ભૂગોળ ભા.૧-૨
૧૬. ટી. સી. હોપ કૃત ગુ.વ્યાકરણ.
૧૭. હન્ટરનો ઇતિહાસ (ગુ. ભાષાન્તર).
૧૮. લખાવાડીઆ કૃત દેશીહિસા
૧૯. લાલશંકર કૃત ગણિત (ન્હાનું તથા મ્હોટું).
૨૦. લાલશંકર કૃત ગુજરાતી બાળમિત્ર ભા.૧ લો.
૨૧. ખાતાના નકશા.
૨૨. નવલરામ કૃત બાળગરબાવળી.
૨૩. નવલરામ કૃત ભૂતળ વિદ્યા.
૨૪. એજન કૃત નિબન્ધ રીતિ.
૨૫. એજન કૃત વ્યુત્પત્તિ પ્રકાશ.
૨૬. મહિપતરામ કૃત ભૂતળ.
૨૭. મહિપતરામ કૃત ગુજરાતી વ્યાકરણ.
૨૮. એજન કૃત ગુજરાતનો ઇતિહાસ.
૨૯. એજન કૃત માપકરણ.
૩૦. એજન કૃત આરોગ્યવિદ્યા (વેદુહેલ્થનું ભાષાન્તર).
૩૧. એજન કૃત વ્યુત્પત્તિ પ્રકાશ.
૩૨. શાહનામા.
૩૩. સોદાગર સ્ટાન્ડર્ડ કોપી બુકો.
૩૪. શૃંગાર કૃત ટૂંકી કહાણીઓ.
૩૫. વિઠ્ઠલદાસ કૃત ભરતખન્ડનો સરળ ઇતિહાસ.
૩૬. વિઠ્ઠલદાસ કૃત દેશી હિસાબ ભાગ ૨ જો.

### ઉર્દૂ.

૧. આબેહયાત.
૨. અખલાકે કાશી.
૩. હોલરોઇડ કૃત કસસે હિન્દ ભાગ ૧-૨.
૪. હોલરોઇડ કૃત ઉર્દૂ વ્યાકરણ (ન્હાનું તથા મ્હોટું).
૫. એજન કૃત ઉર્દૂના કાયદા.
૬. એજન કૃત ઉર્દૂ વાંચનમાળા ૧-૪.
૭. મોલવી અબદુલ કૃત ઉર્દૂ વ્યાકરણ.
૮. મોલવી અબદુલ કૃત ઉર્દૂ વાંચન માળા૧-૨.

શેઠ બરજોરજી ખરશેદજી સેજાણા; ચન્દનવાડી સ્કૂલનાં આજી માલિક.
શેઠ. નસરવાનજી ખરશેદજી નાનજી, ચન્દનવાડી સ્કૂલના માજી માલિક.
શેઠ. જમશેદજી, ખંડુબાસ, બી. એ. ક્યુરેટર ગવર્નમેન્ટ સેન્ટ્રલ બુકડીપો.
શેઠ. માણેકશા, બહેરામજી માસ્તર, ગોકળદાસ તેજપાલ સ્કૂલના હેડમાસ્તર.
રા. રા. લક્ષ્મીદાસ, દી, હેડમાસ્તર આલફ્રેડ હાઈસ્કૂલ ભૂજ.
રા. રા. એમ. એગ. બલસારી બી. એ. માજી હેડમાસ્તર, ગોધરા એ. વ. સ્કૂલ.
રા. રા. મોતીલાલ મોહનલાલ હેડમાસ્તર, એંગ્લોવર્નાક્યુલર સ્કૂલ. ભાવનગર.
રા. રા. માણેકલાલ અમૃતલાલ દવે, ખોજા ખાનમહમદ હબીબભાઈ સ્કૂલ.
શેઠ. રુસ્તમજી મહેરવાનજી માસ્તર, હેડમાસ્તર, ફરામજી પરેલ સ્કૂલ.

## મુમ્બઈની ગુજરાતી સ્કૂલના હેડમાસ્તરો.

| | |
|---|---|
| મે. ગુલાબદાસ સુન્દરદાસ ચોકશી. | શેઠ. ફકીરજી સોરાબજી મકોબના. |
| મે. પ્રાણજીવનદાસ કહાનદાસ. | મે. માણેકલાલ ધીરજરામ અધ્યારુ. |
| મે. નરશિંનદાસ ભિખાલાલ. | મે. આત્મારામ જેકિશનદાસ. |
| મે. શિવશંકર કૃષ્ણજી ભટ્ટ. | મે. મોહનલાલ પ્રસાદરાય. |
| શેઠ. મહેરવાનજી સોરાબજી દલાલ. | મે. વ્રજલાલ પાનાચન્દ. |

**મુમ્બઈ અને ગુજરાતના જાહેર છાપાના મતો:**—રાસ્ત ગોફતાર, મુમ્બઈ સમાચાર, જામે જમશેદ, અખબારે સોદાગર, કૈસરેહિન્દ, ગુજરાતી, અન્જુમને પરસ્ત, રિપન રિપોર્ટર, ઇન્ડીયન સ્પેક્ટેટર, ગુજરાત મિત્ર, પ્રજામિત્ર, સૂર્યપ્રકાશ, સુરત અખબાર, દેશમિત્ર, ભરૂચ સમાચાર, હિતેચ્છુ.

**દસ્કત શિક્ષક કૉપીબુકો નીચલી સરતોથી મળશે.**

૧. રોકડે રૂપીએ દેશાવરથી માલ મંગાવનારા માસ્તરો તથા વેપારીઓ જેઓ, ઓછામાં ઓછી ૨૦૦ તથા તેથી વધારે નકલ ખરીદશે તેઓને સેંકડે ૩૦ ટકા ડિસ્કાઉન્ટ આપવામાં આવશે, પેકિંગ અને રેલ્વેનો સર્વે ખર્ચ આપવામાં આવશે.

૨. ૨૦૦ થી ઓછી ૨૫ નકલ સુધી મંગાવનારને સેંકડે ૨૫ ટકા ડિસ્કાઉન્ટ મળશે, પણ રેલવે પેકિંગ, પોસ્ટેજ વગેરેનો સર્વે ખર્ચ ખરીદનારને માથે.

૩ માલ મોકલાવ્યા પછી તે રસ્તામાં જતાં કોઈ રીતે ખરાબ થાય તથા તે માલને નુકસાન પુગે તેના જોખમદાર માલ મંગાવનાર છે.

૪. જ્યાં રેલવે ન હોય ત્યાં માલ કયે રસ્તે અને ક્યાં મોકલાવવો તેનો પૂરતો ખુલાસો માલ મંગાવનારે લખી જણાવવો. રેલ્વે સ્ટેશનથી આગળ માલ લઈ જવાનો ખર્ચ માલ મંગાવનારને શિર સમજવો.

૫. હુંડી મોકલાવનારે બરાબર ઠેકાણું લખવું.

૬. ગુજરાત તથા કાઠીઆવાડના સર્વ માસ્તરોને તથા બુકસેલરોને વિનતિ પૂર્વક જણાવવાનું કે દસ્કત શિક્ષક કૉપીબુકોની સાથે અમોએ બીજી કોઈ પણ ગુજરાતી તથા અંગ્રેજી બુકો સેંકડે ૧ એક ટકાના ક-

જાતના અક્ષર લખવાની જુદી જુદી કલમ વાપરવાની હરકત દૂર થાય છે, તેમ જ એક જ માપના એક જ કદના અક્ષરનું બાળકોને પાકું જ્ઞાન થાયછે.

૩. શરૂઆતમાં બાળકો પહેલો નમ્બર લખતાં પોતાની મેળે અક્ષર કાંઈ સારે હાથ બને છે, ને શરૂઆતથી અક્ષર બગડી જવાની ધાસ્તી રહે છે, માટે હમે હમારી કોપીઓનો પહેલો નમ્બર માત્ર બાળકોને ઘુંટવાનો રાખ્યો છે, ને હાથ ઠરે તે પછી બીજા નમ્બરમાં એક લીટી ઘુંટવાની ને તેની નીચે બીજી લખવાની છે.

૪. ચોથું ધોરણ શીખી ઘણા છોકરા પોતાને ધન્ધે વળગે છે, ને ઘણા અંગ્રેજી શીખવા પણ જાય છે; માટે તેટલામાં તેમને અક્ષરનું ભાન થાય, તેવાં અક્ષરનાં કદ રાખેલાં છે; કારણ કે પછી અક્ષર સુધારવાનો તેમને વખત મળતો નથી.

૫. ઊંચાં ધોરણોમાં કોપી સાથે લખાણો શીખવાની જરૂર છે તે ખોટ હમારી કોપીબુકોનો છઠ્ઠો નમ્બર ખાત્રી ભરેલી રીતે પૂરી પાડે છે; કારણ કે તેમાં વ્યવહારમાં ઘણાં ઉપયોગી થઈ પડે તેવાં લખાણો દાખલ કરેલાં છે જે તમામ અંગ્રેજી તથા ગુજરાતી નિશાળોમાં ઘણાં જ પસન્દ પડેલાં છે.

એ કોપીબુકો દેશાવરના ખરીદ કરનારને સેંકડે તેત્રીશ ટકા કમિશનથી આપવામાં આવશે. અને ૨૦૦ કોપી લેનારને રેલવે ખર્ચ આપીશું. પણ પોસ્ટ મારફતનું કે સ્ટેશનથી આગળનું ખર્ચ આપવામાં આવશે નહિ.

કોપીઓ સાથે બીજાં પુસ્તકો સેંકડે અર્ધો ટકો હકસાઇ લઇ મોકલી આપવા ગોઠવણ રાખી છે. **ઠેકાણું—આત્મારામ અને દલાભાઇની કમ્પની, જાંમલી મહોલો, સાહીવાળાનો માળો, ઉમરખાડી પોસ્ટ મુંબાઈ.**

આત્મારામ અને દલાભાઇની કમ્પની. દ. જગન્નાથ જેઠાભાઈ રાવળ.

---

**સરળ દેશીનામાની પદ્ધતિ**, આવૃત્તિ તેરમી કિમ્મત ૯ આના. મુંબઈ ઇલાકાની કેળવણીખાતાના મે. ડિરેક્ટર સાહેબ બહાદુરના ઈ. નં. ૪૪૫૦ તા. ૯-૧૧-૯૪ના ઠરાવ મુજબ શાળામાં વાપરવાને હરકત નથી. સરકારે મંજૂર કરેલ 'ગૂજરાતી બાળવ્યાકરણ' આવૃત્તિ પાંચમી કિમ્મત ૪ આના પોસ્ટેજ બનેનું માફ. કમિશન ૫-૧૦-૧૫-૨૦ નંગથી ૧૦-૧૫-૨૦-૨૫ ટકા. વેલ્યુપેએબલ ખર્ચ મંગાવનારને શિર છે.